# મુંબઇની પારસી પંચાએતની તવારીખ.

## દફતર બીજું.

પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબોની ફર્માશથી

લખનાર:

જીવનજી જમશેદજી મોદી, બી.એ., પીએચ. ડી., સી.આઇ.ઇ.,

સેક્રેટરી, પારસી પંચાએત.

---

ઈ. સ. ૧૯૩૦.

ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપટન પ્રીંટીંગ વર્કસ, નં૦ ૪૧ H,
લાલબાગ, પરેલ, મુંબઇમાં મી૦ રૂસ્તમજી દોશાભાઈ 'શરાફે છાપ્યું' છે, અને
પારસી પંચાએતના ટ્રસ્ટી સાહેબો તરફથી તેઓના સેક્રેટરી ડૉ૦
જીવનજી જમશેદજી મોદી, બી.એ., પીએચ. ડી., સી. આઈ. ઈ.,
એ પારસી પંચાએતની ઓફીસ, ૨૦૯, હોર્નબી રોડ, કોટ,
મુંબઈ મધેથી પ્રસિદ્ધ કીધું છે.

હવે સને ૧૮૩૦ નાં સાલમાં જ્યારે એ ધણીના વેવઇ, એટલે અહરાવી રાખેલી છોકરીના બાવા બેહેદીન રૂશતમજી દોરાબજી ધણા બીમાર પડયા, ત્યારે પુનાવાલા સોરાબજી પટેલે અત્રે પંચાએત ઉપર તા. ૧૬ મી ફેબરવારી ૧૮૩૦ ને દીને પત્ર લખ્યો અને આગલાં સંવંત ૧૮૮૩ (ઇ. ૧૮૨૭) નાં સાલના એક પત્રની યાદ આપી કે જેમાં મોબેદ બેહેદીન વચ્ચેનાં લગનની મનાઇ બાબે લખ્યું હતું અને તે મનાઇનો અનાદર કરનારને દખમામાં નહી ચહડાવાને માટે જણાવ્યું હતું. પોતાના વેહવાઇની બીમારીના અરસામાં તા. ૨૦ મી ફેબરવારી ૧૮૩૦ ને દીને મોબેદ પેસ્તનજીએ પંચાએતના સાહેબોને ફરીથી અરજી કીધી [1] કે "લગનોનો શામાન શરવે તઇઆર કીધુ હતો." એવું દીસે છે કે પોતાનાં વેહવાઇની અત્યંત બીમારી જોઇ થોડા વખતમાં લગન કરી દેવાની તેઓએ ધારણા રાખી હોય. એ પત્રનો કોઇ પણ જવાબ આપવામાં આવેલો દીસતો નથી. એ બાબદનાં સંબંધમાં તા. ૨૩ મી ફેબરવારી ૧૮૩૦ ને દીને ફરાંમજી કાવશજીએ એક પત્ર [2] ફરતો કરી પોતાનાં વીચારો નીચે પ્રમાણે જણાવ્યા :

આ બાબતમાં ન્યાત બાહાર મેલાયલા વેવાઇની ગંભીર બીમારી વખતે દખમાનો અટકાવ. ફરામજી કાવશજીની મીનીટ.

"એજ પરમાંણે મોબેદ આશરે જંન ૮) તા. ૧૦) જંના વરશ ૫) તા. ૫ ) તા. ૮ ) થઆં એ પરમાણું કારજ બેહેદીનની છોકરી શાઠે કીધું ને તે ધંનીઓને તાંહાં ફરજંદો થાએઆં હશે ને તે બાબે મુમબઇની અંજુમંનને જે મેમબરો શાહેબોએ જે કોઇ શાથે દારમદાર કરેઉ હશે તેને આંખ બંન કરીને ચલાવેઉ છે ને ગંના જંના એ પરમાંણે છે તેથી તમારી અંજુમંનનો બંદોબશત તંમો રાખી શખતા નથી તેથી તંમો શું કરો કોઇ ગરીબ ઉપર જુલમાંત કરો છો. તમારો અનશાફ જારે શરવે ગરીબ તા. તાલેવંનનો બરાબર પકડો તારે તંમો શરવે કામમો આબરૂ પાંમો ને એકને કરવા દેઓચ ને એકને બંદ કરાવો છેવો તે કંઇ ખોદા શાંકે નહી તેથી તંમોને એ બાબે હું અટકાવ એજ નાંખું છેઉ જે તંમોથી કાંઇજ અટકાવ નહી થાએ શવાએ તંમો અગલનો અનશાફ કરો ને તે લોકોનું કારજ ભાંજો તારે તંમો હેની ઉપર પંન એજ હોકંમ કરો. બીજું તંમોથી કંઇ હેવો બંદોબશત રેતો નથી તારે હવે તંમારો કજીઓ પંન એજ છે જે મોબેદ પોતાની છોકરી આપે તો આપડે બેહેદીનની પંન છોકરી આપીએ તેથી તંમારાજ બંદોબશત પરમાંણે

(૧) ચો ૨, બા. ૧૭૩, પા. ૧૩૨. (૨) ચો. ૬, બા. ૨૦, પા. ૧૨.

હોરમજી ભીખાજી પોતાની છોકરી બેહદીનને તાંહાં આપે છે તારે તમારો બંદોબશત પરમાણે જે હવે આપે લીએ તેથી તમો જે પુનાવાલો બેહદીન મરવા પડેઓ છે તેને નાતબાર મેલવા માંગો છો ને દખમાંમો નહી નાંખવા દેતા તે હંમારૂ ઓપીનીએન[1] નહી. જાંવેર તંમો આગલનાં મોબેદોનો અંનશાફ કરીને પછે જે કરવું ગટે તે કરો તે ઉપર હંમો હંમારો વીચાર તંમોને આપીએ તાંહાંવેર એ બેહેદીનને દખમંમો નાંખે અઠવા એપંન પોતાની છોકરી મોબેદને તાંહાં આપે તેને બંદ કરવામો હું ઓપીનીએન નહી આપું.”

દખમાના ઉપયોગનો અટકાવ કરવા વાડીઆ નવરોજીનો પત્ર.

તા.[2] ફેબરવારી ૧૮૩૦ ને દીને વાડીઆ નવરોજી જમશેદજીએ મુંબઇથી સોરાબજી પટેલ ઉપર પુને પત્ર લખ્યો[3] કે રૂસ્તમજી હોશંગજી,[4] જેવણે પોતાની છોકરી મોબેદ પેસ્તનજીને ત્યાં આપી છે, તેવણુની કજા રજાએ તેવણુને દખમામાં નાખવા દેવા નહી; એ બાબે અતરેની અનજુમન બંધોબસ્ત ફેરવી શકતી નથી. તેથી કજા રજાએ તેનાં અતલગનાઓએ રવાંનને કલ્યાંણીનાં દખમામાં લઇ જવાની ગોથવણ કરી રાખવી. પણ જો “તે ધણી તથા તેની ધરીઆણી તા. તેના શગા તંમુને લખી આપે જે તે છોકરીનુ લગન છે તે છોકરા શાથે પુનામો નહી કરીએ ને શ્રી શુરત જઇને કરીશુ તો તમે શોખેથી તે ધણીનુ રૂવાન શોખેથી પુનાના દખમામો ચરાવા દેજો તા. દરેમેહેરમે તેનુ ધરમનુ કામ કરવા દેજો ને એ પરમાણે તે ધણી કબુલ કરે નહી તો શોખેથી હંમારા લખેઆ પરમાણે કરજો ને તેનુ રૂવાન શ્રી કલેઆણી લઈ જવા દેજો કાંએજે હંમારી અનજુમનનુ બંધોબશત કઇ હંમારેથી જાની જોઇને તોરાતો નથી.”

પુનેવાલા આ. પેસ્તનજીની અરજી. તે બાબે પંચાએતના સાહેબોના જુદા જુદા વીચારો.

તે પછી આ. પેસ્તનજીએ ૧૬ મી ડીસેમબર ૧૮૩૦ ને દીને ફરીથી એ બાબે અરજી[5] કીધી, તેમાં પોતાનાં ઉપલાં તા. ૨૦મી ફેબરવારી ૧૮૩૦ ના કાગજનો એસારો કરી લખ્યું કે “અરજીનુ જબાબ મેલેએ નહી તે ઉપરથી હું ગરીબ તમારી અરજ કરૂં છેઊ જે આએ શાલમો અંમારે તાં ફાગણ મહીનામો લગન છે ને અમો બેહદીનની છોકરી શાથે અંમારા છોકરાનુ કારજ કીધુ કીધુ છે. અંમારા ખાનદાનથી એ રીતે કરતો આવેઆ છૈએ તે શમજી કીધું છે.

(૧) Opinion, મત.
(૨) તારીખ આપી નથી, ખાલી ગાલો છે. (૩) ચો. ૨, બા. ૧૩૨, પા. ૧૦૫.
(૪) આ નામ આગલ રૂસ્તમજી દોરાબજી છે.
(૫) ચો. ૨, બા. ૧૭૩, પા. ૧૬૨.

હવેથી શાહેબોના કાએદાને તાબે રઇશુ વાશતે તંમો મુરબીઓ પાશે માફ માગુ છેઉ જે મુને હોકમ આપો કાએજે આતશબેહેરામ તખતે બેઠા વાશતે અરજ કરૂ છેઉ જે આએ શાલમો લગન છે તે શારૂ માફ માગુ છેઉ જે તંમો પનચાતના મેમ્બરો મને એ વખતે માફ કરો. હવેથી હુંમો તંમારા હોકમ તાબે છેઉં. હવેથી એવો કામ નઇ કરીશુ તા. કોઇને કરવા પણ નઇ દેશુ."

એ કાગજ વાડીઆ નવરોજજી જમશેદજી ફરતો કરે છે. તે ઉપર ખરશેદજી માણેકજી શેરો કરે છે કે "વાડીઆજી હોરમજજી બહમનજીના અતશબેહેરામ શાહેબ શ્રી મુબાઇમો તખતનશીન થઆ તારે આપરી અનજુમનની તખશીર શરવે માફ કીધી છે તે કારનશર એ ધણીએ પોતાની તખશીર માફ માગી છે ને વરી કબુલ થાએ છે જે હવે પછે ફરીથી એઓ કામ કદી નહી કરૂ...પતેલ શોરાબજી ઊપર કાગલ લખવો જોઇએ જે પુના મધે શરવે અનજુમન મેલવીને જાહેર કરે ને શ્રી દખીન તરફ શરવે થેકાણે અનજુમનને નામ ૪) ભલા માનશની શહી શુંધાં કાગલો લખે જે એવી રીતે ફરીથી કોઇ બેહેદીન અથવા કોઇ મોબેદ એક બીજાને છોકરી આપે નહી તા. લીએ નહી." એ વીગેરે લખીને આ. પેસતનજીને લગનની રજા આપવા ભલામણ કરે છે અને એવણના છોકરાના "આશરવાદ પડવાને વાશતે દશતુરજી જામાશજી એદલજીને રજા" આપવા જણાવે છે. એ પત્ર ઉપર ફરાંમજી કાવશજી શેરો કરી જણાવે છે કે "આગલો બંધોબશત આપરેજ ભાંજેઓ છે તેથી હવે તંમારાથી બીજા કોઇને હરકેત થાએ નહી ને એ ધણીને શોખેથી રજા આપવી આપરેથી મને નઇ થાએ." વાડીઆ બમનજી હોરમજજી લખે છે કે "એ બાબદ પનચાતના શાહેબો બેશી વીચાર કરીને થેરવું શજાવર છે." હોરમજી દોરાબજી લખે છે કે "એકને રજા આપવી ને બીજાને નઇ આપવી ને વલી કામ બંધ રાખવું તે મુનાશીબ નથી. જે અંધારૂ પોતાના છોકરાને બેહેદીનની છોકરી લીએ કાંએજે અંધારૂ આપે તે લેએ કાએજે આપુને ગવરનડ[1] તેથી બી એજ હોકમ છે માટે રજા આપાએ નહી વાશતે અંધારૂ કબુલ કરે જે........ છોકરીને આપશ તો તેને રજા આપવી શજાવર છે હરગીશ એક તરફનુ

(૧) આ શબ્દ ગવરમેન્ટ હોય.

**થાએ નહી ને થશે તો એજ રીતનુ આપવા આવે તેને છોકરી લેવી તે તેને આપવી ને જે છોકરી નહી આપે તેને આપવું નહી."**

ઉપર પ્રમાણેના સેરાઓ થવા છતાં એ બાબદનો અંત આવ્યો નહી. એવું દીસે છે કે વાડીઆ હોરમજી બમનજીએ એ બાબદ બેસીને વીચાર કરવા શેરો કીધો હતો તે ઉપરથી એ બાબદ તેમ કરવા કાજે પાછી મુલતવી રહી હોય. વધું એવું દીસે છે કે ત્યારપછી મુંબઇની અનજુમન શેઠ ફરાંમજી કાવશજીએ સુચવેલી બાબદ ઉપર ધલતી થઇ કે મોબેદો આગલ પોતાની છોકરીઓ બેહેદીનને ત્યાં આપતા ન હતા પણ હાલમાં જે કોઇ આપવા માંગે તેને આપવા દેવું. તેમ જે મોબેદો બેહદીનની છોકરી લેવા માંગે તેઓને લેવા દેવી, પણ એવી શરતે કે જેટલી બેહદીનની છોકરી લે તેટલી પોતાની છોકરી તેઓએ બેહેદીનને ત્યાં આપવી. આ હદે ત્યારે આ બાબત અનજુમન હજુર રજુ થઇ.

૨. મોબેદ અને બેહદીનોએ છોકરી આપ લે કરવાની બાબદમાં મુકાયલી થોડીક છુટ

સંવંત ૧૮૮૮ નાં માગશર શુદ ૧૦ વા. બુધ રોજ ૧૪, માહ ૩, ૧૨૦૧[1], તા. ૧૪ મી ડીસેમબર ૧૮૩૧ ને દીને વાડીઆજીનાં આતશબેરામમાં અનજુમનની સભા મલી અને તે સભાએ મોબેદ બેહેદીન વચ્ચેના [illegible]ગનો બાબે કેટલીક છુટ મુકી, અનજુમનની એ સભાએ એ બાબે સમસ્ત અનજુમને સંવંત ૧૮૪૨[2] નાં વરસમાં કરેલા બંદોબસ્ત નો ઇશારો કરી ઠેડવ્યું કે "હવે પછે મોબેદ પોતાની છોકરી બેહદીનને ઘેર આપે તે મોબેદ પોતાનાં છોકરાનું કારજ બેહેદીનની છોકરી શાથે કરવાની રજા માંગશે તેને પંચાત રજા આપશે શહી હેવી રીતે જે ધંણી છોકરી જેટલી અગાઉથી આપે તેટલી છોકરી લીએ પંન પરથંમ પોતાની છોકરી બેહદીનને ઘેર આપવા બગર[3] બેહદીનની છોકરી લીએ નહી અંને જે ધંણીને હેવું કાંમ કરવું પડે તે ધંણી શુખેથી પંચાતને અરજી કરે તે ધંણીને પંચાત રજા આપશે શહી. પંન કદાશ જે કોઇ મોબેદ અઠવા બેહદીન ઉપલા બંદો-

(૧) ચો. ૮, બા. ૩, પા. ૩.

(૨) આ સવંત ૧૮૪૧ જોઇએ, એ માટે જુઓ આગલ બાબ ૫, પા. ૯૬.

(૩) વગર.

બશત પરમાંણે ચાલશે નહી ને જે કોઇ મોબેદ અથવા બેહદીન મુંબઇમો અકવા બાહેર જઇને છોકરી આપા બગર હેવું કાંમ કરી આવશે તે ધંણીને શંમશત પંનચાત તથા શંમશત અંનજુમંન મલીને નાંનબાહેર કાડશે શહી. બીજું કોઇ બેહેદીન ચાહે જે હુંધારૂની છોકરી અગાઉથી લીએ ને પોતાની છોકરી પાછલથી આપે તો તેબી બંને નહી ને બેહદીન પન હેવો એરાદો રાખે જે હુંધારૂની છોકરી લેવી તો પોતે અગાઉથી પોતાની છોકરી હુંધારૂને આપે તાર પછે હુંધારૂની છોકરી લીએ શહી."

**આ. હોરમજી ભીખાજી અને આ. હોરમજી દેરાબજી લશકરીની એવી બાબતમાં અરજ.**

ઉપલીજ તા. ૧૪ મી ડીસેમબર ૧૮૩૧ ની અનજુમનની સભામાં સંવંત ૧૮૪૨ (અંગ્રેજી ૧૭૮૬) નાં વરસની સમસત અનજુમનનો ઠરાવનો ઇસારો કરી આ. હોરમજી ભીખાજી ચીનાઇએ સંવત ૧૮૮૧ (ઈસ્વી ૧૮૨૫) માં કરેલી અરજી જેમાં માંગેલી દાદ આપવામાં નહી આવી હતી તે બાબે ઠેડાવ કીધો જે એ ધણી જયારે પોતાની છોકરી બેહદીનને ઘેર આપવા કહે છે ત્યારે "આપંણુને કશી હરકત નથી કાંએજે એ કીધાથી તો અશલ આપડા બાજોરગોનો બંદોબશ કાંએમ રેહ છે તે શારૂ શરવે અંનજુમંન મલીને હોરમજજી ભીખાજી ચીનાંઇને રજા આપી છે."

એજ અનજુમનની સભામાં આ. હોરમજી દોરાબજી લશકરીએ પણ પોતાના છોકરા દોરાબજીનું કારજ બેહદીનને ઘેર કરવાનું જાહેર કરી તે માટે રજા માંગી અને તેવણુ કબુલ થયા કે પોતાનાં ભાઇ શાપુરજી દોરાબજીને ત્યાં છોકરીઓ છે તથા છેકરા દોરાબજીને ત્યાં છોકરીઓ છે તેઓનું કારજ બેહદીનને ઘેર કરશે. અનજુમને કહયું જે "પરથંમ તંમે છોકરી બેહેદીનને ઘેર આપો પછે તંમે બેહદીનની છોકરી લેજો તેવારે કેવા લાગા જે છોકરીઓનું ઠેકાંનું કરતાં દાડા લાગશે પંણ છોકરાને બીજું ઘેર કરેઆ વંનાં ચાલે નહી. વાશતે એ બાબદનું હંમો બેઉ ભાઇઓ લખી આપીએ છે જે હંમારા ભાઈ શાપુરજીની છોકરીઓ તથા હંમારા દોરાબજીની છોકરી છે તથા હવે પછે હંમારા ઘરમો છોકરીઓ થાએ તેને બેહદીનને ઘેર શવાએ કોઇ મોબદને ઘેર આપીએ નહી." એ ઉપરથી ઉપર મુજબનું લખાણુ ઉપલા ધણીઓ પાસે

પંચાએતના ચોપડામાં કરાવી લેઇ તેઓની તે પર સહી લઇ તેઓને રજા આપવાનું ઠેડર્‌યું અને અનજુમને ઊપલો નવો બંદોબસ્ત ઠેરાવ્યો.

અનજુમનની આ સભા (જેમાં બહારગાંમથી આવેલા મોબેદોને બરશનુમ આપવાની અને નવા નાવર થઇ આવેલા છોકરાઓની ફરીથી તપાસ લઇ કામ કરવાની રજાના ઠેડાવ પણ થયા હતા તે)ની હકીકત ઉપર ૪૭ ધણીઓની સહી છે[1]

અનજુમનના ઠેડાવથી પટેલને વાકેફ કરવા. આ. પેસ્તનજીને કબુલાત લેઇ રજા આપવી.

આ. પેસતનજી બાબેના અનજુમનના આ ઠેડાવથી પંચાએતના સાહેબો તા. ૭ મી જાનેવારી ૧૮૩૨[2] ને દીને પુને પટેલ સોરાબજી રતનજી ઉપર પત્ર લખી તે ઠેડાવની નકલ મોકલી તેવણુને વાકેફ કરે છે. તેમાં લખે છે કે: "એ કારંણુશર નવો બંધોબશત થેરાવેઓ છે......જે હવે પછે જે મોબેદ થઇને બેએદીનની છોકરી લેવા માગે તે પોતાની છોકરી આપે નઇ તાં શુધી બેએદીનની છોકરી લીએ નઈ. એ બંધોબશત કીવાથી અશલ આપરા ભુજરગોના બંધોબશત કાએમ રેશે કાંએજે અશલ આપરા ભુજરગોએ એ મોબેદોને છોકરી આપવાનો અટકાવ રાખેઓ છે શું કરવા કે અંધારૂ લોકો બેએદીનની છોકરી લઇને પોતાની છોકરી તેજ બેએદીનને ગેરે અથવા બીજા બેએદીનને ગેરે આપતા નથી તેવારે તે લોકોને હંમારે નાતબાર કાડવો પડે છે તે વાશતે અંમો આએ નવો બંધોબશત થેરાવેઓ છે તેની નકલ તંમુને બીડીઉ છે જે હવે પછે મોબેદ પોતાની છોકરી બેએદીનને ગેરે આપે તે મોબેદ બેએદીનની છોકરી લીએ શઇ ને જે મોબેદ પોતાની છોકરી બેહધીનને ગેરે આપે નઇ તે મોબેદ બેએદીનની છોકરી લીએ નઈ. જે મોબેદના ગરમો છોકરી નઇ હોએ ને છોકરોજ હોએ

(૧) ચો. ૮, બા. ૩, પા. ૩. ઉપર જણાવવા પ્રમાણેનો ઉપલા પાંચ કુટુંબીઓએ લખી આપેલો અસલ દસ્તાવેજ તા. ૧૪ ડીસેમબર ૧૮૩૧ ના તારીખનો એટલે અનજુમનની મીટીંગની તારીખનો આ દફતરે અનજુમનની મીટીંગની મીનીટની આગમચ અસલ આપેલો છે, જેમાં એ ધણીઓ હાલમાં બેહદીનને ત્યાં અદરાવેલા છોકરાનાં લગન કાજે પરવાંનગી મેળવવાનાં બદલામાં હવે પછી પોતાની છોકરીઓને બેહદીનને ત્યાં આપવા બંધાય છે.

(૨) ચો. ૨, બા. ૨૧૦, પા. ૧૭૧. ચો. ૮, બા. ૫, પા. ૧૧.

તે ધણીથી બેહેદીનની છોકરી લેવાએ નઇ ને કોઇ બેએદીનથી તેને ગેર છોકરી અપાએ નઇ. જે મોબેદ અથવા બેહેદીન પોતાની જેતલી છોકરીઓ તેતલી લીએ શઇ. એવી રીતે થાશે તારે હંમોને કોઇને નેઆતબાર કાડવાની મેનત પડશે નઇ ને ગણા મોએદોથી તા. ગણા બેએદીનોથી છોકરી અપાશે નઇ ને છોકરી લેવાશે નઇ તારે મોબેદો તા. બેએદીનો પોતપોતાની ખેશકબીલાને આપશે તેમો કોઇ ગરીબની છોકરી પડી રેશે નઇ........એ બંધોબશત પરમાણે પેશતનદારૂ શેરાબજી કબુલ કરે તો એના છોકરાને પરણાવાની રજા આપજો કાંએજે એ કારજ ગણા વરશનુ થએલુ છે." પછી જણાવે છે જે આ. પેસ્તનદારૂ સોરાબજી, જેવણે પોતાના છોકરાને બેહદીનને ત્યાં પરણાવાની રજા માંગી હતી પણ આગલા બંદોબસ્ત પ્રમાણે તેવણને રજા આપી હતી નહી, તેવણને લખાવી લઇ રજા આપવી. વધુ લખે છે કે મુંબઇની અનજુમને કરેલા ઠરાવ ઉપર "તંમારી તથા દશતુરજી જાંમાશજીની શહી કરજો ને તંમારી તરફ જે થેકાંને જરતોશતી લોકો હોએ તાંહાં મોકલજો જે તે લોકોબી વાકેફ થાએ........જે કોઇ મોબદ અઠવા બેહદીન આપડા અશલ ધારાથી ઉલટો ચાલે છે તો તે ધંણીને તંમો શુખેથી અટકાવ કરીને હંમોને લખી જનાંવજો."

આવાં લગનો બાબે ખરશેદજી માનેકજીએ નોસારી દેશાઇજી તેમુલજી ઉપર લખેલો પત્ર.

તા. ૧૭ મી જુલાઇ ૧૮૩૪[1] ને દીને એક પત્ર લખી ખરશેદજી માણેકજી નવસારી દેશાઇજી તેમુલજી જામાસજી, જેવણ આ વખતે પોતાના વડીલોનાં "અમલ ઉપર બેથા" હતા તેવણને મુબારકબાદી આપે છે અને આ બાબદમાં લખે છે કે "અતરે ગનાએક અંધારૂ મમત લઇ બેથા છે તેનુ જાનવું એ જે અશલ બજરૂગ લોકોએ બંદોબશત કીધો છે જે અંધારૂ થઇને બેદીનની છોકરી લીએ નહીં ને બેદીન થઇને અંધારૂની છોકરી લીએ નહીં તે બાબદ હરકોઇ અંધારૂ બાર જઇને બેદીનની છોકરી શાથે કારજ કરી આવે છે તારે હમારે શરેશતા પરમાણે હમે તે લોકોને નેઆતબાર કાડા છે તારે બીજા અંધારૂઓ દુશમનાઇ કરીને હરેકને શીખવીને ખશુશ હેવું કામ કરાવીને કજીઓ ફીશાદ વધારે છે વાશતે તમુથી મદત થાએ તે કરીને અંધારૂ લોકો હેવી વાતની જીદ મુકી દે તેવો અલાજ કરશો તો મોટી મેરબાની થશે."

---

(૧) ચો. ૧૦, બા. ૭૭, પા. ૬૯.

બીજું, એવો એક કેસ બનેલો જાહેર કરીને તે બાબદમાં નવરોજી વાડીઆનો એવણ (દેશાઇ) જોગો કાગજ સાથે બીડીને મોકલી આપે છે અને લખે છે કે "એ વાતની મદત તમારાથી બની આવે તે મધે કશર કરશો ના કાંએજે હેવી રીતે હરેક કામકાજના કાગદ પતર લખવાનો વેવાર હમારા ભાએડાવો શાથે રાખશો તો કોઇ વખત ગનુ કામનુ છે."

આવાં લગન બાબે હોરમજી દોરાબજીની અરજ.

તા. ૨૭ મી માર્ચ ૧૮૩૫[1] ને દીને આ. હોરમજી દોરાબજી પંચાએતના સાહેબોને એક પત્ર લખી વાડીઆજીનાં આતશબેરાંમમાં થયલા ઉપલા ઠેડાવનો એસારો કરી જણાવે છે કે તેવણ બેહદીનને ત્યાં છોકરી આપવાને અને બેહદીનની છોકરી લેવાને આગલ કબુલ થાઈ ચુકા છે. હાલ તેવણ બેહદીનને ત્યાં પોતાનાં કુતુંબની છોકરીઓનું કારજ કરવા માંગે છે પણ તે બેહદીન જરા આનાકાની કરે છે કે રખેને તે પંચાએતના ઠપકાસાં આવે. માટે પંચાએતે મેહરબાની કરી એક કાગજ પર લખી આપવું કે એમ કરવામાં કાંઇ અડચણ નથી કે તેથી તે બેહદીન વેવાઇની ચીંતા દુર થાય. ફરાંમજી કાવશજી તા. ૨૮ મી માર્ચ ૧૮૩૬ ને દીને એમ લખી આપવાનું સુચવે છે તે ઉપર વાડીઆ નવરોજી પોતાની સહી કરી મંજુરી આપે છે.

૩. મોબેદ બેહેદીન વચ્ચેના લગનમાં પુનાના શેઠખાખાનદાનનો એક મુકદમો અને અતરેની પારસી પંચાએત.

હવે અતરેની અનજુમને ઊપર મુજબ છુટ મુકી હતી, તે છતાં આ સવાલ મતફેર ઊભો કરતો હતો. અતરેવાલા સાહેબોએ જે એક આંકોશ મુકયો હતો કે મોબેદો યા બેહેદીનો એકમેકને ત્યાં બેટી આપવા કબુલ થાય તેઓજ એવાં લગન કરે, તે આંકોશ યા અટકાવ કેટલાકોને, અને ખાસ કરી શેઠખાનદાનવાલાઓને પસંદ હતો નહી.

તા. ૨૮ મી એપ્રીલ ૧૮૩૪ ને દીને વાડીઆ નવરોજી અને ખરશેદજી માણેકજીએ પુને સોરાબજી પટેલ ઉપર પત્ર[2] લખ્યો હતો, તે ઉપરથી માલમ

---

(૧) ચો. ૧૨, બા. ૩૪, પા. ૩૫.

(૨) ચો. ૧૧, બા. ૨૪, પા. ૨૨. આ અસલ ચોપડો છે. આ બાબત ચો. ૧૦, બા. ૫૯, પા. ૫૮ માં પણ છે, પણ એ નકલ છે, એમાની કોઇક બાબદોની બીજી નકલ માટે જુઓ ચો. ૧૩, બા. ૮૫, ૮૭, પા. ૭૮. તથા બા. ૫૧, ૫૨, ૫૩, ૫૭, ૧૦૨.

પડે છે કે ત્યાં આ. ખરશેદજી માનેકજી અલાલોકનાં ધણીઆણી અને છોકરાંઓએ બેહદીનની છોકરીને પોતાને ત્યાં લાવી રાખી હતી અને ખરશેદજીએ પોતાના છોકરા નશરવાનજી સાથે પરણાવી હતી. વલી એ છોકરાની આગલી બાયડી હૈયાત હતી, આ કામમાં નસરવાનજીના ભાઇ અરદેશરે મદદ કીધી હતી. એ બાબત પુનેવાલા સાહેબોએ લખવાથી અતરેવાલા સાહેબોએ દલગીરી દેખાડી અને જણાવ્યું કે આગલા સરેસ્તા પ્રમાણે "તંમોએ શેઠ ખરશેદજી અલાલોકની ધરીઆંણીને તથા તેનાં છોકરાવોને નાંતબાહેર કાડેઆ છે," તેની હકીકત જાણી. આગલા સંસારી સરેસ્તાઓની પાછી યાદ આપે છે અને લખે છે કે "શંમશત અંનજુમંનનાં તકશીરવાર થાઇને પોતાનાં ઘરમો વગર નાંહાને નવાડવે તથા વગર આશરવાડે તથા અંનજુમંનની રજા લીધા બગર તથા આગલી ઓરતને રાજી કીધા વગર હેવું બેમુનાંશેબ કાંમ કીધું તે વાશતે તંમે તેનાંને અશલ શરેશતા પરમાંણે નાંતબાહેર કાડેઆ છે વાશતે ખબરદાર હવેથી તેનાંને તંમે હરેક જંશંન મંધે તથા હરેક મીજલશ મંધે તા. દરેમહેર મંધે આવા દેશો નાં ને તેણુાંણી કજા હીલાઇએ દોખમાંમો ચડાવશો નાં,"[1]

એવું દીસે છે કે આ બાબદની હકીકત આ પત્રની આગમચ અતરે પંચાએતના કાન ઉપર આવ્યાથી તા. ૧૧ મી ફેબરવારી ૧૮૩૪[2] ને દીને અતરે સમસ્ત અનજુમન મલી હતી અને એ બાબદમાં ઠેડાવ કીધો હતો કે સંવંત ૧૮૮૮ નાં માગશર શુદ ૧૦ ને વાર બુધ (રોજ ૧૪, માહ ૩, ૧૨૦૧, તા. ૧૪ ડીસેમબર ૧૮૩૧) ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં અનજુમનની સભા મલીને જે ઠેડાવ કીધો હતો તેની નકલ પુને મોકલી આપવી. તે મુજબ તા. ૧૨ મી ફેબરવારી ૧૮૩૪ ને દીને એક પત્ર લખી ખરશેદજી માણેકજીએ તે પુને મોકલી આપી હતી.

તા. ૪ થી એપ્રીલ ૧૮૩૪[3] ને દીને પુનેથી સોરાબજી પટેલ, જમશેદજી એદલજી દસ્તુર અને બીજા ચાર શાહેબોએ અત્રે પંચાએતવાલા સાહેબો ઉપર

---

(૧) આ બાબદ ચો. ૧૧, (બા. ૨૪, પા. ૨૨) માંથી લીધી છે પણ ચો. ૧૩ માં પણ એજ બાબદોની બીજી નકલ છે, ચો. ૧૧ મો જે અસલ છે તેનાં લખાંનનો કોઇ ભાગ ખરાબ થયો હોય તો એ બાબદ જોનારને ૧૩ મો ચોપડો, જે પણ ઘણાંક વરસ પર કરેલી નકલ છે, તે ઉપયોગી થાઇ પડશે.

(૨) ચો. ૧૦, બા. ૪૧, પા. ૪૫. (૩) ચો. ૧૦, બા. ૬૧, પા. ૫૯.

એ બાબદમાં પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે ઉપલા શેઠખાનદાનવાલા કુતુંબનાઓનેખે દશતુરજી જામાજીએ "શીખામન દીધી હુશે તે ઉપરથી તે બાઇ ત્થા તેના છોકરાવોએ તા. ૩ જી મારચ (૧૮૩૪) ને દીને પોતાનો બબરચી મોકલીને દશતુરજીને ગનુ નાલાએક બોલીને વરી દશતુરજીના મોબેદને મારીને દરેમેરનું કામ બંધ પાડું હતું તે ઉપરથી દશતુરજીએ બીજો મોબેદ મુબાઇથી બોલાવીને દરેમેરનું કામ ચાલુ કીધું છે ને તે બબરચી ઊપર હમે ફરીઆદી કરીને પકડાવો છે તેનું હવે પછે બનશે તે જાહેર કરીશું" એમાં વધુ લખે છે કે દાના પાડવાની વાત ખબર પડતાં પુછપરછ કીધી જે "આપરા ધરમ પરમાણે અંધારૂ કાંથી લાવા ને કોના હુકમથી નીરંગદીન તેવારે જવાબ પાધરો દીધો નહીં તે ઉપરથી આજે પાંચ ભાઈઓ બેશીને નશેશલારને મોકલા જે જઇને પુછી આવે તેવારે તે ધણીએ જવાબ દીધોજે હમે હમારા ગરના નવાબ છઇએ ને દાના રીતશર પાડા એવી રીતે કઉં ને કઉં જે હમુને કાંઇ પુનાની અગીઆરી શાથે ત્થા દુખમા શાથે કશું લેવું દેવું નહી........એવી રીતે કામ કરીને વગર કીરીઆએ બેદીનની છોકરીને લાવીને છોકરાની ઓરત જીવતી ગેર મોકલી એવું ઊલતું કામ કરીને કેછે જે હમો ખાનદાનના હમુને પુછવાની દરકાર નહી. હમારા શેઠ ખાનદાનને લખીને મુબાઈથી અંધારૂ મંગાવશું ..... ........ વાશતે હમેબી ઉપલી હકીગત ઊપરથી શેઠ ખરશેદજી અલાલોકની ઓરતને ત્થા તેના છોકરાને તા. ૨૮ મી મારચ ૧૮૩૪ ને દીને નીઆતબાર કાડા છે." આગલ ચાલતાં લખે છે કે "બીજું નવુ ગજબ એ જે વગર નોન નવારે ત્થા વગર પારશીની કીરીઆએ ત્થા વગર આશરવાદે એવું કામ કોઇ બીજો તો કરે નહીં પણ શેઠ ખાનદાનના નામની હીમાએત ઉપર આવું ખોટું કામ કીધું છે."

એ પછી તા૦ ૨૮ મી મે ૧૮૩૪[1] ને દીને ખરશેદજી માણેકજી, જમશેદજી જીજીભાઇ ઉપર કાગલ લખે છે તેમાં તેવણને ઉપલી સર્વ વીગત જાહેર કરે છે સબબ કે આગલા પત્ર વહેવાર વખતે જમશેદજી જીજીભાઇ હાજર નહી હતા પણ ઉદવારે ગયા હતા. તેવણુ લખે છે કે પુનાના પેલા પેસતનદારૂ અને એ લોકો "શરવે એકથા થઇને મુંબાઈથી બીજા અંધારૂની જોર મંગાવીને કેછે હમારે મુબાઇની પનચાત શાથે શું કામ છે હમે હમારો શુરતનો શરેશતો છે તે પરમાણે કરીશું. હમારો

(૧) ચો. ૧૦, બા. ૬૪, પા. ૬૧.

શુરતનો શરેશતો છે તે પરમાણે કરીશું તે લોકોએ હેવું કહીને અતરેથી આ. ની જોર મંગાવી છે તે હમે શાંભલીઉં જે શેઠ હોરમજી બમનજી અધારૂની જોર મોકલે છે તો એક થેકાને ૪ જોર મોકલે તેને આપુને કાંઇ અંદેશો નથી પણ તે અંધારૂ લોકો આપરા બંદોબશતથી ઉલતા ચાલે નહીં તેટલું શેઠ હોરમજીને તમે કેશો તો શેઠ હોરમજી શમજુ માણુશ છે તે કાંઇ આપરા બંદોબશત તોડે હેવું નજર આવતું નથી. વાશતે મેરબાની કરીને કેઉં તેની વીગત." એમ લખી પંચાએતના નીચલા ચાર બંદોબશતોની શેઠ હોરમજીને યાદ આપવા કહે છે.

૧. એક જીવતી બૈરી ઉપર બીજી ઓરત કરવા દેવી નહી.

૨. નાતબારને ત્યાં જવું નહી.

૩. કોઇ પરનાતના છોકરાને શદરો પેહરાવવો નહી.

૪. મોબેદ થઇને બેહદીનની છોકરી લેવી નહી.

સેવટે લખે છે કે "એ પરમાણે બીજું મનાશબ જાનો તે પરમાણે એ શુખન આજે બોલાવીને કેજો."

ત્યાર પછી તા૰ ૨ જી જુન ૧૮૩૪[2] ને દીને ખરશેદજી માણેકજી પુને સોરાબજી પટેલ ઉપર આ બાબદમાં કાગજ લખે છે. પુનેથી પટેલે જ્યારે જોયું કે મુંબાઇથી બીજા મોબેદો આવવાની ગોથવણ થાય છે અને સાંમી બાજુવાલાઓ જોરમાં છે ત્યારે નીરાશ થઇને લખ્યું હતું કે "હવે તો મુબાઈની પનચાતને પગે પરીએ ને હેવી વાતમો નહીં પરીશું જે ચોરને શરફરાજ ને શાઊકારને બંદીખાનું હેવું ઉલતું અફતે કેશવર જમીનમો જોઊંતું નહીં ને શાંભરીઊંબી નહીં." એ શબ્દો તાંકી ખરશેદજી માણેકજી દીલાશો દે છે અને લખે છે કે "ભાઇજી તમુને એવું લખવું લાજમ નહીં કાંએજે તમે તો પુને છો. વાશતે મુબાઇની વાત જોઇ નહી હશે પણ અલબતે કોઇબી શાંભલેલું હશે તે કરતાં શરશરીઆમ પનચાતને વાશતે શું શું છાપે છે તે તો તમે શારી પખે વાંચી ચુકા છો પણ કદાશ નુશપેપરવાલો કાંઇ તેવુંજ છાપશે તારે તો કોન જાને શું કરશો. વાશતે એ બાબદનો દાખલો તમારી ખાતર કરવા લખો છે જે તમારા લખા પરમાણે માલમ પડે છે જે મુબાઇની પનચાતવાલા જેવી બરદાશ કરે છે તેવી બરદાશ તમો (એ) કરવી શજાવર છે કાંજે પનચાતવાલાના

---

(૧) અંધ્યારૂ. (૨) ચો. ૧૦, બા. ૬૫, પા. ૬૧.

પેત મોતો જોઈએ. તે લોકોની[1] હલકાઇની બરોબર બોલવું ચાલવું રાખીએ તો તેનાની બરોબર શરખા કેવાઇએ. વાશતે દીલ દરીઆવ[2] રાખો તમે તો હમારી અનજુમનના હુકમ પરમાણે તથા અશલના બંદોબશત પરમાણે કીધું છે જારે કોઇ તમુને પુછે તારે હમારી અનજુમનના દશતાવેજ દેખારજો કાજે પુનાનુ પનથક મુબાઇવાલાનુ છે તે મુબાઇથી અંધારૂ આવા છે તે બાબદ હોરમજી શેઠે કેવારીઊ હતું તારે કેવા લાગા જે તમારા દશતુરજી તેનાના રૂવાનોને દુલતા રાખે તો તે લોકો બીજા અંધારૂઓને બોલાવે નહીં પણ તમે આએ કામ મધે ગની ઉતાવલ કીધી તેથી હમો ગના દલગીર છેઊ.”

એ પછી ખરશેદજી માણેકજી, ફરાંમજી કાવશજી ઉપર એ બાબદમાં એક પત્ર[3] લખે છે જેની નકલમાં કોઇ તારીખ લખી નથી. તેમાં લખે છે જે “નીઆતબારાવોને વાશતે અતરેથી શેઠ હોરમજી બમનજીએ અંધારૂની જોર મોકલીને આપરો શરત્ર બંદોબશત તોડી નાખવાનું કીધું છે તે ઉપરથી પુનેથી કાગદ આવો છે તે તમુને વાંચવા મોકલો તે છે વાંચીને તમે પાછો મોકલજો. હમે ફરીથી પુનેથી વીગતવાર જવાબ મંગાવશું તે બે દાડામો આવશે તેતલે હમે પુનાની પનચાત ઊપર આપરી તરફથી કાગદ લખવા માડો છે તે તઈઆર થએથી આપરી શરવની શહી કરીને તાકીદે મોકલવો જરૂર છે ને હમે તથા તમે શરવ મલીને હોરમજી શેઠને બોલાવીને બે વાત શમજાવીને કહીને તે અંધારૂને પાછા બોલાવીશું તારે ઠીક પડશે. તે અંધારૂ અતરેથી જણાર હતા તારે ભાઇ જમશેદજીની ચીઠી લખી હતી તે જમશેદજીએ તેને બે જવાબ શારી પધે લખા પણ ખાતરમો લાવા નહી.”

હોરમજી બમનજી શેઠે અત્રેથી બીજા મોબેદો પુને મોકલવા.

આ પછી તા૦ ૧૪ મી જુન ૧૮૩૪[4] ને દીને સોરાબજી પટેલ અને બીજા ૮૧ સાહેબો પુનેથી અત્રેની અનજુમન ઉપર પત્ર લબે છે તેમાં અતરેથી વાડીઆજી નવરોજી અને ખરશેદજી માણેકજીએ તા૦ ૨૮ એપ્રીલ ૧૮૩૪ ને દીને લખેલા પત્રની પોંહચ કબુલ કરી જાણવા માંગે છે કે તે કાગજ

(૧) એટલે સામે બોલનારાઓ. (૨) દરીઆવ જેવું મોટું.
(૩) ચો. ૧૦, બા. ૬૬, પા. ૬૨. (૪) ચો. ૧૦, બા. ૬૯, પા. ૬૪.

લખવા પછી અત્રેના પંચાએતના સાહેબોએ શું વીચાર કીધો. પુનામાં જીવતી બાઇડી ઉપર બીજી બાઇડી કરવાના એ બનાવની હકીકત પાછી જણાવીને લખે છે કે રોજ ૫ માહ ૯ ને દીને મુંબાઇથી અંધ્યારૂની એક જોડે આવીને ઉપલા નેઆતબારાઓની તરફેણવાલાઓને ત્યાં કામકાજ કરવા શરૂ કીધું છે. પછી લખે છે કે "હવે જારે જે લોકોને હમે નીઆતબાર કાડા તેનાને વાશતે મુબાઈથી અંધારૂઓને તમે આવા દીધા તારે હવે તમારી પનચાતનો બંદોબશત હમો શી રીતે શાભલશું એ આઆવાથી તે લોકો ગના શરજોર થયા છે ને હવે અતરે મને ગણી મેનત પડશે વાશતે હવે હમે તમુને લખીને જાહેર કરીએ છે જે જેવારે મોબેદો તમારા તથા હમારા હોકમ પરમાણે ચાલશે નહીં ને જે કોઈને તમે મુબાઇમો હરેક વાતનો અતકાવ કરશો તે લોકોનુ કામ અતરે આવેલા મોબેદો પાશે પોતાનુ કામ કરાવીને જશે તારે તમારા બંદોબશત છે તે શા કામના તે શારૂં એ બાબદનો જે તમારે બંદોબશત કરવો હોએ તે કરીને મોબેદોને પાછા બોલાવજો."

બીજું જાણવા માંગે છે કે હવે એ નવા આવેલા મોબેદો નેઆતબારવાલાઓની સાથે સર્વ ભેલાય છે વીગેરે. તેથી હવે તેઓએ શું કરવું. વધુ લખે છે કે "તે શરવે વાતનો ખોલાશો કરી મોકલજો નહી તો હમે તમારી પનચાતના કામથી હાથ ઊઠાવીશું." વલી એ નવા આવેલા અંધીઆરૂઓ કહે છે કે "હમારે મુબાઇની પનચાત શાથે શું કામ છે ને કે છે જે હમારે શેઠ ખાનદાનવાલા પનચાતથી જુદા છે ....જેને મુબાઈવાલા અતકાવશે તે પુને આવીને હમારા મોબેદો પાશે આશરવાદ પરાવશે તથા પરજાતના છોકરાવોને શદરો પેરાવશે તથા આ. બેદીનની છોકરી શાથે દાના પારશે." તેઓ વધુ લખે છે કે "તે લોકોને હમારેથી કાંઇ બંદ કરી શખાશે નહી.....હવે અદાલતવાલા પુછે જે તમે મુબાઇની અનજુમનના બંદોબશત પરમાણે એ લોકોને નીઆતબાર કાડા તારે તેનાની વાશતે મુબાઇની અનજુમને બીજા અંધારૂને કેમ આવા દીધા. એ તો ઉલતું હમારી ઊપર ગજબ શરખું છે." વધુ લખે છે કે બે મોબેદને બદલે ગમે તો ચાર આવે પણ તે સર્વ ઉપર અનજુમનનો હોકમ હોવો જોઇએ તેમ નહી બનશે તો "જેમ ગમે તેમ કરશે તેની હમે કાઈ ચરચા કરીશું નહીં......તમારેથી બની આવે તો બે જવાબ અતરેના અદાલતવાલા ઉપર લખી જનાવજો જે શોરાબજી પતેલ તથા બીજા પુના મધે

હમારા પારશીની પનચાતવાલાવોએ હમારા શરેશતા પરમાણે તેનાની ચુક ઊપરથી નીઆતબાર કાડા છે તે હમારા ધારા પરમાણે વાજબી છે ને મુબાઇથી તે લોકોએ બીજા અંધારૂ બોલાવા છે તે કાંઇ હમારી પનચાતની રજા વગર તે હરૂશે આવેલા છે. તે લોકો જો નીઆતબારાનુ કામ કરશે ને જે લોકો તે નીઆતબારાને પોતાની શાથે શાંમેલ રાખશે તે લોકોનેબી હમે તથા પુનાવાલા નીઆતબાર રાખીશું." સેવટે લખે છે કે "ચાલતા શુધી તો તે કાંઇ હમે અદાલતના શાહેબોને દેખારીશું નહીં પણ કદાશ ને જરૂરનું કામ પડેથી દેખારીશું."

પુનેના એ પત્રનો જવાબ મુંબઇવાલા ૧૧) સાહેબો તા. ૧૧ મી જુલાઇ ૧૮૩૪[1] ને દીને લખે છે અને તેઓએ કરેલાં કામ તરફ પસંદગી દેખાડે છે અને જણાવે છે કે એ નેઆતબારાઓ અને તેઓની સાઠવાલાઓને ત્યાં "કોઈ ગુજરે તારે તેનાંને આપડા શરેશતા પરમાંણે તંમારા દોખમાંમો મેલવા દેશો નાં."

બીજું એ "નાંતબારા લોકોએ પટેલ શોરાબજી ઉપર અદાલત મંધે રૂ. ૫૦૦) ની પોનાની આબરૂની ફ્રીઆદી કીધી."

પુનામાં નેઆતબાર મેલેલા ઓએ સોરાબજી પટેલ પર રૂ. ૫૦૦) ની આબરૂની ફર્યાદી માંડવી.

તેનાં સંબંધમાં લખે છે કે શોરાબજી પટેલે તેનો જવાબ આપેલો છે. "પંન કદાશ હવે ફરીથી કંઇ જવાબ આપવો પડે તારે એતલુંજ લખજો જે એ ફરીઆદીવાલાવોએ હંમારી અંનજુમંનનો બંદોબશત તોડીને બીજી ઓરત કીધી છે તે વાશતે હંમારી ખુશી નથી જે એ લોકોને હંમારી મંડલીમો શાથે રાખીએ." એ વીગેરે જવાબ આપવા માટે કેટલીક સુચના કરી લખે છે કે "હેવી રીતનો જવાબ લખી આપજો કાંએજે અંગરેજનાં રીગલેશંન પરમાંણે જે ધંણીને નાંતજાનવાલા પચાત મલીને નાંતમોથી દુર કરે તે ધંણીને અદાલતવાલા શાહેબ લોકો કંઇ પંચાતનું કીધેલું કંઇ જબરજશતીથી હરેક નાંતવાલાનાં ધરંમનો ધારો રદ કરવાને હોકંમ આપતા નથી

---

(૧) ચો. ૧૧, બા. ૩૧, પા. ૩૧. આ પત્રમાં પુનાના પત્રની તારીખ ૧૩ મી જુન જણાવેલી છે પણ આપણે ઉપર જણાવેલી નકલ પ્રમાણે તે તા. ૧૪ મી છે. આ જવાબમાં પુનેવાલા સાહેબોની ૭૫) સહી જણાવી છે પણ ઉપર જણાવેલી નકલમાં ૮૨) સહી છે. આ પત્રની નકલ ચો. ૧૦, બા. ૭૪, પા. ૬૭ માં પણ છે. ચો. ૧૧ અસલ છે.

તે શત જાંણજો....બીજું જવાબ લખો તે મંધે લખજો જે હુંમારી દીન ધરંમનું કાંમ અશલ કંઈ દખંનમો થાતુંતું નહી પંન જારથી પુંનાં મંધે ગંના પારશી લોકોની કબીલા શુધાં વશતી થાવા લાગી તારે શને ૧૮૨૪ નાં વરશમો મુંમબઇથી પંચાતની રજા મંગાવીને હુંમારી દીન ધરંમનું કામ તપાશવાને વાશતે શ્રી પુંનાં મંધે હુંમારી પોતાની ઉપર મેહનત લેઇને અગીઆરીનું થેકાંનું કીધુ છે તથા દોખમું બંધાવેઊ છે". વધુ લખે છે કે જણાવવું કે સર્વ મુંબઇની પંચાએતના શરેશતા પ્રમાણે કરવામાં આવે છે અને "હેવો શરેશતો મુંમબઇ મંધે અંગરેજનું રાજ થઈઊ છે તારથી એ ધારો ચાલે છે."

એ પછી પુના ખાતે પેહલે મોબેદો મોકલતી વખતે જે ચાર સંસારી બાબદોની શરતો કીધી હતી (જીવતી બાઇડી પર બીજી બાઇડી કરવા દેવી નહી, પરજાતનાં ઓરતનાં છોકરાંને સદરો પેહરાવવો નહી, ન્યાતબાર મેલેલાઓનું ક્રીયા કામ કરવું નહી, મોબેદ બેહદીનો એકમેકની છોકરી લીએ નહી અને લીએ તો તેઓને ત્યાનું કામ કરવું નહી), તેની હકીકત આપી લખે છે કે "હેની વીગતે એટલો બંદોબશત જે ધંણી કબુલ કરીને જેને ગંમે તે હુંધેઆરૂ મંગાવે તેનાંને હુંમે રજા આપવાને કંઇ અટકાવનાંર નથી તે શત જાંણજો પંન જે હુંધેઆરૂ હુંમનાં મુંમબઇથી રોજ ૧) ને માહા ૯) શી પુંને ગઆ છે તેને વાશતે હમોને કોઇએ લખું નથી ને તે હુંધેઆરૂઓને કોઇએ પંચાત મંધે બેશનાંરાવોએ કોઇએ રજા આપી નથી ને હુંમે શાંભલેઊ છે જે તે લોકો પેલા નાંતબારાવોને ઘેર તથા જે લોકો તે નાંતબારાવોને શાંમેલ છે તેનાંને ઘેર જાઇને કાંમ કરે છે વાશતે તે લોકોને તથા એ હુંધેઆરૂઓને તંમારી અંનજુમંન મંધે શાંમેલ રાખશો નાં." બીજું આગલ ચાલતાં લખે છે કે તા. ૮ મી જુલાઇ ૧૮૩૪ નાં ચાબુકમાં જે કાંઈ એક અરજી પંચાએતના પાંચ જણાઓને કીધેલી જણાવામાં આવે છે તે સર્વ ખોટી વાત છે.

અતરેના આગલા બંદોબસ્તોની સરટીફાઇડ નક્લ પુને મોકલવી.

એ પછી તા. ૧૫ મી જુલાઇ ૧૮૩૪[1] ને દીને જમશેદજી જીજીભાઈ, વાડીઆ નવરોજી અને ફરાંમજી કાવશજી ઉપર એક પત્ર લખી ખરશેદજી માણેકજી સાથે વીચાર કરીને ઘડી કાઢેલી અંગ્રેજી સરટીફીકેટ પુને પટેલ ઉપર મોકલવા કાજે સહી કરવા મોકલી આપે છે. "તે મંધે આપડી પંચાતનાં ધારા ૨)જ લખેઆ છે જે વગર હોકંમે કોઇ

(૧) ચો. ૧૧, બા. ૩૨, પા. ૩૩.

બીજી બઇએર કરે નહી તથા કોઇ એ કાંમમો મદદ કરે નહી ને કરે તો નાત બાહેર થાએ તેથી હેવું કાગલ અંગરેજનાં હાથમો શ્રી પુંનાંમો ગીઆથી લાંબી માંમલત પટેલને પડશે નહી.” અંગ્રેજી જાણનારા સાહેબો પેહલે અંગ્રેજીમાં શહી કરે અને પછી બીજાઓ સહી કરે કે તરત મોકલી દેવા જમશેદજી જણાવે છે.

જમશેદજી જીજીભાઇએ જણાવેલી ઉપલી શરટીફીકેટ તા. ૧૫ મી જુલાઈ ૧૮૩૪[1] ની નીચે પ્રમાણે છે. તે ઉપર પંચાએતના શાહેબો અને બીજાઓ મલી ૬૦ જણની સહી છે. નકલ કરનારે જેમ તે અસુધ્ધ નકલ કરી છે તેમ તે આપું છું.

"We the undersigned members of the Parsee Puncheat and the other Parsee Inhabitant of Bombay do hereby certify to all Whom it may concern that since the City of Poona became a British Possession the Parsee Population has much increased, and that great inconvenience was felt in consequence of there being no temple or Tomb or Tower of silence, for the excersise of Religions duties punctiere[2] to the caste that in the year 1821 Sorabjee Ruttonjee Patell ruquested Permission from the said Puncheat to Build a Tomb or[3] and to endow it which permission was granted him upon the sole condition of the Parsee Population of Poona and other place in Deccan, binding themselves strictly to adhere to all the usages & Customs acted upon in Bombay and to abide by the regulations established in Bombay for the internal Government of the Caste-the said Sorabjee Ruttonjee Patell at the same time applied for a certain member of the Parsees[4] to conduct the duties and perform the Ceremonies of the Parsee religion, who were also bound to conform to all the established usages of the Caste and who were in conformity sent to Poona, together with a copy of the regulations that among other of the several Regulations by which this newly established Parsee Community Poona was to be governed and upon which agreement alone the sanction of the Puncheat had been obtained

---

(૧) ચો. ૧૧, બા. ૪૦, પા. ૩૯. ચો. ૧૩, બા. ૧૦૬, પા. ૫૫ માં પણ નકલ છે.

(૨) આ શબ્દ "pertaining" ને બદલે ભુલથી ખોટો નકલ થયલો દીસે છે.

(૩) અહીં Tower of silence શબ્દો લખવાના રહી ગયલા લાગે છે.

(૪) આ શબ્દો "Number of Priests" ને બદલે નકલ કરનારે ભુલ કરી લખેલા દીસે છે.

**to the creation of the Tomb and the performance of the Parsee regulation were the two following viz.**

" **1st.** That Parsee should not remarry during the life time of his first wife without first obtaining the sanction of the Puncheat and properly providing for the wife he put aside under pain of expulstion from the caste.

" **2nd.** That no priest or priest's child should intermarry with daughter of a Layman but should intermarry with the daughter of a Priest under pain of expultion from the caste, and further that all persons aiding or assisting in such marriages would be equally liable as the principals therein to the degradation of punishment of expulsion.

" We further certify that the Puncheat posses no other means than expultion of punishing those who may infringe the established Regulations of the caste.

Bombay, 15th July 1834."

સામી બાજુવાલાઓની તરફેણના અત્રેવાલા સાહેબો તરફથી પ્રોટેસ્ટ તરીકે અપાયલા સરટીફીકેટ.

જ્યારે પંચાએતવાલા સાહેબોએ ઉપર જણાવવા પ્રમાણે બીજા સાહેબો સાથે ૬૦ જણની સહી લઇ સરટીફીકેટ આપી ત્યારે શામી બાજુવાલાઓ તરફથી ૨૩ મી આગસ્ત ૧૮૩૪[1] ને દીને મુંબઇથી " આ. શોરાબજી શાપુરજી તથા આ. હોરમજજી બમનજી તથા માંણેકજી મેરવાંનજી તથા નીચે શહી કરનાંરા દીન બેહે માજદીઅશનીનાં તાબેદારો"એ એક વલતો ખાત્રી પત્ર પુને આ. અરદેશર શેઠ ખરશેદજી ઉપર લખી મોકલ્યો અને તેમાં લખ્યું કે " તંમારા ભાઇ નશરવાંનજી શેઠ ખરશેદજીએ શી પુનાં મંધે નેકા કીધા તે બેહદીનની છોકરી છે તે ઉપરથી તા. ૨૮ મી મારચ શંને ૧૮૩૪ ની તેરીખે શી પુનાં મંધે પારશી શોરાબજી રતંનજી પતેલે પરીને[2] અથવા પોતાને નાંમે પારશીઓને ઘેરેઘેર કેવાડેઉ જે તમારૂ તથા તંમારા ભાઇનું ઘેર નાંત બાહાર છે ને તે નાંતબાહાર કીધા ઉપરથી તંમોએ તથા શી પુંનાંની પારશીની અંનજુમંને હંમો........ઉપર અરજીઓ કીધી છે ને તેમાં

---

(૧) ચો. ૧૧, બા. ૬૪, પા. ૬૮.

(૨) કદાચ " ફરીને " એટલે પોતે જાતે ફરીને. અથવા ' પર ' Foreign, alien or different, એટલે પારકાઓને નામે.

જાતજાતમો શરવેઓ[1] લખું છે જે તંમારો ઇનશાફ શાંભલેઆ વગરે તથા તંમારી શાખશીઓ લીધા વગરે તંમુને શતરૂ પંનાંથી નાંતબાહાર કારા છે........એ વીશેની ગંનીએક આડફાતા[2] શી મુંમબઇનાં ચાબુક[3] નાંમનાં નીઇઉજ પેપરમો છપાઇ છે તે હંમોએ વાંચી તેની શાંમને તંમારા પરતીવાડી શોરાબજી રતંનજી પટેલે કાંઇ ગટતા ઉતરો કીધા નહી તેથી તંમારી લખેલી બીનાં ખરી તથા શાબેત થાઇ છે તે ઉપરથી હુંમો હેઠલ શહી કરનારાઓ તંમો શરવેને જાહેર કરીએ છે જે હરેક માંનશને નાંતબાહાર મેલવું તે...... ગેરેગેર માંનશ ફેરવીને મેલવાનો કાએડો નહી પંન તે કાએડો એ રીતે છે જે પુંનાંની કુલ અંનજુમંન મેલવી અને બંને તરફનાં શાખશીઓની મુખ જુબાંની ઉપર શહીઓ તેનાંની લઇને તાર પછે જો જેનાંવો ઉપર વાંક થરે તો નાંતબાહાર મેલવા અંને એ રીતે કાંઇ શોરાબજી રતંનજી પટેલે કીધું નથી વાશતે તંમોને નાંતબાહાર મેલા તે અંનગટારત મેલો છે". પછી લખે છે જે એમ બેહદીનની છોકરી લેવાનાં દાખલાઓ મુંબઈમાં બન્યા છે તેમા કંઇ ગુનાહ નથી. એવા બનેલા દાખલાઓની એક ટીપ અલાહેદી બીડેલી જણાવે છે. પછી લખે છે જે તમારા ભાઇએ "જે કીધું છે તે વાજબી કીધું છે અંને કાંઇ રીતે તેવોએ આપનાં મજબને હરેક હરખત પોહોચે તે રીતે કીધું

---

(૧) કદાચ શરવ બાબદો. (૨) અફવાઓ, આદીઅવની બાબદો.

(૩) આ અવસરને વખતે આ ચાબુક પત્ર મુંબઇની પંચાએતની વીરૂધ લખાંણ કરતું હતું. એ પત્ર આ. નવરોજી દોરાબજી ચાનદારૂ તથા હલકારૂ ચલાવતા હતા. આ નવરોજી હલકારૂને પંચાએતના સાહેબો સાંમે કાંઇક અણગમો હતો તે અનગમાએ એક મારામારીના મુકદમામાં કાંઇક રૂપ પણ લીધું હતું. તા. ૨૪ નવેમબર ૧૮૩૪ ને દીને વાડીઆજી નવરોજીનાં ઘેર આગલ કેટલાક પારસી છોકરાઓએ એક મારવાડી દુકાનદારને માર્યો, તેમાં એક છોકરો પકડાયો તે આ નવરોજી હલકારૂના ભાઇનો છોકરો હતો. વાડીઆજીએ પોતાના સીપાઇને એ તંતો છોડાવા મોકલ્યો તેને પણ માર પડવાથી વાડીઆજીએ તે છોકરાને પોલીસને સોંપ્યો હતો. તે ઉપરથી હલકારૂ વાડીઆજીને ઘેર જઇ "વાડીઆજીને ગનું બેઅદબીથી બોલવા લાગો" તે ઉપરથી વાડીઆજીએ તેણુ સાંમે પોલીસમાં ફરીઆદી માંડી ત્યાં સેવટે હલકારૂએ માફ માંગી ને એ બાબદનો છેડો આવ્યો. આ હકીકતનો હલકારૂ નવરોજીએ વાડીઆજીને લખી આપેલો તા. ૨૭ નવેમબર ૧૮૩૪ નો માફી પત્ર પંચાએતને દફતરે નોંધવામાં આવ્યો છે, (ગો. ૧૧, બા. ૬૯, પાનું ૪, ભાગ ૨.)

નથી જે તેથી તેવો તકશીરમો આવે વાશતે હંમો હેઠલ શહી કરનાંરાઓનો મત એ છે જે તંમોને જે શી પુંનાવાલા શોરાબજી રતંનજી પટેલે નાંતબાહાર મેલા છે તે અંનગટા મેલા છે. ધરંમનાં કાંમને હરખત પોચે હેવું શંમજીને તંમોને નાંતબાહાર મેલા હોએ તેવું હંમો નીચે શહી કરનાંરાઓમોનાં એકનાં ધાંનમો આવતું નથી." સેવટે લખે છે કે એ પત્ર સરકાર દરબારમાં દેખાડવો હોય તો શુખેથી દેખાડવો. એ પત્ર ઉપર કેટલી અને કોણની શહી થઇ હતી તે માલમ પડતું નથી.

પુનાથી પત્ર કે ત્યાં કામ બેંકી જાયછે.

એ પછી તા૦ ૨૭ મી ઓગસ્ત ૧૮૩૪[1] ને દીને પુનેથી સોરાબજી પટેલ પંચાએતના સાહેબો ઉપર કાગજ લખે છે તેમાં આ મુકદમાની કેટલીક હકીકત આપતાં જણાવે છે કે ઉપર જણાવેલા નશરવાંનજી અને અરદેશર ખરશેદજી શેઠનાનાં ઘેરનાંઓને પુછાવતાં બાઇ હમાએજી ખરશેદજી અને બીજાંઓએ જવાબ દીધો જે તેમાં પેલી બેહદીનનીછોકરીએ કહ્યુ જે "તંમો કોન થાવોચ પુછનાંર ને હંમોને પુછનાંર કોન છે હંમો હંમારે ગેરનાં નવાબ છેઇએ ને હંમારા આશીરવાડ જંડરાલનાં હોકમશી પાડેઆ તંમારે હંમોને શું પુછવાનો અલાખો છે ગંનું કરશો તો દરેમહર તથા દોખમાંનો અરડલો[2] કરશો તે હમો તેની દરકાર નથી રાખતા."

પછી વધુ લખે છે કે પુનામાં કેટલાકો ખોટું તોહમત કરે છે ને "પેલા મુંમબઇવાલાવો બંનાંવત કરીને ગાલગલોચથી છાપે છે તેનો વીચાર તંમ શાહેબોની નજરમો શું આવે છે તે મેરબાંની કરીને લખજો". વધુ જણાવે છે કે નવા મોબેદો આવ્યા તેને અટકાવા માટે "તે વેલા શેઠ જંમશેદજી જીજીભાઇએ તો ગંની તદબીર કીધી પંન નાંપાક શેતાંન પોતાનાં કાંમમો હોશીઆર તેથી તેને જોગ મેલવેઓ નહી તેથી જોર[3] અતકી શખી નહી તે ઉપરથી કાંમ ગંનું બેકી ગઊં ને હવેથી દંન ઉપર દંન વધુ બેકી જાએ છે." માટે હવે શું કરવું તે માટે પુછે છે. "એ કાંમમો શરવે શાહેબો કંમર

---

(૧) ચો. ૧૧, બા. ૪૯, પા. ૪૯.

(૨) અડથળો એટલે હરકત અથવા અટકાવ (૩) મોબેદોની જોર.

બાંધીને મેનત લેવી મોટી નાંમદારી છે ને હું જે શારી રાહાનાં ચાલનાંરા ગનાં જનાં છે તે હંમારી તરફ છે."

તા૦ ૮ મી સપટેમબર ૧૮૩૪[1] ને દીને પંચાએતના ૭) શાહેબો સોરાબજી પટેલ ઉપર એક પત્ર લખે છે જેમાં પટેલે તા૦ ૬ થી સપટેમબર ૧૮૩૪ ને દીને જમશેદજી જીજીભાઇ ઉપર લખેલા પત્રની પોંહચ કબુલ રાખે છે. તે પત્ર ઉપરથી માલમ પડે છે કે પુનામાં મી. મારીએટ નામના અમલદારે ત્યાં પંચાએત કરવાનો હોકમ કીધો હતો અને બેઉ તરફનાં બબે જણનાં નામ તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૩૪ ને દીને માંગ્યાં હતા. તે બાબે પટેલે મુંબઇવાલા સાહેબોનો વીચાર પુછતાં તેઓએ જણાવ્યું કે તેવણે "તા૦ ૧૧ મી શપતંમબરને દાડે જઇને કેહવું જે હંમારે બાહેરની આંશામીને પંચાત આપવી નથી ને હંમારી પંચાત તો તંમારે હાથે કરા(વ)વી છે ને એ બાબે આગલ જગડો શી મુંમબઇની પંચાત શાથે હંધીઆરૂ બેહરાંમજી ગડીઆલીએ પોતાનાં છોકરાને પારશીની છોકરી શાથે પરનાંવેઓ હતો તે ધંણીને નાંટ બાહિર શંવત ૧૭૮૬ નાં વરશ મધે કાડેઓ હતો તે બેઉ તરફનાંએ શી અતરેનાં ગવરમેંટને પીતીશંન કીધાં છે તેની શરવે કાપી હંમારી પાશે હતી તે તંમોને શેજ વાંચવા બીડી છે તે જેને દેખાડવી ગટે તેને દેખાડજો અથવા અદાલતમો આપજો પંન એ કાપી કદાશ તે શાહેબ કબુલ નહી કરે તેથી હંમે અતરેથી અરજી ૧) ગવરમેનતને કીધી છે ને આગલી કાપી એશકેતારર[2]ની શહી શાથે માંગી છે તે આવતાં દાડા થાશે તેથી તંમો મુદત માંશ ૧) ની માંગજો તેટલાંમો શરવે દશતાવેજ છે તે બીડી શું."[3]

---

(૧) ચો. ૧૧, બા. ૫૦, પા. ૫૦.

(૨) સેક્રેતર, સેક્રેટરી. (૩) ઉપર જે સૌ દસ્તાવેજ જણાવ્યા છે તેમાં એક રોજ ૧૮ મો માહ ૮ મો સંવંત ૧૮૪૨ સને ૧૭૮૬ ને દીને મુંબાઇની પંચાએત બનાજી લીમજીની દરેમેહરમો બેઠી હતી (ચો. ૧૧. બા. ૬૩, પા. ૬૭. ચો. ૧૩, બા. ૧૩૪ પા. ૧૧૬) અને ત્યાં જે ઠરાવ થયો હતો તેનાં સંબંધનો છે. નેઆતબાર મુકેલાઓની સાથે શેઠ ખાનદાનવાલા મંચેરજી બમનજી જમ્યા હતા તે ઉપરથી તેવણને નેઆતબાર મુકયા હતા અને તે પછી રૂ. ૨ા પંચાએતના દોરીના રોકડા લઇ તેવણને નેઆતમાં લીધા તે બાબેનો એ દસ્તાવેજ હતો. (જુઓ ઉપર બા. ૫, પા. ૧૦૫.)

ત્યાર પછીના તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૩૪[1] નાં વાડીઆ નવરોજીના સોરાબજી પટેલ જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે અરદેશર ખરશેદજી શેઠનાએ અદાલતમાં પટેલ ઉપર આબરૂની ફરીઆદી માંડી હતી તે બાબે અત્રે શેઠ હોરમજી બમનજી શેઠના મારફતે સમજુતી કરાવવામાં આવી હતી.

સમજુતીની ગોઠવણ. તે પડી ભાગી.

વાડીઆજી લખે છે કે "તમારી ઉપરનો કજીઓ છે તે કડાવી નખાવશે ને તે બાબે તમોને તથા તમારા વકીલને પુછે જે તમો રાજી છો તો તમારૂં કનશેન્ટ આપવુ ને બેઉ તરફનો ખરચ થઓ હોએ તે એક બીજાને આપો લેવો નહીં પોત પોતાને માથે છે એવું થરાવીઉં છે."

એવું દીસે છે કે સમજુતીની આ ગોઠવણ પડી ભાગી. તે ઉપરથી અતરેથી ૧૪ મી નવેમ્બર ૧૮૩૪ ને દીને ઉપર જણાવેલો દસ્તાવેજ જે આગલી સદીમાં ગનચેરજી બમનજી શેઠને નેઆત બાહાર મેળવાના સંબંધનો હતો તેની નકલ મોકલી આપવામાં આવી હતી. આ દસ્તાવેજની નકલ જે પુને મોકલવામાં આવી હતી. તે કદાચ અદાલતમાં રજુ કરવી પડે તેથી નીયમસર નકલ કરનારની સહી શાખ સાથ મોકલવામાં આવી હતી. તે નકલની હેઠે આ પ્રમાણે નોંધ છે.[2]

"પારશી નાનાભાઈ બેરામજીના મેલ પાને ૧૩૫ મધે પનચાતના રૂ. ૨॥ જમે છે તેની નકલ આએ ઉતારી છે આપી છે.
તા૦ ૧૩ મી નવેમ્બર શા. ૧૮૩૪.

લા૦ બરજોરજી નાનાભાઇ શાઇ."

એ બાબદમાં જમશેદજી જીજીભાઇએ સોગંદ ખવાડી મોકલી આપેલી નોંધ. તે નોંધ પ્રમાણે પંચાએતના ચોપડાઓ વીખરાઇ પડવાની બાબદ.

એ નોંધની પાશે જમશેદજી જીજીભાઇએ ખાતરી આપવા નીચે પ્રમાણે નોંધ કીધી છે:—

"Sworn before me the 13th November 1834.

(signed.) Jamsetjee Jeejeebhoy
Justice of the Peace."

(૧) ચો. ૧૦, બા. ૭૩, પા. ૬૭. (૨) ચો. ૧૩, બા. ૧૩૪, પા. ૧૧૬

ખરશેદજી માણેકજી તા૦ ૧૩ મી નવેમબર ૧૮૩૪[1]ને દીને પટેલ સોરાબજી ઉપર એક પત્ર લખી એ દસ્તાવેજ મોકલે છે. એ પત્રમાં જે નીચલી બાબદ લખે છે તે ઉપરથી ખ્યાલ આવે છે કે આગલી પંચાએતના કોઇ ચોપડાઓ કેમ વીખરાઇ ગયા હશે. તેવણુ લખે છે કે "તે વખતમો પારશી નાનાભાઇ બેહેરામજી પનચાતની વઇઓ[2] રાખતા હતા તેનાના કબીલામો શરવ નવારશ બાબદનો કજીઓ ગના વરશ શુધી ચાલતો હતો ને તે કજીઆ બાબદના નાનાભાઇ બેહેરામજીના ચોપરા ગણા વરશ શુધી કોરતના માજીશતરોને ગેહેર તા. લાવાદોની આગલ લઇ ગએલા તે મધેથી પનચાતની વઇઓ તો કાંઇ મલી નઇ પન નાનાભાઇ બેરામજીની તાંહાં જે કઇ પનચાત મધે લગનો તા. બીજા કારણુશર રૂપીઆ આવતા હતા તે પનચાતને ખાતે જમે કરતા હતા ને જે ખરચ થાતો હતો તે ઊધારતા હતા વાશતે નાનાભાઇ બેરામજીના ચોપરા આજે બરજોરજીના ગેહેરમા છે તે મધે જોવારીઊ તે નાનાભાઇ બેહરામજીના મેલમો શં૦ ૧૮૪૨ ના વરશમા ઉપલી બાબદનો મનચેરજી શેઠે રૂપીઆ રા આપેલા છે તે જમે છે તે મધે હકીગત લખેલી છે તેની નકલ બરજોરજી નાનાભાઇએ પોતાની શઇ શુધા ઊતારી આપી છે ને તે ઊપર માજીશતરેતે ચીઠી વાંચી પન શીનીએર માજેશતરેત પારશી જમશેદજી જીજીભાઇને કઇઊજે તમેબી માજેશતરેત છો ને તંમારા પારશીનુ કાંમ છે તે તમે કાએ નઇ શોગન ખવારના તારે તા૦ ૧૩ મી નવેમ્બરને દીને પીતી શેશન[3] હતી તે મધે અંગરેજી માજીશતરેતઓની શાથે પારશી જમશેદજી જીજીભાઇનો બેશવાનુ વારો હતો વાશતે તેજ પીતીશેશનના થેકાના ઊપર મી. વારડીશન માજેશતરેતની હજુર જમશેદજી જીજીભાઇએ બરજોરજી નાનાભાઇને શોગન ખવારીને શરેશતા માફક પોતાની શઇ કરી આપી છે તે આજ દીને તંમુને બીડીઊ છે તે થાવકી રાખજો ને કામ પડે તારે અદાલતના હાકમને તા. લવાદને દેખારવી પડે તો દેખાડજો હવે બીજા કાગલની નકલ તંમે મગાવી છે તે તઇઆર થાએથી માજીશતરેતની શઇ શુધા જેમ વેહેલુ મોકલાશે તેમ મોકલશું."

---

(૧) ચો. ૧૩, બા. ૧૩૫, પા. ૧૧૬.

(૨) વહીઓ એટલે ચોપડાઓ. (૩) Petty Session.

ધીરજ ધરવા અતરેથી પુને લખેલો પત્ર.

તા૦ ૧૭ મી માર્ચ ૧૮૩૫[1] ને દીને પંચાએતના ૧૩) શાહેબો પટેલ સોરાબજી રતનજી ઉપર કાગલ લખી તેઓના તા૦ ૧ લી ફેબરવારી ૧૮૩૫ ના પત્રની પોંહચ કબુલ કરી લખે છે જે "અશલ બોજોરગ લોકોની કેવાત[2] છે જે જે ધંણીઓએ શંમશત અંનજુમંનની શાંભે કંમર બાંધી છે તેનાનું કધી ભલું થાઇઉ નથી ને વલી તેનાંની તકોબરી ગંના દાડા ચાલતી નથી.....તંમે ખાતર નીશાં રાખજો જે જે ધંણીઓને તંમે નાંતબાહાર કાડા છે તે ધંણીઓ ઉપર ઇશકાલ[3] પોહોચી ચુકો છે ને તે નાંતબાહારાવો શાથે જે ધંણીઓ ખાધાપીધાનો વેહવાર રાખે તે ધંણીઓબી નાંતબારા બરોબર થાઇ ચુકા છે વાશતે તે નાંતબાહારાઓને જાંહાં શુધી શંમશત અંનજુમંન મલીને માંફ કરે નહી તથા તે શંગલાવોને શરેશતા પરમાંણે તેનાંને નાંહાંન નવાડે નહી તાં શુધી તે શરવે ઉપરથી નાંતબાહારાનો ઇશકાલ કઇ ટલી શખતો નથી.....મોબેદો જો તે નાંતબહારાવોને ઘેર બાજ ધરવા કે મેજ આફરગાંન કરવા જાએ તારે તે મોબેદોના બરશનુંમ ઉપરબી ઇશકાલ પોહોચે છે.....તે મોબેદોનાં બરશનુંમ પંન અવાવ થાઇ ચુકાં છે ને તે મોબેદો પાશે કંઇ નીરગદીન તથા આલાડ હશે તે શરવે રદ થાઇ ચુકું છે.....તંમોને આએ એક લખેઉં છે તે એક લાખવાર કરી જાંણજો જે કેટલાએક જનાંએ તે નાંતબાહારાવોની શોભત રાખીને મુમબાઇનો કદીમ શરેશતો તોડીને શંમશ પંચાતની રજા લીધા વગર પોતે આપઅખતીઆરી થાઇને જુદી દરેમેહર કીધી છે તથા જુદું દોખમુ કરે છે તેની કીરીઆ કીધેલી ઉપરબી ઇશકાલ પોહોચેલો છે ને હજાર વરશો શુધી તે વાપરશે તોબી આખર તે નાંતબાહારાવોનુંજ કેવાશે.....ઉપલી આપઅખતીઆરી કાંઇ તંમારી શાથે કીધી નથી ગોઆ હંમારી અંનજુમંન શાથે કીધા બરાબર છે તે વાશતે હંમોને એકીન છે જે ચાવું ખોદાનું છે તો એક વખત તંમારો શખુંન બાંલા[4] થાશે પંન ધીરજથી તથા એક દીલથી રેશો તો ખોદા શારૂ કરશે.....તંમો શરવ મલીને આજ

(૧) ચો. ૧૧, બા. ૮૬, પા. ૨૦. આ ચોપડામાં બે વરસની હકીકત સાથે છે તેથી પાછલા વરસના હેવાલથી પાનાનાં નંબર નવેસરથી આપ્યાં છે. એજ બાબત ચો. ૧૩, બા. ૧૫૮, પા. ૧૩૧ માં છે. (૨) કેહવત. (૩) "ઇશકાલ" (ફારસી) "મુશકેલી," અથવા "અટકાવ." હયા, "નાંતનો અટકાવ." (૪) "બાલા" (ફારસી) એટલે "ઊપર," "તમારો શખુન ઊપર રહેશે, ફતેહ પામશે."

દીન શુધી હ'મારી અ'નજુમ'નનો બ'દોબશત કાંએમ રાખી બેઠાછો તે ગ'ની મેહરબાંની કરો છો પ'ન હેનો બદલો ખોદાતાલા હ'મેશાં ત'મોને મદદ આવશે."[1]

સાંમી બાજુવાલાઓએ પોતાનાં નવાં દખમામાં એક બચ્ચાંની લાસ પેહલે મેલવા કાજે તે લાસને થોડા દીવસ બાજુએ રાખવી.

પુનેથી તા૦ ૨૬ એપ્રીલ ૧૮૩૫[2] ને દીને સોરાબજી પટેલ અને દસ્તુર જામાસજી પ'ચાએતવાલા સાહેબો ઉપર પત્ર લખે છે કે "અતરે નાંતબારાવોનુ દોખમુ ઇજાવાની તકલીફીથી શરવે અવાવ શર'મજા'મથી તે લોકોને જેમ ક'ઇ ગમેચ તેમ કરેચ ને અવાવ થએલી નીર'ગદીન તા. આલાડ તા. ઇશકાલવાલા વગર બરશનુંમનાં હ'ધેઆરૂથી પોતાનુ' દોજખ ભરેચ તેતો કશુ' હ'મો તેનાંને મારગે જતા નથી પ'ન ત'મોનેબી લખવાનુ' બ'ધ કીધુ' હતુ." તે પછી લખે છે કે કલ્યાંનીથી એક પારસી રતનજી મેરવાંનજી એ દખમુ' ઇજવાનુ' જોવા આવ્યો હતો તેનુ' એકુ બચ્ચુ' બીમારીથી પુનામાં હક થયુ' તે વખતે પટેલવાલા સાહેબો ત્યાં ગયા કે તે બચ્ચાંની ગેહ સરાવી પટેલવાલાં દખમામાં મુકાવે. પણ તે વખતે સાંબી બાજુવાલા "નાંતબારાવોએ જેમ ફુરેબ દીધો તેમતે લોકોએ તેનાંનુ' માંનેઉ' ને તે નાંતબારાવોજ પાશે ગે શરાવીને તેને લેઇ જઇને એક પડરનો ગરકો કરેચ તેમો મુકશે ને પછી તેનાંનુ' દોખમુ' પુરૂ થઆથી તેમો મુકશે ને તે કલીઆંણીવારાની શાત પેડી બેહશમો જશે......ત'મો શાહેબોની નજર પોહોચે તેમ તેનાંનો કલાંની[3]મો બ'દોબશત કરજો......એ બચાંનાં માએબાપ અતરેજ છે ને નીવારે[4] થએથી કઇ તેમો નાખશે નહી. ફરીથી ગેએ શારીએ તેવુ' થાએ તો શીક."

---

(૧) આ પત્રમાં પુન કાગલ લખવામા ઢીલ થઇ છે તેનાં સબબમા જે કઇ લખે છે તે ઉપરથી ગવરનર રોબર્ટ ગ્રાન્ટે મુ'બઇની હાકમીનો અખત્યાર લીધો તેની તારીખ માલમ પડે છે કે તે તા૦ ૧૭ મી માર્ચ ૧૮૩૫ ની હતી. એ બાબે અત્રેવાલા સાહેબો લખે છે જે "બીજુ' મુંમબઇનાં જુનાં જ'ડરાલ લાડ કલેર શાહેબ વેલાત જવાનો હતો તે આજ દીને રવાંને થઆ છે તેની મેહરબાંનીનાં કાંમ મધે તથા તેને મુ'મબઇનાં શેઠ શાઉકારોએ એક માંનપતર આપેલ......ને નવો જ'ડગલ રાબટ ગરાંત (Robert Grant) શાહેબ જ'ડરાલી પર બેશવાનો હતો તે આજ દ'ને જ'ડરાલી પર બેઠા છે વાશતે ત'મારા કાગલનો જવાબ લખતાં ગ'ના દાડા થઆ છે." (ચો. ૧૧, બા. ૮૬).

(૨) ચો. ૧૧, બા. ૧૦૨, પા. ૩૬ બીજો ભાગ.

(૩) કલ્યાંણી. (૪) નીવારો અથવા નીવેરો.

**આ પત્ર ઉપરથી નીચલી હકીકતો માલમ પડે છે.**

(૧). આ મીનાકેસાનાં પરીણામમાં પુનાખાતે બીજું દખમું બરપા થ

(૨). આપણામાં એવો વીચાર છે કે એક નવું દખમું વપરાતાં તે પહેલાં એક બચ્ચાંની લાશ પડે તો સારૂં. તે ઉપરથી નવાં દખમાંવા સાહેબોએ પોતાનું દખમું જે થોડા વખતમાં ઇજાવાનું હતું તેને મ આ બચ્ચાંની લાસ થોડો વખત અલાહેદી મેલી રખાવી.

(૩). નવું દખમું તૈયાર થાય તેટલાં કોઇ મરણ થાય તો જરૂર વખ તે મરનારની લાશને બાજુ મેલી રાખવામાં આવતી હતી.

સુરત ખાતેનાં એક દખમાની આગલી સદીની હકીકત ઉપરથી દીસે કે એક રેવાયત[1] પ્રમાણે ઇરાનના દશતુરોએ પણ એમ મત જાહેર કર્યું હ તે વખતે સુરતવાલા સાહેબોએ થોડો વખત લાશને આગલાં જુનાં દખમા મુકી રાખી હતી તે કામને ખોટું ગણવામાં આવ્યું હતું.

(૪). બે બાજુ વચ્ચે મતફેર ઉઠતાં જો એક બાજુવાલાઓએ ગેહ શા હોય તો બીજી બાજુવાલા પોતાનાં દખમાંમાં મેલવા આગમચ ફરીથી ગે સરાવા માંગતા હતા.

એ બાબદમાં તા. ૧ લી મે ૧૮૩૫[2] ને દીને સોરાબજી પટેલ અ જામાજી દસ્તુર નીરાશી સાથે એલતેમાશ કરનારો પત્ર લખે છે કે એએ પઇશો ખરચવો પડે તો ફીકર નહી પણ "હંમારી હોરમતની બદલાની તતબ કરવી શજાવર છે ને જુડા ને લુચાને શજા કરાવવી તંમારી માતબરીનો જ કાટ છે."

એ બાબે બચ્ચાના બાપે દેખાડેલી દીલગીરી.

એ ઉપરથી વાડીઆ નવરોજી અને બીજા સાત સાહેબો તા. ૮ મી ૧૮૩૫[3] ને દીને કલ્યાંણી પારસી મગોલભાઇ દાદાભ અને બીજા સાહેબો ઉપર એક પત્ર લખી ઉપલ હકીકતથી વાકેફ કરે છે અને લખે છે કે "અગ તે નાંતબારાવોનું દોખમુ વાપરવાને કીજે તઇઆર હ ને તે દોખમાં મંધે તે ધંણીએ પોતાનાં ફરજંદને મુકાવેઉં હતે તો તે વા જુદી હતી પન આએ તો જાંની જોઇને તે નાંતબારાવોનું દોખમું તઇઆર નહી તોભ

(૧) દારાબ હોરમજદયારના એ. માનેકજી ર. ઉનવાલાની રેવાયત, વા. ૧, પા. ૧૦

(ર) ચો. ૧૩, બા. ૧૬૫, પા. ૧૩૬.

(૩) ચો. ૧૧, બા. ૧૦૩, પા. ૩૮. બીજો ભાગ. ચો. ૧૩, બા. ૧૬૬. પા. ૧૩

નાંતબારાવોને શાંમેલ થાઈને પોતાનાં ફરજંદને ૩) દાડા શુધી દુગર ઉપર અનાંમત રાખી મેલીને ચોથે દીને તેનાંનાં દોખમાંમો તે વહમાંનને ચડાવેઉ છે તે વાશતે હંમારી નજરમો થરે છે જે તંમો શરવ પંચ મલી તે ધંણીને તા. તેનાં ગેરનાં શરને માંનશોને તંમારી અંનજુમંનથી તંમારા શરેશતા પરમાંણે તાકીદે નાતબાર કાડવા........પુંનાંની પંચ મલીને તે ધંણીને[1] તા. તેનાં મલતીઆવોને નાંતબાર નાંખા છે તે વાશતે તેના મલતીઆવો શરવે મલીને તેનાંની ઉપર પંચની શતા નહી ચાલે તેવું કરવાને વાશતે નવું દોખમું બાંધેઉં છે તા. નવા હંધારૂ કીધા છે........આપડી દીનનો હોકંમ છે જે રૂવાંનને જેમ બની આવે તેમ અવલમંનજલ જલડીથી પોહોચાડવું જોઈએ તે બાબદ........તે કાંઇ તમારા વાલા પારશી રતંનજી મેરવાંનજી ખાતરમે લાવેઓ નંહી ને આખર તે નાંતબારાવોની ખાતર શારૂ ગુંનાનું કાંમ કરીને પોતાનાં ફરજંદને તંન દીવશ સુધી ગરમો[2] અનાંમત રાખેઉ એ ગનું ગુંનાનું કાંમ કીધું છે........હંમે પારશી રતંનજી મેહરવાંનજી ઉપર કાગલ લખો હે જે તે નાંતબારાવોનાં દોખમાંમો તે રૂવાંનને મેલવા દેશો નાં........તે હંમારે કાગલ રોજ ૩૦) ને માહ ૭ મે પોહોતો તારે તે રૂવાંન દોખમે ચડેલું નહી હતું તોબી તે પારશી રતંનજી મેહરવાંનજીને કોન જાંને શું લાલચ હશે જે તે કાગલ પોતા પછેબી તે નાંતબારાવોનાં દોખમાંમો પોતાના ફરજંદને મેલાવઉ છે હેવી રીતે કોઇ થેકાંને બંનેઉં નથી ને કોઇ હજારો રૂપીઆ આપે તોબી હેવું કાંમ કોઇ કરે નહી........એ આપડી દીન આઇનનાં શરેશતાથી ગંદુ ઉલતું કીધું છે........નાંતબારાવોએ જુઠો શોર ઉથાવેઓ છે જે શોરાબજી પટેલવાલા દોખમાંમો પગવાલેલા શવાએ નાંખવા દેતા નથી એ વાત શરવે ગલત છે.”

કલ્યાંણીવાલા સાહેબો એ પત્રનો રોજ ૧ લો માહ ૯ મો ૧૨૦૪[3] (તા. ૨૯ મી મે ૧૮૩૫) ને દીને જવાબ લખે છે જે એ સર્વ બાબદ ઉપર શેઠ પેસ્તનજી મેરજી જેવણુ ભીંવડી આવ્યા હતા તેવણુ સાથ વાત કરી ઉપર જણાવેલા પારસી રતનજી મેરવાંનજીને ભીવંડી મધે તેડી ખુલાશો પુછયો હતે

(૧) બીજી બાહડી કરનારને.

(૨) ઉપર આ શબ્દ “ દુંગર ” છે, અહી આગલો હરફ ‘દુ’ લખવાનો રહી ગયો છે.

(૩) ચો. ૧૧, બા, ૧૦૫, પા. ૪૦, બીજો બાગ.

અને બેઉ જણાને મુંબઇ પંચાએતના સાહેબો હજુર મોકલવામાં આવ્યા હતા કે મોહડેથી ખુલાશો થાય. એ ધણી પારસી રતનજી મેરવાંનજીનો ખુલાશો એ હતો કે એ ધણીને "પુનાંની માહેતગારી નહી હતી ને તે ધંણી ગાફેલ પડેઓ ને પોતાનાં બચાંના ગમમો પડેઓ હતો ને કાઇ શી પુંનાંની માહેતગારી નહી હતી ને એક રાતમો હેવું કાંમ બંનેઉ છે તેથી હંમારાબી ધેઆંનમો હેવું આવે છે જે એ પારશી રતંનજી મેહરવાંનજી હેવું કંમ નહી કરે ને કજા હીલાઇથી હેવું કાંમ બંનેઉ છે તેથી........ગરીમ બચાંને નીભાવી લેવું."

એ પારશી રતનજી સંવંત ૧૮૯૧[1]ના જેઠ વદ ૫ શોંમે, રોજ ૧૮ માહ ૯ ૧૨૦૪ (તા. ૧૫ મી જુન ૧૮૩૫) ને દીને એ બાબે એક પત્ર લખી આપી દરગુજર ચાહે છે તેમાં લખે છે જે શામી બાજુવાલા કેહવા લાગા જે "એ વહમાંનને નવે દોખમે ચડાવો તો ગંનું શવાબનું કાંમ છે ને એ નવે દોખમે ચરાંથી શાથ પેરી લગે પુંન છે .......તે લોકો કેવા લાગા જે હેમાં જો ગુંનાનું કાંમ થાએ તો તેની ફરજ હંમારે શર છે તંમો કઇ ફકર કરશો નઇ તારે હંમોએ કેહીઉ જે જે વાત શારી હોએ તે કરો પંન હંમોને એ ખબર નહી જે હેવા નાંતબારાછે........અગર હંમારી ચુક જો થાઇ હોએ તો એ વાત હંમોને માંફ કરવી ને હંમારા ગરમો મોબેદોને કામ કરવાની રજા આપવી બીજું પંચાતનાં શાહેબોએ મુંમબઇથી કાગલ શી પુંને હંમોને મોકલો છે તે કાગલ હંમોને પોહતો નથી."

કલ્યાંનીવાલા સાહેબો રોજ ૨૦ માહ ૯ ૧૨૦૪[2] (૧૭ મી જુન ૧૮૩૫) ને દીને એક પત્ર લખી ઉપલો કાગજ મુંબઇવાલા સાહેબો ઉપર મોકલી આપે છે અને એ ધણીને દરગુજર કરવા કહે છે. વધુ લખે છે કે એની સંઠવાલાઓને નહાન નવાડીને છુટકારો આપ્યો છે. અને એક ધણી પાસે રૂ. ૧૧ નું સુખડ લુબાન આતશદાદગાંહને શજા તરીકે ચહડાવ્યું છે.

એ ઉપરથી તા. ૮ મી જુલાઇ ૧૮૩૫[3] ને દીને પંચાએતવાલા સાહેબો પુને પટેલ સોરાબજી ઉપર પત્ર લખે છે કે "નાંતબારા નશરવાંનજી તથા અરદેશર

---

(૧) ચો. ૧૧, બા. ૧૧૧, પા. ૪૫. બીજો ભાગ.
(૨) ચો. ૧૧, બા. ૧૧૨. પા. ૪૫, બીજો ભાગ.
(૩) ચો ૧૧, બા. ૧૧૪, પા. ૪૭. બીજો ભાગ.

ખર શેદજી અલાલોક તથા હા. પેશતંનદારૂ શેરાબજીએ તે બીચારા ગરીબ અંનજાંનાંણે ફરેબ દેઇને પોતાની મતલબને શારૂ તે બીચારા ગરીબનાં વેહમાંનને ૩ ) દાડા શુધી ગરકામો રાખીને જારે પોતાનું નાંતબારૂ દોખમું ઇજાવેઉ તારે તે વેહમાંનને દખમે ચડાવેઊ હેવી રીતે કાંમત[1] શુધીનો ગુનાં પોતાની મતલબ શારૂ કીધો છે ". પછી ઉપલા ધણીનો માફીપત્ર અને કલ્યાંણીવાલા સાહેબોનાં કાગલની નકલ વીગેરે પત્રો મોકલી લખે છે જે " તંમારી નજરમો આવે તો તેની તકશીર માંફ કરવી શજાવાર છે........તે ગરીબને ગુંનેગાર લોકોએ ફરેબ દીધો તેમાં તો કંઈ શખ નહી ". પછી જાણવા માંગે છે કે એ ધણીની " તકશીર માંફ કીધામો તંમારા અદાલતનાં કજીઆમો કઇ હરખત હોએ તો તાકીદે જવાબ લખી જનાંવજો. "

એવું દીસે છે કે પુનેવાલા પટેલે અને તેવણના સાઠવાલાઓએ એ કલ્યાણીવાલા ધણીની તકશીર માફ કરવામાં કાંઇ અડચણ જોઇ નહી. તે ઉપરથી કલ્યાંણીવાલા સાહેબોના ઉપલા પત્રનો જવાબ મુંબઇવાલા સાહેબો તા. ૨૦ જુલાઇ ૧૮૩૫[2] ને દીને વાલે છે અને તેઓએ જે કર્યું " તે ગંનું મનાંશબ કીધું છે " એમ જણાવે છે અને લખે છે જે " તે ધંણીની તકસીર પરમાંણે તે ધંણીને તો વરશ તરંન શુધી નાંતબાર રાખવો જોઇએ પંન જારે તંમોએ તે ધંણીની ગરીબાઇને લીધે હંમોન અરજ કરી તારે હંમારે તંમારી અંનજુમંનની અરજ કબુલ કરવી શજાવાર છે........ હવેથી હંમારો કાગલ પોહોના પછે બીજા દીન ૧૫ ) દુર રાખજો ને પછી તેનાં ગેરનાં શરવે માંનશોને નોહાન નવાડીને રૂ. ૧। ની દોતીનો તાકો ૧ ) તેની પાશેથી તંમારી પંચાતનાં ધરંમખાતાંમો લેજો ને તેની પાશેથી રૂ. ૧। નું શુખડ લોબાંન આતશ આદરીઆંનમો ચડાવજો ને તંમારી અંનજુમંનમો શામેલ કરજો. ને તે ધંણીને તા. બીજા શરવેને તાકીદ કરીને કેજો જે ફરીથી પુંને જાએ તારે તે નાંતબારાવો શાથે કાંઇ ખાધા પીધાનો વેવાર રાખે નહી ".

---

( ૧ ) કયામત.

( ૨ ) ચો. ૧૧, બા. ૧૧૫, પા. ૪૮, બીજો ભાગ.

જાનેવારી ૧૮૩૬[1] ને દીને વાડીઆ નવરોજી, હોરમજી બમનજી શેઠ ઉપર પત્ર લખે છે કે "પુનાંમો તંટો ઊઠેઓ હતો તે બાબતમો તંમો શાહેઓએ ગેર મુનાંશબ મદદ કીધી કે જેથી ગરીબ આલંમનું કાંમ ખરાબ થઊં ખેર જે કાંઇ બંનવાનું હતું તે બંનઊ," એવું દીસે છે કે પુનાની ઊપલી બાબતને લીધે અતરે પણ એક હાથ ઉપર પંચાએતના એક અકાબર હોરમજી બમનજી શેઠ અને બીજા હાથ ઉપર બીજા અકાબરો વચ્ચે કાંઇ અનગમો બરપા થાયો જે સબબે બીજાં કામોમાં પણ ધીલ થાવા લાગી વાડીઆજી લખેછે કે "આ૦ ..એ જે ઓરત બેકાએદે[2] કીધી ને તેને ખરાબ કરેઆ પછી હવે તેને ગરમોથી બાહાર કાડી મેલીચ માશ ૩) થઆ તેથી તે ઓરતે તંમોને પોતાનાં હેવાલની અરજી ૧) કીધી પંન તંમોએ તેનો કંઇ રશતો કીધો નહી તે વારે અરજી ૧) અંનજુમંનને નાંમની માશ ૨) થઆ હંમારે ઉપર આવી છે." એ પછી દલગીરી દેખાડે છે કે તેવણે એ બાબદમાં કેવાડવા છતાં કાંઇ ધ્યાંન આપતા નથી અને હજુર નાલાયક માણસોની મદદ કરે છે ને તેવાઓના મુરબ્બા થયા છે. વધુ જણાવે છે કે તેવણના ભાઇ પુનેથી હાલ આવ્યા છે તેવણે એ બાબે એક ચીઠી લખી છે અને તે બાઇએ પણ એક જુદો કાગજ લખ્યો છે અને તેમાં લખ્યું છે જે "કમી તમ શાહેઓથી કંઇજ મારો નીકાલ નહી થાએ તો મારી અરજી અંગરેજી તા૦ હીનદવી છાપાખાંનામો હવાલો કરજે." વાડીઆજીએ તે અરજી હોરમજી શેઠ ઉપર વાંચવા મોકલી. ઉપલા પત્રમાં વાડીઆજીએ પોતાના ખેશી વાડીઆ દાદાભાઇ પેશતનજીને જે પત્ર જણાવ્યો છે તે તા૦ ૧૨ જાનેવારી ૧૮૩૬[3] નો છે. જેમાં લખે છે કે "તે ઓરત તુરત ગંની બેહાલમો રેહેલી છે તે આજે આશરે દીન ૨૦) થઆ હશે ને તે બચું જનેલું છે ને કોઇ ઓદીનની માંફક વગર કાંજીપાંનીએ બે વારશ પડેલી છે.........તાર પછી વલી હંમો શી

અતરેવાલા હોરમજી બમનજી શેઠે પુનેના સાંમી બાજુવાલાઓને કરેલી મદદ બાએ વાડીઆ નવરોજીએ દેખાડેલો ખેદ.

---

(૧) ચો. ૧૨, બા. ૧૪, પા. ૧૫. તારીખનો દીવસ નથી પણ એ પત્રમાં એવણ પોતાના ભાઇનાં તા૦ ૧૨ જાનેવારીનાં પત્રનો હવાલો આપેછે તે ઉપરથી દીસે છે કે આ પત્ર તા૦ ૧૨ જાનેવારી પછીનો હોવો જોઇએ.

(૨) બીકાયદે ખોટી રીતે.

(૩) ચો. ૧૨, બા. ૧૫, પા. ૧૬.

પુંનેથી નીશરતી વેલા તે ઓરતે આએ અરજી મોકલી." તા૦ ૧૨ મી માર્ચ ૧૮૩૬[1] ને દીને સુરતથી આ. એદલજી કાવશજીએ પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખ્યો છે અને તેનો તેઓએ ૨૯ મી માર્ચ ૧૮૩૬ ને દીને જવાબ આપ્યો છે, તે ઉપરથી માલમ પડે છે કે એ બાબદ ઉપર સુરતની અનજુમનનું પણ ધ્યાંન ખેંચાયું હતું. સુરતવાલા ધણીએ એ બાબદોનાં કાગલ્યાં મંગાવ્યાં જેની નકલ અતરેથી મોકલી આપવામાં આવી.

**સમજુતીથી નીવેડો લાવવા જમશેદજી જીજીભાઇની કોશેશ.**

હવે ખુદ પુનાની બાબત ઉપર પાછું આવતાં તા૦ ૧૧ મી જુન ૧૮૩૬[2] ને દીનનો એક કાગજ છે જે કોણે લખ્યો છે અને કોણુ ઉપર લખ્યો છે તેનાં નામ માલમ પડતાં નથી. પણ એવું દીસે છે કે તે પતેલવાલાઓ તરફથી કોઇએ પંચાએતના કોઇ સાહેબ ઉપર લખ્યો છે. તેમાં લખેછે જે "મુરબીજી શાહેબની શેવામો અરજ એ જે તમારો કાગજ તા૦ શેઠ જંમશેદજીનો[3] પોહતા છે. પછી લખે છે કે પોતાની તબીએત નાદરૂસત હોવાથી લખનારે પેસ્તનદારૂને ચીઠી લખી મલવા તેડાવ્યા કે "મુંમબાઇનાં કાગજો આવેલાં છે" તે પર વાત કરવામાં આવે. "તે ઉપર તેનાંનુ માંશુ હેવુ તો ફરી ગીઉ છે કે ચીઠીનો જવાબ આપો નહી." એ લખનાર જણાવે છે કે એમ હોવા છતાં તે પોતે પેશતનદારૂને ત્યાં ગયો. "બેઉ જનાં નીકોત[4] બેશી ગની તરેથી શંમજાવા પંન શરવેમે નશરવાંનજીને નશો[5] નવાડવાની નાં છે ને એ તરફવાલાને તો તે નાંએ[6] નહી તે મારે માંડી વાલવાનુ નથી. તેગી પટેલ વીશે હવે કશી હરકત નથી તેનાંએ શરવે વાતથી હમોને કેઉ જે તમોને રૂડુ શુજે તે કરો........ પંન પેશતંદારૂ મોએદને મમદ લાગી તેવારે નાંચાર થાએઆ એ બેઉ પાર્તી[7] વાલાવોનાં દીલમો મુલ હેવુ છે જે એકથા થાએ તો એનાંનુ માહતેમ[8] કમી થાએ વાશને એકથા ઠાવુ નહી......પેશતંનદારૂનો મમત[9] (આ કે) જારે નશો નવાદો તો મને નવાડો હું તમારી શરવેની પાશે માફ માંગુ પંન નશરવાનજીને નવાદો નહી." એ પત્રમાં ઇસારો કરવા

---

(૧) ચો. ૧૨, બા. ૩૨-૩૩, પા. ૩૪.
(૨) ચો. ૧૨, બા. ૭૯, પા. ૧૧૧. (૩) અહીં તારીખની જગ્યા ખાલી છે.
(૪) સંસ્કૃત 'નિકટ=સાથે.' (૫) નહાન. (૬) નહાન નાહે નહી.
(૭) party. (૮) મહાતમા પણું, એટલે મોહોતાઇ. (૯) બોહશ.

પ્રમાણે "જંમશેદજી શેઠ તઈ પેશતંદારૂની તરફથી કોઇને શપારશ કરી પેશતંદારૂ ઉપર પરભારૂ લખાવુ જે વીકાજીની મારફતે તમારી ઉપર કાગજ લખો છે વાશતે હવે તમો હર શુરતથી હમારી ઉપર મેહરબાંની કરીને મીનાં કીશો કાહડી નાંખી એખતા[1] થાજો તે ઉપર કેતલાએક શેઠીઆવોનાં જવાબ તા. શેઠ ખાંનદાંનવાલાવોનો હેવો આવો જે નશરવાંનજીને નશો નવાદશો નહી તે ઉપરથી અતરે કાંઇ બને તેવુ નથી........પટેલની તરફથી કશી વાતની હરકત નથી તે જાંનજો......શેઠ ખાંનદાંનવાલાનુ કાગજ આવે તો અતરે બને બાકી કશુ વલે નહી."

તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૩૭[2] ને દીને સોરાબજી પટેલ જમશેદજી જીજીભાઇ ઉપર એક કાગલ લખે છે તે ઉપરથી માલમ પડે છે કે એ બાબદની ચુનોચેરા ચાલુ રહી હતી. જમશેદજી જીજીભાઇ આ બાબદમાં સોરાબજી પટેલ તરફ જરાક ઠંડા થયા હોય એમ ધારી પટેલ દલગીરી સાથે કાગલ લખે છે. એવણુ લખે છે કે "તમો મુરબી આએ વખત ઉપર હમોને શરવે વાતે ધકેલી મુકેઆ તે એ શેઠખાંનદાંનવાલાને થકી. ભલું, નોકરની તકશીર માફ કરી કાગજ લખજો." તા૦ ૧૯ મી એપ્રીલ ૧૮૩૭[3] ને દીને વીકાજી મેરજી જમશેદજી જીજીભાઇ ઉપર એ બાબદમાં પત્ર લખે છે તેમાં લખે છે કે "તમો મેહનત લેશો તો અલબતાં પાર પડી જશે." એવું દીસે છે કે તા૦ ૮ મી જુન ૧૮૩૭[4] ને દીને જમશેદજી જીજીભાઇએ બેરાંમજી તે વીકાજી મેરજીનાં ભાઇ મારફતે એક કાગજ પુને આ. પેસતનજી સોરાબજી ઉપર લખીઓ હતો કે એ બાબદમાં કાંઇ નીવેડો લાવે. તા૦ ૨૧ મી જુન ૧૮૩૭ ને દીને આ. પેશતનજી એ પત્રની પોહચ કબુલ રાખી જણાવે છે કે વીકાજીએ "મુરબીજીને મેહનત આપીને કાગજ લખાવીને હમોને પશેમાંનીમો નાંખેઆ છે કેમજે હનાંવો જાનેચ કે મારો કશો હોકંમ ચાલતો નથી હું તો પાંચ મલતો છેઉ ને મુરબીજીનાં કાગજથી હુ ગનો પશેમાંન થાવો છે. પંન હુ શુ કરૂ મારો કશો ઉપા નથી. નહીતર કે તમારા શખુન ઉપર મારો જીઆંન ફીદા છે."

(૧) એકઠા. (૨) ચો. ૧૨, બા. ૭૪, પા. ૧૦૮.

(૩) ચો. ૧૨, બા. ૮૦, પા. ૧૧૧.

(૪) ચો. ૧૨, બા. ૮૨, પા. ૧૧૨.

એ પછી તા૦ ૧૩ મી જુન ૧૮૩૭[1] ને દીને વીકાજી મેરજી જમશેદજી જીજીભાઇ ઉપર પત્ર લખે છે જે સાથે તેવણુ પુનેથી ભાઇ બેરાંમજીનો આવેલો કાગજ મોકલે છે. તેમાં લખે છે કે " એ લો(કો) નુ માંથુ થેકાંને નથી તેથી એમાંનુ કાંઇ નીપજે એવુ દીશતું નથી. અતરેવાલાઓ ઉલતુ તેનાંને મનાંઇ લખે છે તેવારે એ વાત શી રીતે બને વાશતે જાંહ શુધી અતરેવાલા શેઠ-વાલાઓની શમજમાં નહી આવે તાં શુધી એ વાત બનવી મુશકેલ છે. અફ-શોશ છે જે આલંમનાં લોકો જે ચીજ બુરી જાંને છે તેનો અંદેશો શાંભેવાલા કરતા નથી. "

ફરાંમજી કાવશજીનો જમશેદજી જીજીભાઇ જોગો પત્ર કે મજદકી વખત આવ્યો છે.

તા૦ ૨ જી જુલાઇ ૧૮૩૭[2] ને દીને ફરાંમજી કાવશજી, જમશેદજી જીજીભાઇ ઉપર કાગજ લખે છે કે " પુનાંનો પ્રીશાદ જરથુશ્તી ખોમનો હમને ગનોજ બગડી ગીઓ શાંભલીએચ ને તે બાબે હમોએ ભાઇ વીકાજી મેહરજીને હમોએ તે પતેલ શોહરાબજીનો કાગજ બીરેઓ હતો ને એ શરવે કાંમ આપરીથી બીગરેઉ છે. હજુર તેનો કાંઇજ તોર નથી થાતો તો એમજ જાંનીઉ છે (કે) હવે પાછો મજદકી રોજમાં નવેશરથી પેદા થાએઓ તે ને શરવે આપરે તજવીજ નહી કરતા તથી વતું[3] બનેઉ છે......આપરે દશ વખત મલેઆ હતા ને ગની મેહનત તમોએ લીધી તે વાતને વરશ ૩ ) થાએઆ તેમાંનુ કાંઇ આપરેથી થાતુ નહી પંન ઓલતો[4] આપરી ખોમનો બીગાર વધેઓ છે. ખેર એજ આપુને આએ જમાનાંનો જશ હશે તે કેમ મીતવાનો છે પંન હજુર ખુદાએ તોફીએત આપી તો એનો કાંઇબી વીચાર કરો જે કાંઇબી જરથુશ્તી ખોમ મારગશર રેહે. " જમશેદજી જીજીભાઇની સુચના ઉપરથી ફરાંમજી કાવશજી જણાવે છે કે પંદર વીસ જણાં શેઠ હોરમજી વાડીઆના આતશબેરાંમમાં મલે અને ત્યાં શેઠ ખાનદાનવાલાને પણ તેડાવામાં આવે. તેવણુ વધુ લખેછે કે " તમારા શાહબજાદાવો તો હુજેવાનાં ઇરાદો છે[5] તે શાહેઓને ચેતાવજો જે એ તરત જે શોરાબજી પટેલની શાંભેવાલાવોને નાંતબાર બરાબર જાંનીએચ. જાંહવેર ઇનશાફ થાશે તાંહ વેર તેવોથી દુર

---

(૧) ચો. ૧૨, બા. ૮૧, પા. ૧૧૧.

(૨) ચો. ૧૨, બા. ૮૩, પા. ૧૧૨.

(૩) વધતું. (૪) ઉલતો.

(૫) " નો પુને જવાનો ઇરાદો છે " એવા શબ્દોની મતલબ દીસે છે, તે નકલ કરનારે બરાબર લખ્યું નથી.

રેવુ ને તેવંનનું પાંની પંન વાપરે નહી એજ હમારી શલા છે. વીકાજી ભાઇનાં ભાઇની બીનાંથી તમો વેકફ હશો જે તે લોકોએ ફરેબ દઇને તેવોનને જમારેઆ ને તેવોને[1] પોતાને હાતે ઇનશાફ કરીને તરત પોતે પુનાંમાં શોહરાબજી પતેલને તાં નોન નાંઉ એ તે ઇનિશાફ કીધો તેથી તમો દાંનાંવ છેવો."

તંતો માંડી વાળવાની સેવટની ફતેહમંદ કોશેશ.

તા. ૪ થી ઓગસ્ત ૧૮૩૭[2] ને દીને વાડીઆ નવરોજી જમશેદજી વીગેરે સાહેબો પુને પટેલ સોરાબજી ઉપર પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે ઉપલો તંતો માંડી વાલવાની કોશેશ કરવામાં આવી. આંમી એટલે શેઠ ખાનદાનવાલાઓનાં તરફથી હોરમજી બમનજી શેઠ અને માણેકજી મેરવાંનજી (શેઠ) અને પટેલવાલાઓ તરફથી શેઠ જમશેદજી જીજીભાઇ અને શેઠ વીકાજી મેહરજી તારાપોરવાલા એઓએ મલી માંડવાલ કરી. "તેની બીનાં એ જે નશરવાંનજી ખરશેદજીએ નાલાએક કાંમ કીધુ તેથી એ ધનીને નવી ઇગીઆરી જે શેઠખાંનદાંનવાલા હસ્તેક થાઇ છે તે ઇગીઆરીમાં નશરવાંનજીને નોહન નવાડીને તેજ દીને નાંરંનપેઠમો મોદીનાં બંગલામો શરવે અંજુમંન એકથી કરવી ને તહી તમારા દશતુરને નવી ઇગીઆરીનાં મોબેદને શાંલે આવેખુશી[3] કરી આફરગાંન કરીને જશંન કરવું અગર જો દશતુરને તા. મોબેદને નહી બને તો બેહુ દરેમેરવાલા (૧) જગે જુદાં જુદાં આફરગાંન કરી મેજ કરે ને તે મેજની ચાશની બધી અંનજુમંન મલીને કરે ને મોદીનાં બંગલામો બધા શાથે બેશી ખાંનુ ખાંએ અને એકઠા થાએ. એ પરમાંને બેહુ તરફથી અતરે થરાવુ છે તે રીતે કબુલ રાખવુ નશરવાંનજી જશંનમો શામેલ થાવા શારૂ નોહન નાંવા નાં કબુલ થાએ તો પછે તમો બેઉ તરફવાલા ઉપર લખેઆ પરમાંને જશન કરીને બધાં એકથા ઠજો ને આપરી જરથોશતી કોમમાંથી નશરવાંનજીને દુર રાખજો........હર શુરતે એ રખનાં દફે થાએ તે કરજો બીજી કશી તકરાર કરશો નહી."

અત્રેવાલા સાહેબોએ તા. ૧૭ મી ઓગસ્ત ૧૮૩૭[4] ને દીને પુને સોરાબજી પટેલ ઉપર એ બાબદમાં બીજો કાગજ લખ્યો છે તે ઉપરથી માલમ પડે છે કે ઉપલાં તા. ૪ થી ઓગસ્તના અત્રેની પંચાએત તરફના કાગજનો જવાબ પટેલે તા. ૧૩ મી ઓગસ્ત ૧૮૩૭ ને દીને મોકલ્યો હતો. તે ઉપરથી

(૧) તેવોએ. (૨) ચો. ૧૨, બા. ૭૮, પા. ૧૧૦.
(૩) "આતરોફ્લી" ન બદલે આ શબ્દ ભુલમાં લખાયો છે.
(૪) ચો. ૧૨, બા. ૮૯, પા. ૧૧૫.

દીસે છે કે પટેલ સોરાબજી ઉપલા આ. નશરવાંનજી ખરશેદજી અલાલોક ઉપ્રાંત તેવણુની સાથે સામેલ થયલા કોઇક બીજાઓને પણુ શજા થવાની આશામાં હતા. તે બાબદમાં અત્રેથી લખે છે કે "શેઠ ખાંનદાંનવાલા શાહેબોએ તમારી શાંભેવાલાવોની તરફથી વાડીઆ હોરમજીનાં આતશબેહરાંમમાં નાંધલી મોહતી અંનજુમંન જશંનને શારૂ મલી હતી તે વખતે માંફ માંગી લીધાથી અંનજુમંને માફ કરીઉ ને નશરવાંનજીને નોહન નવાડવા થેરાવેલુ........એનાં ભાઇ અરદેશર તા. બીજાઓ એ ધનીની મદત કરનાંરાને એ પેહુલી તકશીર તેથી શરવેનાં વીચારે એનાં ભાઇ વગરે આજ લગી જુદા હતા તે શજા બશ છે. વાશતે નશરવાંનજીને જે લોકો શાંમેલ હતા તેનાંને હુમોએ માફ કરીઉ છે તમોબી માફ કરજો........ એ રીતે કરીને એ કીશો[1] કોતા કરજો........ ભાઇ વીકાજી મેહરજીને પંન તમારે તાંહુ જશન શારૂ રવાંનાં કરનાંર છેઇએ."[2] આ મુજબ પુનાની ઉપલી લાંબા વખતની બાબતનો અંત આવ્યો.[3]

VI

## દસ્તુર મોબેદોની બાબદ.

૧. દેશાવરથી નાવર થાઇ આવનારા મોબેદોની પરીક્ષા લેઇ ચોકસાઇ કરવાની બાબદ.

સવંત ૧૮૮૮ ના માગશર શુદ ૧૦ વાર બુધ, રોજ ૧૪ માહા ૩ (તા. ૧૪ ડીસેમબર ૧૮૩૧) ની સમસ્ત અનજુમનની મીટીંગમાં[4] ઠેડાવ થયો કે "મોબેદોનાં છોકરા શી નોશારીથી તથા બીજા દેશાવરથી નાંવર થાઇને આવશે તે છોકરાવોની અતરે ચાર દશતુર તથા મોએદો મલીને ફરીથી ચોકશાઈ કરશે ને ચોકશાઇ કીધા વગર તે છોકરાઓ ઇઓજદાથરેનું કાંમ કરે નહી જાંહાં શુધી કે ઉપર લખા પરમાંણે દશતુર તથા મોબેદ જંન ૪) તેનાંણી તપાશ કરીને લખી

(૧) કીસ્સો એટલે વાત અથવા "મીનાકેશો" એટલે કજીઆને બદલે.

(૨) આ બાબતના સંબધમાં ચો. ૧૩, બા. ૧૨૦, ૧૨૧, પા. ૧૦૭ માં ખરશેદજી માનેકજીનો પટેલ ઉપર લખેલો વગર તારીખનો એક પત્ર છે. એ આગલી બાબદનીજ નકલ છે.

(૩) આ તકરાર મધેના મોબેદ પેસ્તનજી સોરાબજી તે પુનેવાલાં પદમજીના ખાનદાનના વડવા થાય. એવું દીસે છે જે નવી દરેહમેહર એ તકરાર વેલા સ્થાપવામાં આવી, તેને બદલે પાછળથી ઇ. સ. ૧૮૮૪ માં સર જમશેદજી જીજીભાઇએ એક નવી મોટી દરેહમેહર બાંધી હતી, જે હાલ પણ તેવણુના નામથી ઓલખાય છે (જુઓ શેઠ બ. બે. પટેલના "પારસી ધર્મસ્થલો" પાને ૧૦૫ મે). તે વખતે જે નવું દોખમું બાંધવામાં આવ્યું તે હાલ "અનજુમનના ઉધરાતના દોખમાં"ને નામે ઓલખાય છે (જુઓ ઉપલુંજ પુસ્તક પાને ૭૬).

(૪) ચો. ૮, બા. ૩, પા. ૩.

આપશે જે એ છોકરાવો ઇઓજદાથરેનાં કાંમ કરવાને લાએક છે તારે તે છોકરાઓ પાશે ઇઓજદાથરેનું કાંમ કરાવે શહી. કાંએજે તે નાંદાંન છોકરાવો પરદેશથી આવા પછે કાંઇ વીશરી ગઆ હશે તો ઉપર લખા પરમાંણે ફરીથી તપાશ કરાવીશું તો ફરીથી ખબરદાર થાશે તેવારે તેનાંવોથી રૂવાંનોનું કાંમ શારૂ થાશે ઉપર લખા પરમાંણે તે પરદેશથી અતરે આવેલા છોકરાવોને ૪) આશામી તપાશે નહી તાંહાં શુધી તે છોકરાવોને ઇઓજદાથરેનાં કાંમ મંધે શાંમેલ કરવા નહી. એ લખા પરમાંણે જે કોઇ ચાલશે નહી તે ધંણી શમશત પંચાત તથા શમશત અંનજુમંનનો તકશીરવાર થાશે ને શંમશત પંચાત તથા શંમશત અનજુમંનની નજરમો થરશે તે પરમાંણે તે ધંણીને શજા દે શહી."

૨. કોહોડવાલા મોબેદને સમસ્ત પંચાએતે મોબેદી કામથી દુર રાખવો.

તા. ૨૪ મી મેહ ૧૮૩૧ રોજ ૨૪ માહ ૮ સંવંત ૧૮૮૭ ને દીને[1] વાહડીઆજી હોરમજી બમનજીનાં આતશબેરાંમમાં સમસ્ત પંચાએત મલી હતી ત્યાં " ગોદા(વ)રાના મોબેદ મનચેરદારૂને પગે ચાતુ હતું તે શારૂ તજવીજ કીધી ને રૂશતમજી હકીમને દેખાડીઉ. તે બાબે હેવું માલમ પડીઉ " જે એ કઇ કોહડ થયલો નહી હતો પણ જખમ પર દવા લગાડવાથી થયલું ચાઠું હતું તેથી મોબેદને બરશનુમ વાપરવામાં કાંઇ હરકત ધારવામાં નહી આવી હતી.[2]

---

(૧) ચો. ૨, બા. ૨૬૩, પા. ૧૯૫.

(૨) આવી બાબદનાં સવાલો હાલમાં પણ અવાર નવાર બરપા થાય છે. મને યાદ છે કે આશરે ૨૫) યા ૩૦) વરસ પર એ મોબેદ સાહેબોને શરીર ઉપર ચાઠાં દેખાવા માંડતાં તેઓએ યોજદાથ્રેગરીનું કામ કરવું કે નહી તે બાબદ મારા હજુર આવી હતી. એક મોબેદ સાહેબના કેસમાં ડા. મારીનાની પણ સલાહ લેવામાં આવી હતી કે તેઓનાં શરીર પરનાં ચાઠાં ખરેખરો કોહડ છે કે કેમ? બેઉ મોબેદોની તરફેણમાં વીચાર અપાયા હતા કે તેઓનાં શરીર પરનાં ચાઠાં કંઇ કોહડનાં હતાં નહીં. કોહડવાલા માણસને ક્રીયા કામ વગેરેથી દુર રાખવા એ અવસ્તા પ્રમાણે અસલી પુરાનો રેવાજ હતો. (જુઓ આંતાં વસ્ત ફ. ૯૨, વંદીદાદ ફરગરદ ૨, ફ. ૨૯. કોહોડ બાબેના ઇરાનીઓના અભાવ માટે હીરોડોટસ પણ લખી જાય છે (પુ. II બા. ૨૩). યુનાની લખનાર એગેડીઅસ પણ એ બાબે લખે છે. જુઓ મારૂં પુસ્તક " કદીમ ઇરાનીઓ," પા. ૧૨૧.)

**રોજ ૧૪ માહ ૩ સને ૧૨૦૧ (તા. ૧૪ મી ડીસેમબર ૧૮૩૧)[1] ને દીને વાડીઆ હોરમજી બમનજીનાં આતશબેરાંમમાં સમસ્ત અનજુમન મલી કેટલાક બંદોબસ્તો ઠરાવ્યા હતા. એ સભામાં દેશાવરથી આવતા મોબેદોના સંબંધમાં નીચે પ્રમાણેનો ઠરાવ કરવામાં આવ્યો: "બીજુ હવે પછે કોઇ મોબેદ દેશાવરથી બરશનુંમ લેઈ આવીને મુમબઈમો ઈઓજદાથરેનું કાંમ કરે નહી. જે ધંણીને ઇઓજદાથરેનું કાંમ કરવું હોએ તે ધંણી ફરીથી મુમબઇ મંધે બરશનુંમ લેઇને ઇઓજદાથરેનું કાંમ કરે શાહી. અગર ઉપર લખા પરમાંણે મુંમબઇમો બરશનુંમ લીધા વગર હેવું કાંમ કરશે તે ધંણીને શંમશાત પંચાત તથા શંમશાત અંનજુમંનની નજરમો થરશે તે પરમાંણે શજા દેશે શાહી."[2]**

૩. દેશાવરથી અતરે આવતા મોબેદોએ ફરીથી બરશનુમ લેવાની બાબદ.

---

(૧) ચો. ૮, બા. ૩, પા. ૩. આ અસલ ચોપડો છે અને અનજુમનની આ સભાની મીનીટ ઉપર આશરે ૪૫ જણની અશલ શહીઓ છે.

(૨) આ બરશનુમની બાબદનો ઠેડાવ આજથી ૨૫) વરસ ઉપર સુધી અમલમાં આવતો રહ્યો હતો. ત્યાર પછી તે તોડતો રહ્યો હતો. શરૂઆતમાં પુણાની દરેમહેરવાલા મોબેદ શાહેબો, જેઓને પોતાનાં બહારગામના પંડકાનાં અવારનવાર આવજાવ કરવી પડતી હતી, તેઓને હાથે તે થોડીક હદે તુટ્યો. તે એમ કે એવા મોબેદો આગગાડીમાં મુસાફરી કરતાં સેકંડ કલાસમાં મુસાફરી કરતા કે જે વર્ગના સગવડથી પોતાની ધાર્મિક પરહેજગારીમાં અલવલ આવે નહીં. અંજુમનનો પહેલો ઠરાવ તો સર્વ માટે હતો. તે વખતે આગગાડી કે આગબોત જેવું કાંઇ હતું નહીં. તેથી તે પગ રસ્તે આવનારાઓને માટે પણ હતો. અલબત્તે જ્યારે બહારગામ મોબેદો પગરસ્તે આલાત લઇ જતા ત્યારે તેઓનાં બરશનુમને કંઇ અલવલ આવતી હતી નહી. પણ તે તો અંજુમનની ખાસ દેખરેખ અને ચોંપ હેઠળ આવજાવ થતી હતી, પણ બીજા મોબેદો બાહેરગામથી કેવી રીતે મુસાફરી કરે અને ધાર્મીક રેવાજ જાળવે તે બાબે ખબરદારીનાં કાંઇ સાધનો ન હોવાથી ઉપર પ્રમાણે અંજુમને ઠેડાવ કરેલો દીસે છે. જ્યારે આગગાડી થઇ ત્યારે શરૂઆતમાં ખાસ મનાઇ હતી કે બરશનુમવાલા મોબેદે આગગાડીમાં મુશાફરી કરવી નહી, થોડાક તફાવતે પણ, મેહમ વાંદરા જેવા તફાવતે પણ, કરવી નહી. પણ એ અટકાવ આસ્તે આસ્તે નીકળતો ગયો છે.

આપણે આગલા બાબોમાં જોયું કે અસલમાં નવસારીથી બરશનુમ લઇ મોબેદો અત્રે ક્રિયાકામ કરવા આવતા હતા. પછી અત્રે જરૂર પડતાં, કેટલાક પત્ર વહેવાર બાદ અને કેટલાક વખતનાં લખાણ બાદ અતરે વરસ્યો અને નીરંગદીન કરવાની અને અત્રે બરશનુંમ આપવાની પરવાનગી નવશારીની અનજુમને આપી હતી. એ વખત પછી મુંબઇમાં પહેલ વેહલા શાહેનશાહીના આતશબહેરામ, વાડયાજીના આતશબેહેરામ પરથવાનો વીચાર થતાં તે ટકનો લાભ લઇને હવે મુંબઇમાં નાવર કરવાની બાબદની હીલચાલ શરૂ કરવામાં આવી.

૪. પારસી પંચાએતે મુંબઇમાં નાવર કરવા માટે નાસારીથી માંગેલી પરવાનગી.

તા. ૪ થી જાનેવારી ૧૮૩૨[1] રોજ ૫ માહ ૪ સને ૧૨૦૧ ને દીને પંચાએતના ૧૩) સાહેબો, જેઓમાં બે મોબેદ કુતુંબના હતા અને જેઓમાં પેહલી શહી આ. હોરમજી બમનજી શેઠનાની છે, તેઓએ નૌસારી દસ્તુર રૂસ્તમજી નશરવાંનજી, દેશાઇ જમશેદજી મંનચેરજી, દેશાઇ ખરશેદજી રૂસ્તમજી તા. સમસ્ત અનજુમન ઉપર એક પત્ર લખી અરજ કરી કે "અતરે શ્રી મુબાઇમો શ્રી આતશબેહેરામ શાહેબ તખતનશીન થઆ છે તેશી કુલ જરતોશતી ફીરકાને ગણી ખુશી હાશીલ પેદા થઇ છે તે શરવે તંમો શાહેબને રોશન છે ને અંમના હંમો શરવ જણા એતફાક કરીને અતરે શ્રી આતશબેહેરાંમ શાએબની દરેમેહેર મધે મોબેદોના ફરજનદોને નાવર કરવાના કાંમની શરતજાની[2] કરીએ છેઈએ તે મધે શ્રી નવશારીનો અશલ પનથક જાનીને અંમો તંમોને લખી જણાવીએ છે જે એતલી દીનનાની નેક કાંમમાં તમો શાહેઓ મમદ[3] કાને શામેલ થાઇને અતરે શ્રી મુબાઇના મોબેદો ઊપર કાગલ લખી મોકલવો જે એ દીનના કાંમ કરવાને શામેલ થાઇને એ નેક કામ બજાવી લાવે હેવો તંમો શાહેઓના લખેઆથી હંમારે ને તંમારે એખલાશને ઘરોબો છે તેથી જાદા થાશે તે શત કરી જાણજો."

---

(૧) ચો. ૨, બા. ૨૧૧, પા. ૧૭૧. એ પત્ર નૌસારીની મેહરજીરાણા લાઇબ્રેરીની દસ્તુર સોરાબજી જામાજીવાલી દસ્તાવેજોની ચોપડીનાં વલમ ૨ જામાં પાને ૯ મે આપ્યો છે.

(૨) નૌસારીની લાઇબ્રેરીની ચોપડીમાં એ શબ્દ "શરમજાન" છે જે અશલ ફારશી શબ્દ "સરઅનજામ" છે.

(૩) મદદને બદલે ભુલથી લખાયલો દીસે છે.

એ પત્રનો જવાબ[1] નૌસારીથી રોજ ૨૧ મો માહ ૫ મો (૧૨૦૧) તા. ૧૯ મી ફેબરવારી ૧૮૩૨) ને દીને દસ્તુર રૂસ્તમજી નોશેરવાંનજી, અંધ્યારૂ ખરશેદજી દસ્તુર બરજોરજી, એરવડ માણેકજી દસ્તુર રૂસ્તમજી દસ્તુર જામાસજી, એરવડ કાઉશ દસ્તુર એદલજી અને બીજા ૧૨ એરવડ શાહેબોની શહીનો મોકલવામાં આવ્યો. તે ઉપર કોઇ દેશાઇ સાહેબોની શહી નથી તોપણ શરૂઆતમાં "સમસ્તે અનજુંમન દોવાગો ભગડીઆ શ્રી નવસારીની વડી દરેમેહરને તાએબેનાં દશ્તૂરો તથા દેસાઇઓ તથા મોબેદો વગેરેની દોવા આફરીનબાદ કબુલ કરવી" એમ લખ્યુ છે. પછી જવાબમાં લખે છે કે "શ્રી નવસારીમાં તથા સુરતમાં તથા ભરૂચમાં તથા ખંભાતમાં તથા ગોદાવરામાં તથા વલશાદમાં તથા ઉંડેપોરમાં તથા સર્વે જાગાએ એરવદ થાએ છે તેમ એ જગો પરભી થાસે તો કંઇ એનો અંનદેસો નથી હમે તો સર્વે વાતે હાજર છઇએ. અને પંનથકબી હમારૂં છે કંઇ જુદુ નથી. પણ એ બાબેની એક બીનાં છે તે અસલ સાહેબોને લખી જણાવીએ છે તે એ કે હમારે ત્યાં એવો સરેસ્તો છે કે હમો સર્વેથી હલાદું વાપરીએ છે તે હમારે ત્યાંનાં સુરતનાં તથા ગંનદેવી બીલીમોરેનાં મોબેદો છે. તે સાથેબી હમો વાપરતા નથી.[2] તે પાંચે પંનથકના સાહેબો જાંણે છે અને તેજ મુજબ કાનુન આજ સુધી જારી છે તે ત્યાં હાલમાં મસહુર છે તે એદલદારૂ વગેરે સર્વે સાહેબો જાંણે છે. તેથી એ મુજબ એ જગો ઉપર જે હેરબદ થાસે તે સાથે હમો વાપરસું નહી. તે હમે કાંઇ નવો સરેસ્તો નથી કાહડતા. આજ મુદતથી બુજરેગોનો કાનુન છે. તે મુજબ ચાલસું ને કદી તે લોક આવસે તેહને બરસનુમ આપીસું. સર્વે પણ હમો તે સાથે વાપરવામાં સામેલ થવાનાં નથી. તે કોણ સાથે જે હવે પછી જે થાશે તે સાથે તેથી સાહેબોને લખી જણાવીએ છઇએ કે વરી પછવાડેથી એ વાતની આપણને નાંખુશી નહી થાય ને એ કાંઇ નવું નથી. અસલથી ચાલતું આવે છે તેમ લખું છે."

---

(૧) નૌસારીની લાઇબ્રેરીના એ. જામાશજીની હાથના લખેલી ચોપડી વો. ૧, ફો. ૧૦.

(૨) "હમો વાપરતા નથી," આ શબ્દોની મતલબ આ છે કે "તેઓ સાથે હમો યોજદાથ્રગીરીનું ક્રીયાકામ કરતા નથી". "વાપરવું" એ એક મોબેદી ઇસ્તેલાહ છે. જુદાં જુદાં પંથના મોબેદો ધર્મ ક્રીવામાં જોઇતી ચીજો, જેવી કે, ભસમ, નીરંગદીન, આવ, વીગેરે પોતપોતાનુંજ વાપરે છે, બીજા પંથવાલાઓનું નહીં, તે ઉપરથી આ શબ્દ વપરાવા લાગેલો દીસે છે.

ખરશેદજી માણેકજીએ ઉદેપુર (ઉદવાડે) દસ્તુર દારાબજી બેરાંમજી, દસ્તુર રૂસતમજી તેમુલજી, મોબેદ બેરાંમજી ભીખાજી તથા સમસ્ત અનજુમન ઉપર રોજ ૧૮ માહ ૪ ૧૨૦૩ (તા. ૧૬ મી જાનેવારી ૧૮૩૪) ને દીને એક પત્ર[1] લખ્યો. એ પત્ર ઉપરથી દીસે છે કે એ બન્ને દસ્તુરો વાડીઆજીનું આતશબેરાંમ ઇજાયું ત્યારે મુંબઇ આવ્યા હતા ત્યારે તેઓએ જણાવ્યું હતું કે હવે બે ત્રણ ઠેકાણે નવા આતશબેરાંમ થવાથી ઉદવાદાના ગરીબ લોકોનું ગુજરાન થવાનુ કથણ પડે છે. ત્યારે ખરશેદજી માણેકજીએ તેવોને પુછયું હતું કે તે દસ્તુરજીઓ ઉદવાદેના મોબેદોને મુંબઇ શા કાજે મોકલતા નથી. દસ્તુરજીઓએ કહયું હતું કે "હવે તો[2] તમ શાહેબ લોકો કાંઇ હમારી દશતગીરી કરશો તો અલબતે તમારો હોકમ બજા લાવીશું" એ આગલી વાતચીતની યાદ આપી ખરશેદજી માણેકજી લખે છે કે "તે દાશથી[3] હમે તમારા લોકોને વાશતે જારે[4] કાંઈ નોશારીવાલા મોબેદોની ફરીઆદ માલમ પડે છે તારે હમારા પનચાતના શાહેબ લોકોને જાહેર કરવામો કાંઇ કશુર કીધી નથી જે ૧ મકાન જે રીતે ગોદાવરા મોબેદોને વાશતે બનાવી આપાઊં તેમ તમારા લોકોને પગ મુકવાનું એક મોબાઇમો બનાવી આપે તો ગણું શારૂં."

૫. ખરશેદજી માણેકજીની ઉદવાદાનાં મોબેદોને અતરે "પગ મુકવાનુ" મકાન કરી આપવાની માંગણી.

---

(૧) ચો. ૧૦, બા. ૩૮, પા. ૪૩, એ પત્રની નકલમાં કોઇપણ તારીખ આપી નથી પણ એજ બાબદના સંબંધમાં રોજ ૩૦ માહ ૫ સને ૧૨૦૩ (તા. ૨૭ ફેબરવારી ૧૮૩૪) નો ખરશેદજી માણેકજીનો એક પત્ર (ચો. ૧૦, બા. ૪૫, પા. ૪૭) છે. તેમાં એ પત્રની તારીખ ઉપર પ્રમાણે આપી છે. ચો. ૧૩, બા. ૬૨, પા. ૫૪ માં પણ એ પત્ર છે તેમાં રોજ ૧૮ મા. તીર ૧૨૦૩ લખ્યો છે. જુઓ એ ચોપડા ૧૩ ની બાબદો ૬૨, ૬૮, ૮૩, ૮૬ થી ૮૯.

(૨) ચો. ૧૦, બા. ૩૮, પા. ૪૩. "હવે તો" એમ કહેવાનો સબબ કે આગલ જ્યારે ખરશેદજી માનેકજીએ એઓને તેડાવેલા ત્યારે દશતુરજીએ નાપાડેલું. જુઓ ઉપર પાનું ૩૭૮.

(૩) દહાડાથી. (૪) જ્યારે.

ખરશેદજી માનેકજી ઉપલા પત્રમાં લખે છે કે એ વાત ચાલતી હતી તેટલામાં એવણુની પોતાની દરેહમેહુરમાં એક "મોબેદ દોરાબ પાલનવાલા વરશ ૪૦ થઆં હતાં તે........ બેશતી થીઆ." એવણુ વધુ લખે છે કે તે મરનાર સાથે બાત કરતાં તેવણુ પોતે કહેતા કે "લાબા પગ ને તું‘કા પગ શરવે બરોબર છે વાશતે હુમારા શેઠજીની ખુશી પડે તો પગ વલાવે." તે ઉપરથી તેવણનાં મરણુ વેલાએ તેવણે ( ખરશેદજીએ ) તેવણુના છોકરાને યાદ દેવાડવાથી તે છોકરાએ મરનારના પગ વલાવ્યા. તે બાબે સગાંવહાલાંઓએ અટકાવ કરવા માંગવાથી ખરશેદજી માણેકજીએ મરનારના છોકરા બરજોરજીને કહયું કે "તમારાં શગાંવાલાં કજીઓ કરે તો તેનાની ખુશી પરમાણે પગ લાંબા રાખો તેની હુમુને કાંઇ અરચણુ નથી." તોબી તે છોકરાએ શગાંવહાલાંનું કહયું નહી માની પગ વલાવ્યા. તે ઉપરથી રાતની વખતે સો પચાસ નવસારીના મોબેદોએ ભેગા મલીને મરનારના છોકરાને શમજાવી મરનારના પગ છોરાવ્યા. તે ઉપરથી ખરશેદજીને પાછું પુછવા જતાં તેવણે જવાબ દીધો કે છોકરાએ ખુશીથી પગ વલાવ્યા ને "ખુશીથી છોરાવે તો હમે કાંઇ જબરજશની કરીને નવો ફીશાદ કરવાના નથી." તે પછી છોકરાએ "તે રાતે પગ છોરાવા તારે હમે વીચારીઉં જ હવે એજ વખત શારો છે" કે ઉદવારાના મોબેદોને બોલાવામાં આવે. તેવણે એક ઉદવાડીઆ મોબેદ જે જાંગીરજી વાડીઆની દરેહમેહરમાં હતા તેવણ પાસે ઉદવાદે કેહવાડયું કે ઉદવાદાના મોબેદોની બે જોડ મુંબાઇમાં આવે તો તે લોકને પગ ગોલવાનું ઠેકાણું કરી આપવામાં આવે. વધુ લખ્યું કે "પછે આશતે આશતે જારે તમારા મોબેદોને બેદીનોના ગેર કરાવી અપાવીશું તારે જેમ જેમ કામ વધતું જશે તેમ તેમ બીજા વતા[1] મોબેદોને બોલાવતા જઇશું........ એવા વખતમો એક બે જોડ......... મોકલાવશો તો તમારો લોકોનું કામ ગનું શારૂં થાશે ને વરશ બે વરશમો દશ વીશ જોડ આવશે તો પાંચ બરશમો તમારા ગરીબ લોકો ગના શુખી થઇ જશે ને જે કાંઇ તમારા લોકોને શી ઉદેપોરમો પેદાશ મલે છે તે કરતાં વતું[2] મલશે........ બીજું હમે એ કાગલ લખતી વખતે હમારે ગેર ગોદાવરેનો પાલનદારૂ પેશતનજી આવેલો હતો જેને હમે ગોદાવરા લોકોને વાશતે દરેમેર

ઉડવાડેના મોબેદોને તેડાવવા કાજે ખરશેદજી માનેકજીને મલેલો વધુ સબબ.

(૧) વતા. (૨) વધતું.

બનાવીને રાખેલી છે પણ તે ઘણી પોત પોતાના અંધારૂવોમો વડી મરે છે તે અગીઆરીનું કામ કાંઇ પાધરૂં ચાલીઉં નથી પણ તે ઘણીએ હમુને કઉં જે તમારો કાગદ દશતુરજી શાહેબ તથા શમશાત અનજુમન વાંચતા વાર એ કામ ગણી ખુશીથી કરશે. કાંજે તે પાલનજી કે જે[1] દોરાબજી દશતુરે મને કેહેલું છે જે હવે કોઇ મુબાઇના શાહેબ લોકો હમુને થેકાનું કરી આપે તો હમારા લોકોને મુબાઇ મોકલીશું તે શાંભલીનેબી હમુને ગણી ઉમેદ થઇ છે જે ખોદાતાલાના હોકમથી પરથમ હમારેજ હાથે હેવું કામ બનશે તો જાનજો જે તમારા આતશબેરામ શાહેબ તમારા લોકોનુ ગણુજ શારૂં કરશે." એ કાગજની હેઠે વાડીઆ નવરોજી પણ નીચે પ્રમાણે લખી શીફારશ કરે છે જે "ઉપલી બીના ભાઇ ખરશેદજીએ લખી છે તે બાબે વાકેફ થાઇ તરત એ કામની મદતગારી કરવી ને એ થાઆથી તમારા લોકોનુ બેતર[2] થાશે."[3]

ઉપલાં પત્રનો જવાબ ઉદવાદાવાલા સાહેબોએ રોજ ૨૯, માહ ૪, ૧૨૦૩[4] (તા. ૨૭ મીજા નેવારી ૧૮૩૪) ને દીને મોકલ્યો, તેમાં લખવા પ્રમાણે ઉદવાદાની અનજુમને ભેગા મલીને મુબઇ ખાતે મોબેદ મોકલવાનું કબુલ કીધું હતું પણ જાણવા માંગ્યું હતું કે તેઓ માટે શું બંદોબસ્ત કરવા ધાર્યો છે.

ઉડવાડાની અનજુમન બંદોબસ્ત કરવા માંગે છે.

ઉદવાદાની અનજુમને પોતા તરફથી નીચે પ્રમાણે સુચવ્યું હતું.

૧. એઓ પોતાની "નેરંગદીન તથા હોમશલી તથા ભશમ[5] લેતા આવશે તે વાપરશે ને દરોનની ચાશની પોતપોતાની કરશે."

૨. બરશનુમના મોબેદો આવે તેઓની સાથે "અલાદ લઇને ચાલવાનું માનશ જોઇશે."

૩. તે લોકો "ઉપરની[6] વાતે પગરશતે આવશે તેને વાટનો ભોમીઓ જોઇશે."

---

(૧) કહે છે જે (૨) બેહેતર, વધારે સારૂં. (૩) ચો. ૧૦, બા. ૩૮, પા. ૪૩.
(૪) જુઓ ચો. ૧૦, બા. ૪૫, પા. ૪૭, લીટી ૭.

(૫) ભશમ એટલે આતશબેરામની રાખ. જુદા જુદા પંથવાલા મોબેદો પોતપોતાને લગતાં આતશબેરાંમની રાખ જે પવીત્ર કરેલી નીરંગમાં નાખવામાં આવે છે તે અને નીરંગદીન, હોમશલી વીગેરે પોતપોતાનું વાપડે છે. એકમેકનું વાપરવું બીનકાયદેનું ગણે છે.

(૬) એટલે દર્યાની ઉપરને માર્ગે યાને જમીન માર્ગે.

આ સર્વે માંગણી કબુલ કરી ખરશેદજી માનેકજી રોજ ૩૦ મા. ૫ સને ૧૨૦૩[1] (તા. ૨૭ ફેબરવારી ૧૮૩૪) નાં પત્રમો જણાવે છે કે "એણી વીગતે એ શરવેને શારૂં હમે વીકાજી મેરજીને લખીશુ." આપવા લેવાની બાબદમાં તેવણ નીચે પ્રમાણે જણાવે છે:

ખરશેદજી માનેકજીએ આપ લેની કરેલી ગોઠવણ.

૧. "મકાન તો હમે કરી આપીઉં અને માશ છઅ શુધીનો ખાધાનો ખરચ અતરે શરેશતો છે માશ ૧ ના રૂ. ૩) લેખે બેશે છે[2] ને પનથકી લોકો પોતાના બેદીનોનું કામ કરાવે છે તેનો મુશારો માશ ૧ ના રૂ. ૪) થી ૫) પાંચ શુધી આપે છે તે પરમાણે હમે તમારા મોબેદોને માશ ૧ ના રૂ. ૭) થી તે રૂ. ૮) શુધી માશ ૬) સુધી આપીશું ને હમારા ગેરનું કામ કરાવીશું તે મધે જોર ૧ ની પાશે રોજની એક ઇજશની ને માશ ૧ ના વંદીદાદ કરાવીશું."

૨. "બીજું તમારા લોકો બારનું કોઇનું કામ આવે તે હમારૂં કામ હોએ તાં શુધી હમોને પુછા વગર કરે નહી."

૩. "પાદશ ઉર્થીઆણેનું જે કાંઇ આવે તે તમારા અંધારૂનું છે પણ હમારૂં કામ હોએ તે મુકીને હમારી રજા વગર કેથે જાએ નહી."

૪. "તમારા લોકો બીજાનુ કામ કરે તેમાઇજશનીના રૂ. ०।≈ છ આના લે શહી ને ઇજશની વદીદાદનો રૂ. ૧) થી શવા શુધી લે શહી."

વધુ લખે છે કે "બાજ આફરગાન ગેએ શારવાનું શરેશતા પરમાણે મલશે પણ કામ શારૂં આપરી દીનની ફરમાન પરમાણે કરવું પડશે વાશતે માનશ શારાં ભણેલાં ચોકશ ખબરદાર જોઇને મોકલજો નહીં તો નોશારીઆ નબલા શબલાને નભાવી લે છે[3] ને એક ઇજશની કરીને થગે છે ને રૂ. ०।

---

(૧) ચો. ૧૦, બા. ૪૫, પા. ૪૭. જુઓ ચો. ૧૩, બા. ૬૮, પા. ૫૮.

(૨) આ તે વખતના સસ્તા સુકાલની હકીકત જણાવે છે, કે પૈસા લઇને ખવાડનારાઓને ત્યાં દર માસે રૂ. ૩) આપવામાં આવતા હતા તો એ વખતનું દરરોજ ખાવાનું મલતું હતું. મારાં બચપણમાં હું જાણું છું કે તે વખત સુધી પણ રૂ. ૫) માં પારસી વીશીઓમાં આખો મહીનો એ વખતનું ખાવાનુ મલતું હતું.

(૩) નૌસારીના પંથકની સતા મુંબઇમાંથી કમી કરવાની હીલચાલમાં ખરશેદજી માણેકજીનો આગેવાન હાથ હતો, તે આ પત્ર ઉપરથી માલમ પડે છે, કે જેમાં તેવણ કોઇ એક બેની કસુર આખા વર્ગને લાગુ પાડે છે.

ઇજશનીનો લે છે ત્થા વંદીદાદ કરીને બે જનાને કહે છે જે તમારોબી વંદીદાદ કીધો હતો ને વંદીદાદ ૧ ના રૂ. ૦ાા થી તે રૂપીઆ શુધી લે છે તેમ જો તમારા લોકો આબીને તે લોકોની ચાલ પરમાણે ચાલવા જાશે તો તે લોકોની ચરતી થાશે ને તમારા લોકો આવીઆ તે નહીં આવીઆ બરોબર થાશે વાશતે તમારા લોકોને કેજો જે વતી લાલચમો પડે નહીં મહીનાના પંદર અંકે પંદરથી વતા વંદીદાદ કરવા જાશે તો શદા નીભાશે નહીં તારે કોઇ ભના કે નહી ભના તેવું કરીને આબરૂ ગુમાવશે તેમા તમારી શોભા નહીં કાંએજે જેવારે તમારા લોકો ભનવા બેશે તારે કદાશ તે લોકોબી બીજા હીંધોલા ઉપર ભનવા બેશે ત્થા હરેક જનશમો[1] ત્થા મીજલશમો ત્થા ઉથીઆનામો ધુપશારનામો તે લોક તમારી ઉપર મેરબાની[2] ગની કરશે વાશતે તમારા લોકો હોશીઆર જોઇને મોકલજો. ભનવાનું કામ તમારા લોકો આપરી દીન ધરમના ફરમાન પરમાણે આશતે જેરજબર[3] શુધાં પનશે[4] તો તે લોકોની તમારા લોકોને કશી ધાશતી રાખવી નહીં. કાંમ શારૂં ચોકશ કરશે તો તમારા લોકોની શેવક ત્થા બીજા ગણા લોકો દશતગીર[5] કરશે." સેવટે લખે છે કે "હમારી પનચાતના શેઠજી જમશેદજી જીજીભાઇ ત્થા વાડીઆજી ખરશેદજી રશતમજી....... તમારા આતશબેરામના દીદાર જોવા આવતી કાલે નીકરનાર છે તે હમારા ભતરીજા આએ કાગદ તમોને પોંચારશે."

**ખાતરીદાર મોબેદો મોકલવાને ખરશેદજી માનેકજીએ કરેલી અરજ.**

એ પત્ર પછી ખરશેદજી માણેકજીએ સંવંત ૧૮૯૦ નાં ચેતર શુદ ૭ વાર બુધ[6] (તા. ૧૬ મી એપ્રીલ ૧૮૩૪) ને દીને બીજો પત્ર લખ્યો અને જણાવ્યું કે દશતુરજીએ જમશેદજી જીજીભાઇ વીગરે શાહેબો ઉદવાડે ગયા હતા, તેઓ સાથે એ બાબદમાં વાત કરી હતી અને જણાવ્યું હતું કે મોબેદોને મોકલી આપશે પણ મોબેદો હજુર આવ્યા નહી તે બાબે હકીકત જાણવા માંગે છે અને લખે છે કે "વાડીઆજી નવરોજજીએ

(૧) જશનને બદલે ભુલમાં લખાયલો છે. ચો. ૧૩, બા. ૬૮ માં એ બોલ 'જશન' લખાયલો છે.

(૨) આ ટકોરમાં ઊલટી રીતે (ironically) લખ્યું છે.

(૩) ઝીરોઝબર એટલે ફારસીના ઝીર અને ઝબરના ઉચ્ચાર સાથે, એટલે કે બરાબર.

(૪) ભણશે. (૫) દસ્તગીરી એટલે મદદ. (૬) ચો. ૧૩, બા. ૮૩, પા. ૭૪.

હંમારા કાગલમો શહી કરી મોકલી હતી તે બાબદ તંમોને ભરમ પડેઓ હશે વાશતે તંમોએ તેવોને જુદો કાગલ લખો હતો તેનુ જવાબ વાડીઆજી નવરોજજી જમશેદજીએ તંમારી ખાતર જમાનો લખો ને બીજા હંમારી પંનચાતના શાહેબોને કાને હંમોએ વાત નાખેલી છે તેવોન[1] શરવે એ વાતમો રાજી છે ને વરી હંમો એ કાંમ તંમારા લોકોને શારાને વાશતે કરીએ છે ને વરી હજી તંમારા લોકોને કોન જાને શું વીચાર આવી પડેઓ જે કશો જબાબ લખતા નથી........તમારી નહી ખુશી હોએ તો શાફ જબાબ લખજો તે વાતની ભારકલાશી[2] કરવાની હંમુને કશી જરૂર નથી....બીજું વેકાજી ભાઇને તમે લખુ હશે........જે તંમારા મોબેદોની બરદાશ કરે ને તેનાની હોરમત વધે તે વાતની અતરેની તરફથી તમે ખાતર જમે રાખજો પન તમારા મોબેદોની આબરૂ તો તમારા મોબેદોના હાતમો છે તે બાબદ હમે તંમુને પરથમ લખુ છે જે તમારી ખાતર જમે થાએ તેવા મોબેદોને મોકલશો ને તે મોબેદો પોતાનું કાંમ શારૂ કરી પોતાની આબરૂ વધારશે ને કદાશ તે મોબેદો નોશારીઆને જો મલી જાશે અથવા નોશારીઆની પખે લાલચમો પડીને ચાલચલાઉ કામ કરશે તો તે મોબેદોની આબરૂ રેશે નઇ........તંમારા નજરમા જે શારા આપરા દીન ધરમના કાંમમો હોશીઆર હોએ તેનાને મોકલજો ને તે તંમારા લોકોને તાકીદ કરજો કે કાંમ શારૂ કરે નહી તો જેમ ગોદાવરા અતરે પોતાની આબરૂ ખોઇ બેથા છે તે કરતા તંમારા મોબેદોની આબરૂ ગની થાશો[3] તે જાણજો ને વરી ઉલતું તંમોને તા. હંમોને નરશા દેખાવા શરખુ થાશે."

તા. ૮ મી મે ૧૮૩૪[4] ને દીને ખરશેદજી માનેકજી ઉદવાદે દસ્તુરજી પર કાગજ લખે છે અને દસ્તુરજીના રોજ ૨૬ માહ ૭ ના પત્રની પોંહચ કબુલ રાખી જણાવે છે કે વીકાજી મેરજી જેવણુ પોતાના છોકરાનાં લગન

---

(૧) તેવણુ યા તેઓ.

(૨) કદાચ 'બારકશી' એટલે ભાર ખેંચવો અથવા મુકવો; જુલમ, જબરદસ્તી, "બારકશ" oppressed (steingass).

(૩) "આબરૂ કમી થાશે" ને બદલે ટકોરમાં "ઘણી થાશે" કરીને લખ્યું છે.

(૪) ચો. ૧૦, આ. ૬૨, પા. ૬૦.

કરવા સારૂ તારાપોર ગયા છે તેવણુને તેવણે કહ્યું છે કે તમારા મોબેદો કાજે રસ્તાની ખરચીની તથા માણુસની મદદ જોઇએ તે આપે. તા. ૮ મી મે ૧૮૩૪[1] ને દીને ખરશેદજી માનેકજી, વીકાજી મેહરજી ઉપર તારાપોર કાગજ લખે છે તેમાં તેવણુ સાથે મુંબઇ ખાતે એ બાબદમાં થયલી વાતની યાદ આપીને જણાવે છે કે " આ મહીનો ગીઆ પછે મોબેદોથી નીકલાશે નહી[2] વાશતે આએ કાગદ પોંચતા વાર તુરત (દસ્તુરજી) શાહેબ જેતલા મોબેદો મોકલે તે ત્થા માણુશ ૧ રશતાનો મોકલી દેજો. " એજ તારીખે ખરશેદજી માનેકજી ઉદવાડે દસ્તુરજી પર લખે છે અને વીકાજી મારફતે તે પત્ર મોકલે છે.

તા. ૯ મી મે ૧૮૩૪[3] ને દીને ખરશેદજી માનેકજી, નવરોજી વાડીઆ ઉપર એ બાબે પત્ર લખી ઢીલ માટે ખુલાશો કરે છે જે " હમારી તરફથી કાંઇ કશર નથી તે વાતથી બેફીકર રેજો ને ચાવું ખોદાનુ છે તો મોબેદો આએ મહીનામો અતરે આવી પોંચશે. " એ પછી ખરશેદજી માનેકજીના વઇશાખ વદ ૧ શુકર[4] ( રોજ ૨૫ મો માહ ૮ મો શને ૧૨૦૩, તા. ૨૩ મી મે ૧૮૩૪ ) ના ઉદવાદા જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે ઉદવાડેવાલા દસ્તુરજીએ આગલા પત્રના જવાબમાં વાડીઆજી જમશેદજીને પત્ર લખ્યો હતો. દસ્તુરજીએ ચાર મોબેદોને બે માણુસ સાથે ઉદવાદેથી મોકલ્યા હતા. તે મોબેદોને તારાપોરમાં વીકાજીએ રાખ્યા હતા કે લગન વીતાં વદા કરવામાં આવે. તેઓને લેવા ખરશેદજી માનેકજીએ સાંમા મોબેદોને અત્રેથી થાને મોકલ્યા હતા જ્યાં પારશી પેસ્તનજી દાદાભાઈ સુબેદારે ઉદવાદેવાલા મોબેદોને આશરો આપ્યો હતો. તેવો ત્યાંથી મુંબઇ આવ્યા હતા અને ખરશેદજી માનેકજીની દરેમેહરમાં મુકામ કીધો હતો. એ પત્રમાં ખરશેદજી માનેકજી જાણુવા માંગે છે કે દસ્તુરજીએ મોબેદો સાથે શું બંદોબસ્ત કીધો છે અને શું લખી લીધું છે તેની નકલ મોકલવી.

એ પછી ઉદવાડેવાલા મોબેદો અત્રે આવ્યા અને બે માસ કામ કર્યું.

---

(૧) ચો. ૧૦, બા. ૬૩, પા. ૬૦. ચો. ૧૩, બા. ૮૯, તથા ૮૮.

(૨) સબબ કે ચોમાસુ બેસે તો રસ્તેથી "આલાત" લાવવામાં અડચણુ પડે.

(૩) ચો. ૧૦, બા. ૬૦, પા. ૫૯. (૪) ચો. ૧૦, બા. ૫૫, પા. ૫૨.

ત્યારપછી રોજ ૮ માહ ૧૧ (૧૨૦૪, તા. ૪ થી આગસ્ત ૧૮૩૪)[1] ને દીને અત્રેથી ઉદવાદાવાલા મોબેદો જેઓને અત્રે તેરાવી ખરશેદજી માનેકજીની અગીઆરીમાં કામ કરવાની જોગવાઇ કરી આપી હતી, તેઓ જન ૪) ઉદવાડે દસ્તુરજી દારાબજી બેરામજી ઉપર પત્ર લખે છે કે દરેહમેહરમાં બે મહીના કામ કરવા પછી અંતશને મારેલા તેઓનાં બરશનુમને શક લગાડી કામથી દુર કરવામાં આવ્યા છે. જમશેદજી જીજીભાઇની હવેલી છે તેની પડોશમાં એક દીવાલ બાંધવા માંડી તેની પાસે શેઠ ખરશેદજી માનેકજીની દરેહુમેહરનો કુવો આવેલો છે. દીવાલ બાંધતાં છોંય ધસી પડે તે અટકાવા કુવાનાં મોનાં પર છાપરી નાખી ને સાહટકી બે ચોરીને તે ઉપર તક્તો ઉભો કીધો હતો ત્યાં પાવી પત્થરની બાંધેલી છે પણ તે છતાં "એ લોકોએ ગીલો[2] કીધો જે એ પાવી તો ગેહેરને લાગેલો છે." શેઠે (એટલે ખરશેદજી માનેકજીએ) પુછવાથી એઓએ કહયું કે એમાં કાંઇ અડચન નથી ત્યારે એદલદારૂને શેઠે તેરાવીને પુછતાં તેત્રણ કહી ગયા જે એતો પાવી લાગેલી છે તે પરથી શેઠે દરેહમેહરનું કામ મોકુફ કરાવ્યું. મોબેદો લખે છે કે "હેમો હમારો વાંક તા. તકશીર કાઇ છે નઇ એ લોકો અદાવદને લીધે હેવું શોધી કારીઊ છે." એ કાગજની હેઠે ખરશેદજી માનેકજી પણ દસ્તુરજી પર લખે છે કે એ મોબેદોની કશી તકસીર નથી, "પન હમારા જુના મોબેદોએ દુશમેનીથી વાત બાહાર" કાહડી. એવણ વધુ લખે છે કે "પાત્ર મેલના કાંમકાંજ ઊપર હરેક વાતે શક લાવે," વાશતે મોબેદોને પાવમેહુલનાં કામથી બંધ કરી બીજું ઉપરનું કામ કરવા કહયું છે. માટે નરોઝ વીતાં બરશનુમ આપવા કાજે બલેવ પછી ઉગાડ વખતે મોબેદોને અત્રે મોકલવા.

એ મોબેદોના ટીલાકામમાં અતરે પડેલી અડચણ. તેઓનું પાછું જવું.

એ બાબદમાં રોજ ૧૮, માહ અસપંદારમદ ૧૨૦૩ (૧૩ મી સપટેમબર ૧૮૩૪)[3] ને દીને ખરશેદજી માનેકજી ઉદવાદાના દસ્તુરજી ઉપર કાગલ લખી જણાવે છે જે મોબેદોને ઉદવાડે પાછા મોકલ્યા છે તે "મુખતાદ વીતા

---

(૧) સાલ આપ્યું નથી પણ આજુબાજુનાં કાગજો ઉપરથી એ સાલ મુકરર થાઇ શકે છે. ચો. ૧૩, બા ૧૧૦, પા. ૧૦૦.

(૨) "ગીલો" એટલે ખોતી ફર્યાદ. ખરશેદજી માનેકજીની એ અગ્યારી હજુર ત્યાંજ સર જમશેદજીનાં કોતનાં ઘર પાસે છે.

(૩) ચો. ૧૩, બા. ૧૨૨, પા. ૧૧૦.

આપરી રફીથંન દંજાએ તેને બીજે દાડે બરશનુમ અપાવીને જેમ બને તેમ તાકીદે રવાના કરજો." વધુ લખે છે કે "હંમે પરથમ તંમુને લખુ છે જે એકવાર તંમારા લોકો મુમ્બઇમો પગ મુકે તે પરમાણે ખુદાતાલાની મેહેરબાંનીથી બનેઊં હતું પન નાપાક હરેમેન દેખી નઇ શકતો પન ધીરે ધીરે ખુ[1] શારૂ કરશે........બીજુ નીરંગદીન તંમારી અતરે બાકી છે તે ચોકશ થેકાને રાખેલી છે તેને કશો[2] આવો નથી પન હંમારી ખુશી છે જે બીજી નીરંગદીન મોબેદ આવે તેની શાથે મોકલજો પાચ રૂપીઆ હંમોને ખરચ પરશે તેનુ કઇ મજાખો નઇ પણ કોઇ મુજી ફરીથી કઈ બોલી શકે નઇ તે કાંમ કરવુ બેએતર છે."

આ પછી ઉડવાડેના મોબેદો અતરે પાછા ફરવાની કાંઇ હકીકત માલમ પડતી નથી. તે ઊપરથી દીસે છે કે એક વખત આ હીલચાલ નીષફળ નીવડવાથી હવે ઉડવાડેના દસ્તુરજીઓએ ફરીથી મોબેદો મોકલવાનું માંડી વાલ્યું હોય. આ આગમચ પણ અતરેવાળા સાહેબોએ ઉડવાડેના મોબેદોને અતરે તેડવાની કોશેશ કરી હતી, પણ તે વખતે ત્યાંના દસતુરજીને પસંદ હતું નહી. આ વખતે દસતુરજી અને અનજુમને ખુશી દેખાડી મોબેદો મોકલ્યા, પણ તેઓના કામમાં અડચણ પડી[3]

૬. સુરતના એક મુગાબેહરા દસ્તુર અને મુંબઈની પારસી પંચાએત.

દસ્તુરી ઓદ્ધો બાપદાદેથી ઉતરી આવતો ગણાય છે. આ અરસામાં બનેલો સુરતના એક જાણીતા દસ્તુર–દસ્તુર કાઊસજી રૂસતમજી–નો દાખલો, તા. ૪થી ઓગસ્ટ ૧૮૩૦[4] ના એક પત્ર અને બીજા પત્ર ઊપરથી, મલે છે કે તેવણનો બેટો બરજોરજી મુંગોબેહરો હોવા છતાં તે તેવણના મરણબાદ દસ્તુર ગણાતો અને દસ્તુર તરીકે પોતાના કાકાની રેહબરી હેઠળ મીજલસોમાં જતો હતો અને કેટલોક દસ્તુરી હક ભોગવતો હતો. ભણુવા ગણુવાની બાબદમાં તેના કાકા

---

(૧) ખુદા. (૨) કશો વાંધો આવ્યો નથી.

(૩) હાલમાં આપણે જોઇએ છીએ કે નઝદીક સો વર્ષ પછી ઊડવાડાના મોબેદોની અતરેની આમદ સફળ થાઇ છે. બોઇસ ભાઇઓએ તેઓને પગાર ઠેરવી અતરે તેડાવ્યા છે અને તેઓ દાદીશેઠના આતશબેહરામમાં કામ કરે છે.

(૪) ચો. ૨, બા. ૧૫૦, પા. ૧૧૫.

મુખ્ય ભાગ લેતા પણ તે દસ્તુરજાદો કાકા સાથે હંમેશા મીજલસોમાં જતો અને આગેવાન જગ્યા પર બેસી દસ્તુરીના હક, આશોદાદ વીગેરે ભોગવતો હતો. એ ઉપરથી દીસે છે કે તે, મુગા બેહરાંપણાંને લીધે, નાવર મરતબ નહી થઇ શકવા છતાં, સફેદ પાગડી પેહડી એક પ્રકારનું દસ્તુરીપદ ભોગવતો હતો. એ ધણી પોતે દસ્તુરીપદ ભોગવતો હતો પણ તેના કાકા દાદાભાઇ રૂસતમજી દસ્તુર તરીકેનું ખરૂં કામકાજ કરતા હતા. તે સબબે તે વખત પછી સુરત શેહરમાં દસ્તુરીપદ બે શાખામાં વેંહચાઇ ગયું અને ત્યારપછી બે શાખા આજ સુધી ઉતરતી આવી છે.[1] આ મુગા દસ્તુરની બાબદમાં મુંબઈની પારસી પંચાએતે ઘણોક ભાગ લીધો હતો.

સુરતમાં આગલ શેહનશાહીઓના વડા દસ્તુર તરીકે એવણના બાવા દસ્તુર કાઉશજી રૂસતમજી હોરમજીઆર હતા, જેવણને તા. ૭ મી જુલાઇ

(૧) આ બન્ને શાખાની ચહડતી વંશાવલી માટે જુઓ મારૂં પુસ્તક Anquetil Du Perron and Dastur Darab નો ગુજરાતી ભાગ પા. ૨૫૬. આ મુગા દસ્તુરના વખતથી હાલ સુધીની કાકા ભત્રીજાની પેહડીઓ નીચે પ્રમાણે છે.



૧૮૦૦ ને દીને મુંબઇના ગવરનર જોનાથન ડંકને એક સનદ ફારસીમાં આપી હતી અને એ દીવસથી દર માસે રૂ. ૫૦) નો દરમાયો મુકરર કીધો હતો કે તેવણે સુરતના પારસીઓમાં ધર્મ સંબંધી વાએજીઓ કરી ધર્મનાં ફરમાનો પ્રમાણે ચાલવાને અને બ્રીટીશ સરકારને વફાદાર રહેવાને શીખાડવું.[1] એવણ તા. ૧૬ મી આગસ્ત ૧૮૧૨ ને દીને ૬૦) વરસની ઉમ્મરે હક થવા પછી તેવણના આ મુગા છોકરા બરજોરજીને બાપની જગાએ દસ્તુર ગણવામાં આવ્યા હતા. એ છોકરા માટે પત્રવેહવારમાં "મુગાજી" કરીને બોલવામાં આવે છે. સરકારે પણ જેમ એ મુગા દસ્તુરના બાવાને લવાજમ આપવામાં આવતો હતો તેમ એવણ માટે રૂ. ૪૦) નો દરમાયો ચાલુ રાખ્યો હતો. તેમ દરમાયો ચાલુ રખાવાને ખરશેદજી માણેકજીએ શેફારશ કીધી હતી. મુંબઇની પંચાએતે પોતે તેવણને રૂ. ૧૦) નો મહીનો આપવાનું ચાલું કીધું હતું. આ મુગા દસ્તુરજીને તેવણનાં સાવકાં માતાજી સાથે તેવણના બાવાની મીલકત વીગેરે માટે વાંધો પડવાથી તેવણનાં માતાજી જીવીબાઇએ તા. ૪ થી આગસ્ત ૧૮૩૦ ને દીને પંચાએતને અરજ કીધી હતી. તે ઉપરથી ઘણોક લાંબો પત્રવહેવાર ચાલ્યો હતો.[2]

આ બાઇની અરજ ઉપરથી સુરત મોદીજી ઉપર કાગજ લખવામાં આવ્યું કે મુગાજીને સમજાવીને એ બાઇને કાંઇ અપાવવું, "નઇતો પછે એ

---

( ૧ ) સનદ માટે જુઓ પારસી પ્રકાશ વો. ૧, પા. ૮૯.

( ૨ ) એવું દીસે છે કે વાડીઆજી બમનજી હોરમજીએ પોતાના "બેશતમો ચલાવ બુજરગ" ( બેહસ્તી બુઝર્ગ ) બાવા વહાડયા હોરમજી બમનજીનાં સવાબને વાસતે એક ઘેર બાંધી આપવા એ દસ્તુરને જણાવ્યું હતું, તેને બદલે રૂ. ૨૦૦૧) ની કીંમતે એક ઘેર આ. દાદાભાઇ બેરામજી એદલજી દાદા સુપાનાનું તેઓનાં વારસો પાસેથી લેઇ એ દસ્તુરને અપાવ્યું. તેના એ દસ્તુરજીને નામનાં એક સાતાંખતની નકલ પંચાએતને દફતર છે. ( ચો. ૧, ક. બા. ८८, પા ૬૬ ). ૧ "શુરત શેરમા હાશેહરપના મધે શાહાપોર મધે હબરામ જબરના મોહલામો" હતું. આ સાંતાંખતની તારીખ ૧૭ મી ફેબરવારી ૧૮૨૭, ૨૦ મી રજબ સને ૧૨૪૨ હીજરીની છે. એ સાંતાખત પર હોરમજી બમનજી ( વાડયા ) ની પોતાની શાખ છે. બીજી એક શાખ ખરશેદજી માણેકજી શરાફ, જમશેદજી માણેકજી, નશરવાંનજી નવરોજી, હીરજી નવરોજી લાએર અને મેરવાનજી નવરોજી માણેકજીની છે. વાડયાજી બમજી હોરમજીએ એક ખત તથા સાથનાં બીજાં ૭) કાગલો તા. ૧૬ મી એપ્રીલ ૧૮૨૭ ને દીને દસ્તુરજીને માટે મંચેરજી એદલજીને આપીને મોકલ્યા હતા.

બાઇની હકીગતની અરજી ગવનદર કોશલ[1] મો કરી આપીને એ બાઈને પેનશન અપાવીશુ........ગવનદર કોશલમાં જાંનામો આવશે તો શરવે પેનશન જાતું રેશે."[2] આ બાઇની ઉપલી અરજી આવવા આગમચ પણ તા. ૨૮ જુલાઈ ૧૮૩૦[3] ને દીને સુરત મોદીજી ઉપર એ બાએ એક પત્ર લખવામાં આવ્યો હતો.

**૭. આજથી ૧૦૦ વરસ પર એક દસ્તુરજીએ વસીએત નામામાં ફરમાવેલી મરણ ક્રીયા અને બીજી વસીએત.**

ઉપલા મરનાર દસ્તુર કાવશજીએ કરેલું એક વીલ જે ઉપર સહી સાખ કરવાની રહી ગઇ હતી તેની નકલ[4] પંચાએતને દફતરે છે. તે ઉપરથી ૧૦૦) વરસ પરના એક દસ્તુરે મરણ ક્રીયામાં ફરમાવેલી હકીકત વીગેરે મલે છે. તેવણ નીચે પ્રમાણે ફરમાવે છે:—રૂ. ૧૫૦૦) વરસી લગીન ખરચે તે મધે પાયામુજ આપે તથા સદરા સુરતનાં હમકારને ઘેર દીઠ આપે તથા દસમું તથા બાજે તથા છમસી પર મુનાસેબ મુજબનો ખર્ચ કરે તથા માસીસાનો તથા

---

ઉપલાં સંતાંખતની નકલ પછી એક બાજી ફારગતીની નકલ છે (ચો ૧ ક, બાબદ ૮૯) જે દસ્તુર બરજોરજી કાવશજીને તથા તેવણનાં ધણીઆણી બાઇ ખરશેદબાઇને આ. ખરશેદજી શાપુરજી મેનતી લખી આપે છે. એ ફારગતી ઉપરથી નીચલી હકીકત માલમ પડે છે: સંવંત ૧૮૮૨ (માર્ચ ૧૮૨૬) નાં શેહરેવર મહીનામાં ઉપલા દસ્તુર બરજોરજી કાવશજી ઉપલા ખરશેદજી શાપુરજી મેનટીની સાથે મુંબઇ આવ્યા હતા અને ખરશેદજી માણેકજી શરાફની મારફતે ઉપલા વાડયાજી હોરમજી બમનજીને ત્યાં ગયા હતા. અત્રે આવવાની મતલબ પોતાના છોકરાને પરણાવવાના ખર્ચની કાજે ઉગરાણું કરવાની અને પોતાને માટે બીજી મદદ મેલવવાની હતી. એ કામમાં એ ખરશેદજી મેનટીએ દસ્તુરજીને એહદીનોને ઘેરે જઇ તથા દુકાન ઉપર જઇ રૂા. બનાવામાં અગીઆર મહીના સુધી મદદ કરી હતી, તેનાં બદલામા કમીશનનાં રૂ. ૨૨૫) આપવા ઠેરવ્યા હતા. તેમાંના રૂ. ૧૦૦ પેહલા આપ્યા હતા અને બાકીનાં રૂ. ૧૨૫ આપી આ ફારગતી લખી આપી હતી. એ ઉપરથી દીસે છે કે એ ગરીબ દસ્તુરજી સુરતથી મુંબઇ આવ્યા તે વખતે વાહડયાજીએ એવણને એક ઘર સુરત ખાતે લઇ આપવાનું જણાવ્યું હશે. આ ફારગતીની તારીખ ૨૯ મી માર્ચ ૧૮૨૭, રોજ ૨૮ માહ ૭, ૧૧૯૬ ની છે. આ ઘર બાબે પુછપરછ કરતાં સુરતથી શેઠ કાવસજી બરજોરજી વકીલ પોતાનાં તા૦ ૮ જુલાઇ ૧૯૨૮ નાં પત્રમાં જણાવે છે કે એ ઘર શાહપુર ખાતે અબ્રામ જાબેર (Abhram Jaber)ના મોહલામાં આવ્યું છે. ત્યાં અબ્રામ જાબેરની મસજીદ આવી છે. આ ઘર ઉપલા દસ્તુરના વારેસ દસ્તુર રૂસતમજી જમશેદજી પાસેથી આસરે ૪૦) વર્ષ પર શેઠ એદલજી બરજોરજી વાડીઆએ ખરીદયું હતું અને હાલ તે ખરીદદારના બેટા મીં૦ ભીખાજીના હાથમાં છે.

(૧) Governor in Council. (૨) ચો. ૨, બા. ૧૫૦, પા. ૧૧૫.

(૩) ચો. ૨, બા. ૧૫૧, પા. ૧૧૬. (૪) ચો. ૨, બા. ૧૮૫, પા. ૧૪૫.

વરસીનો હમકાર સાથ તથા બેહદીન સાથ કરે. રોજે અવલથી તે વરસી લગી ચાલુ દરૂન તથા મૈજનાં ખર્ચનાં રૂ. ૨૭) ધણીઆણીને આપે જે તે પોતાને હાથે સર્વે રવેશે દરૂન બાજ કરે તથા માસીસાની બાજનો ખર્ચ તથા પરભ વારનો તથા દુન્યાઇ સરસ્તે દીનને હકે મુકતાદ માંડવાનો ખર્ચ મુનાસેબ મુજબ ધણીઆણીને આપે.

બીજું "રૂા. ૪૦૦) અથવા ૫૦૦) પાંચશોહો શુધી વજીફો ૧) વેચાતુ લીએ અને તે વકફ ખાતે રાખે ને તે મધેથી જે આમદ આવે તે મધેથી દશતુર ભીખાજીના તા. અમારા માએ બાપના તા. બેહેનોના તા. ઓરતોના તા. ફરજંદોના જે અતલગના રોજગાર દીશા[1] અંમો કરૂ છેઉ તે શરવે તા. રોજગાર તે અમદની મધેથી અંમારા વંધશનુ વડો હોએ તે કરે.....ફરજંનદાન ફરજંનદો રોજ રૂશતાખેજ લગી ચલાવેઆ જાએ શઇ તા. અમારૂં બાપીકુ અંધારૂપંણો શ્રી શુરતનો તા. ગામડા વગેરેનો શાવ તા. મરણ પરણનુ તા. લગન તા. નાતરૂં તા. ગાએનુ તા. પાટકડરનુ[2] તા. અંમારૂ જે અંધારૂપણો છે તે મધેથી અંમારે તરીજે હીશાનુ જે આંગદ આવે છે તેનુ કામ શરવેનુ અંમારા ભાઇઓ કરે........બીજી બીના એ જે ઉઠીઆણો તા. મીજલશ મધેથી અંમારા તરફશી હમોએશતેએઆન[3] પડાવા અંમારા ભાઇઓ જાએ તા. શાથે અંમારા બેટોને લઇને જાએ શહી ને તાહાંથી જે પડાંમણનો હક તા. આશોદાદ આવે તે મધેથી હીશા ૨) અંમારા બેટાને આપે તા. હીશો ૧) બમનજી તા. દાદાભાઈ વાટી લીએ." જો ફરમાવવા પ્રમાણે નહી કરે તેને માટે સેવટે લખેછે કે "તેને અંમો દાદારની દરગાહમો દામાંનગીર થાઉ અને મેહેર દાવરની આગલ તે પોતાના ચાહરમનુ શવાબ હારે અને એજદ અમશાશપદોનો ચોર થાએ."

---

(૧) દીવસ.

(૨) આ શબ્દ સહમજ પડતો નથી. મીજલસમા પાલક જાહેર કરવામાં આવે છે તે માટે કોઇ લવાજમ તે વખતે લેવાતો હોય તે માટે કદાચ એ શબ્દ કોઇક અપભ્રંશ હોય કે "પાલકનો દર" યાને લવાજમ.

( ૩ ) ઉથમનામાં પાલક યા નજદીકના ખેશી પાસે, તેને મરનારની ધર્મ ક્રીયા કરવાની કોઇ ફરજ આપવાના ખ્યાલથી, જે ભણુતર ભણાવવામાં આવે છે તે એમાં ભણાતા "હમા યસ્તે વેહાન" શબ્દોનું આ અપભ્રંશ છે. આ ભણુતર માટે જુઓ The Sir Jamsetjee Jejeebhoy Zarthosti Madressa Jubilee Volume માં મારો વીશય.

આ મુગાબેહરા દસતુરજીના તા૦ ૧ લી સપટેમબર ૧૮૩૦[1] ના મુંબાઈની પંચાએત જોગા કાગજ ઉપરથી માલમ પડેછે કે એવણનો પગાર બંધ થયો હતો તે ગવરનર એલફીનસ્ટનને સીફારશ થવાથી તેવણે ચાલુ કીધો હતો. એ પત્રમાં એવણ પોતાના છોકરા જમશેદજીની શાદી પાછલ રૂ. ૨૦૦૦) નો અને નાવર પાછલ રૂ. ૨૫૦) નો ખર્ચ કરવા જણાવે છે અને પોતાના બાવા પાછલ વરસની કીયા કરવા પોતે રૂ. ૩૦૦૦) ખરચેલા જણાવે છે.

૮. આ અરસામાં બનેલી ગોડાવરા મોબેદો સંબંધીની કાંઇક હકીકત.

આગલા બાબમાં આપણે ગોડાવરા મોબેદોની અત્રેની હાજરી અને તેઓ માટે સ્થાપવામાં આવેલી દરેહમેહરની હકીકત કાંઇક વીગતે આપી છે. હવે એવું દીસે છે કે આ અરસામાં ગોડાવરાના મોબેદો પોતે માહોમાહે તંતો કરવા લાગા. પોતાના વડા મોબેદ આ૦ પાલનજી પેસ્તનજી સાંમે રોજ ૮ માહ ૪ સંવંત ૧૮૭૭ તા૦ ૮ મી જાનેવારી ૧૮૩૧[2] ને દીને બાર ગોડાવરા મોબેદોએ પંચાએતના સાહેબોને અરજી કીધી અને કેટલીક ફર્યાદ કીધી. એ અરજી ઉપરથી કાંઇક નીચલી હકીકત માલમ પડે છે.

મોબેદ પાલનજી પેસ્તનજીએ પોતા સાથે ધંધામાં પોતાના ભાઇ ભીખાજીને ભાગ આપવાનું કબુલ કરી લીધા હતા. ગોડાવરાઓ માટે નવી દરેહમેહર બંધાવવા છતાં, તેઓ ચોપાટીની દરેહમેહર, જ્યાં તેઓએ પહેલે કામ કરવા માંડયું હતું, ત્યાં પણ કામ કરતા રહયા હતા. હવે આ પાલનજીએ આ ચોપાટીની દરેહમેહરનો અખત્યાર પોતાના ઉપલા ભાઇના દીકરા આ. ભીખાજી નવરોજીને આપ્યો. તે પછી આ. ભીખાજીએ, તેવણને ભાગ બરાબર નહી મલવાથી, પાલનજીએ મંગાવેલો આલાત નાખી દીધો તથા નીરંગદીનના સીસા દરેહમેહેરમાં ભાંજી નાખ્યા. આ સર્વ એક ચોરે રાત્રે દરેમેહરમાં આવીને કર્યું, એમ જણાવીને ભીખાજી ગામ જતો રહયો. એમ આલાત અવાવ થવાથી અને નીરંગદીન ઘોરી નાખેલી હોવાથી, આ અરજી કરનારાઓ લખે છે કે, તેઓએ બીજી નીરંગદીન અને આલાત નાસારીથી મંગાવ્યો અને બરશનુમવાલી પોતાની એક જોડ હતી તે પાસે

---

(૧) ચો. ૨, બા. ૧૫૦. વધુ બામદ માટે ચો. ૨, બા. ૧૯૬, ૧૯૭, ૨૨૨. ચો. ૬ પા. ૭૨ થી ૭૮. (૨) ચો. ૫, બા. ૬૧, પા. ૫૭.

બીજા મોબેદોને બરશનુમ અપાવ્યું. વલી આ અરસામાં પંચાએતે ગોડાવરા મોબેદોને સગવડ આપવા પંચાએતની દરેમેહર નવી બાંધી, તેની જગ્યા વેચાંણ કરી લીધી ત્યારે ઉપલા આ. પાલનજીએ તેઓને સમજાવ્યું કે દરેમેહર પંચાએતની છે, તેથી તેમાં નૌસારીવાલા પણ કામ કરવા આવવા માંગશે, તેથી આપરૂ બાધાનું જતું રહેશે. એમ સહમજાવી તેઓ પાસે કબુલ કરાવ્યું કે તેઓ તેવણને (આ. પાલનજીને) શ્યાવ તથા નાતરાંની તથા લગનની કસ્ટમ[1] આપે. તેવણ માટે ફર્યાદ થાઇ કે, તેવણે પેહેલે એવી મતલબનું જણાવેલું કે "કાગજ પછવાડેથી ફાડી નાખીશું, પણ હાલ આપણી દરેહમેહર બાંધ્યા પછી કોઇ નવસારીનો મોબેદ દરેહમેહરમાં આવવા ચાહે તો તેને કાગજ દેખડયે જે હમો લોકોએ બંદોબસ્ત કીધો છે. એલખ્યા પ્રમાણે તમો કુસતમ આપવાનું કબુલ કરશો ને તે વાંચીને કોઇ મોબેદ આપરી દરેહમેહરમાં આવશે નહી." એ પ્રમાણે મોબેદોને સમજાવીને એ કાગજ કીધો. પણ પછી દરેહમેહર પુરી થાઇ અને ઇજાઇ કે એ પાલનજી ઉપલા કાગજ પ્રમાણે કસ્તમ માંગવા લાગા. સ્યાવ ૧) નો રૂ. ૧ાા માંગવા લાગા અને કહયું જે એમ આપે તો અગીઆરીમાં રહે નહી તો તેઓએ બીજો મુકામ શોધી લેવો. તે ઉપરથી મોબેદ લોકોએ કહયું જે તે દગલબાજી કરે છે તે સારૂં નહી. પણ એ ધણી સમજ્યો નહી. એ વીગેરે બાબનો જણાવી ઉપલા વડા મોબેદની ફર્યાદ કરી મોબેદો લખે છે કે "જે શાહેબોએ દરેમેર બાંધી તે શી પંનચાતને નામે બાંધી કે એ અંધારૂ પાલનદારૂ એકનેજ બાંધી આપી છે." એ વીગેરે તેવણ માટે બીજી કોઇકિ ફર્યાદ પંચાએત હજુર કરે છે. આ મોબેદોની લાંબી ફર્યાદનું શું થયું તે માલમ પડતું નથી.

પણ એવું દીસે છે કે આ વડા મોબેદ પાલનજી પેસ્તનજી (પેશુજી) ને પણ એ મોબેદો સાંમે ફર્યાદ કરવાનું કારણ મલ્યું હોય.

વડા મોબેદ પાલનજીની ફર્યાદ

તેવણ તા. ૧૨ મી નવેમબર ૧૮૩૨[2] ને દીને વાડીઆ નવરોજી જમશેદજી અને પંચાએતના બીજા સાહેબો ઉપર પત્ર લખી મોબેદો માટે ફર્યાદ કરે છે. એવણ નીચે પ્રમાણે લખે છે:—

"શાહેબ લોકોએ જે દારા ઊપર હમારો હાથ પકડો તે દાડા ઊપર હમોએ હમારો દીલથી એવું ધારૂં જે મુબાઇના શાહેબ લોકોએ હમારો હાથ

(૧) હકસાઇ. (૨) ચો. ૧૦, બા. ૨, પા. ૨.

પકડો તેથી હમુને શું એક આબરૂ થશે ને શું એક બોજ વધશે. એવું દીલમો ધારીને હમારા બજરગોનું તથા બીજા લોકોનું માનું નહીં તે આજે હમોને હમારા બજરૂગોની શીખામણ ઇઆદ આવે જેવારે હમોએ શાહેબ લોકોનો હાથ પકડો તેવારે હમારા તનથી મેનત લેઇને તથા રજ ખેંચીને પોતાનું વતન વેચીને મુરબીજીના શુખન ઊપર કીધું તેના બદલામો આજે હમારા ઊપર આફ્ત ગુજરે છે તેથી મુરબીજીઓને હમારો હવાલ કરૂં છેઊં જે હમારા ટોલાને વાશતે હમો હરજ[1] ખેંચી મેનત લેઇને રૂ ૧૫૦૦) નો આજ કરજદાર થઇને મુરબીઓના પઇશાથી ને હમારી મેનતથી અનજુમનનું મોકાન બાંધું તે વારે હમારો હોમકાર[2] હમારી ઉપર રખી[3] થઇને શાહી શાખનો કાગદ આપો તેવારે અમોએ ઉમેદ ધારીને શારૂં કામ ચલાવું તેવાર પછી વરશ ૩ તથા ૪ કામ શારી તરેથી ચાલું તેવાર પછી અમારો ઓમકાર[4] બેદા[5] થાઇને કાગજ પાછું લેવાડું. ભલું, ખુરશેદજી માણેકજી હમારા મુરબી છે તેનાની પાશે કાગજ છે તે જાણે હમારી પાશે છે એવું ધારીને અમો તો મોકામશર બેથાં છેઇએ ને શેઠ ખુરશેદજી માણેકજીએ હમોને કઊં જે એ કાગજ કાશથી અગીઆરી જમાશે ને બધા મોબેદોનુ આવું જવું થાશે ને બેધીનોને તાનું કામ બધું લાવશે તેમાનુ તો કાંઇ નજર આવતું નથી એ વાતનેબી વરશ ૧૧ થઊં તે વારના મોબેદો બરશનુમવાલા બરશનુમ નથી લેતા ને પનથકીઓ છે તેતો પોતાનું કામ બીજી દરેમેરમો કરાવે ને અમશતા દાંડીઓ[6] જણ ૪ તથા ૫ માર ઊપર આવીને શુવે ને બદશોખી આવે તેવી હમોને ગાલ દીએ ને હમારા આંગ ઉપર ચરી આવીને હમારી હુરમત લીએ તેથી શાહેબ લોકોને જાહેર કરૂં છેઊં જે એ બેડા લોકોને રજા આપો ને જે કોઇ એજદાથરીગર હોએ તેને રાખો જે દરેમેરને આબરૂ આવે તથા મુરબીજી એ લોકો (નો) દોર અમારાથી ખેંચાતો નથી તેથી તમો ૪ શાહેબો બેશીને

---

(૧) રંજ, મેહેનત. અથવા કદાચ "ખરચ ખેંચી" (૨) હમકાર એટલે સાઠવાલાઓ.

(૩) રાખનાર એટલે રખેવાલી કરનાર, કદાચ એ શબ્દનો અર્થ "રખડાવનાર" પણ થાય. મતલબ ખરાબ અર્થની દીસે છે કે "ના ફરમાન."

(૪) હમકાર. (૫) બોહોસીલા.

(૬) દાંડ એટલે લાકડી પકડી તોફાણ કરનારા, એટલે મસ્તીખોરો,

જે કાઇ તમારી દાનશતાઇમો[1] આવે તે બંદોબશત કરો તો અનજુમનના મુકામને આબરૂ આવે નહીં તો હમારી હુરમતથી તમો ૪ શાહેબો મલી રજા આપો જે હું હમારી શોભાથી બાર નીશરૂં ને તમો શરખા શાહેબોની ચાકરી કરીને શેર બાજરી પેદા કરૂં પણ એ જુલમમો અમથી રહી શખાતું નથી." એ કાગજની એક બીજી પણ નકલ[2] દફતરે છે તેમાં નીચલો ભાગ વધારે છે.

"કાંએજે હંમારૂં લશકર બેકદર ને બેઅદબવારૂ છે તેથી અનજુમનના શરદારે જરા એક મો[3] આપું તેથી એ લોકો ફેલાઇ ગીએલા છે ને કોઇને ગાટતા[4] નથી, તેથી મુરબીજીઓની જરરૂથી[5] એ લોકોને બંધોબશત કરી આપશો તો કેદ રેશે[6] પછી તો જે કઇ મુરબીજીઓની દાનાઇમો આવશે તે ખરૂં અંમારેથી તો એ લોકોની બદનખશી વારેવારે શાહેબ લોકોને કઈ શકાતું નથી તેથી મુરબીજી તંમો ચાર રતીના[7] ખાવીન્દ છો. શારૂ થાએ તે કરો અંમો તો નાચાર છઇએ."[8]

---

(૧) દહાપણ. (૨) ચો. ૧૩, બા. ૩, પા. ૫.

(૩) મોહ એટલે કે મોહડું અથવા કોહું.

(૪) ગાંઠતા નથી, કહયું માનતા નથી. (૫) જડપથી.

(૬) "તાબામાં રહેશે" "કબજામાં રહેશે."

(૭) "ચાર રતીના ખાવીન્દ" એ ભાગ્યશાળી પુરૂષ માટે બોલાય છે. 'રતી' એક જાતનું વજન છે, કદાચ એ શબ્દ "રતન" હોય, અથવા એક ગ્રહસ્થ સહમજાવે છે તેમ ઘણું કરીને "ચાર રતીના ખાવીંદ" નો અર્થ ચાર જાતના સુખ, અથવા માણુસ જાતને ઇચ્છવા લાયક ચીજો ધરાવનાર હોવો જોઇએ. તે ચાર ચીજો સાધારણ રીતે ધર્મ, ધન, સ્રી, અને બલ છે, જેના જોરથી માણુસ ચાહે તે કરી શકે.

(૮) આ બાબદવાલા આ. પાલનજી પેશુજી એક લાગવગ ધરાવનારા ગોડાવરાના આગેવાન મોબેદ હતા. તે તા. ૧૨ મી નવેમબર ૧૮૨૮ ના એક દસ્તાવેજ (ચો. ૨, બા. ૧૬, પા. ૧૯.) ઉપરથી માલમ પડે છે. એ દસ્તાવેજમાં એક શાખ "દશતુર પાલનજી પેશતનજી" ની છે. આ દસ્તાવેજ પ્રમાણે એક બાઇ પોતાના ધણીનો ભાગ એક બીજા મોબેદ નામે રતનજી એદલજી જીજીહોમજીનાને વરસ એકનાં રૂ. ૧૩) અંકે તેરને હીસાબે પાંચ વરસ માટે વેચે છે અને ફરમાવે છે કે પોતાની કજા રજાએ પોતાના ગુજરી ગયલા બે છોકરાઓના છોકરાઓ છે તેને તે ભાગનાં રૂ. ૧૩) દર વરસે સરખે ભાગે આપે. આ દસ્તાવેજ બાઇ હીરાંબાઇ નસવાંનજી ખરશેદજી ખંબાતા લખી આપે છે. સાક્ષીઓમાં એક સાક્ષી દસ્તુર પાલનજી પેસતનજીની છે.

# VII

## અતરેના દખમા નશેશાલારે વીગેરેની બાબદ.

તા. ૨૮ મી સપટેમબર ૧૮૨૯[1] ને દીને જમશેદજી જીજીભાઇ સરકયુલર કરી લખે છે કે " શ્રી પંચાતનાં મેમબરો શાહેબો ને શેવક જાહેર કરેછે જે પારશી નવરોજજી નાદરશાહાની વાડીણી શોડનો રશતો ગંનોજ નાંરા[2] છે ને ચોમાંશામો રૂવાંનોને ઉપર લેઇ જાવાને ગંણીજ હલાકી તા. પાંણી ગનુજ ભરાઇ રેહે છે ને શુકા દાહાડા પંન ગાડી તા. માંનશોને આવા જવાને ગંણીજ હલાકી પડે છે તે તો શરવે શાહેબોને રેશંન હોશે હવે એ રશતા ઉપરની શોડની વાડી શંનવાઇ વીનુબા શંકર શંનવાઇ માંદવીવાલાની પંચાતની છે તે ધંનીએ ગણીજ મેહનત લેઇને પોતાની પંચ પાશેથી આપણા રશતા મંધે જેટલી જગા જોઇએ એટલી લેવાનો હોકંમ અપાવેઓ છે તે મંધે કેતલાએક નાંરીએલીનાં જાહાડો કાપેઆમો જાએ છે તેણી કીમતને શારૂ એમ થરાવેઉ છે જે નાંણુ તો લેવું નહી કાંએજે એ લોકોનાં ધરંમની જગો છે તેથી જગાને બદલે જગો તા. જાહાડો આપવાં તારે હંમોએ વાડીઆજી નવરોજજી જંમશેદજી શાતે વીચાર કરીને ભાઇ શાહેબ વાડીબહમંનજી હોરમજીએ પરપોશ[3] કીધું હેવંનણી બહેશતંન કુઇ તે મોડી દાદાભાઇ નશરવાંનજીની ધંણીઆંણીનાં ઉઠીઆંનાંમો રૂ. ૧૦૦૦) ની તંનદરોશતી ભનાવી છે તા. હેવંનનાં બહેશતી બાવા શેઠ હોરમજજી બહમંનજી ગુજરેઆ તારે તંનદરોશતી ઉઠીઆંનામાં રૂ. ૩૦૦૦) ભંનાવી છે તે મલીને રૂ. ૪૦૦૦) હેવંનણી પાશે અનાંમત હતા તેને બદલ પોતાની વાડી મંધેથી જેટલી જગો જોઇએ એટલી શંનવાઇ વીનુબાની પંચાતને આપે તા. જાહાડો જેટલાં કપાએઆમો આવે તેથી દોહોરાં પોતાની વાડીમોથી આપે તા. એ રશતાની દેવાલ તા. પોતાની વાડીમોથી જગો આપે તેની દેવાલ તા. દખમાં આગલની શેડી સુધીનો પાકો રશતો શરવે વાડીઆ બહમંનજી હોરમજજી બંધાવી આપે એ

૧. દખમાની સીડી સુધીના એક આગલા રસતાની બાબદ.

---

(૧) ચો. ૩. બા. ૪૭. પા. ૩૨. (૨) Narrow સાંકડો.

(૩) propose મનસુબો કરવો.

શરવે બીનાં વાડીઆજીએ કબુલ કીધી છે હવે તંમ શાહેબોની રજા હોએ તો ઉપર લખેલું કાંમ શરૂ કરાવીએ ને એ રશતો મોહોટો થઆથી ને પાકો બંધાએઆથી ગંનુ શવાબનું કાંમ થાશે એજ અરજ હવે મેહરબાની કરીને આએ કાગલ વાંચીને શહી કરી મોકલજોજી કાંમ હાર પડાવીએ.”

એ પછી એ બાબે વાડીઆ નવરોજી જમશેદજી ભાઇ બમનજી હોરમજી ઉપર તા. ૧૫ મી અકટોબર ૧૮૨૯[1] ને દીને લખે છે કે “હંમોએ તા. ભાઇ જંમશેદજીએ જે કાંઇ દખમાંની શેરીનો રશતો પોહોરો કરવા બાબે થેરવેઉ છે તે બાબે ભાઇ જમશેદજીએ કાગલ ૧ ) પંચાતનાં મેમબરોને લખીને શરકુલર ફેરવેઉં છે ને તે કાગજ પર શરવે મેમબરોએ શહી કરી છે તેથી તંહમો તે રશતાનું તા. દેવાલનું કાંમ શુખેથી ચલાવજો.” એવું દીસે છે કે વાડીઆજી બમનજી હોરમજીએ એ રસ્તો ત્યાર પછી પોતાનાં બાવા હોરમજી બમનજી ને નામે બંધાવી આપ્યો.[2]

૨. દખમાની બાહર “બીજા લોકો માટેનું નાનું દખમું,” એવાં નામનાં મકાનની બાબદ.

એવું દીસે છે કે આ અરસામાં સામાન્ય વપડાશનાં દખમાંથી જુદું નેઆતબાર મેલાએલા અથવા એવા પ્રકારનાં કોમનાં સભાસદ તરીકે શકમંદ ગણાતા પુરૂષો માટે એક “નાનું દખમું” એવે નામથી જણાયલું એકાદ મકાન હતું. ખરશેદજી અરદેશરે ફરાંમજી કાવશજી જોગો પત્ર તા૦ ૨ જી ફેબરવારી ૧૮૩૦[3] ને દીને લખ્યો હતો કે “પનચાતના દખમાની બારની મોટી ફરતી ભીત

---

( ૧ ) ચો. ૩. બા. ૪૮. પા. ૩૨.

( ૨ ) પારસી ફીવર હોસ્પીતલનું મકાન, જે બાઇ જરબાઇ નવરોજી વાડીઆએ બંધાવી આપ્યું છે, તેનો ધર્મશાલા તરફથી જવાનો રસ્તો કરતી વખતે હાલમાં બાંધેલી શેઠ માનેગામવાલાની બીલડીંગનાં બાબુલનાથ તરફનાં ખુનાં સાંમેનાં ભાગ તરફ એક પથર મલી આવ્યો છે, તે ડુંગરવાડીપર રખાવ્યો છે. ચોપડાની આ બાબદ ઉપરથી માલમ પડે છે કે એ પથર વાડયા બમનજી હોરમજીએ બંધાવેલા એક આગલા રસતાની તખ્તીનો છે તે ઉપર લેખ નીચે પ્રમાણે છે :

“શ્રી ૧।

વાડીઆજી હોરમજજી બહમંનજીનાં નાંમથી એ રશતો બાંધેહો છે રોજ ૧ હોરમજ માહા ૧૧ મો બહમંન શંને ૧૧૯૯ યએજદેજરદી શેનશાઇ,”

( ૩ ) ચો. ૨, બા. ૧૩૧, પા. ૧૦૫.

છે ને તે ભીતનો ખુણો ૧ બાહારની બાજુ જે ઠેકાણે નાનુ દખમું બીજા લોકોને વાશતે બાંધેલુ છે તે તરફથીબી તે ખુણોબી ચોમાશાના પાંણીએ કરીને ધોવાઈ ગીઓ છે તેનુ કોઇ ખબરદારી કરતું નથી. તે તંમુને લખી જણાવું છે ને તે પનચાતના ફનમોથી એ ભીતને નવેશરથી ખરચશું તે(મ) નઇતો તે ભીત આવતા ચોમાશામો પરી જાશે." આ પત્રમાં "નાનુ દખમું બીજા લોકોને વાશતે બાંધેલુ છે" એમ જણાંવ્યું છે તે કયાં દખમાં માટે લખે છે તે ખુલ્લું જણાંવ્યું નથી. આ નાના દખમાની બાબતમાં બીજો પણ એક ઈસારો નીચલી બાબતમો છે.

તા૦ ૨૪ મી માર્ચ ૧૮૩૦[૧] ને દીને મંચેરજી એદલજી સોપારીવાલા (કોલાબેવાલા), જેવણ મરણને બીછાંણે પડેલા હતા, તેવણે પંચાએતના સાહેબો ઉપર અરજી કરીને જીવતી બાઇડી પર બીજી બાઇડી કરવાની આગલી તકસીર માટે માફ માંગી. તેવણે પોતાનાં મરણ તાંકણે પોતાનાં હાડને દખમામાં નાખવા અરજ કીધી અને તેવણની અરજને એદલજી જમશેદજી કોલાબેવાલા અને કોલાબેના બીજા ૧૧) સાહેબોએ ટેકો આપ્યો. ખરશેદજી માણેકજીએ આ અરજી[૨] બીજા સાહેબોમાં ફેરવી ત્યારે તેના સરકયુલર ઉપર ફરાંમજી કાવસજીએ લાંબી મીનીટ કરી ખરશેદજી માણેકજીની ઉપલા ધણીને માફ કરવાની સુચના સામે વાંધો લીધો કે "જારે તંમો એ રીતે માફ કરતા જાશો તો તમારો હરેક બંદોબશત રેશે નહી......ગંના જરથુશતી ખોમ[૩] નાં પરદેશમાં ગુજરે છે તે કઈ દખમાંની દરકાર નથી રાખતા તે ધંનીઓને (જં)મીનમાં દાતે છે તેથી કહી હેવા બે ચારને બીજી જગો દખમાંની બાહેર કીધી છે તાંહાં નાંખવાનું કંઇ પાપ નથી."

---

(૧) ચો. ૬, બા. ૨૬, પા. ૧૯.

(૨) એ અરજી બીજા સાહેબોમાં ફેરવતાં ખરશેદજી માણેકજી લખે છેકે "આજની આજ ૪) કલાકે દાદીશેઠની દરેમેહર મંધે અંનજુમંન મેલ(વ)વી હાંએ જે એ ગરીબને તકશીર માંફ કરવું ગનું મુનાંશબ છે પંન કોન જાંને કાલ કેવી છે ને કદાશ અંનજુમંન મેલવતાં વાર લાગે વાશતે હંમે હંમારી તરફથી એ ગરીબની હઇઆતીમો તકશીર માંફ કીધી છે." એ ઉપરથી એવું દીસે છે કે આગલા વખતમાં કોઇ ઘણાં અગતનાં અવસરે થોડા કલાકની ખબર પારસી મોહલ્લાઓમાં ફેરવી અનજુમનની સભા મેલવવામાં આવતી હતી.

(૩) કોમ.

આ હકીકતમાં પણ "બીજી જગો દખમાંની બાહેર કીધી છે," એમ લખ્યું છે તે કઇ જગ્યા છે તે જણાવ્યું નથી. પણ એવું દીસે છે કે કદાચ હાલમાં "ચોતરો" નામનું જે મકાન છે તે ઉપર જણાવેલું "નાનું દખમું" અને ઉપર જણાવેલી "દખમાની બાહેરની જગ્યા" હોય. "બીજા લોકોને વાશતે" એમ લખ્યું છે તે એવા નેઆતબાર પુરૂષો વીગેરે માટે લખેલું દીસે છે.[૧]

શેઠ ફરાંમજી કાવશજી બનાજીના દખમાની હકીકત.

શેઠ ફરામજી કાવસજી બનાજીનાં એક બેટી બાઇ દીનબાઇ તા૦ ૪થી મે ૧૮૩૧ રોજ ૫, માહ ૮ શેહનશાહી સને ૧૨૦૦ ને દીને હક થયા હતાં, તે વખતે ફરામજીએ મરનારની નૈયતે એક દખમું બાંધવાનો વીચાર કીધો હતો. તેવણે બાઇ બચુબાઇ તે શેઠ અરદેશર દાદીભાઈનાં ધણીઆણી ઉપર તા૦ ૫ મી મે ૧૮૩૧[૨] ને દીને એક પત્ર લખી એ કામ માટે તેવણની થોડીક જમીન જે પંચાએતની જમીનની પડોશમાં હતી તે માંગી. બાઇ બચુબાઇએ તેજ દીને એટલે તા૦ ૫ મી મે ૧૮૩૧ ને દીને જવાબ [૩] લખી પોતાની જગ્યામાંથી મોદીનાં દખમાની પડોશમા ૩૦) કાઠી લાંબો અને ૨૦) કાઠી પોહલો જમીનનો કટકો "અંનજુમંનનાં કાંમ શારૂ .....માજદીઅશની દીનનાં લોકોનાં કાંમ શારૂ ધરંમ ખાતે" આપ્યો. તા૦ ૬ થી મે ૧૮૩૧[૪] ને દીને શેઠ ફરાંમજીએ મરનારનાં ઉથમણાની મીજલસમાં એક અનજુમન પત્ર વાંચી એ બીનાં જાહેર કરી અને જણાવ્યું કે એ દખમાનો ખર્ચ મરનારનાં માતા અને બેહનો આપશે. તા૦ ૩ જી જુન ૧૮૩૧, રોજ ૫ માહ ૯ શેહનશાહીને દીને એટલે મરનારની પેહલા મહીનાની બાજને દીને એ દખમાનો તાણો પુરવામાં આવ્યો.

તેનો તાણો કદમીએ કે શેહેનશાહીએ પુરવો, તેનો સવાલ બરપા થાયો.

તાણા બાબે ઊઠેલો મતફેર.

એ બાબે શેઠ ફરાંમજીએ જયારે તા૦ ૧૬ મી મે ૧૮૩૧ ને દીને જાહેરખબર છપાવી ત્યારે શેઠ હોરમજી બમનજીએ "શેહેનશાહી કાંમેટી"નાં મેમબરો તરફથી

---

(૧) મુંબાઇમો ફેલાયલી એક મર્કી વેળાએ ઘણા રવાનો થવાના સબબે એક કામ ચલાઊ દખમું બાંધ્યું હતુ, તે આ જગ્યા હોય. તે પાછલથી "ચોતરો" તરીકે વપરાતું દખમું દીસે છે. જુઓ ઉપર પા. ૯૨—૯૩

(૨) ચો. ૭, બા. ૮૫, પા. ૫૭; ચો. ૨, બા. ૨૬૦–૬૧ પા. ૧૫૪.

(૩) ચો. ૭, બા. ૮૬, પા. ૫૭; ચો. ૨, બા. ૨૬૧, પા. ૧૫૪.

(૪) ચો ૭, બા. ૮૭, પા. ૫૮.

તા૦ ૨૮ મી મે ૧૮૩૧[1] ને દીને ફરાંમજી ઉપર કાગજ લખ્યો કે તમોએ દખમું "કુલે અંનજુમંન" માં આપવાને તંદરોસ્તી ભણાવી છે, પણ ક્રીયા તો તમો કદમીવાલા મોબેદો પાસે કરાવો છો. તે બાબે અમારા શેહેનશાહીવાલા સાહેબોએ શેઠ નવરોજી જમશેદજી વાડીઆ પાસે તમોનેકેહવાડતાં તમે જવાબ કેહવાડયો કે "જેને ગંમે તે એદોખમું વાપરે ને જેને ગંમે તે નહી વાપરે." માટે ફરીથી લખી જણાવ્યેચ "કાંએજે તંમારા ધારેલા વીચાર પરમાંણે એ તંમારા દોખમાંનું કાંમ એજ પરમાંણે જારી રેહશે તો હંમો તંમોને જાહેર કરીએચ જે એ તંમારૂં બંધાવેલું દોખમું કુલે શેનશાહી અંનજુમંનનાં કાંમમો આવશે નહી".

ત્યારપછી તા૦ ૩ જી જુન ૧૮૩૧ ને દીને ઉપર જણાવ્યું તેમ, એ દખમાનો તાણો પુરાયો. એ તાંણો પુરવાનાં દીવસે ફરાંમજી કાવસજીએ ડુંગર નીચે નેઆતનું જમણ કર્યું હતું, જ્યાં આશરે ૧૦ થી ૧૨) હજાર આદમી જમ્યું હતું.[2] તા૦ ૩ જી મેહ ૧૮૩૨ ને દીને એટલે એવણની મરનાર બેટીની વરસીને દીને આ દોખમું ઈજવાનો ઠરાવ થયો. તા૦ ૧ લી માર્ચ ૧૮૩૨ નાં મુંબઇ સમાચારમાં જાહેર ખબર છપાવી શેઠ ફરામજીએ હીંદુસ્તાંનનાં સર્વ જરથોશ્તીઓને જશનમાં હાજર થવાનું આમંત્રણ કીધું હતું. તા૦ ૨૮ મી માર્ચ ૧૮૩૨ નાં બોંબે ગેઝેટમાં જાહેરખબર છપાવી તા૦ ૧૫ મી એપ્રીલ ૧૮૩૨ સુધી તે બીજી દીનવાલાઓ માટે જોવાને ખોલ્લું મેલ્યુંહતું. તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૩૨ ને દીને મુંબઇના તે વખતનાં ગવરનર કલેર ( Earl Clare ) દોખમું જોવાને ગયા હતા. તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૩૨ ને દીને શેઠ નવરોજી જમશેદજી વાડીઆએ પંચાએતના મેમબરોમાં સરક્યુલર કહાડી શેઠ ફરાંમજી કાવસજીને દોખમુ ઈજવાને દીને શાલ જોતો ૧) રૂ. ૨૫૦) સુધીનો આપવાની ભલામણ કીધી.[3] તા૦ ૨ જી મે ૧૮૩૨ નાં બોંબે ગેઝેટમાં શેઠ ફરામજી કાવજીએ જાહેર ખબર

---

(૧) આ કાગજ માટે જુઓ ચો. ૧૫, બા. ૪૨, પા. ૧ બીજે ભાગ. જુઓ પારસી ધર્મસ્થલો પા. ૬૬.

(૨) એ તાણાંની ક્રીયા વખતની જાહેર ખબર માટે, તે ક્રીયાના અહેવાલ માટે, ત્યાર પછી દખમું પરથાયુ તેની જાહેર ખબર માટે, અને દખમું ઇજાતી વખતે વાંચેલાં અનજુમન પત્ર માટે, જુઓ પારસી ધર્મસ્થલો, પા. ૬૦ થી ૬૭.

(૩) ચો. ૮, બા. ૧૯, પા.. ૨૧.

છપાવી બીજી નેઆતવાલાઓને અરજ કીધી કે તેઓએ દખમુ ઈજવાને દીને પોતાના પારસી કલાર્કોને રજા આપવી. તા૦ ૩ જી મે ૧૮૩૨ ને દીને દખમું ઈજાયું તે વેલાએ શેઠ ફરાંમજી કાવસજીએ એક અનજુમન પત્ર[૧] વાંચ્યો. તેમાં જણાવવા મુજબ એ દખમામાં ૨૩૭ પાવી છે.[૨] તે પત્રમાં લખ્યું હતું કે "માજદીઅશની દીનની અંનજુંમનનાં લોકોને દીને બેહ માજદીઅશનીનાં[૩] હોકંમ મુજબ વાપરવાને વાશતે ઉઘાડું મુંકીડ છે." શેઠ હોરમજી બમનજી શેઠનાનાં તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૩૧ નાં ઉપર જણુવેલાં પત્રનો ઇસારો કરી તેમાં જણાવ્યું હતું કે "જેહની ખુશી આવે તે શુખેથી વાપરે." એ દખમું ટુકા પગની પાવીનું છે એમ એ પત્રમાં જણાવ્યુ છે. એ અનજુમન પત્રમાં

(૧) ચો. ૮, બા. ૧૮, પા. ૨૦.

(૨) હાલમાં ખબર કાહાડવા પ્રમાણે ૭૯ મરદોની, ૭૯ સ્ત્રીઓની, અને ૭૯ બચ્ચાંઓની મલી ૨૩૭ પાવીઓ છે.

(૩) ટુંકા પગ કે લાંબા પગ રાખવા, એ બાબે તે વખતે મોટો મતફેર હતો. શેઠ ફરાંમજી કાવસજીનું દખમું ટુંકા યા વાલેલા પગનું છે. બીજાં બધાં લાંબા પગની પાવીનાં છે. આ લાંબા યા ટુંકા પગની બાબદ કામદીન શાપુરની રેવાયતમાંથી દારાબ હોરમઝદીઆરે પોતાની રેવાયતમાં આપી છે (માનેકજી ઉનવાલાની રેવાયત વો. ૧, પા. ૧૪૧, લીટી ૮). ત્યાં લખે છે કે "દીગર એમીરન્ડ પાએ શાન ગેર્દ બાયડ કરડન દરાઝ ન શાયદ કરદન" એટલે "બીજું એ કે જો કોઇ મરણ પામે તો તેઓના પગ વાલવા, લાંબા નહી રાખવા." હોરમઝદીઆર ફરામરોજ અને બરજોર કામદીનની રેવાયતમાં પણ એમજ લખ્યું છે. એ બાબે પાઝંદ રેવાયતમાં જે લખાંણ છે તેને મલતુંજ તે લખાન છે (જુઓ એરવદ એદલજી આંત્યાની પાઝંદ તેક્ષ્ટ, પાં ૨૨૨, લીટી ૨૧ થી ૨૨૩ લીટી ૩). એમાં "દરાઝ" અને "ગેર્દ" શબ્દ રેવાયતથી ઉલટી જગ્યાએ મેલેલા છે, એટલે કે ફરમાન ઉલટાઇ જાય છે, ફુટ નોટમાં એરવદ બીજી નકલને આધારે રેવાયત મુજબનાજ શબ્દો આપે છે. એરવડ બમનજી નશરવાનજી ધાબર, જેવણુને હું આ બાબદના હવાલા માટે આભારી છું, તેવણુ પોતાના તા. ૩૦-૭-૧૯૨૮ ના પત્રમાં મને જણાવે છે કે દસ્તુર સોરાબજી ફરાંમજી મેહેરજી રાનાના જે હસ્તલેખ ઉપરથી એરવદ આંત્યાએ પોતાનો પાઝંદ તેક્ષ્ટ આપ્યો છે તે તેક્ષ્ટ તપાસતાં તેમાં ઉપલા હરફોની ચુંટ પીખ થાઇ છે. રેવાયતો મુજબ સામન્ય મત પગ વાલવાની તરફેણુમાં છે. તેની મતલબ આ છે કે "મરનારનું આ દુન્યાની અંદર ચાલ ચાલ કરવું હવે ખલાસ થયુ." પલાંઠી મારીને બેસવુ, એટલે કામથી ફારેગ થવું, એ એક આપણામાં ઇસ્તેલાહ છે. તે ઉપરથા આ વાલેલા પગ એક ચીન્હ રૂપે (symbolically) કાંઇક સમજ આપે છે.

અનજુમનના અકાબરોનો અને તેમાં ખાસ કરી નવરોજી જમશેદજી વાડીઆ, બમનજી હોરમજી વાડીઆ, ખરશેદજી માણેકજી શરાફ અને જમશેદજી જીજીભાઇનો ઉપકાર માંન્યો હતો. ખરશેદજી માણેકજી શરાફે એવણુનો ઉપકાર માની શાબાસી આપી હતી, એ દોખમું ઇજવાને દીને “ ફરાંમજી કાવશજીએ પંચાતનાં ધરંમ મંધે રૂ. ૧૦૦૦).....દોખમાંની મરાંમતને કીજે” આપ્યા હતા.[1]

ઉપર જણાંવ્યું તેમ શરૂઆતથીજ જરાક વાંધો ઉઠયો હતો કે એ દખમુ જો કદમી અને શેહનશાહી સર્વ માટે હોય તો તેનો તાણો પુરવાની ક્રીયા વગેરે કદમીઓએજ શા માટે કરવી. દખમું ઇજાયા પછી પણ એ વાંધો ચાલુ રહયો. એ બાબે શેઠ ફરાંમજી કાવશજીને તા૦ ૧૧ મી મે ૧૮૩૨ ને દીને પંચાએત ઉપર કાગજ લખવો પડયો હતો અને સેવટે એ દખમાનો ઉપ્યોગ કદમીઓથીજ થવા લાગ્યો અને ચાલુ રહયો.

૪. રાંડને પેટનાં છોકરાંને ઠગાઇથી ગેહ સરાવી દખમે ચહડાવાથી દખમું પહેરજાવ્યું.

તા. ૨૯ જુલાઇ ૧૮૩૫[2] ને દીને પંચાએતની મીટીંગ મલી હતી, તેમાં એક કામ નીચલું હતું. એક પારસીએ “ રાંડને પેતનું નાંફાંન છોકરૂ પોતાનાં શગાંનાં ગરમો લાવીને મોબેદોને જુઠું શંમજાવીને તેની ગેએ શરાવીને દોખમે ચડાવેઊ તે ખબર પંચાતને માલંમ પડેઆથી તે દોખમું શરેશતા પરમાંણે પહરેજાવેઊં.”[3] વલી ગેએ શારનાર મોબેદોનું બરશનુમ “અવાવ”[4] કરવામાં આવ્યું. તે

---

(૧) પંચાએતનાં દફતરમાં “શ્રી પારસીની પંનચાતનાં દખમાંની મરામત ધર્મનું ખાતુ,” એવે નામનું ખાતું સવંત ૧૮૮૮ ઇસવી ૧૮૩૨ માં પેહેલે ઉગડયુ, તેમાં એ રકમ જમે થાઇ છે. નોંધ પાને ૧૫ તા૦ ૨૩ અકતોબર સને ૧૮૩૨. એ ખાતુ હાલમાં “દખમાંઓ વીગેરેની મરામતનું ફંડ” નં. ૧૧ એવે નામે છે. હાલમાં તેની રકમ આશરે રૂ. ૧૮,૦૦૦ ની છે. સને ૧૮૩૨ માં શેઠ ફરાંમજી કાવસજીએ રૂ. ૧૦૦૦) ની રકમ, જે એ ખાતાંમાં છુટી એવણને નામે બોલતી નથી, તે આપ્યા બાદ સને ૧૮૭૦ સુધી એમાં કાંઇ પણ બીજી રકમ અનામત ખાતે ભરાઈ ન હતી. “ સાહેરની સગડી ” એવે નામે જણાયલી સગડી, જે સને ૧૮૩૦ માં શેઠ દાદાભાઈ કાવશજી સાહેરના છોકરાઓએ બંધાવી હતી, તેની મરામત માટે રૂ. ૨૦૦૦) ની નોટ સને ૧૮૭૦ નાં સાલમાં શેઠ શાપુરજી માનેકજી સાએરે આપી હતી ( જુઓ સંવંત ૧૯૨૭ નો છાપેલો હીસાબનો ચોપડો પા. ૨૮ ), તે એ ખાતે જમે થઇ હતી. ત્યાર પછી આજ સુધી ખુદ એ ખાતાંમાં કાંઇબી મુદ્દલ રકમ આવી નથી.

( ૨ ) ચો. ૧૧. બા. ૧૧૮. પેટા બાબદ ૬. પા. ૫૪. ૨ જો ભાગ.

( ૩ ) “ દખમુ પહરેજાવવું ” એવે નામે હાલમાં જે ક્રીયા થાય છે, તેની હકીકત આ છે કે જેને ત્યાં રવાન થયું હોય તે ધણી “ દખમુ પહરેજાવવા ” જણાવે છે. એ કાજે બે નશેશાલારો નવાં કપર્ડ પેહેરી જોર વળગી નીરંગ લેઇને સરોશની બાજ લઇ દખમામાં જાય છે અને એક પાવી તે ઊપર કાંઇ પડેલું હોય તે ખીસાડી નીરંગથી સાફ કરે છે એટલે કે તે પરના હાડકાંઓ વીગેરે ભંડારમાં મેલે છે અને પછી બહાર આવી બાજ મેલે છે. પછી તે રવાંનને એ સાફ કરેલી પાવી ઉપર મેલવામાં આવે છે.

( ૪ ) અ-વાવ, ( અ-પાવ ) અપવીત્ર, રદ.

છોકરાંનાં બાપને અને જે બેશીનાં બરમો તે હતું તેઓને "નાંતબાશઓની બીશાલે રાખા છે ને તેનાને ઘેરનાં મોબેદોને મંને કીધા છે જે તેનાંને ઘેરનું કંઇ કાંમ કરે નહી."

એવોજ એક બીજો દાખલો સુરત ખાતે બન્યો હતો. સુરતથી રોજ ૧૩ માહા ૫ શને ૧૨૦૫ ય. ઝ.[1] (તા. ૧૦ ફેબરવારી ૧૮૩૫) ને દીને એદલજી કાવશજી શેઠ અત્રેના શાહેબો ઉપર લખે છે કે "ગેઇ કાલે ઓરત ૧) ગુજરી તે પારશી રતંનજી દાદી પારખે દુબલી રાંડ શદરો પેહશવેઆ વનાંની રાખેલી હતી તે રાંડ દુબરીનાં પેતની છોકરી આશરે વરશ ૫૦) ની હતી તેને શદરો પેહરાવેલો હતો તે મરી ગેઇ તેની લાશને જબરેનથી અંનજુમંનનો હોકંમ તોડીને કેતલાએક પારશીઓ શીનાંજોરીથી[2] હાલ નવું દોખમું બંધાઊં છે તેની કુંચી ચોરીને બાહારનાં વેલાતી[3] જંણુ ૨) બેહદીન આવેલા હતા તે તથા આશાંમી ૨) મરનાંરનાં ગેરનાં ખાંધીઆ કરીને નવાં દોખમાંનું તાલું ઊંગાડીને તે લાશને ગેરશરશતે ચડાવી છે હેવી રીત કદીમથી હંમારા પંઠક મંધે બંની નથી કાંએજે હેવી લાશો હોએ તેને ધારા મુજબ જુદી જગેમો ચડાવે છે તેનું જાંનવું એ જે હાલમો એ મરનાંરની છોકરી માશ ૬) ઉપર મરી ગેઇ તેણી લાશને કદીમ શરેશતા પરમાંણે જુદી જગેમો ચડાવી છે હેવો શરેશતો જારી છે ને હાલમાં એ લોકોએ હેવું કાંમ ગેરશરશતે કીધુ છે વાશતે હેવા કાંમનાં કરનાંર ઉપર અતરેની અંનજુમંનનાં કેતલાએક શાહેબોની મરજી હેવી છે કે દાવો કરીએ વાશતે શરવે શાહેબોને હંમોને પુછવાની જરૂર પડી છે જે હેવું રવાંન શાહેબનાં પંઠકમો થાએ છે તેની લાશને શી રીતે ચડાવો છો ને તેનું મકાંન જુદું છે કઇઆ એકજ દોખમાંમો ચડાવો છો...... જે ખોલાશો થાએ જે હવે એ બાબતમો શું કરવું"

૫. નશેશાલારોને લગતી બાબદ.

તા. ૧૭ મી એપ્રીલ ૧૮૩૦[4] ને દીને ખરશેદજી માણેકજી એક સરક્યુલર કરે છે, તે ઉપરથી નશેશાલારોના સંબંધમાં નીચલી હકીકતો મલે છેઃ—

---

(૧) ચો. ૧૨. બા. ૧૮. પા. ૧૯.

(૨) "બલજોરી" માફક આ શબ્દ "સીના" (ફા. સીને bosom, દીલ) અને "જોરી" ઊપરથી છે. મતલબ બલજોરીનીજ દીસે છે.

(૩) વેલાતી એટલે "પરાંની" (૪) ચો. ૨. બા. ૧૩૭. પા. ૧૧૦.

નશેશાલારનું કામ મુખ્ય કરી ઘરમાંથી રવાંન બહાર કહાડવાનું અને રવાંનને દખમાંમાં લઇ જવાનું હતું કે જેમ હાલમાં પણ છે.

નસાસાલારનું કામ (ક) રવાનોને દખમે ચહડાવવા. તે વખતે ખાંધ્યાઓ લવાજમ આપી ભાડેથી મેલવવામાં આવતા હતા. કોઇ પગારદાર હોય એમ દીસ્તું નથી. એ સબબે પગારદાર રાખેલા નશેશાલારો, જેઓની સંખ્યા તે વખતે ૮) ની હતી, તેઓમાંથી પણ કોઇ લવાજમને ખાતર ખાંધ મારવા જતા હતા. તે બાબે ખરશેદજી માણેકજી ફરીઆદ કરે છે કે તેઓ ખાંધમાં ગયા હોય તેવામાં "કોઇને તાં બીજો રૂવાન થાએ છે તારે તેનુ કાંમ અતકી પડે છે........ખાંધીઆ તો હરદી ગડી[1] મો હર કેથેથી મલી આવશે પન નશેશાલા વગર લોકોના રૂવાનને બીજા દાડા શુધી રાખવા પડે છે." વધુ લખે છે કે "નશેશલાના લવાજમ બાબદ હંમે તા. જમશેદજી જીજીભાઇએ બંનધોબશત લખી મુકેલા છે તે બનધોબશત આપરે શરવે મલીને ચોકશ કરીને તે પરમાંણે કાગલમો છપાવીને શરવે અનજુમનના ગેર ગેર મોકલવો જોઇએ જે તે મધે જે કઇ નશેશલાનુ લવાજમ લખુ છે તે કરતાં નશેશલા કોઈ પાશેથી કઇ વદતું લીએ નહી ને કોઇ કઇ વદતું આપશે તે ધણી પન પનચાતના ધરમ ખાતામો રૂપીઆ ૧૦૦) અંકે એકશો આપે શક"

આ ફકરામાં જે બાબદ આપણું ખાસ દયાંન ખેંચે છે તે આ કે જેમ નશેશાલારોને નેમેલા લવાજમ ઉપ્રાંત વધુ માંગવા માટે રૂ. ૧૦૦) નાં દંડની સજા ફરમાવી છે તેમ વધુ આપનારને પણ સજા ફરમાવી છે.

આ અરસાની અને બીજા અરસાની હકીકતો ઉપરથી માલમ પડે છે કે નશેશાલારો રવાનનાં કામ ઉપ્રાંત બીજાં કામો કરતા.

(ખ) જાહેર પોકારચી (crier) તરીકે કામ. તેઓ જાહેર કામો બાબે ખબરનો પોકાર કરનાર (crier) તરીકે કામ કરતા. દાખલા તરીકે, રોજ ૨૪ દીન, માહ ૧ ફરવરદીન સને ૧૨૦૦[2] (તા. ૨૫ અકટોબર ૧૮૩૦) ના એક પત્ર ઉપરથી દીસે છે કે દોરાબજી કાવસજીની ધણીઆણીએ નાતરૂં કીધું તે બાબેની ખબર નસેશાલારથી આપવામાં આવી કે કોઇનો દાવો હોય તો તે રજુ કરે. તે ઉપરથી મરનાર દોરાબજીના બંધેવીએ મરનારનાં જર જવાહેરનો દાવો

(૧) એટલે થોડા વખતમાં. (૨) ચો. ૭. બા. ૪. પા. ૨.

ઉપલો પત્ર લખી નોંધાવ્યો. તે સાથે તેણે ફર્યાદ કીધી કે બાઇને ચેતાવા છતાં તેણીએ વખતસર ખબર નહી આપી કે તેણીના આગલા ખાવીંદની નૈયતે નાંતરાંને હીને બાજ, વંદીદાદ, અફ્રગાંન વીગેરે કરાવામાં આવતે.[1]

(ગ) પંચાએતના હોકમોનો અનાદાર કરનારાઓ ઉપર દેખરેખ.

કોઇક દફ્તર ઉપરથી માલમ પડે છે કે પંચાએતના સંસારી બાબદનાં હોકમોનો અનાદર કરનારા ઉપર દેખરેખ રાખવાનું કામ પણ નશેશાલારોને સોંપવામાં આવતું હતું. દાખલા તરીકે સ્ત્રીઓને રસ્તે ગીત ગાતાં મને કરવામાં આવ્યાં હતાં ત્યારે તે મનાઇનો અનાદર કરનારા ઉપર નશેશાલારો દેખરેખ રાખતા.

વળી જીવતી બાઇડી ઉપર બીજી બાયડી કરવાની મનાઇ હતી, તે મનાઇ છતાં જો કોઇ ધણી બીજી બાયડી કરતો તો તે બીજી બાયડી ને પણ, મનાઇ છતાં તે બીજા ધણી સાથે લગન કરવા માટે, સજા કરવામાં આવતી હતી. તે સજામાં એક આ હતી કે તે બાઇનાં ચીતલ ભાંજી નાખવાં. ચીતલ ભાંજી નાખવાં,[2] એ અસલનાં વખતમાં વીધવા થવાની નીશાણી ગણવામાં આવતી હતી. એવી વખતે એવી તકસીરવાર બાઇઓનાં ચીતલ ભાંજવાનું કામ નશેશાલારને સોંપવામાં આવતું હતું.

આ અરસામાં નસાસાલારની સંખ્યા.

આ સરકયુલરમાં નશેશાલારની સંખ્યા ૮ ઉપરથી ૧૦ કરવાની ખરશેદજી માણેકજી ભલામણ કરે છે, એવો સબબ જણાવીને કે, "હોકમ ખોદાનાથી આપરી અનજુમનના લોકો દન પર દન ગણા વદતાં જાએચ." ૬) જણને કોટમાં અને ચારને "કોતબાર"[3] રાખવા જણાવે છે. એમ સંખ્યા વધારવાથી જુના આદમીઓ "હર વખત બેડાઇ કરે છે તે કરશે નઇ."

---

(૧) આ ધણીની હકીકત ઉપરથી દીસે છે કે તે વખત એવો રેવાજ હતો કે (ક) નાતરૂં કરનાર સ્ત્રીએ પોતાનાં આગલા વરતું જરીઆંન, નવાં કપડાં વીગેરે તે મરનારનાં ખેશીને સોંપી દેવું. (ખ) નાતરૂં કરનાર સ્ત્રી યા મરદ નાતરૂ કરતી વખતે આગલા ધણી યા સ્ત્રીની નઇઅને ઇજશની વંદીદાદ કરાવતાં હતાં. આ બીજો રેવાજ હાલ પણ કેટલીક હદે ચાલુ છે. (૨) આ રેવાજ ઉપરથી "તમારાં ચાર ચીતલ સલામત રહે," એ આપણામાં એક બાઇ માટે દુઆનાં શબ્દ હતા કે "તેણીને માથે ખાવીંદનો છાયો કાયમ રહે." (૩) બાહાર કોત.

તા. ૨૭ મી સપટેમબર ૧૮૨૯[1] ને દીને ફરાંમજી કાવસજીએ વાડીઆ નવરોજી પર લખેલા એક પત્ર ઉપરથી દીસે છે કે આગલના વખતથી નશેશાલારો ગામની નેઆત થતી હતી ત્યારે જમવા જતા હતા. વલી કોઇ લોકો બાજરોજગારે તેઓને જમવા તેડતા હતા. એમ નેઆતમાં જમવા જતાં નવરોજી વાડીઆએ એક દીવસે તેઓને અતકાવાથી ફરાંમજી કાવસજી તેવણુ ઉપર આ પત્ર લખે છે અને તેમાં જણાવે છે કે "આપરે હે મના કરવી નઇ કાંએજે વરશ ૫૦) થઆ એ લોકો નાતમા તા. હરેક રૂવાનનો રોજગાર કરે છે તાં ખાએ છે ને એ ખવારવું જોઇએ ને એજ એ લોકો રૂવાનનુ કામ કરે છે. એ લો(કો)ને શરવે વાતે શારી રીતે આપવું જોઇએ ને અશલથી ખવારવાની ચાલ છે તેથી હમના મુકાએ નઇ." એમ અટકાવાથી કાંઇ ખોટું થાય તેથી લખે છે કે "એ પ્રીદનો મોકરો[2]......એ બાબે બેશવું પરે તેનુ બેઠક કરવો[3]".

નસાસાલારો ગામની નેઆતમાં જમવા જતા.

તા. ૪ થી માર્ચ ૧૮૩૬[4] ને દીને વાડીઆ નવરોજી અને ખરશેદજી માણેકજી સુરત મોદીજી રૂસતમજી પર પત્ર લખે છે જે "હંમારા તરફ નશેશાલારોની ગંની તંગી પડે છે જે કોઇ દાડે ચાર પાંચ રૂવાંન થાએ છે તારે કોઈ થેકાંને હરઘો દાડો શુધી રૂવાંન અવલમંનજલ પોહોચતું નથી કાંએજે રોજ બરોજ વશતી વધારે થાતી ગેઈ છે તેથી નશેશાલાર વધારે રાખવાની ગંની અગત છે......હર વખત નશેશાલારની બુમ પડે છે વાશને તમોને તશડી આપીએ છે જે તંમારા તરફથી નશેશાલાર જંણુ ૫) તઇઆર કરીને અતરે રવાંનાં કરજો......હંમારી પંચાતનો ધારો છે જે જે કાઇ નવો નશેશાલ થાએ તેને ઇનાંમનાં રૂ. ૫૦) તા. રૂ ૭) કપડાંનાં તા. રૂ. ૧૦) બરશનુમનાં જુંમલે રૂ. ૬૭) હર એક નશેશાલારને આપીએ છે ને તા. રૂ. ૫) નો મુશારો આપીએ છે અગર તે ધંણી ગુજરી જાએચ તારે તેની ઓરત જીવે તાં શુધી રૂ. ૫) નો મહીનો આપીએ છે[5] ......વાશત તંમારા તર-

નશેશાલારની તાણુ બાબે સુરત લખેલો પત્ર. તેઓને લવાજમ.

---

(૧) ચો. ૨. બા. ૧૧૧. પા. ૯૫. (૨) પ્રીતનો ના કરો.
(૩) એટલે મીટીંગ બોલાવવી પરે તો બોલાવવી. (૪) ચો. ૧૨. બા. ૨૫. પા. ૨૫.
(૫) રોજ ૨૯ મો માહ ૯ મો ૧૨૧૨ યજદજરદી ૪. સ. તા. ૨૪ જુન ૧૮૪૩ ની એક અરજી, જે એક નશેશાલારની બાઇડીએ કીધી છે, તે ઉપરના ટ્રસ્ટીઓના ઠેરા મુજબ એક નશેશાલારની બાઇડીને રૂ. ૬) નું પેનશન આપવામાં આવ્યું હતું (ચો. ૧૦, બા. ૨૭, પા. ૨૮).

ફુથી અથવા શી ભરૂચથી જાંથી બંની આવે તાંથી આશાંમી જંણુ ૫ ) શાશ મજબુત એ કાંમને લાએક શોધી કડાવી અતરે તાકીદે આવે તેમ કરશો તો ગંની મેહરબાંની થાશે.....કાંઇ વધારે આપવુ પડે તો જે તંમે મુનાશબ જાંનો ને વધુ આપવું પડે તે તંમે કબુલ કરજો."[1]

## VIII

## પારસી પંચાએતે બાહેરની અનજુમનોને મદદ કરવાની બાબતો.

આપણે આગલા અરસામાં જોયું છે કે બાહેરગામોની અનજુમનો મુંબઇની પંચાએત તરફ પોતાનાં ગામોની ધાર્મીક જરૂરીઆતો વીગેરે માટે મદદ કાજે જોતી હતી. એ અરસામાં એવી મદદ માંગવાનાં કેટલાક દાખલા નીચે પ્રમાણે છેઃ—

કરંજ ગામના એક બાઇ, નામે દીનબાઈ, તે પુંજીઆજી મનાજીના વીધવાએ તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૨૮, રોજ ૨૪ મો દીન ઇજદ

૧. કરંજ ગામનું દખમુ અને નશેસાલારો.

માહ ૩ જો ખોરદાદ શને ૧૧૯૮ ને દીને કરંજ ગામમાં એક દખમુ પરથાવ્યું હતું કે જે કરંજ તથા ભગવા તથા મંડરોઇ તથા કુડીઆણાના લોકોને કામ લાગે. તે ૮૨ પાઇરીનું દખમુ હતું. એ બાઇએ તે માટે તા૦ ૧૭ મી નવેમબર ૧૮૨૮ ના મુંબઇ સમાચારમાં એક પત્ર લખી સર્વ જગ્યાઓના જરથોશ્તીઓને "અંનજુમનની મેજદમાં"[2] સામેલ થવાને અરજ કરી હતી.[3] એ દખમાના સંબંધમાં પારસી પંચાએતને દફતરે શેઠ ખરશેદજી માનેકજીનો એક છુટો સેરો[4] છે

---

(૧) આ પત્રની સેવટે અત્રેવાલા સાહેબો સુરતમાં થયલાં હુલ્લડ માટે ઇશારો કરે છે તે શા બાબેનું હુલ્લડ છે તે ચોકસ માલમ પડતું નથી. તેઓ લખે છે કે "હમારી નજરમો આવે છે જે એ રીટનો ઉઠાવો કાંઇ મુનાશેબ નથી તે જાનજો પણ શાર થઉ જે તમે મુંબઇ હતા વાશતે એ રીશાદનું જલદીથી શમાધાન થાએ તો શારૂં છે નહી તો નાહેક આપરા લોકોની રશવાઇ થાએ પણે અગર શમાધાન તો થઆ વગર રેશે નહી વાશતે તમુણે વગર બદલામીએ તમુથી જે કાંઇ આપરા જરથોશતીઓનું ભલું થાએ તે કરજો ને બીજા શાહેબોને કેવું ગટે તેનાને કેજો." આ બાબે સુરતના ધર્મખાતાંના સાહેબોને તા૦ ૧૩-૮-૧૯૨૮ ને દીને પત્ર લખી પુછાવ્યું તેઓ તરફથી પણ ચોકસ હકીકત મળી શકતી નથી. પણ એવું દીસે છે કે આ અરસાથી આશરે ૫) વરસ આગમચ ૧૮૩૧માં એ આદરીઆંનનું મકાન સર જમશેદજી જીજીભાઇએ સમરાવ્યું તે વખતે તે ઇજવાની કીયા કરવા બાબે શેહેનશાહી અને કદમી જરથોસ્તીઓ વચ્ચે મોતું રમખાણુ થયું હતું તેનો એ ઇસારો હોય. (જુઓ એરવડ બરજોરજી એ. બજાંની "પારસી દીન આઇન અને તવારીખી ફરહંગ પુસ્તક ૨ જું" (ઈ. ૧૯૦૯) પા. ૪૧.

(૨) મીયજદ અથવા જશન.

(૩) પારસી ધર્મસ્થલો પા. ૫૦—૫૧.

(૪) ચો. ૧૦, બા. ૪૩, પા. ૪૬.

જેમાં લખે છે કે "તે ગામના દખમાને વાશતે શરકારે જમીન આપી છે ને દખમું બાંધતા જમીન વધી છે તેના રૂ. ૫૧) ઉપજે છે ને રૂ. ૨૨) શરકાર ધરમ ખાતે આપે છે જુમલે રૂ. ૭૩) ઉપજે છે."[૧]

આ દખમુ બંધાવાની હીલચાલમાં અત્રેવાલા સાહેબોએ પોતાના લાગવગની મદદ આપી હતી. તા૦ ૨૧ મી નવેમબર ૧૮૨૬ [૨] ને દીને વાડીઆ નવરોજી અને પંચાએતના ૯ સાહેબોએ સહી કરી એક કાગજ મોદીજી કેખશરૂ ઉપર સુરત ખાતે, પારસી માનેકજી જીનાની મારફતે, મોકલ્યો હતો અને તેમાં શીફારસ કરી હતી કે "તે ગણો ભલુ માણુશ છે." તેને પોતાના શગાં ઉપલાં બાઇ દીનબાઇ તરફથી એ દખમું બાંધવાનાં કામમાં સઘલી મદદ આપવી. એ દખમું બંધાયા પછી ઉપલા માનેકજી જીના, જેવણુ દખમું બંધાવનાર બાઇના ખેશી થતા હતા, તેવણુ માટે ફરીઆદ આવી હતી કે ઉપર જણાવેલી જમીનની ઉપજના રૂ. ૫૧) અને શરકાર તરફથી આવતા રૂ. ૨૨) મલી રૂ. ૭૩) એવણુ પોતા પાસે રાખતા હતા, પણ તેમાંથી કામ કરનારા

---

(૧) આ નોંધ ઉપરથી દીસે છે કે આપણા લોકો દખમા જેવી ધરમની જગ્યા માટે સરકાર, જેની આમદાનીમાં તેઓ પોતે પણ કંઇ હીસ્સો આપતાં, તેઓ પાસેથી કોઇ કદાચ મુફ્ત જમીન મેલવતા, એટલુંજ નહી, પણ સરકાર તેવી જગ્ગાના નીભાવ માટે પણ કાંઇક મદદ આપતી. આ બાબદનાં સંબંધમાં સુરતનાં એક આગેવાન ગ્રહસ્થથી પુછપરછ કરતાં તેવણ પોતાના તા. ૫-૯-૧૯૨૮ ના પત્રમાં જણાવે છે કે "મારી જાણ મુજબ આગલા વખતમાં પારસી હીંદુ મુસલમાન વિગેરેના ચેરીટેબલ પરપઝીસને માટે ગવર્મેન્ટ ગ્રાન્ટ આપતી હતી તેમ કદાપી આ દોખમાને અંગે પણ હોય પરંતુ તે માટે કાંઇ નકકી ખબર મલી શકતી નથી." કરંજ ગામની અનજુમનના એક આગેવાન મી. રૂસ્તમજી રતનજી કરજીઆ સુરતની અનજુમનના સેક્રેટરી જોગાં મારી અરજ ઉપરથી કરેલી તા. ૧૭-૮-૧૯૨૮ ના પુછપરછના પત્રના જવાબમાં તા. ૨૩-૮-૧૯૨૮ ને દીને લખે છે કે "મારા ગામમાં આસરે વરસ સો એક થયાં પુજીઆ મનાજીએ કરંજ ગામે દોખમું બંધાવ્યું હતું તે દોખમાના અંગની જમીન આસરે વીઘાં ૧૨॥ પોણાતેર છે હવે એ જમીન નામદાર સરકારે દોખમાના અંગે આપેલી કે પુજીઆજી મનાજીવારા )એ લઇ બંધાવેલી કે કેમ તેની સાહેદ હમારી પાસે નથી તેમ તે કરંજ ગામની અનજુમન કાંઇ જાણુતી નથી............ નામદાર સરકારે દોખમાના ધર્માદા ખાતે રૂ૦ ૨૨) આપ્યા છે એમ તમારા કાગળમાં લખો છો તે હકીકત ખોટી છેજી".

(૨) ચો. ૧, (ક), બા. ૭૦, પા. ૪૯.

નશેશાલારોનો ખર્ચ, જે આશરે રૂ. ૭૧) થતો હતો, તે આપતા હતા નહી. તે ઉપરથી અત્રેવાલા સાહેબો ઉપર તે ગામ તરફથી એક અરજી આવી હતી. તે અરજીની ખુદ નકલ દીસતી નથી, પણ તે અરજી ઉપર ખરશેદજી માણેકજીએ જે શેરો કર્યો હતો, તે શેરો વગર તારીખનો આ અરસાનાં દફતરમાં ઉપર જણાવવા પ્રમાણે મલે છે[1]. એ બાબે ખરશેદજી માણેકજી લખે છે કે "એ વાત જો ખરી થરે તો માનેકજી જીણાને ગતે નહીં જે તે ઉપજ પોતાના તાલુકામો રાખે ને ગામના નશેશલારના ખરચના રૂ ૭૧) તે ગામના ગરીબ લોકો ઉપર વેરો નાખે વાશતે તે ઉપજમાથી નશેશલારોને આપવું શજાવર છે ને તે કરતાં ગમે તો તે દીનબાઈને પુરૂ કરી આપવું ગતારત છે."

૨. પુનેવાલા આ. પેસ્તનજીની બાબદ. તેવણના અદરાવેલા છોકરાની બાઇડીની નવજોત અને વહેવાઇની બીમારી.

બહાર ગામોની અનજુમનો સાથના મુંબઈની પંચાએતના વહેવારમાં આ અરસામાં પુનાની અનજુમને કાંઈક અગતનો ભાગ લીધો હતો, જેમાં પુનેવાલા પેસ્તનજી સોરાબજીની બાબદ કોઇ ખાસ અગતની છે. તે બાબે આપણે આ બાબના આગલા વિભાગ પાંચમાં કાંઇ વીગતે બોલ્યા છીએ. માટે અહીં ફરીથી ખાસ બોલવાની જરૂર દીસ્તી નથી.

૩. ભરૂચની અનજુમને દખમા માટે માંગેલી મદદ

તા. ૨ જી અકટોબર ૧૮૩૦ રોજ ૧ લો માહ ૧ લો ૧૨૦૦, સવંત ૧૮૮૬ નાં આશો શુદ ૧૫ શનેઉ[2]ને દીને ભરૂચથી એરવદ કાવશજી દસ્તુર અસપંદીઆરજી, એરવદ હોરમઝદીઆર દસ્તુર કામદીન અને બીજા આશરે ૫૫) સાહેબોએ મુંબઇની પંચાએતને અરજી કીધી કે "અમારી ભરૂચની આબાદી[3] દુખમા ૩) છે તે મધે દખમા ૨) તો ગણી મુદત થાઇ મામુર

---

(૧) ચો. ૧૦, બા. ૪૩, પા. ૪૬.

(૨) ચો. ૨. બા. ૧૫૮. પા. ૧૨૧. (૩) આ "આબાદી" શબ્દ અને એ પછી લખેલો "મામુર" સગનવંતી ભાશા (euphony) ને અર્થે વાપડયા છે. દખમુ આબાદીની ગેરહાજરી દેખાડે છે, તે છતાં તેને માટે "આબાદી" શબ્દ વાપર્યો છે, "મામુર" શબ્દનો અર્થ "બાંધેલું," "બરપા કીધેલું" એમ થાય છે. અહીં "નાશ પામેલું," "ભાંગેલું" એવાઅર્થને માટે તે શુભ વચન તરીકે વપડાયો છે.

થાઈ ચુકેલા છે ને દખમુ એક ૧) હાલ વાપરવામા આવે છે તે પન હવે વરશે બેહે બરશે[1] મામુર થાએ એવું જનાએ છે ને દેખીતુ તો બાહેરથી નવુ માલમ પડે છે પન અંધરથી કુલ પાવીઓનુ કામ શીકશતે થઈ ગેઈઉં છે ને અમો ગરીબ અનજુમનથી તો બીજું નવો દખમુ બની શકે એવી તાકાત નથી.” એમ જણાવી પોતે આગલ એ બાબે એકાદ અરજી કરી હશે તેની યાદ આપે છે. તે અરજીનો જવાબ નહી મલવાથી આ અરજી ફરીથી કરે છે. એ અરજીમાં લખે છે કે “ અમો ગની મુદતની જુની વશતીના વતનદાર છઈએ તે તંમો શરતાજ શેઠ શાહેબોની મદદથી વતનમાં કાએમ રઈએ એ પરમાને નીગાહ રેહેમની પોચાડી અંમો ગરીબ ટોલાને નવુ દખમુ બનાવી આપશો તો તંમારી જાવેદાન જે વુશત દરવુશથી[2] નામદારી ચાલી આવે છે તે કરતાં વધારે તંમારી દુની-આમા રોશન થાશે..........અશલ કદીમથીજ શરવે પનથકોના મોટા ભારે કામ શવાબના હાશેલ કરવાને તમારીજ મોટી અનજુમનથીજ બનતાં આવેલા છે વાશતે અંમોને તે પન એકીન છે જે અંમારી દાદગાહનું[3] કામ તંમારીજ નામદાર અનજુમથી બનશે.” એ પત્રમાં ભરૂચના બેહેદીનો મોહડે મોહડું અરજ કરવા મુંબઈ આવવાની બાબદનો ઇસારો છે. એ ઇસારા પ્રમાણેનો એક પત્ર તા. ૧૭ મી નવેમબર ૧૮૩૦[4] નો પાછલથી આંવ્યો જે મરહુમ દસ્તુર અસપંદીઆર-જીના ત્રણ બેટાઓ, દસ્તુર કાવશજી, દસ્તુર નશરવાંનજી, અને દસ્તુર મનચેરજી અને બીજા ત્રણ સાહેબો દસ્તુર રૂસ્તમજી જીવનજી ઓલીઆ, પારસી પેશતનજી બમનજી, અને પારસી કુંવરજી કાલાભાઈ, એઓએ લાવી આપ્યો હતો. તે વાડીઆ “નવરોજજી જમશેદજી તથા બીજા શમશત પંચાએતના બેશનારા શાહેબોને નામનો” હતો. એ પત્રમાં સુરતના મોદી રૂસતમજી કેખશરૂ તથા પારશી દીનશાજી અને મંચેરજી એદલજીનો હેવાલો આપે છે કે તેઓ ભરૂચનાં દખમાંની જરૂરીઆત બાબે ખાતરી આપે છે. તેઓ લખે છે કે “જારે આજ દીને વાડીઆજી

---

(૧) વરસ બે વરસે

(૨) ‘પ’ ને બદલે ‘વ’ લખાયો છે. એ ફારશી “ પુશ્ત દર પુશ્ત ” એટલે “પેહેડી દર પેહેડી ”એવો અર્થ છે.

(૩) એ શબ્દ અવસ્તા “ દાઇત્યો ગાતુ ’’ ઉપરથી બન્યો છે અને તે દખમા માટેનો શબ્દ છે.

(૪) મો. ર. બા. ૧૬૮. પા. ૧૨૫.

હોરમજજી બહમનજીની નઇએતે શ્રી મુબેઇમો આતશ બેહેરામ શાહેબ તખતનશીન થઆ તેના શવાબની બરાબર શવાબની હાશલ થાશે કાંએ જે શ્રી ભરૂચની ગરીબ અનજુમનના રૂવાનોનુ થેકાણુ કરી આપશો તો જાવેદાન શુધી એ કામના મદત કરનારાના ફરજનદોના ફરજંદોને એ શવાબનુ હમબેરા હાશલ થાશે."

ઉપલી અરજના જવાબમાં અતરેવાલા સાહેબોએ ઘતતી મદદ કીધી. એ દખમાંનો તાંણો તા. ૩ જી મે ૧૮૩૨ ને દીને પુરવામાં આવ્યો અને તા. ૧૮ મી ડીસેમબર ૧૮૩૩ ને દીને તે ઈજવામાં આવ્યું[1]. એ દખમુ ઇજાવાના મેલાવડાની જે હકીકત આપવામાં આવી છે તે ઉપરથી માલમ પડે છે કે ઉપર જણાવેલી અરજીના જવાબમાં મુંબઇની અનજુમને એ કામમાં મદદ કીધી હતી. તેમાં લખે છે કે "શ્રી ભરૂચની ગરીબ અંનજુમને મોટાથી તે નાધલા વટીકે એ દોખમાંનાં કાંમમાં નાણું આપેઆની મદદ કરનાર શ્રી મુમબઇ તથા શ્રી શુરતનાં જરતોશતી શાહેબોના હુકમાં હજારો હજાર દોઆ વ આફરીન કીધી."[2] એ દખમાની તખ્તી ઉપર પણ લખ્યું છે કે "શ્રી મુંબઇ તથા સુરત તથા ભરૂચ વીગેરેના રેવાસી લોકના રૂપીઆથી એ નવું દુખમું અશો રવાંનોને વાશતે બંધાઇ તઇઆર થઉં છે."

એ દખમું તૈયાર થઇ તા. ૧૮ મી ડીસેમબર ૧૮૩૩[3] રોજ ૧૯ માહ ૩ સને ૧૨૦૩ ને દીને ઇજાયું. એ માટેની રોજ ૨૩ મો માહ ૧ લો સને ૧૨૦૩ ની જાહેરખબર[4] અત્રેનાં વર્તમાન પત્રોમાં પંચાએતના સાહેબોએ છપાવી હતી. તેમાં જણાવ્યું હતું કે "પાક જરતોશતી ફીરકાના શરવે લોકોને તે જશન તથા અનજુમનમો શામેલ થવું શજાવર છે અને એ[5] જગાએ તશદી લીધાથી ભરૂચની અનજુમન ઉપર ગણી શફરત અને મેરબાનગી થાશે. બીજું એ ભરૂચ અશલથી મોતું પનથક જરતોશતી લોકોનું છે ને વરી જરૂર એવી દીનની કીરીઆ થાતી વેલા એ જગો શરવે નાના તથા મોટાઓને આવું ગતારત છે."

---

(૧) પારસી ધર્મ સ્થલો, પાનું ૬૮ અને ૭૧. (૨) ઉપલુજ પુસ્તક પા. ૭૧.

(૩) ચો. ૧૦. બા. ૩૨. પા. ૩૫.

(૪) ચો. ૧૩. બા. ૫૨ પા. ૪૫. "જામે જમશેદ પ્રેસ" એમ હેઠે લખી જાહેર ખબરની નકલ આ ચોપડીમાં આપી છે.

(૫) ઘણું કરીને "શરફત" એટલે "માન". એજ મુલ પરથી ઉપજેલો "તશરીફ" શબ્દ પણ એજ અર્થે વપરાય છે.

રોજ ૭ માહ ૧ લો ફ્રરવરદીન ૧૨૦૦, સંવત ૧૮૮૭ ના કારતક શુદ ૭ વાર શુકર[1] (૮ મી અકતોબર ૧૮૩૦) ને દીને ઉમશ

૪. ઉમરા, વેસુ, ખજોત અને ડુમસની અનજુમનો તરફથી દખમા માટે માગવામાં આવેલી મદદ.

તથા વેસુ તથા ખજોત તથા ડુમસ, એ ગામ ચારના શમશત અંધીઆરૂ સાથ તથા બેદીન શાઠ એઓએ પંચાએતના શાહેબોને અરજી[2] કીધી કે "અંમારા તરફ જે આદમી ગુજરે છે તે રૂવાનને શુરત પોચાડતાં ગણી મેનત ને શકતી પડે છે ને વરશાતના દાડામોતો બેહેશોમાર તશદી છે ને બીજે તીજે દીને રૂવાન ચડે છે હેવી શકતીના શબબથી શ્રી શુરતની અનજુમનના શાહેબો ગણી મેહેરબાની કરીને ઉગરાણો એ બાબદમો કીધુ તેની ઓગરાત શ્રી શુરતના શાહેબોની તા૦ શ્રી મુબાઇના શાહેબો તે વેલા શ્રી શુરત આવા હુતા તે મલીને રૂ. ૭૩૯૭) લખાઇ છે ને તે બાંધવાનું હુવાલો બેશતી પેશતનજી કાલાભાઇ વકીલે પોતાને શર લીધુ હતો ને એ ગામોની દરમેઆન દખમુ બાંધવાને જારી કીધુ ને તાણો પુરાવો." પછી વધુ જણાવે છે કે એ કામ ઉપર રૂ. ૫૩૯૦ નો ખર્ચ થયો અને પછી પેસ્તનજી કાલાભાઇની બીમારી સબબે અને ભરાયલી રકમની ઉંગરાંણી નહી આવવાથી તે કામ બંધ પડયું. તે માટેનો કેટલોક સામન પડેલો રહયો હતો અને સર્વ કામ પુરૂં કરતાં રૂ. ૬૦૦૦) નાં ખર્ચની જરૂર છે. સુરતવાલા સાહેબોએ મદદ કરવા ના પાડયું તેથી મુંબઇની પંચાએતને અરજ કરવામાં આવી કે "તંમો શાહેબ લોકો હેવા કામ ગણા કરેઆ છે ને આજની વખતમા ઇઆં હંમારો ખુદા વગરે બીજો કોઇ વાલી નથી વાશતે અંમો ગરીબ ટોલો મજુરીના કરનારા છઇએ વાશતે અમારી દાદે પોચીને એ દખમુ પડીઉ છે તે તંમો શાહેબો તઇઆર કરી આપો જે અંમારા રૂવાનોની શકતી ટુટી[3] ને તંમારા હુકમો અંમો દોવા કરીએ."

---

(૧) ઉપર જણાવેલી હીંદુ તીથી અને પારસી રોજ માહ બરાબર મલતા નથી. સંવંત ૧૮૮૭ નાં કારતક શુદી ૭ ને દીને તો વાર શુકર અને રોજ ૨૨ માહ ફ્રરવરદીન સને ૧૨૦૦ આવે છે. રોજ માહ પ્રમાણે અંગ્રેજી તા૦ ૮ મી અકતોબર ૧૮૩૦ આવે છે.

(૨) ચો. ૨, બા. ૧૬૪, પા. ૧૨૪.

(૩) શખતી તુટે એટલે મુશકેલી તળે.

ત્યાર પછી તા૦ ૧૦ મી નવેમબર ૧૮૩૦[1] ને દીને ફરાંમજી કાવશજી બીજા સાહેબોમાં સરકયુલર કરે છે જે ઉપલી બાબદના સંબંધમાં ઉમરા ગામથી સુરતવાલા સાહેબોનો કાગજ લઇ એક પારસી અત્રે આવ્યો છે. તેમાં લખે છે કે "આતશબેહેરામ વાડીઆજી હોરમજજીના શાહેબજાદા તખતે બેશાદે તેજ દારે અનજુમન મલશે તારે તાં ટીપ કરી તંમો શાહેબો તરત ભરશો તારે આગલ કામ ચાલશે ને તાં ભરાવીએ પન તંમો અનજુમનના શાહેબો મેનત લઇ ઉગરાવી એજ શુરતના ચાર શાહેબો જે મેનત લઇને એ કામ દખમાનુ કીધું તેજ શાહેબો ચાલો[2] ને તેજ શાહેબો પાછુ મેનત લઇને તે કામ રવાનનુ થાએ તેમ કરવું." ત્યાર પછી ઉપલી સુચના મુજબ એ કામ માટેની તા. ૧૭મી નવેમબર ૧૮૩૦[3] ની એક મદેહનજર ઉપલા ગામો મધેનાં ઉમરા ગામનાં જરથોસ્તી લોકો તરફથી બાહેર પાડવામાં આવી અને તેમાં જણાવ્યું કે એઓનાં ગામની હકીકત સુરતવાલા રૂસ્તમજી કેખશરૂ મોદી અને બીજા સાહેબોએ ત્યાં જઈ તપાસી મુંબઇની પંચાએતના સાહેબોને જાહેર કીધી છે. પછી લખે છે કે, "એ ભાગ કામ બાકી છે તે કરી આપશો તો જાને આજ દીને વાડીઆજી હોરમજજી બહમનજીની નએતે આતશબેહેરામ શાહેબ મુબોઈમો તખતનશીન થઆ તેનુ શબાબ હાશીલ થઇઉં તે પરમાણે એ ઉમરેની ગરીબ અનજુનના રૂવાનોનું થેકાણુ કરી આપશો તો જાવેદાન શુધી એ કામ મધે જે કોઈ મદત કરશે તેનાના ફરજંનદાન ફરજંનદોને તે શવાબનું હમેશો હાશિલ થાશે."

આ મદેહનજરમાં "શ્રી મુંમબોઈની પનચાએતના" એવે નામે તા૦ ૧૭ મી નવેમબર ૧૮૩૦ ને દીને રૂ. ૭૫૦ ભરાયલા છે અને બીજા આશરે ૧૩૪) પુરૂષોએ રૂપીઆ ભર્યા છે. વધતામાં વધતી રકમ રૂ. ૫૦૦) ની અને નાનામાં નાની રકમ રૂ. ૧) ની છે, મુંબાઇની ટીપ[4]માં રૂ. ૬૦૦૦) અને સુરતની ટીપમાં રૂ. ૨૧૦૭ ભરાયા હતા.

---

(૧) ચો. ૨, બા. ૧૬૫. પા. ૧૨૪
(૨) ચલાવે.
(૩) ચો. ૨, બા. ૧૬૯, પા. ૧૨૭.
(૪) ચો. ૨, બા. ૧૬૪, ૧૬૫, ૧૬૯, ૧૭૯. ટીપ બા. ૧૬૯ માં આપી છે.

તા૦ ૧૭ મી નવેમબર ૧૮૩૦ ને દીને પંચાત ઉપર એક અરજી[1] આવી કે ભાઠાની ખાડીમાં એક પુલ બાંધવાની જરૂર છે, તે માટે મદદ કરવી. લખે છે કે "આજ દીને વાડીઆજી હોરમજજી બહમનજીની નઇએતે શ્રી મુબઇમે આતશ-બેહેરામ શાહેબ તખતેનશીન થઆ તેના શવાબ જેતલુ શવાબ હાશીલ થાશે." આ બાબદ ઉપર તે વખતે કાંઈ ધ્યાંન આપવામાં આવ્યું નહી, પણ ખરશેદજી માણેકજીએ તા૦ ૩૦ મી જાનેવારી ૧૮૩૧ ને દીને કરેલાં સરકયુલર[2] ઉપરથી દીસે છે કે ભાઠેનાં લોકો એ બાબે અરજ કરવા ૩૦ જાનેવારી ૧૮૩૧ ની આગમચ કોઈ દીવસે મુંબઇ આવ્યા અને પંચાએતની એક બેઠકમાં હાજર થાઇ પોતે અરજ કરી. તે વખતે ખરશેદજી માણેકજીએ એ અરજીને ટેકો આપી કહયું કે કામ "ગણો શવાબનુ છે કાએ જે ગણો દખમુ તા. ગણા દરેમેહેરની બાબે ઉઠીઆણામો આપરી પનચાતના ફનમોથી ધરમખાતે આપેલુ છે તે એક તરફ તા. આએ પુલ બંધાવેઆમો જે કઇ આપરે આપીશુ તે એક તરફ કાંએજે ગણા લોકોને મોઢે શાંભલીએ છે જે એ પુલ બાંધવાનુ ગણો મોતું શવાબ છે[3] વાશતે શેવકની અરજ એ છે જે બીજા દખમાના કાંમમો આપડા પંનચાતના ફન મધેથી રૂ. ૭૫૦) આપેઆ છે તે પરમાણે કાગલમો ભરી આપજો ને પછી તંમે તંમારે નામે જે કઇ તમારી ખુશી પડે તે પરમાણે જુદા ભરી આપજો......મુબાઈની પનચાતના શાહેબોમાથી એટલુ કામ પુરૂ કરી આપીશુ તો એ પુલ મુબાઇની પનચાતનુ કરીને જાવેદાન શુધી એ ઇઆદગારી રેશે." એ કાગજમાં એ પુલનો ખર્ચ રૂ. ૫૦૦૦)[4]

૫. ભાઠાની અનજુમને ખાડી ઉપર પુલ બાંધવા માગેલી મદદ.

---

(૧) ચો. ૨, બા. ૧૬૬, પા. ૧૨૫. એવું દીસે છે કે આતશબેહેરામ પરથવાનાશુભ પરસંગને દીને અનજુમન મલે તેનો લાભ લેવાને એકથી વધુ ગામવાલાઓએ ટક લીધી હતી.

(૨) ચો. ૨, બા. ૨૩૧, પા. ૧૮૩.

(૩) અહીંએ વીરાફ નામામાં કેટલાંક સવાબ લાયક કામો વર્ણવ્યાં છે, તેમાં સીધ્ધી રીતે પુલ બાંધવાનું કામ ગણાયું નથી. પણ આતશ બહેરામના આતશને બુજાવવો અને બાંધેલાં પુલનો નાશ કરવો એ મગરજાંન વગેરેનો ગુનાહ ગણાયો છે (બાબ ૫૫ ફ. ૫). ત્યારે આ બાબત બીજી રીતે લેઇએ તો આતશ બેહેરામ સ્થાપવા અને પુલ બાંધવા એ સવાબ ગણાય.

(૪) આ પત્ર નકલ છે, તેમાં એ રકમ લખતાં એક મીંડું ઓછું લખાઇ રૂ. ૫૦૦ લખ્યા છે, પણ તે દેખઇતી ભુલ દીસે છે, સબબ કે રૂ. ૭૫૦ તો પંચાએતના ફંડમાંથી આપવા જણાવ્યા છે અને વલી બીજા સાહેબોએ પોતપોતે ભરવા જણાવ્યું છે. વળી નીચે જોઇશું કે પાછળથી ખરચ રૂ. ૧૫,૦૦૦) થી વધુ થાયો છે.

જણાવ્યો છે. એ સરક્યુલર પર ફરામજી કાવસજી વીરૂધ મીનીટ કરે છે કે "એ પરમાણે પુલોની તો ગણા દેશોમાં અરચન છે તે શરકાર બાંધે તેથી આપણા જરતોશતી ને દખમાની ફરજ પેહેલી છે. પુલનુ કાંમ કુલ આલમનુ છે તે શરકાર કરે હમારી નજરમો એમ આવે છે તમો એને આપશો તો દશ વીશ ગામવાલા હરોજ[1] આવશે."

એવું દીસે છે કે શેઠ ફરામજી કાવસજીનો વાંધો ફાવ્યો હતો અને પંચાએતે એ કામ હાથ ધર્યું નહીં. પણ આપણે જોઇએ છીએ કે ૧૮૩૩ નાં સાલમાં "ભાઠા ગામની પાદર આગલ આવેલી મોટી ખારી ઉપર શેઠ જમશેદજી જીજીભાઇએ બે પૂલ બંધાવ્યા હતા."[2]

---

(૧) દરરોજ.

(૨) પા. પ્ર. I પા. ૨૬૨. આ પુલ બાબે પારસી પંચાએતના ત્રસ્ટી સાહેબો તરફની ભાઠા ગામ ખાતેની કમીટીના સાહેબોને તા૦ ૨૧ મી જુલાઈ ૧૯૨૭ ને દીને એક પત્ર લખી હમોએ કાંઈક પુછપરછ કરી હતી. તેના જવાબમાં તે સાહેબોનો તા૦ ૨૮ મી જુલાઈ ૧૯૨૭ નો પત્ર આવ્યો હતો. તે ઉપરથી નીચલી હકીકત માલમ પડે છે: તેઓ લખે છે કે "પેહલો પુલ મરહુમ શખી વજુદ નેક નામદાર શર જમશેદજી જીજીભાઇએ બંધાવીઓ હતો ને તે બંધાવવા પછે મોહોતી રેલમાં બાગી ગયો છે. તેની નીશાન આજ દીન શુધી એક બાજુના પુશતાથી હઇઆત છે તે જાણુશો. બીજુ, બીજો પુલ મરહુમ શર જમશેદજીના છોકરા નેક નામદાર શર (?)રશતમજી જમશેદજીએ શરકાર શાઠે મલીને બંદોબશત કરીને બંધાવીઓ છે તેની તકતી કોતરાવેલી છે........મરહુમોના આએ પુણ્યવંતા કામના શબબથી શરવે ભાઇઓ તેવણુના રૂવાનને ગરોથમાન બેહશતના આશીરવાદ દે છે તે જાણુશો." ભાઠેવાલા સાહેબોના લખવા પ્રમાણે મરહુમ શેઠ રૂસ્તમજી જમશેદજીએ એ બીજો પુલ પોતાના પીતા જમશેદજી જીજીભાઇના પુણ્યને સારૂ બંધાવ્યો હતો. તે માટે કુલે ખર્ચ રૂ. ૧૮૮૧૪) થયો હતો. તેમાં રૂ. ૧૫૦૧૦-૧૨-૧ શેઠ રૂસ્તમજી જમશેદજીએ આપ્યા હતા અને રૂ. ૩૮૦૩-૩-૧૧ અંગ્રેજ સરકારે આપ્યા હતા. તે ય. જ. ૧૨૩૬ (૧૮૬૭ ઇ.) માં બાંધ્યો હતો. એ આખી તખ્તીની ખરી નકલ તા૦ ૧૭-૮-૨૭ ને દીને પત્ર લખી મંગાવતાં એઓના તા૦ ૨૨-૮-૨૭ ના પત્ર સાથ જેમ આવી છે તેમ નીચે આપું છું:—"આઅ ભાઠાનો પુલનો કેટલોક ખરચ મુબાઇવાશી રશતમજી જમશેદજી જીજીભાઇએ પોતાના મરહુમ મુરબીજી શર જમશેદજી જીજીભાઇ પેહલા બારોનાટના નામે તેવણુના પુનને શારૂ આપીઓ છે તથા બાકીનો ખરચ અગ્રેજ શરકારે આપ્યો છે. આઅ પુલ લફટનટ શીમોર એકજીકુતર ઇજનેર શુરત તથા ભરૂચના ઉપરીપના હેઠે બંધાવો છે રૂશતમજી જમશેદજી જીજીભાઇએ આપેલા રૂ ૧૫૦૧૦-૧૨-૧ અંગ્રેજ શરકારે આપેલા રૂ ૩૮૦૩-૩-૧૧ કુલે રૂ ૧૮૮૧૪-૦-૦ ઇશવી શને ૧૮૬૭ તથા ઇઅજદેજરદી શને ૧૨૩૬." આ કામની ટુંક નોંધ માટે જુવો પા. પ્ર. II પા. ૪૦૫ કોલમ ૧.

**આપણે આગલ ૯) માં બાબ (પા. ૪૦૪ થી ૪૧૭)માં દીવને લગતી કેટલીક હકીકત લંબાણથી તપાસી છે કે ત્યાં અત્રેવાલા સાહેબોની**

૬. દીવ ખાતે દખમું. સીફારશથી વાડીઆજી જાંગીરજી નશરવાનજી અને નવરોજી નશરવાંનજીએ દરેહમહેર[1] બંધાવી હતી અને નવો વરસ્યો કરીને નીરંગદીન કરાવી હતી અને એ ગામ જ્યાં નૌસારીનું પંથક હતુ, ત્યાં નૌસારીના આગલા મોબેદોને પુરતો સંતોષ આપતા નહી ગણી, ઉદવાડેથી મોબેદો મોકલ્યા હતા. હવે આ અરસામાં આ દીવ ખાતે દખમું બાંધવાનું નવું કામ બરપા થાયું. દીવની અનજુમને "કાગલ ૧) શા. ૧૮૮૭ ના માહા વીદ ૯ રોજ ૮) મો માહ ૫) મો" ના દીને લખ્યો.[2] તેમાં લખ્યું કે અત્રેના સાહેબો ઉપર એક પત્ર લખ્યો હતો તે મધે જણાવ્યું હતું કે "દીવ મધે દખમુ છે તે ગણો જુનો થઇ ગઊ છે ને વાપરવા શરખુ કાઇ રઇઊ નથી ને તે મધે ચોમાશામો રૂવાન મુકવાની ગણીજ અરચણ પ(ડે)છે.", એમ જણાવી તેઓએ નવાં દખમાં બાબે અરજ કરી હતી. તેના જવાબમાં અત્રેવાલા સાહેબો તરફથી ખરશેદજી માણેકજી શરાફ લખે છે કે[3] "તે વાચીને હમે ગણા દલગીર થઆ છેઊ પન હમારા ગણા શાહેઓએ ના પાડીઊ જે તંમારા લોકો ઇમાનદાર નથી કાંએજે તંમો દરેમેહેર બાબે ગણી આજીજીનુ કાગલ લખો ને પગ વાલવા કબુલ કીધુ હતુ પછે પગ વાલવાનુ કામ કરવા માડીને પછે તંમે તંમારા કોલ વચનથી બેકોલ[4] થઇને પગ વાલવાનુ કાંમ મુકી દઇને પાછા લાંબા પગ રાખીને ગુનાનુ કાંમ કરો છો તેથી હમો ગણા દલગીર છેઊ." એમ લખી કંઇક આગલી બાબદની યાદ આપે છે અને કહે છે કે પગ વાલવાનુ કબુલ કીધાથી "વાડીઆજી જાંહાંગીરજી પાશે હજારો રૂપીઆ ખરચાવીને શારી દરેમેહેર બંધાવી આપી ને વરી તેની શાથે હાંથી જેવો ખરચ[5] વરશ ૧ ના રૂા. ૫૪૦) આજ દીને શુધી આપે છે ને તંમારા રૂવાનોના કાંમ દારા દીશા શાવ શરોશ શુધા ધરમનુ કાંમ તમારી નજર હજુર થાએ છે તોબી તંમો પગ લાબા મુકીને ગુનાનુ કાંમ કરો છે તારે હવે તંમાને દખમુ બંધાવી આપીને શું કરીએ. હમે વીચારીઊ જે વારૂ હમે ફરીથો એબી શવા-

---

(૧) ખબર કહાડતાં માલમ પડે છે કે મરહુમ બાઇ મોતલાંબાઇ જાંહગીર વાડીઆના એક ટ્રસ્ટ ફંડમાંથી એ દીવની અગીઆરીને રૂ. ૧૩૦૦) ની મદદ હાલમાં પણ મલે છે.

(૨) ચો. ૨, બા. ૨૦૮, પા. ૧૬૪. (૩) ચો. ૨, બા. ૨૦૮, પા. ૧૬૯.

(૪) એટલે આજે એક કહી કાલે બીજું કહે તેવા, અથવા કદાચ "બી કોલ" એટલે "વગર કોલના" એટલે આગલા કોલથા ફરી ગયલા.

(૫) "હાથી જેવો ખરચ" એટલે "મોટો ખરચ."

બનુ કાંમ જાનીને વાડીઆજી જાંહાંગીરજી નશરવાનજીને શંમજાવીને દખમુ બંધાવાનુ હોખમ લીધો કાંએ જે એ ધણી વગેરે બીજા હુંમારા શરવ લોકો મદત કરવા દલગીર છે જે તમારા આગલા કોલને ઈઆદ કરીને પગ વાલવાનુ શવાબનુ કાંમ કરશો તો તમો હરેક કામ ફતે પામશો તે શત જાણજો."

એ પત્ર ઉપરથી વધુ દીસે છે કે અત્રેથી વાડીઆજી ખરશેદજી રૂસ્તમજી દીવ જવા નીકળ્યા તેવણુને "દીવના જનદરાલ ઊપર કાગલ" આપી મોકલવાનો વીચાર કર્યો. તે બાબદ જણાવીને વધુ લખે છે કે "તંમો શરવે મલીને તે શાહેબનો શુખન માનશો તો નશેખરા[1] વગરે અનજુમન ખુશી થાશે ને તેને હર કાંઇ તંમારૂ કાંમ આવી પડશે તારે શરવ અનજુમન ગણી ખુશીથી તમુને મદત થાશે તેને લીધે આગલ જતાં તમારા લોકોને ગણો ફાએદો થાશે ને એવો તમારો જબાબ આવેથી ફરામજી બરજોરજીને તરત આઇથી રવાનુ કરીશુ".

એ પછી શેઠ જાંગીરજી નશરવાંનજી વાડીઆએ દીવનુ આ દોખમું બંધાવી આપ્યું. તેનો તાણો પુરવાની ક્રીયા તા. ૮ મી જુન ૧૮૩૨ રોજ ૧૧ માહ ૯ ૧૨૦૧ ય. ઝ. ને દીને કરવામાં આવી. તે તા. ૧૦ મી માર્ચ ૧૮૩૩ રોજ ૧૧ માહ ૬ ૧૨૦૨ ય. ઝ. ને દીને ઇજવામાં આવ્યું. એ માટેની તા. ૨૫ મી ફેબરવારી ૧૮૩૩ ની જામે જમશેદમાં છપાયલી જાહેર ખબરમાં જરથોશ્તીઓને ત્યાં હાજર થવાને આમત્રણ કરતાં જણાવે છે કે "શ્રી દીવ કે જે શ્રી હીનદોશતાંનમાં આવી વશનારા જરથોશતીઓનું એક પેહેલું રેહઠાંણુ છે." સેવટે લખે છે કે "જેઓ પોતાનાં બુજરગોનાં શ્રી હીનદોશતાંન મધેનાં પેહલાં વતનને જોવા ચાહતા હોએ તેઓનેબી એ વખત તથા જોગવાઇ ઘણી શરશ છે."[2]

**૭. જાલનાની અનજુમને મોબેદો માટે કરેલી માંગણી.**

જાલના ગામની અનજુમને મુંબઇની અનજુમન ઉપર તા. ૨૫મી નવેમબર ૧૮૩૦[3] ને દીને કાગલ લખી પોતાનાં ગામ ખાતે મોબેદની જોડ ૧) નીરંગદીન લઇને મોકલવા જણાવ્યું. એઓ લખે છે જે "તેવોન આઇ આવેઆથી દીનની રોશન વધશે ને હુંમો હરેક કામથી અતકી રઇએચ તે કામ

(૧) "નશેખરા" (નશાખરા) એટલે "નૈંસારીના લોકો."

(૨) પારસી ધર્મ સ્થલો, પા. ૭૦.

(૩) ચો. ૨, બા. ૧૭૦, પા. ૧૨૦.

ચાલશે તેનુ ધરમ ગણો મુરબીજીને લાગશે એ વાતથી મુરબીજીઓને તશદી નઇ લખીએ તો બીજા કોને[1] લખીએ.....હમો પનચને તાબે છઇએ...... જાલાની અનજુમન શ્રી મુબેઇનો અનજુમ(ન)ની તાબેદાર છે........એ કામ અતરે બનશે તો બીજા બેએ થેકાનાનુ કામ ચાલશે શ્રી ઓરંગવાદનુ તા. શ્રી ઇગોલી[2] કરીને છે તે દીન ૧ નુ રશતો છે તાંનુ કજારજાએ અતરે[3] આવે છે તેથી એ કામ થઆથી તંમારી નેકનામી છે."

ખરશેદજી માણેકજી તા. ૮ મી ડીસેમબર ૧૮૩૦[4] ને દીને એ પત્રનો જવાબ લખે છે, તેમાં જણાવે છે કે "તે બાગે તંમે પતેલ શેરાબજી રતનજીને લખવું શજાવર હતું શા વાશતે જે તંમે શારી પખે જાણો છો જે તે ગરીબ માણુશે શરવના રૂવાનને ઠેકાણે (પાડવા) દરેમેહેર તથા દખમુ દીન ધરમના શરેશતા પરમાણે શ્રી પુના મધે કીધું છે ભલુ ખરશેદજી મોદી[5] બેહેશતીથી નહી થઇઉં ને એ ગરીબ માનશને ખોદાતાલાથી જશ મલનારો હશે તો તેવોને જીકર ચલાવીને કામ કીધુ ને હંમોએ તે કારન દશતુરજી જામાશજી એદલજી તથા મોબેદો પુને ખાતે પનથક કરી આપીઉ તારે હર કાઇ એવું કાંમકાજનુ અતકાવ પડે તારે તેવોનને લખશો તો તેવોન પોતાથી નહી બનશે તો હંમોને લખીને તંમારૂં કામ બજાવી લાવશે...........પન ખબરદાર તમો તમારી તરફ મુબેઇની પનચાએતનાં શરેશ્તા પરમાણે શરવે કામ કરાવતા રેજો". એમ લખી મુંબઇની અનજુમનના મનાઇ"યા અટકાવનાં સરેસ્તાઓ લખી જણાવે છે.

તે પછી ખરશેદજી માણેકજીએ તા. ૮મી ડીસેમબર ૧૮૩૦[6] ને દીને પુને પટેલ સોરાબજી રતનજી ઉપર પત્ર લખી પુનેથી એક જોડ જાલના ખાતે મોકલવા લખ્યું અને જણાવ્યું કે જાલના ખાતે "મુબેઇનો શરેસ્તો તા. બંધોબશત પરમાણે અંધારૂ પાશે દીનનુ કામ કરાવે." વધુ લખ્યું કે નીચલી બાબદનાં કામની મનાઇ મોબેદ પાસે લખાવી લેવી.

---

(૧) કોણુને. (૨) ઔરંગાબાદ અને હીંગોલી.
(૩) અતરે "રવાન" બોલ સહમજવો જોઇએ કે "રવાન અતરે આવે છે."
(૪) ચો. ૨. બા. ૧૭૧ પા. ૧૩૦.
(૫) એ ખરશેદજી મોદી તે પુનેવાલા મોદી ખુરશેદજી જમશેદજી હતા. જેવણુ તા૦ ૨૭ મા ફેબરવારી ૧૮૧૫ ને દીને ૬૦) વરસની ઉમરે હક થયા હતા, એવણુ અસલ ખંબાતના વતની હતા પણુ ઇ. સ. ૧૮૦૦ માં પુના ખાતે રેસીડંટની નોકરીમાં ગયા હતા, ત્યાં મોટો ઓધ્ધો પામવા પછી એવણુ પેશવા બાજીરાવની દરબારમાં મોટો લાગવગ ધરાવનારા થયા હતા (પા. પ્ર. 1 ૨૨૪), મતલબ આ છે કે જે કામ ખરશેદજી મોદી જેવા લાગવગવાલા મોટા પુરૂષથી નહી થયું તે આ ગરીબ શેરાબજી પટેલે કરી આપ્યું.
(૬) ચો. ૨. બા. ૧૭૨. પા. ૧૩૧.

૧. જીવતી ઓરત ઉપર બીજી ઓરત કરવી નહી.

૨. "કોઇ રાખેલીના પેતનુ ફરજ'ન્ધને શદરો પેરાવે નહી."

૩. "અ'ન્ધારૂ લોકો બેહેદીનને ગેર છોકરી આપે લીએ નહી એવી બાદનુ કામ હોએ તે મુબાઇની પનચાએતનુ જબાબ મગાવા વગર કોઇને રજા આપે નહી"

૪. "બહમન મોર ગોશ રામ રોજને દને જનાવર કપાવાનુ હોકમ આપે નહી. હેવી રીતે મોબેદનુ લખાવી લઇને રજા આપજો..........દશતુરજી જામાશજીની બરદાશ કરજો."

૮. રૂસતમપરાંનાં બેહદીનો એ મોબેદો સામે માંગેલી મદદ.

રોજ ૧૧ માહ ૮ સને ૧૨૦૦ તા. ૧૦ મી મે ૧૮૩૧[1] ને દીને વાડીઆ નવરોજી અને પ'ચાએતના બીજા સાહેબો "તા. શમશત અનજુમન કમીતીના બેશનારા શાહેબો" જોગ સુરતનાં રૂસતમપરાંનાં મોટા ફલ્યાના તથા મલેસર ફલ્યાના આશરે ૧૫૦ બેહેદીનોની સહીની એક અરજી આવી હતી. તેમાં નીચલી ફરીઆદો કરી હતી:—

(ક) એક ફરીઆદ આ હતી કે "અ'મો ગરીબ બેહેદીનોમાં (રૂશતમ) પોરા ખાતે કોઈ નામદાર મલે નઇ તે શબબે અ'ધેઆરૂ ભગરીઆ લોકો થોરા વરશ થઆં જુલમ કરવા લાગા ને વધારે લેવા માડીઊ ને હેવો તો જુલમ કરવા લાગા જે છોકરાની નવજોત કીધેલી તે વરશ બેએ વરશે લગન થાએ તે વાર અખદાવીને[2] ફરી નવજોતનો હક માગે અશલ નવજોતનુ ૦)= બેએ આના હતા ને મનચેરજી હોમજીવાલા મોબેદો નવજોત કરતા ને એ લોકોનો દોર પોચે તેવારે શરવે પાશેથી મેલાવતા ગીઆ ને હરએક કામમા જુલમ જીઆશતી કરવા લાગા"

(ખ) બીજી ફરીઆદ આ હતી કે નાતરાંનો લવાજમ રૂ. ૨ાા નો હતો "દશતુરજી ખુરશેદજીના છોકરા પાશે ...તી[3] નો હવાલો છે તેથી તેવોન ગણી જબરજશતી કરીને ત[4] ના રૂપીઆ ગણા વધારે લેવા માડેઆ ઈજાફેત[5]

(૧) ચો. ૨. બા. ૨૦૧. પા. ૧૫૭.

(૨) અટકાવીને અથવા તો ખખડાવીને એટલે ધમકાવીને.

(૩) પહેલો અક્ષર થોડોક ફાટી ગયો છે, પણ તે 'ચી' હોય એમ દીસે છે. ચીતી એટલે ચીઠી હોય એટલે લગન સારવાનાં લવાજમની ચીઠી. (૪) તમના એટલે ઘણુ ઘણાં.

(૫) ઇજાફેત increase, મતલબ કે લવાજમમાં વધારો કરવા ઉપરથી.

ઉપરથી બેહેદીનોએ દશતુરજીને ગણુ શમજાવેઆ પણુ કઇ ગરીબોનો માનીઉ નહી પછે........આશરવાર દેતી વખતે લોકોના કામ અતકાવી જુલમ જોશતી હેવી કરવા લાગા જે પોતાનુ હક કરતાં બમનું ચોગણો કરતાંબી વધારે ગણો લેવા લાગા." એ બાબે ફરીઆદ કરતાં તેઓ લગન સંબંધી ક્રીયાનાં આગલ સવંત ૧૭૯૦ (ઇ. ૧૭૩૪) ના સાલ મધે એઓનાં બુજરોગોએ મોબેદો સાથે નકકી કરેલા ભાવની નીચલી વીગત આપે છે: "વરણી શારે તા. નવામેત [1] કરે જોરાંની[2] તા. આશરવાદ દીએ તે શુંધાં રૂપીઆ બેએ ૨) ચધરગાના [3] આશરવાર દીએ તેનાં રૂ. ૨ાા". આગલ ચાલતાં લખે છે કે તેઓ એક વખતે દેશાઇજી એદલજી સુરતમાં હતા તેવણુની પાશે ગયા, સબબ કે ત્યાંવાલા દસ્તુરજી અને નૌસારીવાલા મોબેદો કહેતા હતા કે તેઓએ લવાજમમાં વધારો કીધો છે, તે દશતુરજી અને દેશાઇજીનાં હોકમથી કીધો છે. પણુ "દેશાઈજી એદલજીએ કઇ તજવીજ કીધુ નઈ ને દશતુરજી શોરાબજી ને કઇ પુછીઉ નઈ..........એમ લોકોને કઉ જે વધારે લીધાની હું તજવીજ કરશ પણુ અંમોને કાઇ ખોલાશો જવાબ દીધો નઇ." વધુ જણાવે છે કે ત્યાર પછી તેઓ બીજી વાર દેશાઇજી એદલજી પાસે ગયા "તેવારે એદલજી દેશાઇએ કઇઉ જે વધારે લીધામા આવશે તેવારે અન-જુમને જબાબ દીધો જે અંમો શરેશતા પરમાણે આપશુ તારે એદલજી દેશા-ઇએ કઇઉ જે જાવ ગમે તો ભામન [4] પાશે જઇને કામ કરાવો.........હેવો જુલમ છે ગરીબ ફીરકા ઊપર તેથી શું લખીએ લખતા કઇ પોચી શકતા નથી."

ત્યાર પછી વધુ લખે છે કે તેઓ ત્રીજી વાર મોદીજી રૂશતમજી હોરમજજી[5] શાથે દેશાઇજી પાશે ગયા, "તેવારે તેવોને જબાબ દીધો જે મે વરોદરે[6] કાગલ લખુ છે તેનુ જબાબ આવેઓ નથી આવશે તેથી થીક કરીશુ ને હવે પછી

(૧) "નવજોત"ને બદલે નકલ કરનારે ભુલ કરેલી દીસે છે. (૨) એટલે છોકરા છોકરી બન્નેની. (૩) 'ગરગરના" શબ્દ માટે એ શબ્દ દીશે છે.

(૪) બ્રાહમન. (૫) એ રૂસતમજી મોદી (૧૭૮૫–૧૮૪૯) "સુરતવાલા શેઠ હોરમજજી બીમજી મોદીનાં બીજા દીકરા" હોય. (પા. પ્ર. I. પા. ૫૩૨.)

(૬) એવું દીસે છે કે નવસારીના મોટા દેશાઇ એ વખતે વડોદરે ગયા હશે યા દસ્તુરજી ત્યાં ગયા હશે તે ઉપરથી એમ લખ્યું છે.

જેની નવજોત કીધી હોએ ને તે પશમાણે તારે ફરી નવજોત હોએ નહી, નવજોત એકજ વાર થાએ ફરી પાતલો માણુશો ના[1]. એ રીતે કઇઊ." તે પછી તેઓએ એદલજી દેશાઇનાં કહેવાથી જે બીના બની તેનું કાગલ નાસારી દસ્તુરજી અને દેશાઇજી ઉપર લખ્યું. પણ તેઓએ બેપ્યાને ૩) દીન રાખીને કાગલ પાછું આપ્યું કે "તું તો પઇશા આપીને લખાવી લાવેઓ છે."

એ બેહેદીનો કોઈ દાખલાઓ આપે છે કે જેમાં મોબેદો આગલ કરતાં હવે વધુ દામ માંગવા લાગા. એમ દાખલા આપતાં એક ઠેકાણે લખે છે જે "દેશાઇજીએ અશલ પણુ અંમારો ગરીબ લોકો ઊપર ગણો જુલમ કીધો હતો તેવારે પણુ અંમારા આગાન[2] લોકો હાતે શદરો પેરાવા હતા તા. હાથે લગન શારૂ આ હતા ગના એક લોકોને તેવોની ઓલાદ બચાવાડી આવાદ[3] છે ને હવે દેશાઇજી હમારા હજારો રૂપીઆ મોશ[4] લીએ ને અમારો કામ અતકાવે વાશતે અંમો એ લોકો ઉપર રાજી નથી"

(ગ) એઓની ત્રીજી ફરીઆદ આ હતી કે દેશાઇજીની હકુમત તલે "રોઆંનને શનજોગીને નહાતા નથી જે ઇઓજદાથરેના કામ કરે છે તે શરવે શનજોગવા લાગે છે તે ગુશલ કરતા નથી તે દેખાઇતો ગુના છે ને મુબાઇથી શાહેબ લોકો કેતાબ છપાવી શુરત મોકલી છે જે તેમોબી લખે છે જે શનજોગી રોવાનને પછે નાવું જોઇએ પણુ અંમો બેહેદીન લોકો પણુ અશલ શનજોગી નાતા નહી હતા કાંએજે દેશાઇજીના જુલમથી પછે આજ વરશ ૫૦-૬૦ થઆ તેવાર પછી અંમો બેહેદીન લોકો તા. આ. મનચેરજી હોમજીવાલાબી અંમારી શાથે શનજોગી નહાતે પણુ શેઠ ધનજીશાહાજી[5] એ તા. બીજા શાહેબ

(૧) "પાતલો માંડશોના" એટલે કે એક વખત નવજોત કીધી હોય તો બીજી વખત નવજોત કરવી નહી. નવજોત વખતે છોકરાંને પાતલા પર બેસાડવામાં આવે છે, તે ઉપરથી આ ઇસતેલાહ બરપા થાઇ છે.

(૨) આગલથી 'ને' હરફ નીકલી ગયો છે. "નેઆગાન". (૩) આબાદ.

(૪) "મોશ" ફા. "મોજદ," એટલે લવાજમ, બદલો. "દેશાઇજી હમારા હજારો રૂપીઆ મોશલીએ" એટલે મતલબ કે, દેશાઇની સરદારી હેઠળના મોબેદો હજારોનો લવાજમ લીએ.

(૫) એ ધણી તે ધનજીશાહ બરજોજી બેહેરેમંદખાન (૧૭૭૦-૧૮૧૦) દીસે છે, જેવણુ સુરતવાલા જાણીતા અરદેશર કોટવાલના બાવા થતા હતા (પા. પ્ર. I. ૧૧૫).

લોકો જોર મારેઆ તેવારે હેવું બનીશ્રિ છે શનજોગી નાવાનુ ને એ બગીરીઆ અંધેઆરૂ દીનના દુશમેન થાઇ નાતા નથી."

(ઘ) ચોઠી ફર્યાદ આ હતી કે એ મોબેદો રવાનને મોહડાંપર પડાંન બાંધે છે અને પડાંન નહીં બાંધનારાઓને રવાનને દખમામાં નહી મેલવાનો દર આપે છે. સેવટે લખે છે કે "ગરીબ પ્રીરકાની રૂશતમપરાના બેહેદીન શાથેની તા. અંનધારૂ મનચેરજી હોમજી શાથે અનજુમન અરજી કરી શાહેબ લોકોની ખીજમતમો કીધી છે........એ અરજીનુ જુબાબ ગરીબ અનજુમનને વાલવુ."

આ પત્ર ઊપર ૧૫૯ પુરૂષોની સહી છે. તેની સેવટે ઉપર જણાવવા પ્રમાણે જે લખાણુ છે તે ઉપરથી દીસે છે કે નૌસારીમાં મોબેદ અને બહેદીનો વચ્ચે અને મોબેદ મોબેદો વચ્ચે જે અવાર નવાર કજીઓ ચાલતો હતો, તેવો કોઇ કજીઓ સુરતમાં પણ ચાલતો હતો. આ પત્ર ઉપરથી વધુ માલમ પડે છે કે આગલી સદીમા કેટલાક નીચલા બનાવો બનતા હતા.

૧. લગન વખતે પરણતાં જોડાંને ફરીથી સદરો પહેરાવતા[1]

ઉપલાં કાગજમાં ફર્યાદ કરવામાં આવે છે કે "છોકરાની નવજોત કીધેલી તે વરશ બેએ વરશે લગન થાએ તે વારે......ફરી નવજોતનો હક માગે." આ ઉપરથી દીસે છે કે આ બે નવજોતનો રેવાજ લવાજમને અર્થે મોબેદો તરફથી કદાચ ચાલુ રહયો હોય.

૨. મોબેદો સાથના કોઇ મતફેર વખતે બેહેદીનો પોતે સદરો પહેરાવતા અને લગનની ક્રીયા વટીક કરતા અને એમ સંજોગ તપાસી લેતા. લગન માટે લખે છે કે[2] "લગનનુ વખત વહી જાવા થઇઓ તેવારે અનજુમને ખોદાતાલાને ઇઆદ કરી પાની...[3] કુશતી શાબેત કરીને વરણી શારી જેમ અનધેઆરૂ શારેચ તેમ પછે છોકરાને ગેરમા લઇ ગીઆ ને કુલ અનજુમનને પાદીઆબ કુશતી કીધી ને છોકરા છોકરીનુ હાત મેલવી ચોરી શારી લોબાનો ધુપ કીધો જેમ અંનધારૂ કરે છે તેમ કરીને શરવે કુલ અનજુમન તનદરૂશતી ભણીને કાંમ ચલાવીઉ."

---

(૧) લગન વખતે ફરીથી નવજોત કરવાના રેવાજના મુલ બાબે જુઓ આગલ ૭) મો બાબ પાના ૨૧૨-૧૩. (૨) ચો. ૨, બા. ૨૦૧, પા. ૧૬૧.

(૩) કાગજ ફાટી ગયું છે. "પાની...કુસ્તી શાબેત કરીને"ની મતલબ કે "બરાબર કુસ્તી પાદયાબ કરી," પાદયાબમાં "આબ" એટલે પાણીનો ખ્યાલ છે તે અહીં છુટો પાડયો છે.

૩. જેમ અત્રે પંચાએતવાલા સાહેબો લગન અને ગગરનાનો કાંઇ લવાજમ લેતા, તેમ નૌસારીવાલા તરફથી દેશાઇ એદલજી હક લેતા. એ પોતાનો હક અમલમાં લાવવા માટે બેહદીનો રૂશતમપોરાથી બહાર શહેરમાં જઇને બાલકની નવજોત કરાવી લાવ્યા તો તે બાલકનાં દીલમાંનો શદરો કહાડી ફરી નવશો નવારી સદરો પેરાવીઓ.

૪. આગલના વખતમાં મોબેદો પણ પોતાને ઘરનાં રવાંનોને પોતપોતે સંજોગતા. એમ રવાંનને સંજોગવું રીમન તરીકે નહી ગણાતું હતું. ઉપલાં પત્રમાં જણાવવા પ્રમાણે દીસે છે કે મોબેદોમાં રવાનને સંજોગી ગોશલ કરવામાં નહી આવતું હતું.

૫. સુરતનાં તરાતી ( તલાતી ) કુતુંબનાઓ માટે માફી હતી કે તેઓનાં કુતુંબમાં છોકરીનાં લગન હોય તો લગનનો લવાજમ તેઓ પાસે લેવો નહી.[1] એજ મુજબ વઇદ કુતુંબના ઘેરને લગન વખતે માફી હતી તથા પતેલ કુતુંબને પણ માફી હતી.

૬. નવજોતનો નવશો નહવાડવાનો મોબેદનો લવાજમ પૈસા ચારનો હતો

૭. નવજોત માટે મોબેદનો લવાજમ ૦)= બે આનાનો હતો.

૮. છોકરાઓ છોકરીને ઘરે પરણવા જતા ત્યારે ઘોડે બેસીને જતા.

એવું દીસે છે કે સુરતના કોઇક બહેદીનો તરફથી આ બાબત પેહલે જમશેદજી જીજીભાઇ હજુર એક કાગજ મારફતે રજુ થઇ હતી. તે

---

(૧) પારસી પ્રકાસ (I. ૮૬૨) પ્રમાણે, "ઇ. સ. ૧૬૮૬ માં નવસારી મધે મોબેદો અને બેહદીનો વચ્ચે થાયલી મોટી મારામારી વેળાએ એવણે (મનાજી કુકાજી તલાટીએ ) ભગરીઆ મોબેદોનો ઘણોક દોર તોરવાને હાંમ બીડી હતી, અને આ. મનોચેહરહોમજી વગેરે ભગરયાઓથી છુટા પડયા તે મુખ્ય એઓની કુમકથી હતું. આ માટે આ. મનોચેહરહોમજીના સાથવાળા મોબેદોએ એવણુને દાવરનો એલકાબ આપ્યો હતો, તથા એઓનાં કુટુંબમાંથી પેહડી દર પેહડી શીઆવ, લગન, ગગરનાં, નવજોત વીગેરેની ક્રીઆઓના લવાજમો નહી લેવાના બંદોબસ્ત કીત્રા હતા, જે હજુ સુધી ચાલુ છે." રૂસતમપરાના હાલના દસતુર જમશેદજી ફરામજી રબાડીનાને પુછાવતાં તેવણુ તા. ૬-૮-૧૯૨૮ ના પત્રમાં જણાવે છે કે ત્યાં હજુર તલાટી અને પટેલ કુટુંબો હસ્તીમાં છે, પણ તેઓના બાબમાં હાલ માફી જેવું કાંઈ રહયું નથી.

તેવણે એક કાગજ સાથ દેશાઇજી તેમુરશ જમશેદજી ઉપર મુંબઈ ખાતે મોકલી હતી કે તે ઉપર ધ્યાંન આપે. તે નકલ દેશાઇજી તેમુરસ જમશેદજીએ નૌસારી દસતુરજી રૂસતમજી નશરવાંનજી ઉપર મોકલી હતી. તે ઉપરથી દસ્તુર રૂસતમજીએ દેશાઇજી તેમુલજી ઉપર તા. ૭ મી જાનેવારી ૧૮૩૧ રોજ ૮ માહ ૪ ૧૨૦૦ ય. જ. ને દીને એક લાંબો પત્ર[1] લખી કેટલોક ખુલ્લાસો કીધો હતો. તેમાં જણાંવ્યું કે "કેતલાએક જન નોશારીવાલા તથા કેતલાએક જન શુરતવાલાઓએ એ લોકોને એટલે (સુરતના ફર્યાદ કરનારા બેહદીનોને) બરમાવીને[2] ખાંમુખાં એક શેતાન ઉભો કીધો છે. બાકી રૂશતમપોરાના બીજા બેએદીનો છે તેની કઇ તકશીર નથી." વધુ દસ્તુરજી એ બાબદમાં ફરીઆદ કરે છે કે તેવણ ઉપર સુરતવાલાઓએ "એક કાગજ લખીઊ જેમ કઇ કોઇ ચાકર ઊપર કે પશતાકીઆ ઊપર લખે તેવા મીજાજથી એક ચાર આગલ પોલીને વેથ[3] લાબી લખીને કાપલી મોકલી તેમા કેવા જોરથી કે તમો જાનતા હશો પણ મારે માથેબી મુરબી છે તે શરદારો તંમુને પુછી શકશે ને તંમુને દુર કરશે હમો ગમે તે પાશે કરાવશુ એવી રીતે થી ગણ્યો પણ એ હલકાઈ ભરેલાને વગર શમજના લોકો શાથે બરોબરી કરતા અમુને બોજ નહી તેથી આપને જબાબ લખીઊ નહી."

આગલા કાગજમા વડોડરેથી કાંઈ જબાબ આપવાનો ઈશારો છે તેનો ખુલાસો દસ્તુરજીનાં કાગજ ઉપરથી માલમ પડે છે કે એક પોલીઆ દેશાઇએ તેઓને હીંમત આપી હશે કે "તંમે જણુ ૫) તા. ૭) એક મારે શાથે વડોદરે આવો હું તંમુને પરમાણ[4] કરી અપાવું ને કાડી મુકાવું એ ભાગરીઆને એવી શજા કરાઊ એવી રીતે પોતાની બજરોગી કીધી."

---

(૧) ચો. ૨, બા. ૧૭૮, પા. ૧૬૫.

(૨) ભમાવીને.

(૩) વેહેંત એટલે બીલસ; મતલબ કે "ચાર આંગળ પોહળી અને એક બીલસ લાંબી કાપલી ઊપર લખ્યું."

(૪) ફરમાન અથવા કદાચ પરવાંનો.

દસતુરજી એ પત્રમાં વધુ જણાવે છે કે "એ લોકો ફીરોજશા[1]ની તા. અરદે-શરની પાશે ગીઆ હતા તેવારે તેવોએ કઇઊ જે પોલીશનો વઇવટ ફરે નઇ ને તંમે ૧૦૦) વરશનુ ફેર(વ)વા આવો છો[2] તેથી એમાનું કંઇ બને નહી જોઊવો[3] શુરત તા. મુબોઇ અંમોને લગન ૨૦) ઊ[4]થાએ છે ને તંમો રૂા. ૨) શારૂ ફેશાદ કરો છો જાવો તમોને શરવે કરતા શેલ છે એવું કેથે નથી જે કરતા આપરૂં જે પનથક...........[5] હમુને કઇઊ નહી કોએ તરેથી બેએ બેહદીન તંમારી જાતે શમજાવી આબરૂથી કઇઊં ને એમબી કઇઊજે તંમો કોઇ હજાર ખરચ કરો છો કોઇ ૫૦૦) કારો છો ને અંધારૂને રૂા. ૦॥ આપવા શારૂ એવડી કામર[6] બાંધી જોઈએ રામશગરને ધોલીને દગેદગ આપે છે ને આ.[7] બેએ દાડા શુધી ખરાબ થાએ ને તેને મજુરી કરાવીને રૂ. ૦॥ મજુરીનુ આપવો તેમા એવડી ફજીતી શાને જોઇએ તે કરતાં જો તંમે નહી આપશો તો અમે તંમારૂ કાંમ અંમથું કરશુ વરી તંમેજ પશતાઇને વધુ કરી આપશો ........શુરતમા હંમારો હોકમ તો નથી તા તો અંગરેજ છે તંમે અદાલતમા

(૧) એ ફીરોજશાહ અને અરદેશર તે સુરતવાલા શેઠ ધનજીશાહ બરજોરજી બહેરેમંદખાન, જેવણ ૧૮૧૦ માં બોધાણુ મધે સરકારી સેવા બજાવતાં માર્યા ગયા હતા, તેવણુના બેટાઓ હતા. એઓનાં પીતાની સેવાની કદર શનાશીમાં નામદાર સરકારે એઓને સરકારી નોકરી આપી હતી. તેમાં એ બન્ને ભાઇઓએ નામના મેલવી હતી અને ખાન સાહેબને ખેતાબ મેલવી સરકાર અને પ્રજાની પ્રીતી મેલવી હતી. એઓમાથી ધનજીશાહ ૫૭ વરસની ઉંમરે તા. ૨૦ મી જુન ૧૮૪૩ ને દીને હક થયા હતા અને અરદેશર, જેવણ "અરદેશર કોટવાલ" તરીકે સુરતમાં મશહુર થયા હતા. તેવણ ૬૦) વરસની ઉમરે તા ૧૫ મી ફેબરવારી ૧૮૫૬ ને દીને હક થયા હતા, એ અરદેશર કોટવાલની કીર્તીની વખાણુમાં આપણામાં "અરદેશર કોટવાલનો ગરબો" એવે નામનો એક ગરબો પણ જોડાયો હતો આ ગરબા માટે જુઓ સોરાબજી હોરમજી ચીકનછાપનારની ગરબાઓની ચોપડી પેહલે ભાગ, પા. ૬૦, તથા જુઓમી. ધનજીભાઇ ન. પટેલનું પુસ્તક "પારસી કીર્તી પ્રકાશ," પા ૩૨, અને તે પછીના પાના.

(૨) એટલે કે ૧૦૦) વરસનો ઠેડવેલો લવાજમ કાહડી નખાવા માંગો છો.

(૩) જુઓ.

(૪) ઊપર "શબ્દ" હોય પાછલા બે હરફો નીકલ થતાં રહી ગયાં છે.

(૫) અહીં અત્રે ત્રણ ચાર લીટીઓ, નકલમાં ઉતારવા વગર ખાલી છે.

(૬) કદાચ કમર; અથવા કામરી, a chip of bamboo એટલે પ્રકાનું હથ્યા: મતલબ કે નજીવી બાબત માટે લડવા નીકલવું નહી જોઇએ. (૭) અંધેઆરૂં.

ફરીઆદી કાં નઇ કરતાં જે લોકો જબરદશતી કરે છે." આગલ ચાલતાં દસ્તુરજી દેશાઇજીને લખે છે કે "તંમે શેઠજી શાહેબને[1] ટુંકીજ અરજ કરવી જે એ લોકોને જબાબ થાએ જે જે કોઇ તંમારા ધારાવો[2] ને તમારા વડાવા વરશ ૧૦૦ થઆ આપતા આવેલા છે તે હક આપો અમારે એક દોકડો જીઆદે જોઈતુ નથી........એતો હંમેજ શોશીને ૩) વરશના ચલાવીએ છઇએ એને બાકી તરેવાર મુજીઓ ગુજારે છે પન હંમારો શાંભલનાર એક ખુદા વગર બીજો કોઇ નથી તેથી અમોલા[3] બેશી રઆ છૈએ."

૯. ઓલપાડની અનજુમને તલાવ માટે માંગેલી મદદ.

તા. ૧૨ મી મેહ ૧૮૩૧[4] ને દીને ખરશેદજી માણેકજી, વાડીઆ નવરોજી જમશેદજી ઉપર પત્ર લખી ઓલપાદથી પટેલ રૂસતમજી ધનજીની અરજ રજુ કરે છે તેવણના લખવા પ્રમાણે એ ગામમાં સવંત ૧૮૪૫ (સને ૧૭૮૯) માં પારસી દાદાભાઈ જમશેદજી ગોરીઆએ ધર્મ ખાતે તલાવ બંધાવ્યો હતો, તે સવંત ૧૮૭૮ (સને ૧૮૨૨) માં પારસી ભીખાજી મેહરજીના છોકરા હોરમજીએ સમરાવ્યો હતો; પણ બીજે વરસે સવંત ૧૮૭૯ (ઇસ્વી ૧૮૨૩) ની મોહતી રેલ વેલાએ તે ભાંગી ગયાથી તે સમરાવી આપવાની અત્રે અરજી આવી. તે ઊપરથી ખરશેદજી માણેકજીએ પંચાએતનાં ફંડમાંથી રૂ. ૩૦૦ ) થી સમરાવી આપવા પરવાંનગી માંગી અથવા તો પંચાતનાં ફંડમાંથી રૂ. ૧૦૦ ) ભરી બાકીનાનું ઉંગરાણું કરવા કહયું એવું દીસે છે કે રૂ. ૩૦૦ ) નાં ખર્ચની પરવાંનગી મલી હતી. તે ઉપરથી તા. ૧૯ મી મે ૧૮૩૧[5] ને દીને સુરત મોદી રૂસતમજી ખરશેદજી ઉપર એ કામ કરવા પત્ર લખ્યો હતો. તે પત્રમાં એટલા રૂ. ૩૦૦ ) થી કામ કરાવવા જણાવ્યું હતું અને કદાચ "એ રૂપીઆ કરતાં કાંઇ વધારે બેશે તેની હંમારા ઉપર હુંડી લખશો તે હંમારી પંચાતનાં તરશાતી શીકારીને નાંણાં આપશે" એમ લખવામાં આવ્યું હતું. તે ઉપરથી મોદીજી એ તે કામ કરાવ્યું

---

(૧) એટલે જમશેદજી જીજીભાઇ જેવણે દેશાઇજી તેહમુંરસ ઉપર પત્ર લખ્યો હતો, તેવણ. (૨) ધારા હોય. (૩) મુગા.

(૪) ચો. ૨. બા. ૧૬૭. પા. ૧૨૫.

(૫) ચો. ૧૧. બા. ૧૦૬. પા. ૪૦. બીજો ભાગ એ તલાવની હાલની હકીકત માટે પુછાવતાં ઓલપાડવાલા મી. મંચેરશા હીરજીભાઇ તા૦ ૨૭ મી ઓગસ્ટ ૧૯૨૭ ના પત્રમાં જણાવે છે કે "તલાવનું નામ લાલવું કેહેવાય છે તલાવ ઘણુંજ મોટું છે...... "લાખી વનજારે પોતે બંધાવેલુ કેહેવાય છે" એ પછી એ ગ્રહસ્થ તા૦ ૧૦-૧૧-૧૯૨૭ ને દીને મલવા આવ્યા હતા અને જણાવ્યું હતું કે એક બુઢો મુસલમાન છે તે કહે છે કે એકસો વરસ પર પારસીઓના હાથ તળે એ તલાવ ખોદાયું હતું.

અને "તે તલાવ ખોધાવાની ગ'ની જરૂર જોઈ", તેથી વધુ ખોદાવી પછી દરૂસ્ત કરાવ્યું તેમ કરતાં રૂ. ૩૬૩ાા ૨ વધુ ખર્ચ થયો હતો. તે પછી એમ બન્યું કે "શંવત ૧૮૯૦ નાં શાલમો મોટી રેલ આવી ને ગનું નુંકશાંન થાઈઊં તે વખતે તે તલાવ પંન એક તરફથી પાછો ખોદાઇ ગઓ." તેથી તે ગામનાં પટેલનાં કેહવા ઉપરથી મોદીજીએ તે પાછું દુરૂસ્ત કરાવાનો રૂ. ૫૦) થી ૭૫) નો ખર્ચ જણાવી તા. ૨૮ મી મે ૧૮૩૫[1] ને દીને અત્રે પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખ્યો.

૧૦. કલકતાની અનજુમને બખશેશ આપેલી જગયાનાં રક્ષણ માટે મંગાયેલી મદદ.

અત્રેની પંચાએત ઉપર દાદાભાઈ નવરોજી સોરાબજી બંગાલી[2]એ એક પત્ર લખ્યો હતો જેની તારીખ નથી, પણ તે ૧૮૩૨ માં લખ્યો હતો એમ તેમાની હકીકત ઉપરથી દીસેછે. તેમાં જણાવે છે[3] કે ઇ.સ. ૧૮૧૦માં જમશેદજી કુકાજી બંગાલમાં ગુજર્યો તેવણે કલકતામાં "બાલીઆઘાતનાં રશતામાં બેઠકખાંનાં આગલ" પોતાની વારીનો એક કટકો બંગાલાના પારસીઓને ગંહબાર તથા હરેક બીજા અવસરનું ખાંણું કરવા માટે આપ્યો હતો. તેનાં મકાનમાં વલી કોઈ મુસાફરો આવી રહેતા હતા. ત્યાર પછી જમશેદજી ગુજરવા બાદ થોડોક વખત રહીને ૧૮૧૭ માં એવણનાં ધણીઆણી હીરાંબાઇએ પોતાનાં જમાઈ પારસી નશરવાંનજી કાવસજી પીટીટ[4] ને પાવર આપીને કલકતે મોકલ્યા હતા કે લેહણું દેહણું આપ લે કરે અને મીલકત વેચ લે કરે. તેવણે ઉપલો જમીનનો કટકો તે પરના બંગલા સાથે નામનાં રૂ. ૫) લઇ બંગાલાનાં પારસીઓને સવાધીન કીધો હતો અને પારસી નવરોજી સોરાબજી બંગાલેવાલા, તે આ પત્ર લખનારના બાવા તથા નવરોજી કાવસજી બનાજીને હવાલે કીધો હતો. હવે ૧૮૧૭ અને ૧૮૨૫ ના અરસામાં નવરોજી બંગાલી તે વાડીનો કારભાર કરતા હતા. ૧૮૨૫ માં તેવણ હક થયા. તે પછી ૧૮૩૦ સુધી, ઉપલો પત્ર લખનાર દાદાભાઇ નવરોજી સોરાબજી બંગાલીનાં હસ્તકમાં તે વાડી હતી.

---

(૧) ઉપલોજ હવાલો.

(૨) એવણ શેઠ સોરાબજી શાપુરજી બંગાલીના કાકા થાય. મરણ તા० ૨૬ એપ્રીલ ૧૮૫૮.

(૩) ચો. ૮, બા. ૩૨, પા. ૩૪, તથા ચો. ૨, જે નકલ છે તેમાં પણ એ પત્ર બા. ૨૨૯ તરીકે છે.

(૪) મરહુમ સર દીનશાજી માનેકજી પીટીત પેહેલા બારોનેટના બપાવા. ઊપલા મરનાર જમશેદજી કુકાજી મજાઇ એવણના બીજી વારના સસરા થાય. મરણ તા० ૨૦ ડીસેમબર ૧૮૨૦. પા. પ્ર. I. પા. ૧૪૭.

૧૮૩૦ માં એવણુ મુંબઇ આવ્યા, ત્યારે પોતાના બેહસ્તી ભાઇ શાપુરજી[1]નાં હવાલા-માં તે વાડી સોંપી આવ્યા હતા. શાપુરજી જ્યારે મુંબઇ આવ્યા ત્યારે બમનજી રતનજીના હવાલામાં સોંપી આવ્યા. આ વખત સુધી બાઇએ કાંઇ દાવો કીધો નહી. પણ ૧૮૩૦ માં એવણુનાં બેહશ્તી ભાઇ ઉપર વાડી પાછી લેવાના દાવો કીધો. એવણુના ભાઇનાં લખવા ઉપરથી બંગાલેવાલા રૂસ્તમજી કાવસજી અને બીજા પારસીઓએ ખાતરી લખી આપી કે એ વાડી ધર્મખાતે આપવામાં આવી હતી.

આ હકીકત લખી આ પત્ર લખનાર દાદાભાઈ મુંબઇની પંચાએતને જણાવે છે કે ધર્મની જગા જાણી તેવણના બાવા નવરોજી બંગાલીએ તે ઉપર મખલખ રૂપ્યા ખરચ્યા હતા. વલી તેવણે હજારો રૂપ્યા ખરચી દખમું બંધાવ્યું હતું. વાસ્તે એ વાડીની પેદાશ ઉપજાવીને ધર્મખાતે ખર્ચ કરવો જોઇએ. આ સર્વ હકીકત જણાવી એવણે લખ્યું કે "હમારી તા. હમારી બપાઇ રતંનબાઈ તા. હમારી માતાજી મેરબાઇ તથા હમારી ભાભી ધનાં શુખીસ[2] છે જે એ વાડી મુંમબાઇનાં પંચાતનાં શાહેબ લોકોને હવાલે કરાવી કાંએજે તમો શાહેબો હરેક પારશીની પનચાતનાં ધરમની જગોનાં મતવલી છેઓ."એ વાડીની ઊપજના સંબંધમાં લખે છે કે વાડી બંગલા પાછલ ખરચ કરવા બાદ તેની ઉપજમાંથી દખમા આગલ માણસ શખવું, સગડી પાછલ ખર્ચ કરવો, જરથોસ્તી આંધલા લુલા બીવારસની પરવરશી કરવી, બીવારસી રૂવાનોનો ખર્ચ કરવો, એ વીગેરે ધર્મનું કામ કરવું. એવણુ વધુ જણાવે છે કે ઉપલાં બાઇએ એવણુ ઉપર સુપરીમ કોર્ટમાં ફર્યાદ કીધી હતી, તે એપ્રીલ ૧૮૩૨ માં ખર્ચ સીકકે ઉડારી નાખવામાં આવી હતી. તે છતાં એ બાઇએ દાવો ચાલુ રાખવાની કોશેશ કીધી હતી અને વર્તમાનપત્રોમાં છપાવ્યું હતું અને કલકતે રૂસતમજી કાવસજીને પોતા તરફથી કામ કરવા કહયું હતું.

આ પત્ર ફરતો થતાં તે ઉપર વાડીઆ નવરોજી, વાડીઆ બહમનજી, અને જમશેદજી જીજીભાઇએ સેરા કર્યા કે એ વાડી ધર્મખાતે અપાયલી છે; તેથી ફર્યાદ કરનાર બાઈનું કાંઇ ચાલે નહી. માટે પંચાએતે કલકતે એ બાબે લખવું.[3] ઉપર પ્રમાણે ઠેડાવ થવા ઉપરથી અત્રેથી પંચાએત તરફથી ખરશેદજી માણેકજીએ

---

(૧) મરણુ તા૦ ૨૫ મેહે ૧૮૩૨.

(૨) આ વાંચણુ કાઇક શકમંદ છે. શુખીસ શબ્દ બાબે શક છે. કદાચ મતલબ એમ હોય કે અમારા ભાભી (નામે) "ધના સુખશી" (કહે) છે. અથવા કદાચ "ધણા સુખી છે" એટલે ઘણા ખુશી છે.

(૩) ચોપડો ૮, બા. ૩૨, પા. ૩૪.

રૂસ્તમજી કાવસજી ( બનાજી ) ઉપર એક પત્ર લખ્યો, અને વાડીઆ નવરોજી જમશેદજી અને પંચાએતના બીજા પાંચ સાહેબોએ પણ અત્રેની અનજુમન તરફથી આગસ્ત ૧૮૩૨ સંવંત ૧૮૮૮ ભાદરવા શુદ ૨ વાર શોમે ને દીને[1] રૂસ્તમજી કાવસજી પર ઉપર જણાવેલી સર્વ વીગત આપી કાગજ લખ્યો કે એ વાડી હવેથી તેવણે પંચાએત તરફથી પોતાના કબજામાં રાખવી અને તેવણ તરફનાં જરથોશ્તીઓને વાપરવા દેવી.

૧૧. દમણની અનજુમને ત્યાંની દરેમેહરનો ગેરઉપ્યોગ અટકાવા કાજે માંગેલી મદદ.

તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૩૭[2] ને દીને દમણથી મોદીજી સાહેબ દોરાબજી નશરવાંનજી, આ. કાવશજી બેરાંમજી અને બીજા ૧૨) સાહેબોએ પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખી નીચલી બાબદમાં ફરીઆદ લખી હતી. ત્યાં પારસી મેરવાનજી નવરોજી માણેકજી જુજે ફરાંશીશવાલાએ એક દરેહમેહર બાંધી હતી. તેમાં કોઈ મોબેદ રાખ્યો નહી હતો પણ તે છતાં તે મરનારના હોકમથી તે દરેહમેહર "દમનના શરવ જરતોશતીઓને બાજ રોજગાર જશન પરભ મુકતાદ તથા ગંભાર ઉઠીઆણાને ગંની કાંમ લાગતી હતી પન હમના થોરૂં થઇઊ મેહેરવાનજીના છોકરા મનચેરજી[3] આલશાના મારે[4] આવીને રહેલા હતા." એ સબબથી દમનવાલા જરથોસ્તીઓને ઘણી વીશતી[5] પડતી હતી.

આ પત્રનો જવાબ મુંબઇની પંચાએતના સાહેબો લખે છે પણ તેની નકલ અધુરી રહી છે તેથી તેનું સેવટ શું આવ્યું તે માલમ પડતું નથી. પણ

---

(૧) ચો. ૨, બા. ૨૬૮, પા. ૧૯૬. એમાં તારીખ આપી નથી.

(૨) ચો. ૨, બા. ૨૭૬, પા. ૨૦૦. સને આપ્યો નથી, પણ એ શને આ બાબવાલા અરસાનાં કોઇ સાલમાં દીસે છે સબબ કે એ પત્રમાં જણાવેલા મનચેરજી મેરવાંનજી જુજે ફરાંશીશ પઇશા સંબંધી મુશકેલીમાં આવી પડવાથી એ ગામની દરેમેહરનું મકાન ૧૮૩૭ માં સરકાર તરફથી વેચાયું હતું. ( પા. પ્ર. I ૪૬૯ ). એ ચોપડામાં એ બાબદ અધુરી છે.

(૩) એવણ મરહુમ શેઠ નસરવાંનજી અરદેશર હોમરજી વાડીઆનાં મમાવા અને શેઠ જાંહાંગીર દોસાબાઇ ફરામજી કરાકાના મમાવાના બાવા થતા હતા (પા. પ્ર. I ૪૬૯ ).

(૪) હાદેસાના મારીઆ. (૫) સંસ્કૃત વિષ્ટિ, એટલે વેઠ.

પારસી પ્રકાશ (I ૪૯૯) ઉપરથી એ બાબે નીચલી હકીકત માલમ પડે છે:–[1] ઇ. સ. ૧૮૨૦ નાં શાલમાં શેઠ મેરવાંનજી નવરોજી માણેકજી જુજે ફ્રાંશીશના (મરણ તા૦ ૧ લી ફેબરવારી ૧૮૪૬ ઉ. વ. ૮૦)એ એક દરેહમેહર દમણ ખાતે બંધાવી હતી. ૧૮૩૭ માં તેવણના છોકરા મનચેરજી દમણ મધે નાણાંની મુશકેલીમાં આવી પડવાથી તે દરેહમેહર ત્યાંની સરકાર મારફતે વેચાઇ ગઇ હતી. પાછલથી બાઇ કુકીબાઇ દારાબશા નશરવાંનજી મોદી, જેવણ ઉપલાં પત્રમાં જણાવેલા પેહલા ધણી મોદીજી દોરાબજી નશરવાંનજીનાં ધણીઆણી થાય, તેવણે, સરકારે તે વેચી નાંખી ત્યારે, પોતે ખરીદી અને તે સ્થાપનાર મેરવાંનજીને રૂ. ૪૦૬ ની કીમ્મતે પાછી વેચી. મેરવાંનજીએ તે તા૦ ૬ થી માર્ચ ૧૮૩૮ ને દીને દમણવાલા શેઠ કાવશજી બેરાંમજી, જેઓનું નામ આપણે ઉપલાં પત્રમાં બીજું જોઈએ છીએ, તેવણ મારફતે પાછી નવેશરથી ઇજાવી તે અનજુમનને સપુર્દ કીધી.

આ હકીકત ઉપરથી દીસે છે કે દમણવાલા સાહેબોએ ઉપલો પત્ર લખવાની મતલબ આ હતી કે મુંબઇની પંચાએતવાલા સાહેબોએ ઉપલા મનચેરજીને ત્યાં જાથુકનો રહેતો અટકાવવો.

૧૨. સુરતની બીશનીની દરેહમેહરના પાડોશી સામે મંગાયલી મદદ.

સુરતમાં એદલજી બેરાંમજી બીશનીએ નાનપોરામાં એક દરેહમેહર બાંધવા માંડી હતી. તેવણનાં એ કામમાં પડોશની જગ્યાનાં એક પારસી બેરાંમજી ભુલાભાઈ હરકત નાખતા હતા. તે એદલજી બીશનીએ અતરે પંચાએતવાલા સાહેબોને ફરીઆદ કીધી. તે ઉપરથી તા૦ ૧ લી જાનેવારી ૧૮૩૬[2] ને દીને અત્રેવાલા સાહેબો સુરત મોદી રૂસ્તમજી ઉપર પત્ર લખી હરકત નાખનાર પારસીને બે વાત સમજાવવાને અરજ કરે છે અને સેવટે લખે છે કે "એ દરેમહેર મંધે જે કઇ શવાબનું કાંમ થશે તેનો હંમબરો જે કોઇ એ દરેમહેરની મદદગારી કરશે તેનાંને ફરજંનદાંન ફરજંદ શુધી હાંશલ થાશે."

---

(૧) જુઓ પારસી ધર્મસ્થલો પા. ૨૯.

(૨) ચો. ૧૨, બા. ૫, પા. ૧૨.

તા૦ ૫ મી એપ્રીલ ૧૮૩૨ ને દીને અત્રેવાલા સાહેબો વરશાલ[1] દસ્તુર ફરાંમજી રૂસ્તમજી તથા બીજા સાહેબો તથા સમસત અનજુમન ઉપર એક પત્ર[2] લખી તે ગામથી આવેલી ફરીઆદ ઉપર ધ્યાંન ખેંચે છે. કાંઇક કજીઆ ઉપરથી એક છોકરીની માએ પોતાની અદરાયલી છોકરીનું કારજ તોડવા માંગતી હતી. અદરાયલા ધણીએ વલસાડમા એ બાએ દાદ માંગવા અરજ કીધી, પણ તેઓએ ઇન્સાફ કીધો નહી, જે ઉપરથી એ ધણીએ મુંબાઇ આવી બીજું ઘેર કરવાની રજા માગી. મુંબઇવાલા સાહેબોએ રજા આપી નહી, અને વલસાડ ખાતે લખ્યું કે "એ કારજ તોડવાનો ગંનો ગુંનાહા છે...એ કારજ ટુતે નહી તેવું કરશો તો ગંનું શવાબનું કામ છે વાશતે હંમારૂ એક વાર લખેઉ તે એક લાખવાર જાંણીને જેમ કંઇ મનાંશબ જાંનો તેમ એ ગરીબ માંનશનો નીકાલ કરી આપજો." એ કાગલનો કાંઇ જવાબ ન મલવાથી અત્રેવાલા સાહેબોએ તા૦ ૭ મી નવેમબર ૧૮૩૨[3] ને દીને એક બીજો પત્ર લખ્યો અને આગલા કાગલની નકલ મોકલી. તેઓએ લખ્યું કે "હમારા કાગલનો જવાબ તંમે લખશો નહી તારે કોઇ વખતે હરેક તંમોને કંઇ કાંમ પડશે ને હમોને લખશો તે હંમો શાંભલશું નહી." એ પછી વલસાડવાલા સાહેબોએ જુદી જુદી તારીખનાં બે પત્રો અત્રે લખ્યાં. તેનો જવાબ તા૦ ૯ મી ફેબરવારી ૧૮૩૩[4] ને દીને અત્રેવાલા સાહેબોએ લખ્યો અને તેમાં જણા૦યું કે "હેવા શેજ મીનાંકેશા શારૂ કારજ કંઇ તુટટું નથી." ધણીધણીઓ વચ્ચે "રશતામો કજીઓ તથા ગારાગારી થાઇ તે ઉપરથી ઘેર જાઇને તાબરતોબ કપડાં તથા જરીઆંન પાછું મોકલેઉ ને પોતાની આપખુદીથી કારજ તોડવા માંગે છે." એ સાંમે અત્રેવાલા સાહેબો વાંધો લઇ લખે છે કે "એક બીજાંમો શેજ મીનાંકેશો થાતો આવેછે ને ગંના વરશ શુધી ચાલે છે પંણ કોઇથી થાએલું કારજ કંઇ તુટટું નથી વાશતે તંમારી અંનજુમંનને લાએક છે જે હરેક પરકારે મેહનત કરીને એ જોડું ઠેકાંને પાડજો." એમ લખી ૧૩) વરસ

૧. એક અદરાયલા જોડાંના સંબંધમાં વલસાડની અનજુમન સાથે પત્ર વેહવાર.

---

(૧) વલસાડ. આંકેટીલ ડુ પેંરો પ્રમાણે પણ એ ગામનું નામ અસલમાં વરશાલ હતું (જુઓ એનું જંદ અવસ્તાનું પુસ્તક વા. I, ભાગ ૧, પા. ૩૨૪, ૩૭૪-૫, ૪૨૮)

(૨) ચો. ૮, બા. ૧૬, પા. ૧૯ તથા ચો ૯, બા. ૧, પા. ૧. બેઉ એક સરખી બાબદ છે અને બેઉ અસલ ચોપડા છે.

(૩) ચો. ૯, બા. ૧, પા. ૧. (૪) ચો. ૯, બા. ૮, પા. ૧૬.

પર બનેલા એક દાખલાનો હવાલો આપે છે જે એક સ્ત્રી એવી કોઇ સંસારી તકશીરને સબબે "જંગલે જંગલ નાંહાશતી ફરીને આખર શુરતની અદાલતે કેદ કીધી હતી તે જીનદગી શુધી નીશરતે[1] નહી પંણુ ખોદાએતાલા વાડીઆજી હોરમજજી બહમંનજીનાં રૂવાંનણે ગુરઠમાંન બેહશત છે કે તે મુરબીજીનાં છોકરાંવો શુરતમો દીનશાહા મંણુચેરશા એદલજી ધંનજી મેતાનાંને ઘેર લગંનમો ગઆં હતાં તે વખતે તે ઓરતનો છુટકારો કરાવો છે." એ બનેલા બનાવનો ઈસારો કરી તે બનાવથી હાલનાં ફારજ તોડનારાને વાકેફ કરત્રા કહે છે. વધુ જણાવે છે જે તેઓ સમજે નહી તો "તંમારી અંનજુંમંનનાં શરેશતા પરમાંણે મેહજર કરી તે ઉપર શરવેની શહી કરાવી લેઇને તેનું ઘેર નાંતબાહેર કાડજો જે તેને કોઇ શારેમાંઠે બોલાવે નહી તથા દરેમહરમો ઉઠીઆંણુંમો તથા પાદશે આવા દીએ નહી તથા તેને ઘેર હરેક કાંઇ શારૂં માંથું હોએ તારે તેને દરવાજે કોઇ જાએ નહી તેને ઘેર રૂવાંન થાએ તેને દોખમે ચડાવે નહી હેવો પકો બંદોબશત કરીને જે કાંઇ તંમો ઠરવો તે શરકારમો તથા બીજાં શેહરોમો જાંહાં આપડી જરથોશતીની વશતી છે તેનાંણે મેહજરની નકલ મોકલજો પછે તે મેહજર હંમે વાંચીને જોઇશું જે આગલ શું કરવું."

૧૪. મસ્કત નોકરી ગયલા એક ઇરાનીએ માગેલી દાદખાહી.

તા. ૧૫ મી જાનેવારી ૧૮૩૬[2] ને દીને અત્રેવાલા સાહેબો મસ્કત બંદરે પારશી શાપુરજી જમશેદજી ઉપર પત્ર લખે છે કે તેવણે પોતાને ત્યાં ખોદાદાદ નોશરવાન નામના ઇરાંનીને ચાકરી રાખ્યો હતો. તેના રૂ. ૭ નાં હીસાબે દર મહીને રૂ. ૭ પ્રમાણે ૨૨॥ મહીનાના પગારના કુલે રૂ. ૧૫૭॥ ચહડીઆ છે તે એ ધણીને આપવા. મસ્કતવાલા જમશેદજીએ મુંબઇમાં પોતાના બાપનો હેવાલો આપી ખોદાદાદ ઇરાંનીને અત્રે મોકલ્યો હતો કે અહીથી તેવણના બાપ તે રૂપ્યા આપશે. તેમ બાપે અત્રે તે રકમ નહી આપવાથી એ ઈરાંનીએ પંચાએતને ફરીઆદ કરવાથી પંચાએતવાલાઓએ પોતા તરફથી આ પત્ર આપી તે ઇરાંનીને પાછો મસ્કત મોકલ્યો અને લખ્યું કે "હંમે હેને ભરોશો આપીને તંમારા તરફ મોકલેઓ છે તેથી જેટલા

---

(૧) (એટલે કેદમાંથી) નીકલતે."

(૨) ચો. ૧૨, બા. ૧૨, પા. ૧૪.

રૂપીઆ હેનાં નીશરે તે તરત હવાલે કરજો........બીચારા ગરીબનાં રૂપીઆ તરત ચુકાવી આપજો "[1]

IX.

## આતશબેહરાંમ દરેહમેહરે વીગેરે ધર્મના મકાનોની બાબદ.

એ અરસામા પંચાએતના સાહેબો કોમની દરેહમેહરો આતશબેહરામો વીગેરેની બાબદોમાં કાલજી રાખતા હતા, અને જ્યારે તેને લગતી બાબદો તેઓ હજુર રજુ થતી ત્યારે તે ઉપર તેઓ ધ્યાંન આપતા હતા. એવી કેટલીક બાબતો નીચે પ્રમાણે છે.

આગલા અરસાના એકાદ બાબમાં આપણે જોયું કે કોઇ સખી પુરૂષ ધર્મનું કામ કરતો ત્યારે તેને પંચાએત તરફથી શાલ ઓઢાડવામાં આવતી. દાખલા તરીકે પુનાની દરેમેહર બંધાઇ ત્યારે એમ કરવામાં આવ્યું હતું. આ અરસામાં નીચલા દાખલાઓ આપણે જોઈએ છીએ:—

૧. આતશબેરાંમ આદરાન જેવાં ધર્મનાં મકાનો સ્થાપતી વખતે સ્થાપકોને પંચાએતે શાલ આપવાનો રેવાજ.

રોજ ૧૭ માહ ૨ સને ૧૨૦૦, તા૦ ૧૭ મી નવેમબર ૧૮૩૦ ને દીને વાડીઆજી હોરમજી બમનજીનું આતશબેહેરાંમ પરથવામાં આવ્યું હતું, ત્યારે પંચાએત તરફથી વાડીઆજી ભાઇઓને અને આતશબેહરાંમ સ્થાપવાની કીયા કરનાર દસ્તુંર એદલજી સંજાણાને શાલો ભેટ આપવામાં આવી હતી[2].

(ક) વાહડીઆજીનાં આતબેરાંમની સ્થાપણાંની વખતે અપાયલી શાલોની હકીકત.

---

(૧) ખબર કાઢવા પ્રમાણે હાલમાં મુંબઇથી મસકત જવાનો અને ત્યાંથી પાછુ આવવાની ખોરાક વગર ડેકની પેસેન્જના રૂ. ૨૮ થાય છે. તે વખતે સ્ટીમરને બદલે વહાનો હોવાને લીધે કદાચ પેસેન્જની કીંમ્મત ઓછી હોય. અત્રેવાલા સાહેબોએ અહીં બેઠા બેઠા તેનો નીકાલ કરવાને બદલે એ ધણી ત્યાંજ જઇ રૂ. ૩૦ યા ૩૫ ના ખર્ચથી તેનો નીકાલ લાવે તો સાર, એમ દરૂસ્ત ધારેલું દીસે છે.

(૨) ચો. ૭. બા. ૨. પા. ૧. એ દીવસની કીયા વીગેરેની હકીકત માટે જુઓ પા. પ્ર. I. ૨૩૨–૩૩.

રોજ ૫ માહ ૯ મો કદમી માહ ૮ મો શેહનશાહી સને ૧૨૦૧ તા૦ ૩ જી મે ૧૮૩૨ ને દીને ફરામજી કાવસજીનું દખમું ઇજાયું ત્યારે તેવણુને શાલનો જોડો ૧) રૂ. ૨૫૦ નો અને દખમાની સ્થાપનાની ક્રીયા કરાવનાર દસ્તુરજી રૂસતમજી કેકોબાદજી ને શાલ ફરદ[1] ૧) રૂ. ૭૫ની આપવામાં આવી હતી.[2]

(ખ) શેઠ ફરામજી કાવસજીનું દખમું ઇજાવાના પ્રસંગે અપાયલી શાલો.

રોજ ૯ મો માહ ૯ મો કદમી સને ૧૨૦૧ ય. ઝ. તા૦ ૭ મી મે ૧૮૩૨[3] ને દીને કાવશજી માણેકજી હાશબનરે ખેતવાડી ખાતે સ્થાપેલી દરેહમેહર પરથવામાં આવી હતી. તેને લગતી નીચલી હકીકત મલે છે: તે વખતે તેવણે એક અનજુમન પત્ર, જેને તેવણુ મથાલામાં "ઇછાપતર" (એટલે પોતાની ઈચ્છા જાહેર કરનારૂં પત્ર) જણાવેછે, તે વાંચ્યું હતું. તેમાં પંચાએતના અકાબરોએ તેવણુને કરેલી મદદ માટે ઉપકાર માન્યો છે.[4] એવણે તા૦ ૧૮ મી એપ્રીલ ૧૮૩૨ નાં મુંબઈ સમાચારમાં એક જાહેર ખબર છપાવી સઘલા દેશાવરોનાં જરથોસ્તી ઓને જાહેર કીધું હતું કે જેઓ શેઠ ફરામજી કાવશજી બનાજીવાલું દખમું ઇજાતી વેલાએ જશનમાં સામેલ થવા મુંબઇ આવે તેઓએ આ દરેહમેહરનાં જશન માટે વધુ વખત મુંબઇમાં રહેવું. એ જાહેર ખબર[5] પ્રમાણે એ દરેહમેહરવાલી ખેતવાડીની જગ્યા તે વખતે "અમરોલી"[6] ને નામે જણાયલી હતી. એ અનજુમન

(ગ). હાશબરનરની દરેહમેહરની સ્થાપણાં વખતે અપાયલી શાલ.

---

(૧) ફા. ફર્દ, one of a pair; a single piece of shawl, cloths &c.

(૨) ચો. ૮, બા. ૨૦, પા. ૨૧. (૩) ચો. ૮, બા. ૧૫, પા. ૧૬.

(૪) એ અનજુમન પત્ર બમનજી પટેલનાં "પારસી ધર્મસ્થલો" નામનાં પુસ્તકમાં પાને ૬૮ માં આપેલું છે. પંચાએતને દફ્તરે એ અનજુમન પત્રની નોંધ છે તેમાં અને ચોપડીની નોંધમાં બે જગ્યાએ ફરક છે. "ધર્મસ્થલ" માં ઇછાપતરનાં બીજા ફકરાની ૫) મી લીટીમાં "મકાનો" શબ્દ છે, તેને બદલે પંચાએતનું આ દફતર જે અસલ દફતર છે, તેમાં આ શબ્દ "દુકાનો" છે

(૫) જાહેર ખબર માટે જુઓ "પારસી ધમસ્થલો" પા. ૬૮

(૬) "અમરોલી" એટલે આંબાની હાર. "ખેતવાડી" નામ ત્યાં અસલ ખેતી હતી તે ઉપરથી પડેલું લાગે છે. એને લગતું અંગ્રેજી આમંત્રણ, જે બોમ્બે ગેઝેટમાં છપાયું હતું, તેમાં એ જગાનું નામ Umrolly આપ્યું છે.

પત્ર પ્રમાણે કાવશજી હાંશબરનરે દરેહમેહરના નીભાવ માટે એક ઘેર બાંધવા ધાર્યું હતું અને કોઇક દુકાનો અને પછવાડે ખાલી જમીનનો કટકો તેની ઉપજ માટે આપ્યો હતો. તે અવસરની ખુશાલીમાં તેવણે રૂ. ૫૨૫) આંધલાં લુલાંનાં ફંડમાં ભર્યા હતા. એવણે સનીવાર તા. ૫ મી મે ૧૮૩૨ ને દીવસનાં બાંબે ગેજ઼ેટમાં અંગ્રેજીમાં એક જાહેર આમત્રંણ પત્ર (a card) છપાવ્યો હતો અને તેમાં સર્વે પારસીઓને જશનમાં આવવાનું આમત્રંણ કીધું હતું અને જેઓને ત્યાં પારસી કલાર્કો અને નોકરો હોય તેઓને અરજ કીધી હતી કે તે દીવસે પારસીઓને છુટી આપે.

આ દરેહમેહર ઇજાવી ત્યારે પંચાએતના સાહેબોએ તેનાં સ્થાપકને તેવણનાં ભલાં કામની પીછાણમાં રૂ. ૧૮૫) ની સાલનો જોડો આપ્યો હતો[૧]. તેની નોંધ ત્રણ તરસતીઓ અને ખરશેદજી માનેકજીની સહી સાથ પંચાએતનાં દફતરમાં નીચે પ્રમાણે લીધી. "૧૨૫) નવી દરેમહેર ઇજાઇ તારે કાવશજી માંણેકજી હાશબરનને શાલ ફરદ ૧) રૂ. ૧૨૫) નું પીલી."[૨]

(ધ) ધનાપતેલની દરેહમેહરની સ્થાપના વખતે અપાયલી શાલ.

તા. ૮ મી ફેબરવારી ૧૮૩૪ ને દીને એક સરકયુલર કાહડવામાં આવ્યો હતો, જેમાં હોરમજી ધનજીભાઇ (પટેલ), જેવણે એક દરેહમેહર બાંધી હતી, તેવણને સ્યાલ આપવાની બાબદ રજુ કરવામાં આવી હતી. એ સરકયુલરની નકલ દીસ્તી નથી. પણ તા. ૮ મી ફેબરવારી ૧૮૩૪[૩] ને દીને એકપત્ર "વાડીઆજી શાહેબ" ઉપર ખરશેદજી માણેકજી[૪] તરફથી લખવામાં આવ્યો હતો તે ઉપરથી એવું દીસે છે કે વાડીઆજી સાહેબે એ ધણીને શાલ આપવાની બાબદમાં કાંઇ નામરજી દેખાડી હશે તે ઉપરથી ખરશેદજી માણેકજી આ પત્ર લખે છે અને જેમ કાવશજી હાંશબરનરની દરેહમેહર વખતે શાલ આપવામાં આવી તેવીજ એ બાબદ જણાવે છે. તેવણ લખે છે કે "તે કામ જુદું ને

---

(૧) ચો. ૮, બા. ૨૦, પા. ૨૧.

(૨) આ શબ્દ શાલના રંગ માટે હોય.

(૩) ચો. ૧૦, બા. ૪૨, પા. ૪૫.

(૪) એવણનું નામ નથી પણ મતલબ પરથી એવણ લખતા હોય તેમ દીસે છે.

એ કામ જુદું બોલવું જોઇએ નહીં વાશતે શહી કરી મોકલજો ને તે કરતાં તમારી ખુશી નહીંજ આપવાની હોએ તો તમારી શહીમો ના લખજો પછે બીજા શાહેબોબી ના લખે તો નઇ ને એમ કરતાં શરવ ના કેશે તો નહી આપીશું વાશતે જે તમુને શારૂં શુજે તે લખજો." એ દરેહમહેર તે દંકન રોડ પર આવેલી "ધનાપટેલની અગીઆરી" નામની અગીઆરી હતી જે એ સ્થાપનારે પોતાનાં બાવા ધનજીપટેલને નામે સ્થાપીને તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૩૪ ને દીને ઇંજાવી હતી. એ દીવસે "એ મોહોટાં શુભ કાંમના કરનારા શેઠ હોરમજજીને શમશત જરથોશતી અંજુમને એક શાલ જોડો હોરાડી માંન આપીઉં અને એ શાલ જોડો અંનજુમનની વતી પંનચાએતના વડા અધીકારી વાડીઆજી શાહેબ શેઠ નવરોજજી જમશેદજીએ પોતાંને પનોતે હાથે હોરાડી." [1]

(૯૦) પરેલની વાડીઆજીની દરેહમેહરની સ્થાપનાં પ્રસંગે શાલ.

તા૦ ૧૯ મી આગસત ૧૮૩૪ ને દીને વાડીઆજી ભાઇઓ દાદાભાઇ અને મંચેરજી પેસ્તનજીએ પરેલ ખાતે પોતાના પીતાજીની નૈયતે દરેહમેહર સ્થાપી હતી; તે વખતે બે દીવસ આગમચથી એક સરકયુલર ફરતો કરવામાં આવ્યો હતો કે એ બે ભાઇઓને શાલ ભેટ આપવી. જમશેદજી જીજીભાઇએ સુચના કીધી હતી કે ખરશેદજી માનેકજીએ પોતે તસ્દી લઇને આ પ્રસંગે પંચાએતનાં આંધલા લુલાંનાં ફંડમાં યા ગંબારનાં ફંડમાં કાંઇ રકમ ભરાવવી. વાડીઆ બમનજી હોરમજીએ સુચના કીધી હતી કે વાડીઆ નવરોજીને પણ શાલ આપવી. એ બાબે નોંધ છે કે [2] "અંનજુમંનની તરફથી શેઠ ખરશેદજી માંણેકજી શરાફે શાલ જોડો ૧) વાડીઆ દાદાભાઇને કીધો છે તથા શાલ ફરદ ૧) વાડીઆ મંણુચેરજીને કીધું છે." આ પ્રસંગે ઉપલા વાડીઆજીઓએ રૂ. ૧૦૦૧) ની રકમ "પંચાતનાં હાંધરા લુલાનાં ફંડ" માં આપી.

---

(૧) પારસી ધર્મસ્થલો, પા. ૭૩.

(૨) ચો. ૧૧, બા. ૪૧, પા. ૪૦. આએ બાબત ચો. ૧૩, બા. ૧૧૮-૧૫ માં પણ છે.

શેઠ ફરાંમજી કાવજીનું દખમું બંધાયું તે પ્રસંગે સુરતવાલા મોદીજી રૂસ્તમજી ખરશેદજી અત્રે આવ્યા હતા. તેવણ જ્યારે પાછા પોતાને સુરત શેહર સીધાર્યા ત્યારે શાલ જોડી ૧) રૂ. ૧૨૫) ની તેવણને એનાયત કરવામાં આવી હતી.[1]

(૪) સુરતનાં મોદીજી અત્રે આવ્યા ત્યારે આપવામાં આવેલી શાલ.

જેમ હાલમાં પાદશાહની તખ્તનશીની જેવા કોઇ મોટા ખુશાલીના અવસરને દીને સરકાર તકસીરવારોને દરગુજર કરે છે તેમ અતરે આતશબેહરાંમ પાદશાહની તખ્તનશીનીના યાને પરથવાના મોતા ખુશીભર્યા અવસરે પંચાએતે તકસીરવારોને માફી આપી હતી. તા૦ ૨૭ મી અકતોબર ૧૮૩૦[2] ને દીને વાડીઆ નવરોજી જમશેદજી એક સરકયુલર કહાડી તે સાથે અનજુમને નેઆતબાર કહાડેલાઓની અરજીઓ રજુ કરે છે. તે અરજી કરનારાઓએ અરજ કીધી હતી કે વાડીઆજી બમનજી હોરમજીની નૈયતે આતશબેહરાંમ સાહેબને તખ્તનશીન કરવાના છે, તેની ખુશાલીમાં તેઓની તકસીર માફ કરવી. એ સરકયુલરમાં વાડીઆ નવરોજી લખે છે કે "બુજરગ ખોદાતાલાની રેહેમથી અને પેગમબર જરતોશની પાક દીન બે[3] માહાજદીનએશનીની બરખતથી આપડા વખતમો હેવું મોતું બુજરગ કામ બેહશતમુકામ શેઠજી વાદીઆજી હોરમજી બમનજીનાં ફરજંદો શેઠ બમનજી ત્થા શેઠ રૂશતમજી ત્થા અરદેશરજીએ શમશત જરતોશતી અનજુમનને વાશતે શી મુબાઇ મધે શંવત ૧૮૭૭ ના માગશેર શુદ ૧૨ વા. બુધે તા૦ ૧૭ મી નવેમબર શને ૧૮૩૦ અંગરેજીની તેરીખે પાદશા આતશબેરામ શાહેબને તખતનશીન કરવાનુ થરાવીઉં છે તે વાશતે શેવક અરજ કરે છે જે એ ખુશીના દાહાને વાશતે આપરેથી બની આવે તો તખશીરવાનની તખશીર માફ કરાવીએ વાશતે આપરે જે લોકોને ગણા વરશ થઆ નાતબાહેર મુકેલા છે તેનાની તકશીર માફ કરવી શજાવર છે તેથી શરવે શાહેબોને લાજમ છે

૨. વાડીઆજીનાં આતશબેહરાંમ પરથતી વખતે નેઆત બાહાર વીગેરે તકસીરવારોને બખશેલી માફી

---

(૧) ચો. ૮, બા. ૨૦, પા. ૨૧. આગલા એક બાબમાં આપણે જોયું છે કે આ મોદીજીના બાવા ખરશેદજી ડોસાભાઇ મુંબાઇ આવ્યા હતા ત્યારે તેવણને પણ શાલ આપવામાં આવી હતી. જુઓ ઉપર પા. ૧૭૧.

(૨) ચો. ૫, બા. ૫૬, પા. ૫૪. (૩) બેહ યાને બલી.

જે હેનાની તખશીર છે તે ઉપર નેગા નહી કરે અને બખશેશની રાહથી એ કાગજ ઉપર શહીઓ કરવી ને એ ધણીઓની પાશેથી શરેશતા પરમાણે તેનાની મોહોરદાર ઓરતોના ગુજરાન બાબદ શારી પખે બંદોબશત લખી તે બાએની ખાતર જમા લઇને ત્થા પંનચાતના શરેશતા પરમાણે ધરમ ખાતે દોતીનો તાકો ૧) લેઇ પનચાતની વહીમાં લખીને નોહોન નવારી રજા આપવી શબાવર છે ને એમાનાં આએ મહીનામો તેવાજ કારણુશર જેણુને નાતબાર કાડેલા છે તેનાને કાંઇ રજા આપીશું નહી.” આ સરકયુલર વાડીઆ નવરોજી જમશેદજીએજ પોતે કહાડેલું દીસે છે. તેવણુ પોતે તેની ઉપર પેહલી મીનીટ કરે છે કે: “એ જન ૪) તખશીરવારને માફ કરવું પન જે હાલ પારશી ફરામજી......પોતાની આપખુબી[1]થી એક ઓરત ઉપર બીજી ઓરત કરી લાવો છે તેને કાંઇ માફ થાશે નહી.”[2]

શેઠ ફરાંમજી કાવસજી પોતાની મીનીટમાં ચાર આસામીઓનાં નામો દેઇ તે માટે લખે છે કે “એ આશામીઓ વરશ ૭ ત્થા ૮ થઆ (ન્યાત) બાહેર છે તેનાને આપણે જનમ શુધી રાખવાનો થરાવાનો થરાવ છે. પણુ જારે આએ કારણુ આવીઉ ને આતશબેરાંમ શાહેબ તખતે બેશે છે તેથી એતલા જનાની તખશીર માફ કરાવી વાડીઆજીની નજરમો આવેઉ તેથી નાચાર છે;એ પણુ જે કાંઇ હમનાં દીન ૪) થઆ પારશી...નો છોકરો ફરામજી ..જે બીજી ઓરત કરી લાવીઓ છે તે ધણીને ત્થા બીજાઓને નાતબાર મુકા છે તેને હરગેજ માફ કરવું નહી. જે કોઇ જુની આશામી છે તેજ ધણીઓને બંદોબશત કરીને તે દારે કરવું.”

એવું દીસે છે એ શુભ અવસર ઉપર તકશીરવારો ને માફ કરવામાં આવી પણુ તેમ કરતાં થોડીક ધાર્મીક સજા અને દંડ કરવામા આવ્યાં. તે સજા આ હતી: (ક) તેઓને નહાન નહવાડવું, (ખ) ધર્મ ખાતે દોટીનો તાકો ૧) લેવો. (ગ) કોઇક શકતીવાનો પાસે ગહંબારનાં ફંડમાં નાણું દંડ તરીકે લેવું. (ઘ) વલી જીવતી બાઇડી પર બીજી બાયડી કરનારા ઉપર આગલી બાઇડીઓનાં ગુજરાનની ફરજ નાખવી. એવા કેટલીક તકશીરવારોને તા. ૧૨ મી નવેમબર ૧૮૩૦ ને દીને મલેલી શમશત અનજુમનની શભાએ માફી બખશી. તેઓની હકીકત ટુકમા નીચે પ્રમાણે છે:

માફી બખશતી વખતે કરવામાં આવતી થોડીક સજા.

(૧) “આપખુદી” ને બદલે ભુલ.

(૨) આપણે હેથે જોઇશું કે એ ધણીને પણુ પાછલથી માફ કરવામાં આવ્યું.

(ક) એક કલ્યાંણીવાસી પારસીની રાખેલી રાંડને પેટની છોકરી કલ્યાણીમાં હતી. તે છોકરીની શાદી કરવાની રજા માંગવામાં આવી ત્યારે અતરેથી તા. ૧૦ મી ફેબરવારી ૧૮૩૧[1] ને દીને કલીઆણી લખી જણાવવામાં આવ્યું કે બંદોબસ્ત પ્રમાણે રજા અપાય નહી, "પન અતરે વાડીઆજી હોરમજજી બહમનજીની નઇએતે પાદશા આતશબેહરામ શાહેબ તખતનશીન થઆછે તે કારનશર બીજા જે કોઇથી તખશીરો હતી તે શરવે અનજુમન મલીને માફ કરી છે હવે છોકરા હતા તેનાને રજા આપી છે જે જરતોશતીના તોખમના છોકરા પરજાતીના હાતે હતા તે આતશમો બલે તે શારૂ નઈ વાશતે હેને પન હંમો મુંબઇમા લગન કરવાની રજા આપવાના છઇએ તેથી તંમોને લખીએ છેઇએ જે એ છોકરા નશરવાનજી ભીખાજીના હોએ તો તે છોકરાવોને શદરો પેરાવાની રજા શોખેથી આપજો......હાલ જે કોઇ આતશબેહેરામ તખતનશીન થઆ પછે એવા છોકરા પેદા થાશે તેને શમશત અનજુમનની રજા વગર કોઈને રજા આપશો ના."

આ ફકરામાં માફીના એક સબબ તરીકે જે જણાવે છે તે આપણું ખાસ ધ્યાંન ખેંચે છે. તે આ કે જો રજા નહી આપવામાં આવે તો એ છોકરાંઓ મરણ પામે ત્યારે તેઓને હીંદુ રીતી પ્રમાણે બાલવામાં આવે, તે ગુનાહનું કામ થાય. તે ગુનાહ અટકાવવાનું કામ આતશ બેહરામની સ્થાપણાના પ્રસંગે ઘતતું કામ ગણાયું.

(ખ) તા. ૧૨ મી નવેમબર ૧૮૩૦[2] ને દીને સમસત અનજુમને મલીને આ૦ હોરમજી ભીખાજી, જેવણે પોતાની છોકરીને અનજુમનની મનાઇ છતાં બેહદીનને ત્યાં અડરાવી હતી, તેવણુને તે છોકરી પરણાવાની રજા આપી.

(ગ) એક મોબેદ, જેને ૩૦ વરસ પર જીવતી બાઇડી પર બીજી ઓરત કરવા માટે નેઆતબાર મુકયો હતો, તેને પાછો નેઆતમાં લેવામાં આવ્યો. તેની પરણેલી ઓરત ગુજરી ગઇ હતી. એ ઘણી ગરીબ હોવાથી સજા તરીકે "પંન-

---

(૧) ચો. ૨. બા, ૧૮૭. પા. ૧૪૪.

(૨) ચો. ૫. બા. ૩૫. પા. ૩૦.

ચાતના ગમબારના ધરમ ખાતે કઇ હેની પાશેથી લીધું નથી પણ શરેશતા પરમાણે એ ધનીએ હોતીનો તા. ૧૧ ) નો ધરમ ખાને આપો છે[1]

( ઘ ) એક પારસી........ગામરીઓ જેણે જીવતી બાયડી પર બીજી ઓરત ૭ ) વરસ પર કરી હતી તેને અને તેનાં કામમાં સામેલ થનારાઓને નેઆતબાર મુકવામાં આવ્યા હતા. એને માફ કરતાં લખે છે કે "એ ધનીએ આપણા રીગલેશન[2] પરમાણે પંનચાતના ગમબારના ખરચ ખાતે રૂ....[3]આપા છે ને આપરા અશલ શરેશતા પરમાણે હોટીનો તા. રૂ. ૧૧ નો ધરમખાતે આપો છે" [4]

( ૬૦ ) પારસી મનચેરજી કોલાબેવાલાને ૬ ) વરસ થઆં જીવતી બાયડી પર બીજી બાયડી કરવા માટે નેઆતબાર મુકયો હતો તેને નેઆતમાં પાછો લેવામાં આવ્યો. એ ધણીની પહેલી બાયડીને પંચાએતમાંથી દર માસે રૂ. ૭) નો દરમાયો આપવામાં આવતો હતો. તેથી એ ધણીએ આ અવસર ઉપર પંચાએતે આપેલી રકમ વ્યાજ સાથે પાછી ભરી અને હવે પોતાની પહેલી બાયડીને દર માસે રૂ. ૭) પોતે આપવાનું કબુલ કીધું અને પંચાએતનાં ગહુંબારનાં ફંડમાં રૂ. ૩૦૦ ) ભર્યા. તે સાથે હોટીનાં તાકાનો રૂ. ૧૧ ધર્મ ખાતે આપ્યો [5]

---

( ૧ ) ઊપલોજ ચોપડો ને બાબત. એ ધણીની માફી માટેની અરજી ચોપડા ૫) માં બાબદ ૫૭ તરીકે છે.

( ૨ ) આ રેગ્યુલેશન કે નેઆતમાં પાછું લેતાં તે ધણી પાસે ગાહમબારના ફંદમો નાણું લેવું, તેની કોઇ હકીકત મલતી નથી આ અરસામાં ન્યાતબાહાર મેલેલાઓ પાસે ગાહમબારના ફંદમાં મોટી રકમો લેવામાં આવી છે અને આ અરસામાં વધુ ગાહમબારો કરવાનો વીચાર કરવામાં આવ્યો છે. તે પરથી દાસે કે એ રેગયુલેશન આ વખતે નવુ ધડવામાં આવ્યું હોય.

( ૩ ) રકમ જણાવી નથી. જગ્યા ખાલી છે.

( ૪ ) ઊપલોજ ચોપડો અને બાબત. આ બાબદવાલા ધણીએ તા. ૨૪ માર્ચ ૧૮૩૦ ને દીને અરજી પણ કીધી હતી કે તેવણુ બીમાર છે, તેથી તેવણુની તકસીર માફ કરવી અને તેવણુને દખમે ચહડાવા દેવા. એ બાબદ આ બાબમાં " દખમાની બહાર બીજા લોકો માટેનું નાનું દખમું " એવાં મથાલાં હેઠલ જરા વીગતે આપી છે. ઉપર પા. ૬૦૪.

( ૫ ) ઊપલોજ ચોપરો અને બાબત.

( ચ ) એક ધણી, જે પારસી કાંદાવાલો હતો, તેની પાસે તેની જીવતી ઓરત માટે રૂ ૧૫૦૦ ) જુદા કહડાવ્યા અને પછી દોતીનો તા. રૂ. ૧૧ ધરમખાતે લઇ "રીગલેશન" પરમાણે તેની મકદુર મુજબ રૂ. ૧૦૦ ) ગહંબારનાં ફંડમાં લીધા. [1]

( છ ) એક બીજા ધણીનાં કેસમાં પણ તેની ધણીઆણી માટે રૂ. ૭ ) ના દરમાયાનો ચોકકસ બંદોબશત કરાવી રૂ. ૨૦૦ ) ગહંબારનાં ફંડમાં લઈ અને દોટીના તાકાનો રૂ. ૧૧ લઇ નેઆતમાં લેવામાં આવ્યો[2]

( જ ) એક પારસી દુબાશ પાસેથી પેહલી ધણીઆણીનાં ગુજરાંન માટે રૂ. ૨૫૦૦) રોકડા લઇ તેની ઓરતને અપાવ્યા અને ગહંબારનાં ધર્મખાતે રૂ. ૧૦૦ ) લેવામાં આવ્યા. દોટીનાં તાકાનો રૂ. ૧૧ લેવામાં આવ્યો અને તેને નહાન નહવાડી નેઆતમાં લેવામાં આવ્યો.[3]

( ઝ ) એક પારસીને તેની આગલી ધણીઆણીનાં ગુજરાંન માટે ચોકસ બંદોબસ્ત કરાવી લઇ ગહંબાર ફંડમાં રૂ. ૧૦૦) લઇ અને દોટીનાં તાકાનો રૂ. ૧૧ લઇ નેઆતમાં લેવામાં આવ્યો,

એ બાબદમાં કેટલાક તકસીરવારોએ માફી માંગવા જુદી જુદી તા, ૧૯ અકટોબર ૧૮૩૦[4] ની અરજ કીધી છે. એક અરજીમાં લખે છે કે "તકશીર વારે ઉમેદ રાખી છે કે આગલથી નોહોન નાહીને તે દીને આતશબેહરાંમ શાહેબને શેજદો કરવો....... આતશબેહરાંમ પાદશા તખત ઉપર બેશે તે વખત ઉપર બંદીવાંનનાં બંદ ખોલાશે કરવા શજાવાર છે." એવાજ પ્રકારની મીનતાજારી એક બીજો અરજદાર પણ પોતાના તા. ૨૬ અકટોબર ૧૮૩૦ નાં પત્રમાં કરે છે [5]

---

( ૧ ) ઊપલોજ ચોપડો અને બાબદ

( ૨ ) ઊપલો ચોપડો અને બાબત.

( ૩ ) ઊપલોજ ચોપડો અને બાબત, ચો. ૫ બા. ૫૩ અને ૫૫. ઉપલા ધણીઓની બાયડીઓનાં ગુજરાનનાં કરારનાંમાં માટે જુઓ ચો. ૫, બાબદ ૩૬ થી ૩૮ અને ચાલુ.

( ૪ ) ચો. ૭, બા. ૧, પા. ૧.

( ૫ ) ચો. ૭. બા. ૫. પા. ૪.

તા. ૨૧ મી જુલાઇ ૧૮૩૧ [1] રોજ ૨૩ દેપદીન માહ ૧૦ દે સને ૧૨૦૦ ય. ઝ. ને દીને ખરશેદજી માણેકજીએ નાસારી દેશાઇ તેમુલજી જમશેદજી ઉપર એક ઘણો લાંબો પત્ર લખ્યો હતો, તે ઉપરથી દીસે છે કે તેવણુની વીરૂધ એક પવારો લખાયો હતો. તે બાબે તેવણુ અણુગમો જાહેર કરી તે પવારો કોણે લખ્યો તે શોધી કાઢવાની અરજ કરે છે. આ એક ઘણો લાંબો કેટલીક રીતે અગતનો પત્ર છે અને તે કેટલેક સબબે આપણું ધ્યાંન ખેંચે છે.

૩. વાડીઆજીનાં ઉપલાં આતશબેરાંમના સંબંધમાં ખરશેદજી માણેકજી અને બીજાઓ વીરૂધ નવસારી ખાતે લખાયલો પવારો.[1]

(ક) પેહલું તો આ દીસે છે કે અત્રેની પંચાએત અને નૌસારીના મોબેદો વચ્ચે બરશનુમની બાબદના અને બીજી બાબદોના મતફેરો અતરે આતશબેહરામની સ્થાપણાનાં બનાવ પછી ચાલુ રહયા હતા.

(ખ) એ પત્ર ઉપરથી વધુ આ દીસે છે કે એ ફ્ર્યાદની તલેટીએ શેઠ ખાનદાનવાલા કોઇ સાહેબો સાથનો મતફેર મુખ્ય સબબ તરીકે ધારવામાં આવતો રહયો હતો.

(ગ) આ પત્રમાં ખરશેદજી માણેકજી પેહલું, બીજું, ત્રીજું, એમ ચોવીસમું, એ પ્રમાણે ફકરાઓ લખી ઘણો મોટો કાગજ લખે છે. શરૂઆત

---

(૧) પવાડો એક ટીકાકાર સખ્ત કવીતા, "a satire, slander" (શાપુરજી એદલજીનો ગુજરાતી અંગ્રેજી શબ્દ કોષ). એક બીજા શબ્દ કોષમાં "પવાડો" અથવા "પવારો" એમ બન્ને રીતે એ શબ્દ આપ્યો છે. મરાઠીમાં "પવારા" શબ્દ તવારીખી ખ્યાલો (ballads) ને અર્થે વપરાય છે અને મરાઠાની તવારીખ લખનારાઓ તેઓનો કોઇક આધાર લે છે. ટીકાકાર લખાણુને અર્થે "પવારે ગયો છે", એ ઇસ્તીલાહ એજ શબ્દ ઉપરથી બરપા થાઇ હોય; મતલબ કે લખાંણુમાં યા બોલવામાં હદ બાહેર ખોટા માર્ગ પર ગયો છે.

(૨) ચો. ૨, બા. ૨૦૩, પા. ૧૬૭.

એવણુ આપણાં લોકો ઇરાંનથી અત્રે આવ્યા તેની હકીકતથી શરૂ કરે છે[1] અને ઉદવાડે થરીથામ થયા ત્યાં સુધીની હકીકત લખે છે.

ઉદેપોરના આતશબેહરાંમને તખતનશીન કીધાં તે માટે બોલતાં લખે છે કે[2] "તે વખતે શરવે[3] થેકાને જે કોઇ ગરીબ દશતુર તા. મોબેદ લોકો હતાં તે થેકાના પર જે કઇ ખુદા(તા)લાએ આપીઊ તે ઊપર શબર કરીને હજુર શુધી પોતાનુ મકાન પકરીને બેઠા છે ને કોઇની મારી તારી કઇ કરતા નથી."

પછી લખે છે કે "શા. ૧૮૨૨ ના વરશમો શ્રી નોશારીનો બીજા આતશબેહેરામ શાહેબને તખતનશીન કીધાં તે શાંભલીને આપરા શરવે જરતોશતી લોકો ગના ખુશી થઆ જે વારૂ એક થેકાનેથી બીજે થેકાને આપરે પાદશાહી[4] પેદા થાઇ તો વતું શવાબનુ કામ થાશે તે શત જાણુજો ........શા. ૧૮...[5] ના વરશમા શ્રી શુરતમા આતશબેરામ શાહેબ તખતનશીન કીધા તારે શરવ લોકોને ગણીજ ખુશી પેદા થઇ જે વારૂ તે લોકોને

(૧) એ બાબદમાં એવણુ નીચે પ્રમાણે સને આપે છે.
ઇરાંનથી સંજાણ આવી આતશબેહરાંમ પરથવાનો સને, સંવંત ૭૭૨.
સંજાણથી આતશબેહરાંમને વાંશડે લઇ જવું, સંવંત ૧૪૬૩.
વાંસડેથી આતશબેહરાંમને નૌસારી લઇ જવું, સંવંત ૧૬૭૫ (૧૪૭૫ જોઇએ).
નૌસારીથી આતશબેહરાંમને વરશાલ (વલસાડ) લાવવું, સંવંત ૧૭૯૬.
વલસાડથી ઉદેપુર (ઉદવાદા) લઇ જવું, સંવંત ૧૭૯૭.
નવસારીમાં બીજા આતશબેહરાંમ પરથવા, સંવંત ૧૮૨૨.
સુરતમાં આતશબેહરાંમ પરથાયા. સંવંત ૧૮ (આંક પુરો કર્યો નથી.)
મુબઇમાં આતશબેહરાંમ પરથ્યા. સંવંત ૧૮૮૭.

(૨) વો. ૨, બા. ૨૦૩, પા. ૧૬૩.

(૩) એ વાંચન શકમંદ છે સબબ કે કાંઇક ફાટી ગયું છે.

(૪) એવું દીસે છે કે નૌસારીમાં નવા આતશબેહરામ સ્થાપ્યા, ત્યારે, એક દેશમાં બે પાદશાહ નહી હોય, એવો વાંધો ઉદવાડેવાલા મોબેદોએ લીધો હતો (જુઓ સંજાણા મોબેદોએ તા૦ ૧૫ મી નવેમબર ૧૭૬૪ ને દીને સુરત ખાતે લખેલો પત્ર. "પાક ઇરાંન શાહની તવારીખ", લખનાર મી. શાપુરજી કાવશજી હોડીવાલા. પા. ૩૬૨).

(૫) સંવત આખું આપ્યું નથી પણ સુરતમાં આતશબેરાંમ સ્થાપવાનો સંવંત ૧૮૮૦ નો છે (પા. પ્ર. I. પા. ૧૭૪; પારસી ધર્મસ્થાનો પા. ૩૪-૩૮).

રોજનુ રોજ આતશબેરામ શાહેબના દીદાર જોવાને શેહેલ પડીઉ ને તેને કરીને શ્રી ઊદેપોર થારા[1] લોક જાવા લાગા તોપન ઊદેપોરના દશતુર મોબેદો ને કઇ અદેખાઇ નહી થઇ ને પોતાના એકબાલ પરમાને જે કઇ મલે છે તે લઇને શરેશતા પરમાણે આતશબેરામ શાહેબની ચાકરીમા રાતદારો મશગુલ છે..........શા. ૧૮૮૭ ના વરશમો શ્રી મુબાઇમો આતશબેહેરામ શાહેબ તખતનશીન થઆ તે વાતે શરવ જરતોશતી લોકો ગણા ખુશી થઇઆ ને હકની દરગામો શરવે તરેથી શુકર ગુજારી કીધી જે હવે દીન પર દીન આપરી જરતોશતી ફીરકાનુ તમામ[2] ગણો રોશન થાતુ જાએ છે જે રોજ બ રોજ હરગજો[3] ગણા શારા દીનદારા થાવાના કામ લાગા છે.........એક આતશબેરામ શાહેબ ઊદેપોરના હતા તેના ૪) આતશબેરામ થઆ તોબી તે ઊદેપોરના દશતુર મોબેદોને શાબાશ છે જે તેનુ કુત ગુજાર[4] આગલના જેવુ કઇ થતુ નથી. તોબી હજુર શુધી પોતાનુ મકાન મુકીને શુરત અથવા મુબાઇ જઇને રેતા નથી ને જે કઇ તેનાને એકબાલનુ મલે છે તે લઈ શુકર કરીને અશલ શરેશતા પરમાણે આતશબેરામ શાહેબની ચાકરી કરીને શવાએ કઇ બીજુ કરતા નથી.........શુરતના દશતુર મોબેદો મુબાઇના આતશબેરામ શાહેબની કશી તાનવાત[5] કરતા નથી ને હંમોને ગણી અજબ લાગે છે જે નોશારીના દશતુર મોબેદો મુબાઇની દોલતથી શુખી છે ને મુબાઇના આતશ-બેરામ શાએબની ગની અદેખાઈ કરે છે તે શબબ કઇ હંમોને માલમ પરતો નથી જે શુ છે પન હવે અંમુને માલમ થાએ છે જે એ લોકો મુબાઇના આતશબેરામ થઆથી ગની દુશમનાઇ ને અદેખાઇ રાખે છે પન જારે હેવા ધરમના કામ મધે એ લોકો અદેખાઇ કરે છે તારે જાનવું જે તેનાની આખ-રની નીશાની છે."

---

(૧) થોડા. (૨) કદાચ "દમામ"ને બદલે ભુલથી લખાયો હોય.

(૩) આ વાકયમાં શબ્દો હેરફેર અને ચુંથાઇ ગયલા દીસે છે. ખરી ઇબારત આ દીસે છે કે "હરરોજ ગણા શારાં દીનદારીના કામ થાવા લાગાં છે."

(૪) "કુટ" એટલે ફારસીમાં "ખોરાક" અને "કુટ ગુજાર" એટલે "કમાવાનાં સાધન.

(૫) "તાન," "તાણુ" એટલે "ખેંચતાણુ" યા કુસંપની વાત."

(ઘ) પછી લખે છે કે "તંમો કેશો જે અંમે બીજા આતશબેહરામના દશતુર મોબેદની તારીફ લખીછે તમારા નોશારીના દશતુર મોબેદોને વાશતે થબકો લખેઓ છે પન તે બાબદનુ તંમોને ખુલાશો કરીને લખીઉ છે તેની વીગત છે."

આ લંબાણુ પત્રના શરૂઆતના ભાગની મતલબ આ કહેવાની છે કે મુંબઇમાં આતશબેહરાંમ થાવાથી નવસારીવાલાઓ અદેખાઈ કરે છે.[1]

નોસારીના મોબેદોના બરશનુમ ઉપર પડેલા શકની આ પત્રમાં જણાવેલી બાબદ.

ઉપર જણાવેલી "વીગત"માં નૌસારીના મોબેદોના બરશનુંમના સંબંધમાં ફરીઆદના કોઇક નીચલા દાખલાઓ જણાવે છેઃ તેમાં એક, નોસારીના માણેકજી શેઠની દરેમહેરના મોબેદોનાં બરશનુમના શકનો દાખલો છે. એક મોબેદને એક ધોબણ અથવા દાઇનો છેડો લાગો, એટલે તેનું બરસનુમ અવાવ થવું જોઇએ. પણ તેમ અવાવ કરવામાં આવ્યું નહી, અને એદલજી દોરાબજી જામાસ્પ આશાનાએ સાંમું જણાવ્યું કે 'ધોબણને અથવા દાઇને છેડો લાગો તેનું કાંઇ નહી. ગોશલ બચાવમાં કીધું એટલે બસ છે.' બીજા સર્વ કેહવા લાગ્યા જે 'દાઇ તો રીમન છે તેથી ગોશલ ઉતારે તોપણ બરશનુંમ અવાવ થયું, વાસ્તે ફરીથી બરશનુંમ લેવું જોઇએ'. પણ માણેકજી શેઠે તે મોબેદને બરશનુમ આપ્યા વગર યોજદાથ્રગરીનું કામ કરવાની રજા આપી.

---

(૧) આ આતશબેહરામની સ્થાપણાની કોઇક હકીકત આપણુને "ચેરાગે દાનેશ, એટલે જે દાનાઇનો ચેરાગ અથવા મરહુમ દસ્તુરજી શાહેબ એદલજી દારાબજી સંજાંણાની જીંદેગાનીનો હેવાલ," એવે નામનું પુસ્તક, જે "બંદે ખુદા" ને નામે "માહા ૨ જો, શને ૧૨૨૪ એજદેજરદી, માહે નવેમબર, ૧૮૫૪ ઇસવી" માં પ્રગટ થયું હતું, તેમાં મળે છે. એ પુસ્તક (પા. ૭૨) પ્રમાણે મરહુમ હોરમસજી બમનજી વાડીઆએ ચરનીવાડી ખાતે રોજ ૨૦ મો બેહેરામ માહ ૨ જો અર્દાબેહસ્ત સને ૧૧૭૫ ને દીને જે મકાનમાં અને ગુંબજમાં આતશ આદરાન પરથ્યા હતા તેજ મકાન અને ગુંબજમાં આ આતશબેહરામને પરથવામાં આવ્યાં. ત્યાં લખે છે કે:—

"શું હશે તેહારની પનોતી ઘરી,
કે તેજ મુકાંમ પર શાંબલો વરી.
તેજ આદરાંનના ગુબજની માહે,
આતશબેહેરાંમ તખતનશીન થાએ."

પછી લખેછે કે[1] "મુબોઇના આતશબેરામ તખતનશીન બેશવાના હતા તારે બેએ ચાર દાડા અગાઉથી જામાશઆશાના હોરાબજી દશતુરજીના છોકરા એદલજી છે તેને બેએ ચાર થેકાને શીપારશ કરાવી જે ખરશેદજી જામાશજી આશાવાલા ગુજેરા તે દશતુરને થેકાને મને દશતુર કરો તે વાત અ'મો કોઇએ પશનદ નહી કીધી કાંએજે એદલજી શનજાના આપરૂ દીન ધરમનુ કાંમ જે કઇ શમજે છે તેનુ આઠમો હીશો એદલજી જામાશ આશા કઇ જાનતો નથી ને વરી એદલજી શ'નજાના અ'મારી પનચાતમો બેશનારા છે ને વરી શુરત તા. મુબોઇ મલીને બેએ બેએ થેકાને આતશબેરામના કાંમ ૧૩) તેર મહીના શુધી ગની મેનત કરીને કીધેલાં ને વરી હોરમજજી વાડીઆની દરેમેહેરમો આશલથી દશતુર છે ને વરી બહમનજી વાડીઆએ આતશબેરામ શાહેબે[2] તખતનશીન કીધા છે તારે એદલજી શનજાનાને દશતુરી કેમ નહી આપીએ.. ... જેવારે ભરૂચના અશપનદીઆરજી કાંમદીનજીએ કબીશા બાબે ચોપરી બનાવી હતી તે વારે પીરોજજી[3] મુબોઇ શમાચારમા કેટલી એક જુઠી જુઠી વાતુ'[4] બનાવી છપાવી હતી તેનુ જ બાબ એ એદલજી શનજાનાએ ખોરે વજેજેક[5] કેતાબ બનાવી તે લોકોને પાછા હતાવેઆ છે. એવી રીતે એદલજી શનજાનાએ આપરી શેનશાહીના બોલબાલા કીધા છે. તમો શારી પખે જાણો છો એવી રીતે શરવે તરેથી અ'મારી અનજુમનની ખાતર જમે થઈ તારે હ'મે શમશત અનજુમનની તરફથી એદલજી શનજાનાને દશતુરનુ દોશાલ જોડા આપેઓ છે." પછી લખે છે કે "જેવારે એદલજી દોરાબજી શ'નજાના શરવ આતશબેરામ શાહેબનુ કામથી ફારગત થઆ તારે પોતે પોતાના શરવે મોબેદોની આબરૂ હોરમત વધારવાને વાશતે તેને પોતાની ખુબી દેખારવાને વાશતે વીચાર કીધો જે ઉપર બેએ ચાર ઇશકાએલ[6]ની હકીગત લખી છે તે બાબે આતશબેહેરામ શાહેબ શીવાએ બીજી દરેમેહેરના શરવે મોબેદોએ એકએક શાથે આમુખતા[7] થાએઆ છે.

---

(૧) ચો. ૨, બા. ૨૦૩ પા ૧૬૪ (ફ. ૧૪).

(૨) શાહેબને. (૩) મુલ્લાં ફીરોઝ (૪) વાતો.

(૫) ખોરેહ વહીજક. (૬) શક.

(૭) ફા. આમુખને એટલે જોડાયલા.

વાશતે તેજોનેº શરવે મોબેદો ફરીથી નવા બરશનોમ લીએ તો તે લોકો શોખેથી આતશ બેહેરામમો આવીને બોએ દીએ ને જે શરેશતો નોશારીમા છે તે શરેશતા પરમાણે એદલજી શનજાના પોતે તા૦ પોતાના ભાઇઓ તા. બીજા મોબેદો શરવે આતશબેરામના વારા લીએ તો વારૂ મોબેદ લોકો શુખી થાએ હેવી રીતે થેરાવીઉ હતુ."

એ ઠરાવ પર પોતાની પસંદગી જણાવી લખે છે કે પેહલે માણેકજી શેઠની દરેહમેહરના મોબેદો એ બાબે રાજી થયા હતા, ને પછી ફરી બેઠા જે "નોશારીના દશતુરને લખો તે તાંથી જબાબ આવશે તારે બરશનોમ લેશું તારે અંમો તો નોશારીના દશતુરને લખીઉ તારે દશતુરજીએ શરવે મોબેદોને લખુ જે મુબાઇના પનચાતના શાહેઓ કેહે તે પરમાણે શરવે મોબેદો દીન ધરમનુ કામ શુધરે તેમ કરજો." પછી લખે છે કે એક બીજા દશતુરે "કશાઇ પનુ કરીને માનેકજી શેઠને શમજાવીઉ જે આપના શરવના બરશનોમ શાબેત છે ને એદલજી શનજાના તો પોતાની મોતાઇ કરે છે ને આપરૂ નોશારીનુ પનથક પોતે લઇ બેશવાનુ કરે છે તે ઉપરથી માનેકજી શેઠ તા૦ શરવ મોબેદો કેવા લાગા જે નોશારીના દશતુરનો તા૦ નોશારીના શરવ અનજુમનુ શઇનુ કાગલ આવશે તારે અંમો મુબાઇના આતશબેરામના મોબેદને હાતે બરશનોમ લઇશું." વધુ લખે છે કે "એવી રીતે અતકાઉ ગાલીને નોશારીના દશતુરને લખીઊ હશે જે એદલજી શનજાના શરવે તરેની દશતુરાઇ લઇ બેશે તારે તંમે શું કરશો વાશતે તાકીદે માણેકજી શેઠ ઉપર જબાબ લખજો જે કોઇ મુબાઇના આતશબેરામના મોબેદોને હાતે બરશનોમ લીએ નહી." તે ઉપરથી "અંમે ગણો શમજાવી કઇઉ જે મુબાઇના આતશબેરામના કામ માટેઉ તે તંમારા નોશારીના અંધારૂ માનેકજી શેઠની દરેમેહેર મધે આજે શારા ખબરદાર હોએ તેનાને હાતે શરૂ કીધેલુ છે તે શરવે તંમો શારી પખે જાણો છો તોબી કઇ તે લોકો માનીઉ નઇ ને કેજે તંમો ગણો કરસો તો નોશારીથી જોડ મગાવી હમે બરશનોમ લેશુ તે વારે હંમારી અનજુમન થેશાવીઉ જે જહાં શુધી માણેકજી શેઠના દરેમેહેરના મોબેદો ફરીથી બરશનો લીએ નહી તાં શુધી તે

(૧) એ શબ્દ બરાબર સમજ પડતો નથી. કદાચ 'તે જો તે' એ શબ્દો ભુલથી આ રીતે લખાયા હોય.

લોકો પાશે કોઇ કઇ કામ કરાવે નહી તે(૨) નોશારીના દશતુરજીને તા૦ દેશાઇજીને શેઠ હોરમજજી બહમનજીએ તા૦ જમશેદજી જીજીભાઇએ ગણો થબકો લખેઓ જે તંમારા દશતુરજી તે શી તરેના છેઓ જે પરથમ લખુ જે પનચાતના શાહેબો જેમ ફરમાવે તેમ દીન ધરમનુ કામ કરજો ને બીજી વખતે ના લખુ તે કઇ શારૂ. તારે તંમારા તરફના દશતુરજીએ માનેકજી શેઠ ઉપર તા. શરવે મોબેદ ઉપર લખુ જે વારૂ એબી આપરા ભાઇ છે વાશતે મુબાઇના આતશબેરામના મોબેદને હાતે બરશનોમ લઇને દીનધરમનુ કામ શારૂ થાએ તેમ કરજો એવી રીતે તંમારી તરફના દશતુરે તા. મોબેદોએ હંમોને ગની તશદી આપી છે તે કઇ લખામો આવે નઈ.....તંમો વીચાર કરી જુવો જે એદલદારૂ શનજાનાએ શુ મોતાઇ લેવાને કીધુ છે તેને તો ઉલતી પોતાની કમાઇમોથી બીજા મોબેદોને આતશબેરામનો વારો આપવા કઇઓ જે હરેક વાતે પોતાના તોલા શુખી થાએ અને રૂવાનોનુ કામ શારૂ થાએ પન ઉપર બેએ ચાર ઇશકાએલ લખા છે તેના શબબને શારૂ ફરીથી બરશનોમ લેવાનુ કઇઊ હતું. તે મધે એદલદારૂ શનજાનાએ શું નરશું કીધું જે તંમારા તરફના દશતુરે દીન ધરમના શરેશતો મુકીને પોતાના મમતને શારૂ કોઇ કશાઈના લખાથી હંમારા જબાબ મગાવા વગર તાબરતોબ મોબેદ લોકોને લખુ જે બરશનોમ લેશો ના તે કઇ શારૂ કીધુ નહી.” આગલ ચાલતાં તેત્રણુ એમ નવાં બરશનુમ લેવાના અટકાવ કરવાના કામને “કશાઇથીબી નબેતર કાંમ કરીઉ” એમ ગણી લખે છે જે “ઇશકાએલા ભરેલા મોબેદોએ રૂવાનોનો કામ ચાલુ કીધુ તે ગુનાનો જબાબ જેને બરશનોમ લેવાનુ અતકાવીઊ હશે તે ધણી આએ જાનમો તા૦ તેહે જાનમો ખોદાનુ તકશીરવાન છે.” એવું દીસે છે કે મોબેદોનાં બરશનુમ ઉપર શક પડયો તે શક દુર કરવાને માટે પાછલથી નવાં બરશનુમ તો લીધાં પણ તે વાડીઆજીનાં આતશ-બેરાંમનાં મોબેદોને હાથે નહી પણ બીજાઓને હાથે.

ખરશેદજી માણેકજી આ લાંબા પત્રમાં ઉપર જણાવેલી બાબદના ૨૧) ફકરાઓ લખી ૨૨) માં ફકરામાં આ લાંબો પત્ર લખવાની ખાશ મકસદ જણાવે છે કે “તંમુને શું કરવા તશદી આપીએ છે તેનુ જાનવુ એ જે ખુદાતાલાએ તમારૂ ચલણ કીધુ છે કાએજે તંમોબી અશલ બાપદાદાથી દેશાઇ

છો વાશતે અંમારાબી તમોને સુરબી માનીને તશદી આપીએ છઇએ." એ પછી જે લખે છે તેની મકસદ આ કે, નૌસારીમાં, કોઇ એક યા વધુ ધણીએ આ આતશબેહરાંમ સાંમે અને તેના દસ્તુર એદલજી સંજાણા વીરૂધ પવારો[1] લખ્યો હતો. કહે છે કે તે ત્યાંની મોતી દરેહમેહરમાં વંચાયો હતો અને ત્યાંનાં દસ્તુરજી જાણે છે કે તે કોણે લખ્યો. તે બાબે પુછપરછ કરવા ખરશેદજી માણેકજી દેશાઇને અરજ કરે છે અને લખે છે કે "આતશબેહરામ શરખા

---

(૧) પવારાઓ વીગેરેની પોતાની નકલ નૌસારીવાલા મી. સોરાબજી મંચેરજી દેશાઇએ મેહરબાની કરી મારી ખાહેશથી જોવા આપી છે. એ ચોપડીમાં ૧ થી ૮૭ સુધી લાલ સહીએ પાનાને નંબરો આપ્યાં છે. પાના નં. ૫૬ અને ૫૭ વચ્ચે એક ભાગ નંબર આપ્યા વગરનો છે. તે ભાગમાં એ પવારો કુલે ૧૦૭૨ લીટીઓનો છે, એટલે ૫૩૬ કાફ્યાની સતરો ( couplets ) છે. એ પવારાના ઉપર તેનો સને "સંવંત ૧૮૯૦" લખ્યો છે. તે નીચલી શતરોથી શરૂ થાય છે :

"જે શેઠ માણેકજીનાં આદરોનનું કરેચ કામ
તે કાવશ આદરીઆંનવાલાનું કાએલગાર નામ."

આ પવારામાં કોઇક શબ્દો અમર્યાદા ભર્યા (indecent) છે. દસ્તુર એદલજી સંજાણા માટે અસભ્ય રીતે કેઠે કેઠે 'એદલ સંજાનો' એમ નામ વાપર્યું છે. ખરશેદજી માનેકજી માટે અપમાન ભરી રીતે કેઠે 'ખશલી માકી' આ મુજબ લખ્યું છે. ખરશેદજી માનેકજીને નીચે મુજબ દશતુરજી એદલજી સંજાણા પાસે પૈસા માંગતા ચીતાર્યા છે.

"ખોરશેદજી શરાફે કહીયું આમ
એ જગો પૈશાનું થરીયું કામ
એટલું બોલીને ચાલીયા ઘેર
ત્યાં જઇ કીધી પૈસાની પેર
કોથરી ભરી કરે વીચાર
એ રૂપીયા છે દશ હજાર
રૂપીઆ મોકલવાની કીધી પેર
શઘલા ખુરશેદજી શેઠને ઘેર."

આ લખનાર પોતાનું ખરૂં નામ આપતો નથી પણ ખોતું નામ ઠામ નીચે પ્રમાણે જણાવે છે.

"હું રહુ છું માછલી બજાર
મારૂં નામ છે મોબેદ હુશીયાર."

શાહેબ છે તે એવું બદ કાંમ કઇ છુપું રેવા દેશે નઇ તે શત જાણજો." એ પવારામાં ખરશેદજી માણેકજીને પણ બદલામ કરવામાં આવ્યા હતા કે તેવણને એદલજી સંજાણાએ રૂ. ૧૦,૦૦૦) આપી પોતાની આબરૂ જાલવી. તે બાબે તેવણ લખે છે કે "તે કરતાં અંમારૂ નામ નહી હોએ તોબી અંમોને ફરજ છે જે જારે કોઈ.....[1] દારીના કામ શારાં કરે ને તેની જુઠી ગેબત લખે તેની તજવીજ કરવી.......હંમારા હાતમો એવી શું હાકમી હતી જે અંમોએ રૂા. ૧૦) હજાર લઇને એદલદારૂની આબરૂ રાખી હશે........તંમારી ખીદમતમો અરજ કરૂ છેઉ જે તે પવારાના કાગલ મધે જે કઇ લખુ છે તે લખનારો શાબુત કરી આપે નહી તો જેને એવો પવારો લખેઓ હોએ અથવા એ પવારો લખેઆમો શામેલ હોએ તેની ઉપર હંમારો તેજ દશ હજાર રૂપીઆનો દાવો છે વાશતે હેવી હરામનીના[2] કાંમો જે કોઇ તંમુને માલમ પડે ને લખેલી વાત ખરી કરી નહી આપે તો તે ધણીને તંમારા શરવે શરેશતા પરમાણે દનફરોઇ[3] શુંધાં શારી પખે શજા દેશો તારે ફરીથી જે કોઇ આપરી જરતોશતીમો એવા શવાબના કાંમ કરશે તેની ઉપર એ પરમાણે પવારો નહી કરશે." સેવટે લખે છે કે "તંમારા શર શુબા જીવાભાઇનેબી એ વાત કેવી પડે તો હંમારી દુઆ બનદગી કઇને કેજો પન એ કાંમ આપરી દીન ધરમ બાબદનું છે વાશતે તંમે મેરબાની કરીને તશદી લઇને હંમોને તાકીદે જબાબ લખજો."

આ પવારાના સંબંધમાં પંચાએતના સાહેબોએ દેશાઇજી તેમુલજી જામાજી ઉપર લખેલો પત્ર.

આ પવારાના સંબંધમાં તા. ૨૨ મી જુલાઈ ૧૮૩૧[4] ને દીને પંચાએતનાં ૧૫) સાહેબો નૌસારી દેશાઇજી તેમુલજી જામાશજી ઉપર એક પત્ર લખે છે. તેમાં લખે છે જે "હાલના વખતમા કેતલાએક દશતુર તા. મોબેદ લોકો દીન જરતોશતીના કાંમ પેગમબર જરતોશતના ફરમાએશ પરમાણે જે કઇ બની આવે તેબી કરતા નથી બલકે જરતોશતના ફરમાન કરતાં ઉલતી ચાલ ચાલે છે તે વાત કોઇ દાના લોકો પશન્દ કરતા નથી તેનુ જાણવુ એ જે શ્રી મુબોઇમો

(૧) કાગજ ફાટી ગયું છ, પણ એ બોલ "નામદારી" દીસે છે.
(૨) હારેમની. (૩) આ શબ્દો "દંડ ફાઇન" (Fine) દીસે છે.
(૪) ચો. ૨, બા. ૨૦૪, પા. ૧૬૬.

આતશબેરાંમ શાહેબનુ કામ તમામ થઆ પછે ટેતલલા એક[1] મોબેદો દીનદુશમેનાઇ કરીને પવારાનું કાગલ ઉભો કીધો છે તે મધે ગનાએક નાલાએક શુખન લખા છે તે શારૂ દેશાઇજી શાહેબને તશદી આપીએ છેઇએ. ખોદાતાલાની મેરબાનીથી શરવે તરેથી તમારો દશત[2] છે વાશતે આપરી દીન જરતોશતીનુ કામ જાણીને જે કોઇ તે પવારો લખનારો હોએ તે તંમુને માલમ પડે તેનાને વાજબીની રીતે તજવીજ કરીને તેનાને નશીએત જે કઇ દેવી ગતે તે પરમાણે દેશો તો ફરી કોઇ દીનના ફરમાનથી ને બુજરગોની આએનથી[3] ગેરરશતે ચાલશે નઇ ને તે કીધાથી હરેક પનથકોમો પેગમ્બર જરતોશતી દીનનુ કાંમ શારૂ ચાલશે. તેના શબાબનો હંમબેરો તંમુને હાશીલ થાશે........બીજુ જેવારે તંમારી તજવીજીઆત કરતાં જે કઇ અંમારી તરફની આશામી હેવા હરામના કામના કરનારા તમુને માલમ પડે તો તેનાનુ નામ જે કોઇ વતાવે[4] તેનુ નોમ હંમુને લખી જનાવશો તો ગની મેહેરબાની થાશે. પછે અતરે જે કાઇ પુછવું હશે તે અંમો પુછશુ."

આ પવારા બાબે આ. કાવસજી મોદી ઉપર ચરુ.

એ પછી ખરશેદજી માણેકજી, દેશાઇજી તેમુલજી જામાસજી ઉપર તા૦ ૧૩ મી અકતોબર ૧૮૩૧[5] ને દીને એક પત્ર લખે છે, તે ઉપરથી માલમ પડે છે કે દેશાઇજીએ ખરશેદજી માણેકજીનાં ઉપલાં તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૩૧ નાં અને પંચાએતના સાહેબોનાં ઉપલાં તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૩૧ નાં પત્રોનો જવાબ મોકલ્યો હતો. તે સાથે તેવણે ત્યાં વાલા એક દસ્તુરનો પત્ર તેવણને પોતાને હાથનો લખેલો મોકલ્યો હતો, જેમાં તે દસ્તુરે કબુલ કર્યું હતું જે "આતશબેરામ બાબદ તે ધનીએ તા૦ કાવશજી મોદી[6]એ

(૧) કેટલાએક (૨) દસ્ત એટલે સતા. (૩) આઇન એટલે રીતી.
(૪) બતાવે. (૫) ચો. ૨, બા. ૨૦૬, પા. ૧૬૭.

(૬) આ કાવશજી મોદી આ વખત પછી એક અભ્યાસી મોબેદ બન્યા હતા. તેવણ એ વખત પછી કોઇક પુસ્તકોના લખનાર તરીકે વધુ જાણમાં આવ્યા હતા. તેવણ તે વખત પરમાંણેના એક લેખક હતા, જેવણે વંદીદાદના કેટલાક પોઠાઓ લખ્યા હતા. એવણની વધુ હકીકત માટે જુઓ મારૂ "મુકતાદના દીવસો કેટલા છે? તે બાબેની પેહેલવી, ફારસી, વિગેરે પુસ્તકોને આધારે તપાસ" બાબેનું પુસ્તક, જે મેં એ મારા મરહુમ બેશીને અરપણ કર્યું છે.

માણેકજી દશતુરના કચ્આથી પવારાનુ કાગલ લખુ છે." એવણુ લખે છે કે "તે વાચીને હમો તે કાવશજી મોદીને હંમારા પનચાતના શાહેબોની હજુરમો બોલાવીને તજવીજ કીધી તારે તેને તો શમશત પનચાતની હજુરમો હજાર હજાર શોગંદ ખાઇને કેહે છે જે તે લખનારે જુંઠુ લખુ છે હું કઇ જાનતો નથી...... પનચાતના શાહેબ લોકોની આગલ કાવશ મોદીએ વનદીદાદના પોથા ઉપર હાથ મુકીને શોગન ખાઇને કેહે છે જે પવારાનુ કાગલ કાઇ મે લખુ નથી ને જો-એઓ બી નથી ને દોરાબ મનચેરજી રાનજીને નકલ કરવાને આપેઓ બી નથી ......હવે તે જમશેદ દશતુર પાશે કઇ કાવશ મોદીને હાતનુ કંઈ કાગલ પતરનુ મુદો કાઇબી હાત લાગે અથવા બીજા કોઇ તે વાત જાનતા હશે એવું માલમ પડે તો શારૂ તે કરતાં માનેકજી દશતુરના કાગલની નકલ તંમુને બીડી છે તે મધે તે ધણીએ કાવશ મોદી બાબદ દીધાની નીશાની લખી છે તે પરમાણે તંમો તંમારા કામથી પરવારે તારે ધીરજથી તજવીજ કરજો."

એ કાગજમાં ખરશેદજી માણેકજી જણાવે છે કે એવણુને વગર નામે કાગલ મલ્યું છે તેમાં ૮) મોબેદોનાં નામ એ પવારામાં સામેલ હોનાર તરીકે જણાવ્યાં છે. તે ૮) જણાનાં નામ આપે છે[1]. એ આઠ જણાઓને તેડાવીને પંચાએતે પુછતાં કેટલાકોએ સામેલગીરી કબુલ કીધી ને કેટલાએકે ના કહયું છે. વધુ જણાવે છે કે ઉપલા ૮)માંથી ૭) આસામીને એઓએ ઉઠેઆંણે પાદશાથી બંધ કીધા હતા તેને હાલ તુરત રજા આપી છે. પછી તેવણુ વધુ તજવીજ કરવા માટે લખે છે. "એની તજવીજ જમશેદ રશતંમ દશતુરથી કઇ ચોકશ માલમ પરે તો ભલુ નઇ તો તેને પુછવુ જે માનેકજી દશતુરને કાવશજી મોદીનુ નામ જુઠુ શું કરવા લખીને ને વરી માનેકજી દશતુરની આગલ તથા મેનાબાઇ તા. ખરશેદજી દેશાઇ આગલ તંમારૂ નામ શું કરવા કઇઉ જે તમે જબરજ જશદીથી લખાવી લીધું."

એ પછી તા૦ ૧૯–૯–૧૮૩૧[2] ને દીને વાહડયાજી હોરમજી બમનજીનાં ઘેરમાં શમસ્ત પંચાએત મલી હતી. ત્યાં બીજી બાબદો સાથે એ પવારાની બાબદનો વીચાર કરવામાં આવ્યો હતો. તે બાબદમાં લખે છે કે "જે મોબેદ લોકો

(૧) એ આઠમાં, કાવસજી મોદીનું નામ નથી.

(૨) ચો. ૨, બા. ૨૬૭, પા. ૧૫૬.

પવારા જોડેઆ હતા ને તે જોડનારો કઇ માલમ પડેઓ નઇ પન......[1] જના તે કાંમમો શામેલ હતાં તેનાને ઉઠીઆણુ પાદશેથી બંધ કીધા હતા તે આજ દીને તેવોનની બી તજવીજ કીધાથી માલમ પડીઉ જે એ પવારા પરથમ મોબેદ કાવશદારૂ ......[2] એ અંમોને વંનચાવેઆ છે તારે તે મોબેદ કાવશદારૂ કેવા લાગો જે એ લોકો મારે ઉપર જુઠું બોલે છે ને હું કઇ એ કાંમમો છેઉ નઇ તે વારે શરવે શાહેબોએ તે મોબેદ કાવશદારૂની કુશતી પાજા કરાવીને વન્દીદાદના પોથા ઉપર હાત મુકાવીને શોગંન અપાવેઆ ને પેલા મોબેદોને બંધ કીધેલા હતા તેમને રજા આપી છે."

આ અરસા દરમ્યાન સુરતના આતશબેહરામના સંબંધમાં કેટલીક બાબદો પંચાએતના સાહેબો હજુર રજુ થઈ હતી. એ સર્વ બાબદોની હકીકત નીચે પ્રમાણે છે: સંવંત ૧૮૮૯ નાં જેઠ શુદ ૮ રોજ ૨૮ માહ ૮ રવેઉ[3] (તા. ૨૬ મી મે ૧૮૩૩) ને દીને સુરતનાં આતશબેહરાંમનાં ૨૦) મોબેદોએ વાડીઆજી નવરોજી અને સમસત અનજુમન ઉપર અત્રે એક પત્ર નીચલી બાબદમાં લખ્યો હતો: સુરતનાં આતશબેરામના દસ્તુરજી દસ્તુર કેખશરૂ (૧૭૯૬ થી ૧૮૬૮), તે આગલ જણાવેલા મુગા દસ્તુરના પીત્રઇ, એઓને ફરજ પાડે છે કે "મનચેર હોમજીવાલા જે કાલાના મોબેદો જે કેવાએ છે તેને બરશનોમ આપો જે બરશનુમ લઇને શ્રી આતશબેહેરામ શાહેબના દરગામા જુદા અલાએદા પોતાનુ કામ કરી ખાએ". મોબેદોએ જણાવ્યું કે "હરગીજ એ ચીજ નઈ બને ને એ કાલા[4] લોકોને જે કોઇ બરશનુમ આપે તેને બરશનુમ શાબેત નહી રહે તે આજ દીન શુધી આશરે વરશ ૧૫૦) થઆ કોઈ પંથકવાલા એ લોકને બરશનોમ દીધા નથી તે અંમો શી તરે બરશનુમ આપીએ એવુ છે તા. નોશારીવાલા દશતુર રૂશતમજી દીએ[5] શુરત હતા." તેવણુને પુછતાં તેવણે પણ

૪. સુરતનાં આતશબેહરાંમના મોબેદોએ ત્યાનાં દસ્તુરની સાંમે માગેલી દાદ

(૧) અહીં આંકડાની જગ્યા ખાલી છે. (૨) અહીં જગ્યા ખાલી છે.
(૩) ચો. ૧૩ બા. ૪૦ પા. ૩૪. (૪) "કારા" એ નોસારીના મીનોચેર-હોમજીનાં પંથનાં એક કુટુંબની અટક છે. (૫) એ દીને.

“હમોને શાફ ના કઇ જે એ વાત આજ લગી કોઇ પથકવાલાએ કીધી નથી...... તેવાર પછી અંમારા દશતુર તા. હુંમારા શેઠ એદલજી મલીને નોશારીવાલા રૂશંતમ દશતુરને મલી પછે રોજ ૧૭ માહા ૮ કાલાના અંધારૂ આશામી ૫) પાચને નોશારી મોકલેઆ ને તાહા દશતુર રૂશતમજીએ પોતાની ભગરશાથેની આગીઆરીમો કાલાને તાહાં દશતુર રૂશતમજીએ પોતાની ભગરશાથની આગીઆરી[1] મા તે લોકોને બરશનુમ દીધા છે”. એમ ઉપલા ત્રણ જણાએ મલીને ગોથવણ કરવાનુ કારણ એ મોબેદો એ જણાવે છે કે “ તીર મઇનાના ગમ્બારમો હા[2] રીમન કુવો વાપરેઓ તે વખને કેતલાએક લોકોએ ગંમબાર જુદા કીધા તેથી એ લોકોને ગણી ખજાલત પોચી તેથી પોતાની બેશને વાશતે દીનના કામ ખરાબ કીધા તેથી એવુ ચાએ છે જે એ કાલાનાં અંધેઆરૂને એવી રીતે હાતમો લીએજીએ તો હુંમારી રૂશવાઈ દુર થાએ.” પછી લખે છે કે “ હેવું કામ કરશે તોપણ કજીઓ ટંટો થાશે.....તંમો ગોર ફરમાવો[3] જે એ નવી વાત કરવી ને એ કાંમ ચલાવો એ કામ કાઇ એકીલા દશતુરનુ નથી એતો તંમામ અનજુમનનુ છે. વાશતે શાહેબ લોકો હુંમારા ઊપર મેહેરબાન થઇને શ્રી શુરત શેહેરના અકબરો ઉપર લખો જે હીએ[4] તંમામ અનજુમન મેલો કરે[5] ને પછે દીનની હકે અનજુમનની નજર પોચે ને મારા ઉપર હુકમ ફરમાવે તો અંમોને કરવું શજાવર છે જે અનજુમનના હોકમથી ફરાએ નઇ પન હુંમારી ખામ[6] અકલે પીછાની શકીએચ જે અનજુમન એવો હોકમ ગેરમારગે ફરમાવવુ નઈ કાએ જે આજ લગી બેએનુ[7] નથી ને અગર કદી હીઆં અનજુમનનો મેલો નઈ બનાવોને તમો શાહેબ લોકો ઇઆ હીએ આતશબેરામ બનાવા છે તે ધણીએ એવોજ હોકમ કરશો જે દશતુરે બનાવીઉં છે તે મુજબ ચાલો તો પછે નાચાર છઇએ કાએ જે એ આતશબેરામના અનજુમના છે તે અનજુમના હોકમ વગર અંમો એ કામ કરનાર નથી ને એમ કરતા તે લોકોને આતશબેહેરામની દરગાહમા અલાએદા કામ કરાવશે તો

---

(૧) અહીં એબારતમાં કેટલાક શબ્દો બે વખત લખાયા છે. (૨) અંદી.

(૩) એટલે વીચાર કરો. (૪) અહીં.

(૫) ભેગી કરે. (૬) કાચી, યાને ઓછી. (૭) બન્યું.

અંમો તે જગો ઉપર પદાન બાંધનાર નથી આજ લગી કાંઈ એ જગો હતી નઇ હંમો હંમારી જુદી જુદી આગીઆરીમા કામ કરીને ખાતા હતા તે પરમાણે ચાલશુ...... હમારો ખુદા હમારી શાથે છે પન શાહેબ લોકો એકીન કરી માનજો જે જે દાડે એ લોકો આતશબેરામ બગાડશે ને બીજા દીનના કાંમ ગણા ખરાબ થાશે એ નવી તરેની બીના શરશતે બીજા કાંમ ચલાવાને ગણો ખરાબ નજર આવશે કાએજે એ દશતુર કેખશરો તા. શેઠ એદલજી તા. નોશારીવાલા મલીને આપડી જગો ઉપર એવો પ્રીતનુ પેદા કરીને ખરબા[1] કરવાને ચાહે છે. વાશતે ઉમેદવાર છઇએ જે અંમો ગરીબ નાચાર દુવાના માગનાર લોકોની હકીગત વાચીને ગોર ફરમાવવી ને એ દશતુર કેખશરો વગેરેને મને કરો જે નવો શરેશતો નઈ કરે."

તા. ૧૦ મી માર્ચ ૧૮૩૪[2] ને દીને સુરતથી મોબેદ શાપુરજી દાદાભાઇએ મુંબઇ શેઠ દીનશાજી એદલજી, જેવણનું નામ ઉપલી હકીકતમાં જણાવેલું છે, તેવણ ઉપર જે પત્ર લખ્યો છે તેનો ઉપર જણાવેલી બાબદ સાથ સબંધ છે. એ મોબેદ અને એવણ સાથવાલા બીજા મનોચેરહોમજીવાલા મોબેદો હવે એવી મતલબની ફર્યાદ કરે છે કે દસ્તુર કેખશરૂએ તેઓને આશરે દશ માશ ઉપર ઘણું સમજાવ્યા કે તેઓએ એવણનાં આતશબેરામમાં સામેલ થવું. તેઓએ ના પાડયું ત્યારે પારસી ફરદુનજી ગીસ્તા મારફતે કેટલીક રીતે સમજાવ્યા અને કબુલ કરાવ્યું કે તેઓ આતશબેરામમાં કામ કરવા જોડાય તો ઉપરનાં ૬૦) હીંઘોલામાંથી ૫) હીંઘોરા એઓને કામ કરવાને આપે. એ ગોથવણ પર તેઓએ મુંબઇથી વાડીઆજી બમનજી હોરમજી, વાડીઆજી નવરોજી જમશેદજી, દીનશાજી એદલજી અને ખરશેદજી માણેકજીની બહાલી આવેલી જણાવી. તે પછી એઓ છ મોબેદોએ કામમાં જોડાયા અને એઓ પાસે લખત કરાવી લેવામાં આવ્યું. પછી પોતાનાં આતશબેરાંમવાલા મોબેદોને કહયું કે એઓને એટલે મનચેરજી હોમજીવાલાઓને બરશનુમ આપે. તે મોબેદોએ શાફ ના પાડયું કે "તંમો આવે[3] શુ નવો પ્રીતનું ઊભો

---

(૧) ખરાબી. (૨) ચો. ૧૩. બા. ૭૬. પા. ૬૨.
(૩) હવે.

કરો છો ?" તે ઉપરથી દસ્તુર કેખશરૂએ તેઓને નવસારી મોકલી બરશનુમ અપાવ્યું. નૌસારી બરશનુમ લઇ એઓ સુરત ગયા ત્યારે ત્યાંનાં આગલા મોબેદો "શંપ કરીને તેજ વેલા આતશબેહેરામ શાહેબમોથી નીકલીને બીજી આગીઆરીમો ગીઆ." પછી એઓએ દીન ચાર સુધી રવાંનોનું કામ ઉપલા હીંધોરામાં શરૂ કીધું. એઓને ઇજશની કરતાં તન કલાક લાગતા તે ઉપરથી દસ્તુરજી બરાપો કરવા લાગા જે "હંમારે તાંહાં એક ઇજશનીનો કલાક ૧॥નું ઇજશનીનું ધારો લખાએ છે ને તંમો તો ૩ તન કલાક કરો છો મારી આબરૂ જાએ છે." વલી તેઓ વંદીદાદ સવારના આંઠ વાગા સુધી બેસતા અને આગલા મોબેદો જલદીથી તમામ કરતા. તે ઉપરથી પણ બરાપો કર્યો. એઓના કામથી ખુશી થાઇને એક બેહદીને દસ્તુરજીને કહયું જે "આએ લોકો (એ) તારો આતશબેહેરામ રૂપાનું રૂપીઓ કીધો પેલા મોબેદોએ તાંબાનુ કીધો હતો ને આએ લોકોએ તંમારો પાછો મેલ[1] શંભારેઓ ને એ મધે તંમારી ઇજત ગણી વધશે". ત્યાર પછી તેઓ કીયા કામ કરતા હતા તે કીયા કામનાં બે કાન્નાઓમાંથી એક ગરતું હતું, તે ઉપરથી શક લાવી જણાવ્યું કે તેથી દીનઆઇનનું કામ ખોટું થયું અને બરશનુમ ખોટાં થયાં. તેમ બરશનુમ ઉપર ખલેલ પોંચાડી ફરીથી બરશનુમ લેવા કહયું. પછી આગલા મોબેદો, જેઓએ પહેલે બરશનુમ આપવા ના કહયું હતું તેઓને સમજાવ્યા કે તેઓ ફરીથી એઓને બરશનુમ આપે અને તેઓ સાથે ગોઠવણ કીધી કે હવે એઓને ઉપરના ઇધોરા પર કામ કરવા દેશે નહી અને નીચેના ઇધોરા ઉપર કામ કરાવશે. એઓએ બરશનુમ પાછાં લીધાં પછી એઓને કહેવાડયું જે નીચેના ઇધોરા પર કામ કરવું. એઓને એમ અગાઉથી કહયું હતે તો ફરીથી બરશનુમ લેતે નહી એઓને જો નીચેના ઇધોરા પર કામ કરવાની ફરજ પાડવામાં આવશે તો એઓ એ મોબેદોને હાથે અમારાં બચ્ચાંઓને એરવડ કરવા દેશે નહી તથા બરશનુમ લેશે નહી.[2]

---

(૧) "મેલ" એટલે "સાથે મેલવવુ," "દરૂસ્ત કરવું", મતલબ કે તાલો બગડી ગયો હતો તે સંભાલથી પાછો મેલવી આપ્યો. કામ દરૂસ્ત કીધું.

(૨) એ આતશબેહરામના સંબંધમાં આગથી થયલા તેના બચાવ બાબે નીચલી નોંધ મલે છે. તા. ૧૨ મી માર્ચ ૧૮૩૯ ને દીને સુરતથી આ. એદલજી કાવશજી મુંબઇવાલા સાહેબો ઉપર પત્ર લખે છે (ચો. ૧૨, બા. ૩૨, પા. ૩૪). તે પરથી દીસે છે કે ફાગણ વદ ૩ વાર રવેઉ રોજ ૮ ની રાતે ૧૧ કલાકે શેહનશાહી આતશબેહરાંમની સાંમે આગ લાગી હતી અને આતશબેહરાંમ મુશકેલી વચ્ચે આગથી બચી ગયું. "આતશબેહરાંમ શાહેબમો મેહનત થાઇ તે દશતુર કેખશરોથી થાઇ છે ને બચાવ થઓ છે." એ આગમાં ૧૪૦ ઘરો બલી ગયાં હતા.

આ અરસામાં નીચલા દાખલાઓ મલે છે કે જેમાં અત્રેની પારસી પંચાએત કોઈ દરેહમહેરોની ઉપર, તેના કોઇ સ્થાપકના માંગનારાઓની તરફની અને બીજી મુશકેલીઓ આવી પડી હતી તેમાંથી તેઓને છોડવવાની કોશેશ કરી હતી.

**૫. હીરજીનાં સુનાબાઇની દરેહમેરને માંગનારાઓની મુશકેલીઓ વચ્ચેથી છોડવવાની કોશેશ.**

મી. એડવર્ડ લ્યુક (Edward Luke, Attorney to the paupers) તરફથી એક પત્ર બરજોરજી દોરાબજી નામના એક અરજદારના સંબંધમાં પારસી પંચાએત ઉપર આવ્યો હતો. તેનો તેઓએ તા. ૨૯ મી જાનેવારી ૧૮૩૧[1] ને દીવસે નવરોજી જમશેદજી (વાડીઆ) અને ખરશેદજી માણેકજીની સહીનો જવાબ મોકલ્યો અને તેમાં જણાવ્યું કે અરજદાર બરજોરજી દાદાભાઇએ પંચાએત ઉપર બાઇ સુનાબાઇ તે હીરજી જીવનજીનાં બેટીની દરેહમહેરનાં સબંધમાં અરજી કીધી હતી અને પંચાએતે જે તપાસ કીધી હતી તે ઉપરથી માલમ પડ્યું કે એ અરજદારને એ અગીઆરી ઉપર કાંઈ હક નથી. એ અગીઆરી ઉંગરાતથી બંધાઇ હતી અને તેમાં હીરજી જીવનજીનાં બેટી સુનાંબાઈએ અગી ારી માટે જમીનનો કટકો અને એક મોટી રકમ આપી હતી, એવી શરતે કે, એ અગીઆરી ઉપર અને તેનાં કારોબાર ઉપર તેણીનો હક રહે અને તેણી મોબેદો ( padres, પાદરીઓ ) ને કહાડે ને બીજાઓને રાખી શકે.[2]

**૬. મેલા પટેલની દરેમેહરની પડોસમાં બીજી હરીફ દરેમેહર બંધાવા સામે પારસી પંચાએતના કોશેશ.**

ભીંડી બજારમાં આવેલી મેરવાંનજી પટેલની અગીઆરીના સંબંધમાં ત્યાંનાં આજુબાજુનાં રહેવાસીઓએ "અંનજુમંનનાં બેશનાંર" ને રોજ ૧૫ માહ ૬ સને ૧૨૦૦ ય. ઝ.[3] (તા. ૧૫ માર્ચ ૧૮૩૧) ને દીને અરજ કીધી કે એ દરેહમેહરના પંથકી આ. કાવસદારૂનાં મરણ બાદ તેવણનો છોકરો તથા ભત્રીજો દરેહમેહરનું કામ ચલાવતા હતા, પણ છોકરો એક અંગ્રેજ મી. ગ્રે. ને ત્યાં ચાકરી કરતો હોવાથી અને ભત્રીજો ભાડું ઉંગડાવાનું કામ કરતો હોવાથી, તેઓનાં બેરી

(૧) ચો. ૨. બા. ૨૭૭. પા. ૨૦૧. (૨) એ જવાબ અંગ્રેજીમાં છે.

(૩) ચો. ૭, બા. ૭૪, પા. ૪૯. એ ઉપરથી એક નકલ ચો. ૨, બા. ૨૫૧, પા. ૧૬૧ માં છે.

છોકરાંઓ સાથે સાથે અગીઆરી જાલવતાં હતાં. તેમ થવાથી અગીઆરીનો કારોબાર બરોબર નહી ચાલવાથી તેઓએ દરેહમેહરનાં બાઇને અરજ કરવાથી તે બાઇએ બીજા ચાર મોબેદોને દરેહમેહરમાં રાખ્યા કે જેઓ રવાંનનું કામ કરે. તે ઉપરથી ઉપલા બે મોબેદોએ અગીઆરીની પાસેજ એક બીજી અગીઆરી બરપા કરવા માંગી. તેથી તેઓને તેમ કરતાં અટકાવવા કાજે આ અરજી કરવામાં આવી.

એ બાબદમાં વીચાર કરવાને માટે તા. ૨૪ માર્ચ ૧૮૩૧ રોજ ૨૪ માહ ૬ ૧૨૦૦[1] ને દીને વાડીઆજી હોરમજી બમનજીનાં આતશબેરાંમમાં "શંમશત પંચાત" મલી હતી. જે વેલાએ, આ સભાના દીવસનીજ તારીખનો એટલે તા. ૨૪ માર્ચ ૧૮૩૧ નો, એ દરેહમેહરના લાગતાવલગતા મી. ખરશેદજી મેરવાંનજી પટેલનો પણ પત્ર[2] રજુ થયો, કે જેમાં તેવણે પણ ઉપલા મોબેદોને બીજી દરેહમેહર બાંધતાં અટકાવવા અરજ કીધી હતી. પંચાએતે ઉપલી મીટીંગમાં ઠેડાવ કર્યો કે મોબેદ કાવશદારૂ હોજદાર બીજી દરેહમેહર બંધાવે છે તેને બંધ કરવો, અને થેરાવીઉ કે "એક દરેમેહર પાશે બીજી દરેમેર કરવી તે કઇ દરૂશ નહી" ને વધુ ઠેડવ્યું કે તેણે બીજી દરેહમેહર કરવી હોય તો "બીજા મોહોલામો પંચાતની રજા લેઇને બીજી દરેમેહર કરે શહી." આ મીનીત ઊપર પંચાએતના સાત સાહેબોની સહી છે. એવું દીસે છે કે સમસ્ત પંચાએતના ઉપલા ઠેડાવને ઉપલા મોબેદોએ મચક આપી નહી. તે ઉપરથી સંવંત ૧૮૮૭ નાં દુટી વૈસાખ વદ ૦) વાર શુકર તા. ૧૦ મી જુન ૧૮૩૧[3] ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં નાની મોટી અનજુમન મલી. તેઓએ ઠેડવ્યું કે "મેલા પટેલની દરેમહર પાશે મોબદ કાવશદારૂ હોશદારે પોતાનાં ઘરમો પોતાની જગો ઉપર હીંધોલા કીધા તથા વદીદાદ ઇજશનીનું કાંમ જારી રાખેઉ તે ઉપરથી........અંનજુમંન

---

(૧) ચો. ૭, બા. ૭૨, પા. ૪૮. આ અસલ નોંધ છે, તે ઉપરથી બીજી નકલ ચો. ૨, બા. ૨૪૯, પા. ૧૯૦ માં છે.

(૨) ચો. ૭, બા. ૭૭, પા. ૫૧. એની નકલ ચો. ૨, બા. ૨૫૪, પા. ૧૯૨ માં છે.

(૩) ચો. ૭, બા. ૯૧, પા. ૬૧.

એ બાબેનો વીચાર કરીને જેવો હોકંમ કરે તાંહાં શુધી.....વંદીદાદ ઈજશ-
નીનું કાંમ કરાવે નહી.''[1]

રોજ ૧૭ મો માહ ૨ જો, ૧૨૦૦ ય. જ. તા. ૧૭ મી નવેમબર ૧૮૩૦ ને દીને અત્રે વાડીઆજીનાં આતશબેરાંમને પરથવામાં આવ્યા. તે બાદ ત્રણ દહાડામાં માલમ પડયું જે મુંબઇની માણેકજી શેઠની દરેહમેહરમાં આગલા અસપંદાદ મહીનાથી કેટલાક મોબેદોનાં બરશનુમ ઉપર શક પડયો હતો.

૭. માનેકજી શેઠની દરેમેહરના મોબેદોના બરશનુમ ઉપર પડેલો શક.

આ બાબતનો ઇસારો આપણે ઉપર પવારાની બાબતમાં જોયો છે. એ બાબે રોજ ૪ થો માહ તીર ૧૨૦૦ ય. જ.[2] (તા. ૩જી જાનેવારી ૧૮૩૧) ને દીને અત્રેથી વાડીઆ બમનજી હોરમજી, જમશેદજી જીજીભાઇ, ખરશેદજી માણેકજી, હોરમજી બમનજી શેઠ વીગેરે પંચાએતના સાહેબો નાૈસારી દસ્તુર રૂસ્તમજી નશરવાંનજી અને દેશાઇજી ખરશેદજી રૂસ્તમજી ઉપર એક પત્ર લખે છે. તેમાં લખે છે કે: "ખોદાતાલાની મેહેરબાનીથી આતશબેહેરામ શાહેબ તખતનશીન થઆ.....પછે તરન દાહાડમો માલમ પડીઉ જે મુબાઈના શેઠ માણેકજી નશરવાનજી[3]ની દરેમેહેરમા ગીઆ અશપંનદાદ મહીનાથી કેતલાએક મોબેદોના બરશનોમ ઉપર ઈશકાએલ પેદા થાએલા છે તે વાતની હંમે ચોકશાઇ કરીને શેઠ માનેકજી મેહેરવાનજીને કેવાડીઉ જે તંમારી દરેમેહેરના મોબેદ ઉપર ઈશકાએલ છે તે મોબેદોએ બીજી દરેમેહેરોના મોબેદો શાથે વાપરીઉ

---

(૧) એ દરેહમેહરના સંબંધમાં એક બીજી બાબદ મલે છે (ચો. ૫, બા. ૪૫ પા. ૪૨. ચો. ૧૬, બા. ૮૮, પા ૩૭). તે આ કે પારસી દોશાભાઇ પેસ્તનજી ભરૂચાએ એ દરેહમેહરની સામેની પોતાની જગ્યા લાંબી કાઠી ૬, તથા પોહલી કાઠી ૨, ધર્મખાતે જરથોસ્તી અનજુમનને દસ્તાવેજ કરીને તા. ૩૦ મી અકટોબર ૧૮૪૧ ને દીને આપી હતી, એવી શરતે કે એ જગા ઉપર કોઇ અમલો બાંધીને પેદાશ કરે. ને પેદાશ પણ મેહેર પટેલની દરેહમેહરનાં કામમાં અથવા કોઇ બીજા ધર્મનાં કામમાં વાપરવી. (એ જગ્યાની ઉપજને માટે ૧૨) સારા આદમીઓની મશલત લેવા લખે છે, જેઓ જો એકમત ન થાય તો પંચાએતના બેશનારાઓની મશલત લેવા જણાવે છે. આ દસ્તાવેજ, જેની નકલ ઊપર જણાવેલા ચોપડામાં ઉતારી છે, તે ઉપર બીજા બે સાક્ષીઓ સાથે ખરશેદજી માણેકજી શરાફની શાખ છે. (૨) ચો. ૨, બા. ૧૮૧, પા. ૧૬૮.

(૩) એ નામ નશરોજી જોઇએ.

છે ને વરી તે મોબેદો બીજી દરેમેહેરેના મોબેદ શાથે વાપરીઉ છે એવી રીતે શરવ દરેમેહેરના મોબેદો એક બીજા શાથે આમુખતા થાઆ છે પછે આપુને ખબર પડી તારે શરવે દરેમેહેરના મોબેદાને ફરીથી બરશનોમ લેવાડવા જોઈએ કાંએજે ઈશકાએલ ભરેલા મોબેદોની હાથે રૂવાનોનો કામ થાએ છે તે આપરે એમ ચલાવી દીજીએ તો મોટુ ગુનાનુ કામ છે તે વાશતે મોબેદોને ફરીથી બરશનનોમ અપાવો જોઇએ. આપરી દીન ધરમના શરવે શતા[1] પરમાણે જેવારે શરવેના મોડામોથી નીકલીઉ જે તે મોબેદોની પર ઈશકાએલ છે તારે ઈશકાએલ થઇ ચુકો[2] વાશતે શરવે મોબેદોને ફરીથી બરશનુમ આપવું શજાવર છે. પણ કેતલાએક ફીતનાખોરો મોબેદ પોતાનુ પાપ છુપાવાને વાશતે શેઠ માણેકજી મેહેરવાનજીને ઉલતું શમજાવુ જે કઇ ઈશકાલની વાતુ[3] છે તે કુશમે દાવાથી[4] કરે છે બાકી આપરા મોબેદો ઉપર કઇ ઈશકાલ નથી. તે ઉપરથી શેઠ માણેકજી મેરવાનજી હંમુને કેવા લાગા જે હમારા મોબેદોને બરશનોમ શાબેદ[5] છે. તેવારે હંમે શેઠ માણેકજી મેહેરવાનજીને કેવાડીઉ જે હવે ઇશકાએલ છે અથવા નથી પણ જાથી[6] લોકોના મોડામોથી નીકલીઉ તારે ઇશકાએલ થઇ ચુકો ને હવે તંમે તે મોબેદોની હાથે રૂવાનોનો કાંમ ચાલુ રખાવોછો તે અજીમ ગુનાનો કાંમ થાએ છે તો તેબી કઇ શાભલું નઈ. બીજુ ઉપલી હકીગત શેઠ માણેકજીએ શાભલીઉ નઇ તારે અંમો દેશાઇજી તેમુરજી જમશેદજી અતરે છે તેવોન પાશે શેઠ માણેકજી મેરવાનજીને કેવાડીઉ." વધુ લખે છે કે તેવણે કાંઈ માનચું નહી. પછી દસતુરજીનાં દેસાઇ તેમુલજી જોગા એક પત્રનો ઇસારો કરી લખે છે કે તમોએ "તમારી બજરૂખી પરમાણે તે મોબેદોને ઠબકો લખીઉ છે ને લખુ છે જે મુબાઇ મધે અનજુ-મનના શાહેઓ જેવારે આપરી દીન ધરમનુ કામ પાખીને રશતે ચલાવાનુ ફરમાવેશ" તે પ્રમાણે કરવું, તે માટે પસંદગી દેખાડે છે અને અરજ કરે છે કે એ બાબે નવસારીવાલા સાહેબોએ મેરવાંનજી માણેકજી ઉપર લખવું. પછી

---

(૧) સરેસ્તા.

(૨) મોબેદોમાં થોડાક વરસ સુધી એવો શરેસ્નો હતો કે કોઇ ધણી એક બીજાને કહે કે " તુને બરશનુમ નથી " અથવા " તારા બરશનુમ પર શક છે, " તો તે ધણીએ બરશનુમ વાપરવાથી જ્યાં સુધી તેની ઉપર નખાયલા શકશુબેહનો ચુકાદો થાય નહી ત્યાં સુધી બરશનુમ વાપરવાથી દુર રેહવું. (૩) વાતો. (૪) દુશમેન દાવાથી.

(૫) સાબેત અથવા બરાબર. (૬) જ્યારથી.

તેમુરસ દેશાઈ જોગા નૌસારીના આવેલા કાગજની બાબદ જણાવી તેના સબંધમાં કડ છે કે તે કાગજ સર્વે મોબેદોને તેવણે વંચાવ્યો. તે વારે ઘણાક મોબેદોનાં મન ઉપર ઉતર્યું, કે ફરીથી બરશનુમ લેવાં, તે ઘણાં સવાબનું કામ છે. પણ બીજા મોબેદો, જેઓ સાથે શેઠ માણેકજી શેઠ મશવરત કરે છે, તેઓ નૌસારી તરફના કાગજને વજન આપવા માંગતા નથી, એવું કહીને કે તે ઉપર નૌસારીના બીજા મોબેદોની સહી કેમ નહી લીધી. તેથી લખે છે કે એમ મોબેદોએ નૌસારીનાં કાગજનો વજન ઉતારી પાડવો નહી જોઇતો હતો. વલી જણાવે છે કે માણેકજી શેઠ સાથે તકરાર કીધી ત્યારે તેવણે કહયુ કે તેવણની દરેહમેહરના મોબેદો ઉપર શક તો નથી પણ વારૂ આલમનો શક ભાંજવાને સારૂં જો બરશનુમ મુંબઇનાં આતશબેહરાંમના મોબેદોને હાથે અપાવે તો તે મોબેદો હંમેશ એ આતશબેહરાંમના મોબેદો સાથે વાપરે. ત્યારે મુંબાઇવાલા સાહેબો લખે છે કે તેઓએ ના કહયું જે આતશબેહરાંમનું કામ કરશે તે આતશબેહરાંમના મોબેદો સાથે વાપરે, કાંએજે આતશબેહરાંમના મોબેદોને હંમેશે સર્વ બીજી દરેહમેહરના મોબેદોથી અલાહેદા રાખવા જોઇએ. ત્યારે માણેકજી શેઠ કહેવા લાગા જે તેવણ નૌસારીથી બીજી જોડ મંગાવીને તે મોબેદોને હાથે બરશનુમ અપાવશે. વધુ લખે છે કે એવી નાદાનીની વાત સાંભલીને તેઓ( મુંબાઇવાલાઓ )એ ઘણો અફસોસ કીધો પણ માણેકજી શેઠ મમત લેછે. વધુ લખે છે કે તેઓએ સાંભલ્યું છે જે નૌસારીવાલાઓએ લખ્યું છે જે "નોશારીથી બરશનોમ શુધા જોર મોકલશુ તેને હાથે બરશનોમ અપાવજો પન મુબેઇની આતશબેહેરામના મોબેદની હાતે બરશનોમ લેવા દેશો ના એ વાત હંમે શાંભલીને ગણા દલગીર થઆ છેઇએ......કાંએ જે આતશબેહેરાંમનું કામ અવલ શરૂ થઇઉ છે તે તમારા મોબેદોને હાતે શોરૂ થઇઉ છે......હમે ધારીએ છે જે દશતુરજી શાહેબ દાનાવ છે તે એવો કાગલ લખુ નહી હશે ને એમ કરતા લખુ હોએ તો મેહેરબાની કરીને ખોલાશો લખજો......દશતુરજી શાહેબે ભુલાવો ખાઇને જુદાઇ પડે તેવું કીધુ હશે તો એમાથી તંમારા ગરીબ લોકોનો કાંમ ગણો બેગરશે......દશતુર લોકોને માથે ફરજ છે જે તમો તે લોકોને ફરીથી તે લોકોને બરશનો આપવાનુ શજાવર છે.....તંમો દશતુર થઇને હરકત નાખો તારે બીજા વગર શમજનવાલાનો શું વાંક કાડીએ. વાશતે અંમે વેરાવીઉ છે જે અતરે કોતબારના કુલ જરતોશતી રૂવાનોનો કામ શેઠ મનચેરજી

અહુમનજીના દરેમેહરના મોબેદો કરે છે તા. કોટમો બનાજી ભીમજીના દરેમેહેર મધે ગણા લોકોનુ કામ થાએ છે તા. પારશી ખરશેદજી માણેકજી શરાફની દરેમેહેર મધે તા. પનચાતની દરેમેહેર મધે તા. કોતબાર બીજે ગણે થેકાને જરતોશતી વશતીની વાશતે વાડીઓમો ગણા શાહેબોની દરેમેહેર છે તાંના શરવે મોબેદોને એક પછે એક એકને આતશબેહેરામના મોબેદોના હાતે બરશનોમ આપવું થેરવીઉ છે......હવેથી માનેકજી શેઠના દરેમેહેરના મોબેદો જુદા રેશે તે શું શારૂ દેખાશે......તંમારી દાનાઇ પર નીગા પોચાડીને હંમારી તા. તમારી દોશતી વધારવી હોએ તો કાગલ ૧) શેઠ માણેકજી મેહેરવાન(જી) ઉપર લખી મોકલજો જે હરેક વાતે શરવેનુ શક ભાંજી નાખે તા. બીજો કાગલ ૧) તેવોનની દરેમેહેરના મોબેદો ઉપર લખી મોકલજો જે હરેક વાતનો ઇશકાએલનુ શુખન નીકરા છે તે બાબે શરવનુ શક કાડી નાખવાને વાશતે આતશબેહેરામના મોબેદને હાતે કરી બરશનોમ લેજો.....મુબાઇમો આતશબેહેરામનુ કામ થઇઉ છે તેબી નોશારીના મોબેદને હાતે થઉં છે વાશતે હવે નોશારીથી વરશ તા. હોમશલી તા. ભશેમ કઇ આવતું નથી તે શારૂ હવેથી કશી વાતે મુબાઇના આતશબેહેરામના મોબેદો શાથે તંમારે જુદાઈ રાખવી નહી.....તેવો કાગજ તાકીદે શેઠ માનેકજી ઉપર તા. તેવોની દરેમેહેરના મોબેદ ઉપર લખી મોકલજો ..... તંમારો તા. હમારો ગરોબો જીઆદા રેહે તે કરજો નઇતો પછે માનેકજીની દરેમેહેરમો જે મોબેદો હશે તેને હમે હરેક શારે માથે કારનશાર જુદા રાખીશુ તારે તંમોને નરશ લાગશે.....બીજું જાહરે હંમારે ઉપલી હકીગત કરવો પડશે તારે માનેકજી શેઠ ગણો કરશે તો તે મોબેદોને પોતાની દરેમેહેરમો રેવા દેશે નહી તારે કોઇ ખોદાના લાલ કોઇ બીજી દરેમેહેર બનાવનાર પેદા થાશે.....જે અશલ શવાશો વરશ ઉપર શેઠ માણેકજી નવરોજજીએ તંમારા લોકોને પગ મુકવાનુ ઠેકા(ણું) કરી આપીઉ તે ધણીની દરેમેહેરની એવી હલકાઇ કરીને પોતાની મમતની શારૂ તે દરેમેહેરને વારાન[1] કરવું તે વાતમા ખુદા રાજી નહી.”

---

(૧) વેરાણ.

એવું દીસે છે જે આ પત્ર નાૈસારી દસ્તુરજી અને દેશાઇજી વીગેરે ઉપર લખાયો તે આગમચ દસ્તુર દેશાઇઓનું ધ્યાંન અત્રેના મોબેદોની કોઇક વર્તણુંક, કે જેથી તેઓનાં બરશનુમ ઉપર શક પડયો હોય તે, ઉપર ખેંચાયું હતું, સબબ કે તા૦ ૩ જી જાનેવારી ૧૮૩૧ નો પત્ર—તે વખતમાં તપાલની ઢીલ ધ્યાંનમાં લેતાં—તેઓને પુગે તેટલાં તા૦ ૫ મી જાનેવારી ૧૮૩૧ ને દીને નાૈસારીના દસ્તુર રૂસ્તમજીએ અત્રેના મોબેદો ઉપર સખત ઠપકાનો કાગજ લખ્યો હતો. એ કાગજ પ્રમાણે કોઇક મોબેદોનાં બરશનુમ ઉપર શક પડવાનું એક કારણ આ દીસે છે કે તેઓ કોઇ મેલાઓ ભરાતા હોય તેવા મેલાવડામાં એવી રીતે ગયા હોય અને વર્તણુંક ચલાવી હોય કે જેથી બરશનુમને આળ લાગે. એ પત્ર તા૦ ૫ મી જાનેવારી ૧૮૩૧ રોજ ૯ માહ ૪, ૧૨૦૦ ય. જ. સંવંત ૧૮૭૭,[1] ને દીને દસ્તુર રૂસ્તમજી નોશેરવાંનજીએ અત્રે "શમશત હમકારો ભગરીઆ શ્રી નોશારીની વડી દરેમેહેરને તાબેના" ઉપર લખ્યો હતો. તેમાં અત્રેના મોબેદો માટે સાંભલેલી ફર્યાદ બાબે કેટલુંક લખી તાકીદ કીધી હતી. તેવણે લખ્યું હતું કે "મોબેદ લોકો બેએકેદીથી[2] ને બેવકુબી[3] થી ચાલે છે અને દીનઆઇના કાંમ ગની એક ખામુખા આલી[4] કરે છે ને કઇજ પાકી શાકી રાખતો નથી ને જો કઇ મેલ ઠેલા[5] દરવનદ લોકોના થાએ છે, તેમા તે લોકો થોડા ને મોબેદ લોકો ગણા એ તે શું તંમે ફજીતી કરોછો ને ૧૧૦૦ વરશના પનથકને શખુન શંભલાવાની વાતો કરો છો એ કાઇ લાએક નથી......આગલા આપરા હંમકારો હાંથી ગીઆં તેવોએ પંથકની શું આબરૂ વધારીને હાંના શાહેબો એમ કેતાં જે ભગરીઆ જેવા મોબેદ કોઇ નહી. ને આજે તંમો નાદાન છો(ક)રાવોને લઇ જઈને છેક બેહેકેદીથી ચાલવા માડીઉં તેમા આગલી ભલાઇ શરવે ડુબી ગઇ ને હાલ રોશવાઇ ને ફજેતી વગરનુ... અંમે જે તે વાતે દરગુજર કરીને તંમારી હુરમત રાખવા બેઠા છઇએ એમા શુ શારૂં શરવે શોશીએ છેએ તેવારે તમો લોકો એમ જાણો છો જે એ કઇ શમજતાં નથી ને એ શું કરવાના છે પન જોઇ વીચારીને કામ કરજો.

---

(૧) ચો. ૨, બા. ૧૭૯, પા. ૧૩૩.

(૨) ફા. "બી-અકીદેહ" એટલે "વગર એનેકાદ "થી.

(૩) "બી-વકુરી" એટલે જ્ઞાન વગર.

(૪) એટલે "આળ" અથવા એબ લાગે એવા. (૫) મેલા ઠેલા.

અ'મે વરી કરશું અમારી રીત તે વારે તં'મારી હોરમત નઈ રેશે પન હં'મો એમ જાણીએચ જે તં'મારી હોરમત તે અમારી રહી કરી જાણીએ છેએ ને તં'મારા ખાતરમા કઇ આવતું નથી. તં'મો ઉલતું ચણુ ચાલીને હમુને નરશ લગાડો છો તેથી અમે તં'મારા શારાને વાશતે લખીએ છેઇએ તે તં'મુને શજાવાર છે કે તમારી તરફના શાહેબ લોક જે છે તે તં'મામ અનજુમનના શાહેબો તેવોને તાબે રહીને ફરમાબરદારીથી ચાલીઉ જોઇએ કાએજે બગરીઆ લોકો આજે શોનાના થઇને ફરે છે તે દોલત મુબોઇના શાહેબ લોકો રાજી તા. આપરૂ તા. ગુજર તા. રૂડા ભલા તં'મારા થાએ છે તે મુબોઇના શાહેબોની દોલત......એ શાહેબો તમારૂ ગણો શોશે છે જે બરદાશ કરે છે ને તમારી એબો હાંકે છે. તમુને પાછા ગરમો તેડે છે તેનુ શબબ એ જાનજો કે એ નેક બખતો મોટા શાહેબોએ નોશારીના પથકને માનીને આબરૂ આપીઉ ને આબરૂ આપાવા વાશતે એતલુ શોશે છે બાકી એ દોલતવ'ન લોકોને તં'મારી શું તાંભાં પડી છે. બાકી એક ગડીમા જેર કડી નાખે એક શખુનથી ઇઆં પાંચ રૂપીઆ ખરચ કરવા ગટે તો તે કરીને બી શજા કરે પન એ શાહેબો મુલાજાને અ'દેશો બજરેગોના કાનુલ[1] ઉપર નીગા રાખીને ચાલેછે તેથી તમુને શજાવર છે જે એ શાહેબોના હોકમ તાબે રહીને ચાલવુ' તેમા તં'મારી રોજી આબરૂની વરઇ છે ને હ'મો ખુશીથી હાં બેથા છૈંઇએ ને કદી તં'મારો એક દોકડો વરશે દાડે કે જનેમ[2] હમે દેખતાં નથી પન ખાલી તં'મારે લીધે હ'મેને તલબલ[3] ને શરમનહી[4] છે. ઉલતી મને નબલી ચાલે ચાલો ને હં'મુને તે વાતનુ થબકો છે શાહેબ લોકોનો તેથી આપરી રોજી તો એ શાહેબોની દરવાજે આવી લાગી ને ફદીઉ ફદીઉ ભીખ માગવીને ગુજરાન કરવુ' તેમા મીજાજ ને ટેકહાઇ અને શરકશી શાન જોઇએ આપણે ગમે તેવા પન ભીખશુ કેવાઇએ તેથી કંઈ તં'મો અમારા લખાનુ ગુશો કરશો નહી અ'મે તં'મારા બાબમાં ગણો બેહેતર અને નેક ચાહીને લખુ છે. હવે તં'મો એવી ભુલથી ચાલશો તો એકુ દાડે તમારૂં વતન[5] ખોઇ બેશશો ......બજરગોની જગોને શારૂં લાગે તે કરજો." [6]

---

(૧) કાનુન. (૨) જનમે. (૩) તળવળ, restlessness.
(૪) શરમીંદગી. (૫) એટલે વતનના પ'થકનો હક. (૬) એ કાગજ ઉપર રૂસતમજી દસતુર નશરવાંનજી અને આ. ખરશેદજી ફરામજીએ શહીઓ કરી છે.

આ પત્ર ઉપરથી દીસે છે કે અત્રેના નૌસારીવાલા મોબેદો બાબે ત્યાંના દસ્તુરજી ઉપર અતરે શ્રી પંચાએતવાલા સાહેબો કાંઈ લખે, તે આગમચ કાંઇ કડવી ફર્યાદ ગઇ હશે, કે જે ફર્યાદને લીધે તેઓનાં બરશનુમ ઉપર શકપડયો હોય.[1] એવું દીસે છે કે નજદીક એક મહીનો આગમચ નૌસારીમાં એ બાબતની ખબર પડી હશે. તે નીચલી બાબત ઉપરથી પણ માલમ પડે છે. (તા૦ ૯ મી ડીસેમબર ૧૮૩૦) સંવંત ૧૮૮૭ નાં પોશ વીદ ૧૧ વાર રવેઉને[2] દીને માણેકજી મેરવાંનજી શેઠની ઉપર નોસારીથી આ. જમશેદજી મનચેરજીએ[3] પત્ર લખ્યો હતો. તેમાં લખ્યું હતું કે "તંમારા બજરોગોથી હંમારા નોશારીના પથકને આબરૂ શાથે પરવરશી થતી આવે છે." વધુ લખ્યું હતું કે નાદાનોને શીખામણ દે. "શેઠજી ગોર જુજમાનો[4] તેમાં જુજમાનને શક પડે ખરો અગર ખોટો તોપન આપના લોકોને જાંનવર છે કે શક ભાંજી એ શાહેબોને રાજી રાખીએ તો તેથી ખુશી થઇ એક કામ વધીઉ શાકૂ[5] ને તેવી પાકીથી કામ કરે તેથી ખુદાબી રાજી તેથી શેવક હાથ જોડીને લખુ

---

૧ આ બાબતનાં સંબંધમાં આ યાદ રાખવાનું છે કે, મોબેદી રેવાજ પ્રમાણે, એક બે મોબેદોના બરશનુમને, તેની તકશીરથી યા તેના વાંક વગર અંજાણપણે, અડચણ થાય હોય, અને તે મોબેદોએ કોઇ બીજા બે ચાર મોબેદો સાથે કીયા કામ કર્યું હોય તો તે બીજા મોબેદોના બરશનુમને પણ આલ લાગે છે. વળી તે બીજાઓએ કોઇ ત્રીજાઓ સાથે કીયા કામ કર્યું હોય તો તે ત્રીજાઓના બરશનુમને પણ આલ લાગે. એમ શરૂઆતના એક બેના બરશનુમને લાગેલાં આલથી ઘણાંકોના બરશનુમને આલ લાગે.

( ૨ ) ચો. ૨, બા. ૧૭૭, પા. ૧૩૪. ( ૩ ) આ જમશેદજી મનચેરજી તે દેશાઇ મનચેરજી ખુરશેદજીના નાંધલા દીકરા, જેવણ આ બનાવ પછી તા. ૧ લી નવેમબર ૧૮૪૧ ને દીને હક થયા હતા. એવણે વડોડરાની ગાડીની કોઇ સેવા બજાવાથી તે વખતના મહારાજા સ્યાજીરાવના માતા ગાયાબાઇએ એવણને રૂ. ૨૮૦૦ ) નું વરસાંણુ કરી આપ્યું હતું ( પા. પ્ર. I. ૩૮૦).

( ૪ ) મોબેદ ( અને ) બેહેદીન. "ગોર " એટલે કીયા કરનાર બ્રાહમન, priest, અને યજમાન (જુજમાન) એટલે કીયા કરાવનાર sacrificer.

( ૫ ) " શાકૂ " ને બદલે.

છું તે માન કરીને જેટલા મોબેદો નાહાનીથી ગેરમારગે ચાલે છે તેને નશીએત કરીને પાકીને રશતે ચલાવો ને જે કોઇ નહી માને તેને દરેમેહેરથી દુ કરવો ને હાલ જેટલા ઉપર શક હોય તેને ફરી બરશનુમ અપાવી મજીદનુ[1] કાંમ નથી. એ થઆથી ગણી ખુબી વધશે. એક તો શરવ શાહેબોના દીલ રાજી રેશે ને બીજુ દીનનુ કામ બોર શવાબ વધશે ને તુ[2] પાક પાદશાહા બઆતશબેહેરામ શાહેબ ખેદમત પાકીથી થશે તેની બરકત શરવને ફેજ પોચશે ને એ થઆથી એરમને જે રખના નાખેઆ છે તે મીટીને શફાઇ થાશે. શેઠજી તમો દા(ના)વ છો પનચાતના શાહેબો શાથે મલીને એક દીલથીજ ચાલવુ તેમા બજરેગી વધતી છે......પનચાતના શાહેબો શાથે તંમુને જુદાઇ પરે ને તંમારા ગરીબ ટોલાની રોજીમો કમી પરે એમેફ્રાઇ[3] જાદા તે શુલખીએ મેહેરબાની કરી એરેમનને ઉંધો નાખી તંમારી તા. અમારી તા. ગરીબ પનથકની આબરૂ વધે ને પનચાતનાં શાહેબો ખુશી થાએ તે કરીને શેવકને લખજો."

X

## પરચુટણ બાબદો.

૧. પારસી પસતાકયાઓ અને સરકારી મારકીત.

આ અરસાનાં દફતરમાં વગર તારીખની એક નોંધ[4] પારસી પસતાકીઆઓની મારકીત સાથના સંબંધની આપી છે. તેમાં લખે છે કે "શા. ૧૮૨૯ ના વરશમો મનવારા ૨૨) તે મધે આરમશેલ ઇઉજ આવો તે વારે આરમશેલ ઇઉજે રેપોટ કીધો જીંદરાલ હારેમ્બી શાહેબને જે વેલાતમો તા. બંગાલામો તા. મજરાજ[5] મો મારકીત છે ને શ્રી મુમ્બઇમો મારકીત નથી ને હંમુને પુરી જનશો મલતો નથી તે વાશને હીઆ મારકીત બાંધે તારે જીંન્દરાલ શાહેબે હીઆ વાડીઆ બહમનજી શાહેબને હોકમ કીધો જે મારકીત

---

(૧) "અપાવામાં જીદ યા બોહોસ" એમ દીસે છે. (૨) "તે" ને બદલે ભુલ દીસે છે.

(૩) "એમાં ફ્રાઇ" "ફ્રાઇ". શબ્દ આગલ ગયલા "બજરેગો"થી ઉલટું દેખાડતો લાગે છે. કદાચીત તે ફારસી "ફ્રૂ" "નીચે" પરથી "નીચે પડવા" અથવા "પડતી" ને માટે વપરાયો હોય.

(૪) ચો. ૧૩, બા. ૧૮૩, પા. ૧૪૮. (૫) **Madras.**

બાંધા પછે શા. ૧૮૩૦ ના શાલમો પશતાગીઆવોને બોલાવેઆ તારે તેના દુકાન ૨) હીરમીત[1] આગલ તા. દુકાન ૧) તુરંગ આગલ તા. દુકાન ૩) ફરામજી શેઠની ગાડી[2] આગલ દુકાન બેએ કોતબારથી શરવને બોલાવીને હારબી શાહેબે તા. વાડીઆજી બહમનજીએ આદર[3] કીધો જે તંમુને એ મારકીત શરકારે બાંધી છે તેમો તંમો આવીને દુકાન માડો." એ હકીકતમાં આગલ ચાલતાં લખે છે કે ત્યાર પછી "શા. ૧૮૫૯[4] માહા શુદ ૧૧ રોજ ગુવાહ દીને આગ લાગી." ત્યારે પારસી દુકાનદારો ત્યાં ભોંય ઉપર દુકાન માંડી બેઠા; તારે મી. હોલેન્ડે, (તે વખતના પોલીશ કમીશનરે) એઓને ધમકાવી ઉઠી જવા કહયું. તેઓએ કહયું જે "હંમો બીજી જગો ઉપર બેશનાર નઈ. હંમુને કંપનીએ બાંધી આપી છે ને હંમુને જુલમથી બેશારેઆ છે." ત્યાર પછી ગવરનર હોર્નબીએ તેઓની "ગરીબાઇ જોઇને પાછી મારકીત બાંધી આપી છે ને પાછા તાં બેશારા છે."

હવે આ અરસામાં એઓને પાછા હેરાન કરવામાં આવતા હોવાથી એઓ અરજ કરી કે "હંમારી ગરીબ ઉપર મેહેરબાની કરીને એ વાતનું નીકાલ કરી આપો."

---

(૧) ઉપર જે પેહલી લીટી આપી છે તેનાં શબ્દો બરાબર નથી. હું ધારૂં છું કે મનવારા શબ્દ છે તે "મનવાર" Men of War છે એટલે કે "લશકરી બારકસ." પછી "આરમશેલ" બોલ જે થોડાક શબ્દો બાદ "આરમરોલ" છે તે આડમીરલ (Admiral) ઉપરથી અપભ્રંસ થયો છે. "હયુજ" શબ્દ છે તે Hughes શબ્દ છે. એવું દીસે છે કે Sir Eward Hughes નામનો Admiral, પોતાનાં Squadron, જેનાં એક વહાન ઉપર Lord Nelson પણ અત્રે આવેલો ધારવામાં આવે છે, તે સંવંત ૧૮૨૯ (ઇ. ૧૭૭૩-૭૪) માં, અત્રે આવ્યો હતો. જીંદરાલ હારેમ્બી તે ગવરનર હોર્નબી Hornby છે. ઉપર જણાવવા પ્રમાણે એ ઘણી ફર્યાદ કરે છે કે "હંમુને પુરી જનશો મલતો નથી," તે તેનાં દરીઆઇ કાફલાને પુરતી જનશ નહી મલવાની બાબદ દીસે છે. "દુકાન ૨) હીરમીત આગલ". તે હીરમીત તે કઇ જગ્યા તે સમજ પડતી નથી (જુઓ Bombay & Western India by Douglas, Vol. I., p. 389, Vol. II, p. 251).

(૨) ગાડી શબ્દ ઉપર કોઇએ પાછળથી સુધારો કરી "વાડી" કર્યું છે, તે બરાબર છે. આ ફરામજી શેઠ તે કદાચ ફરામજી સોહરાબજી શેઠ હોય (મ. તા. ૪ ઓગસ્ટ ૧૮૨૦ પા. પ્ર. I. પા. ૧૫૦).

(૩) Order હુકમ. (૪) સને ૧૮૦૩.

હાલ આપણે જાણ્યે છીએ કે યુરોપમાં અને ખાસ કરી ઇંગલંડમાં જઇફી-માં ગરીબોને મદદ કરવાનું ( Old Age Pension ) ની બાબદ ચરવાઇ છે અને ચરવાય છે. એવું દીસે છે કે એવો ખ્યાલ આ અરસામાં પારસી પંચાએતના સાહેબોને આવ્યો હોય. તા. ૬ થી જાનેવારી ૧૮૩૦ ને દીને જમશેદજી જીજીભાઇએ અનજુમનના અકાબરો જોગું એક સરકયુલર[1] કર્યું કે માણેકજી સોરાબજી શાશેલ

૨. ગરીબ પારસી કામદારો માટે એક પ્રકારનું વીમા ફંડ ( Insurance Fund ) બરપા કરવાનો ખ્યાલ.

ઘણો લાચાર અને લકવાથી બીમાર છે તેને દર માસ ૮) નો લવાજમ આપવો. તે સરકયુલર પર શેરો કરતાં શેઠ ફરાંમજી કાવસજી લખે છે કે "આપરે આગલ વાત શરવે શાહેબોએ કીધી હતી જે શરવે ચાકરો તા. પશતાકીઆઓ તા. શુઠારો પંચાતનાં ફંનમો દર મહીને રૂ. ૦| આપે ને તે આશામી જારે ઉમરે ગડુ[2] થાએ ને ચાકરી નહી થાએ તા. એ પરમાણે કજા અઠવા કાંઇ દુખી થાએ તારે પંચાતમાંથી દર માશ ૧) રૂ. ૬) નો મહીનો આપવો. તે શરવે શુઠારો તા. બીજાવો શંમજેઆ હતા પંન તંમો શાહેબોએ મેહેનત લેવી મેલી દીધી તેથી એ કાંમ પડેઉં ને એ પરમાંણે નાંચાર માંનશ આશરે એક શો ઉપર હોશે તે પરમાંણે આપશો તો શરવે બીજાવોને પંન આપવું જોઇએ તેથી તે કાંમની નેગા કરીને મેહેનત લેવો જે નાંચાર કુલેનુ ગુજરાંન થાએ." એ સરકયુલર પર ખરશેદજી માણેકજી શેરો કરે છે જે "ભાઇ ફરાંમજી કાવશજીએ લખું છે જે હવેથી કોઇ બીજાને અપાશે નહી શવાએ શરવે શુઠારો તા. પશતાકીઆ તા. ચાકરોનું ફંન કીધા વગર તે કંઇ દરૂશ નથી તે ફંન તો જેવારે શરવ પોત પોતાની જાતે મેહેનત લઇને તે ફંન ઉભુ કરશે તારે થાશે પંન તે થાતાં તો ગંના દાહાડા થાશે તાંહાં શુધી વરી કોઇ લાચાર બીચાર ને દરમાઓ આપો પડશે."

ઉપલી હકીકત ઉપરથી માલમ પડે છે કે ગરીબો પાસે તે લોકોની કામ કરવાની જવાન તંદરોસ્ત હાલતમાં કાંઇ લઇ બુધાપામાં તેઓની નાતવાન હાલતમાં કાંઇ સંગીન મદદ દર માસે આપવાનો વીચાર રાખ્યો હતો. પણ તે માટેની કોઈ ચોક્કસ યોજના ઘડાઇ નહી. રોજ ૧ માહ ૧૧, ૧૨૦૨

---

(૧) ચો. ૬, બા. ૧૬, પા. ૧૦. (૨) ઘરડું.

ય. ઝ.[1] (તા૦ ૨૮ જુલાઈ ૧૮૩૩) ને દીને એક ગરીબ આંધલા પારસીએ પરવરશી માટે અરજી કરવા ઉપરથી એ બાબદ પાછી ચરચાઇ હતી. તેની અરજી ઉપર શેઠ ફરાંમજી કાવસજીએ તા. ૧૮મી અકટોબર ૧૮૩૩ ને દીને મીનીટ કીધી હતી કે "કઇબી તંમો શાહેબો મેનત લઇને કુલ ચાકરીઆ તા. કુલ પારશીની ખોમ પાશેથી માશ ૧) એ રૂા. ૦ાા થી રૂા. ૦ા લેવાનું કરો તો ફન થાએ તારે ગનો ફન થાશે ને ગરીબ લોકોની બરદાશ થાશે ને કેમ[2] અપાવશો તો વરશ દાડે ૨૦) તા. ૨૫) વધશે પછી એકદમ ફન વાજનુ[3] તા૦ મુદલ થાઈ રેશે તારે બંધુ બંધ થાઇ રેશે."

પંચાએતના સાહેબો પારસી દારૂવાલાઓને કોઇ વખત તેઓનાં લાઇસન્સ (license) ની બાબદમાં મદદ કરતા હતા, તેનો એક દાખલો તા. ૧૩ મી જુલાઇ ૧૮૩૧[4] ને દીને પારસી હોરમજી નવરોજી ભરૂચા વાડીઆજી નવરોજી જમશેદજી તથા સમસ્ત અનજુમનને એક દસ્તાવેજ લખી આપે છે તે ઉપરથી મલે છે. દંકન રોડ ઉપર એ ધણીના બાવાનું પીઠું હતું, તેનું લાઇસન્સ પંચાએતના સાહેબોએ એ ધણીનાં નામ ઉપર કરાવી આપ્યું ને તેનાં બદલામાં એ ધણી અનજુમનને લખી આપે છે કે પોતાની માએ બાઇજીને પોતાનાં ઘરમાં સાથે રાખીને તેણીની હેયાતી સુધીનું તથા મુવા પછીનો ખરચ માનો ખેંચશે. જો તેમ તે નહી કરે તો પંચાએતના સાહેબો તેનું લાઇસન્સ કહડાવી નાખે.

**૩. પારસી પંચાએત અને પારસી દારૂવાલાઓનાં લાઇસન્સ.**

ફરાંમજી કાવસજી તા. ૨૭ ઓગસત ૧૮૩૩ ને દીને બીજા સાહેબો જોગો પત્ર[5] લખીને એક સ્કુલ કાઢવાની ભલામણ કરે છે. એવણ લખે છે કે "કોમમો એક ઇશકુલ મેતાજી ખબરદાર જે હમના હીંદુકશન શોશાઈતીમો[6] છે તેને બેશારીએ ને ગામમો તમારા ત્થા બીજા શાહેબોના બચાંવોને તમો બારકોત મોકલતા નથી ને તે બચાંવોને

**૪. પારસીઓ માટે એક અંગ્રેજી ગુજરાતી સ્કુલ ઉંગાડવાની બાબદ.**

---

(૧) ચો. ૧૩, બા. ૪૫, પા. ૪૩. (૨) કંમ યાને ઓછું.

(૩) વાંઝણું, barren, ખાલી. (૪) ચો. ૨, બા. ૨૬૬, પા. ૧૬૬.

(૫) ચો. ૧૦, બા. ૨૮, પા. ૨૯. (૬) Education society.

તમો આગલના મેતાજી પાશે શીખવા બેશારો છો વાશતે કાંઈજ કામના નથી ને તે છોકરાવોની ઉમર ખરાબ કરેચ ને વરી તે છોકરા તમે બીજા મેતાજી પાશે મુકોચ ને તેને પછી શોશાઇતીની અંગરેજી ઇશકુલમો મુકવાને ચાશો તો અંગરેજી ઇશકુલમાં તે છોકરાંને લેશે નહીં એ શીવાએ શોશાઇતીની ઇશકુલ ગુજરાતી તથા મરેઠીની ઇશકુલમા શીખીઆ વગર લેશે નહીં વાશતે તમોને એકનવેન [1] કરીએચ જે તમો બચાંવોને શારી દાનેતાઇથી [2] શીખાવાના હોવો તો આપરી શોશાઇતીની એક પાકો મોતો મેતાજી છે તેને રૂ. ૩૦) પગાર છે તે મેતાજી તમોને કોતમો નીશાલ ગુજરાતીની જે કોઇ ઇનદુકેશનની રૂલ પરમાણે ભનાવશે તેમા કુલ અંગરેજી હીશાબ ગુજરાતીમા તરાંનશલેત થાએ છે તે ફરીથી શીખવશે તેથી જે આપરી પનચાતના નશાખાના આગલ જે આગલ મેતાજી બેથો હતો તે જગો ધરમના તમોએ પનચાતમાથી બાંધી તે જગોએ મેતાજીને બેશવાને આપો ને તે છોકરાવોની તપાશ કરવાને શકેતાર [3] આવશે ને તપાશ કરશે ને છોકરા ગણાજ કાબેલ થાશે."

શેઠ નવરોજી વાડીઆ મીનીટ કરી "તે બાબે એક વાર શરવે શાહેબોએ બેશી વીચાર કરવો જરૂર છે" એમ જણાવે છે. શેઠ જમશેદજી જીજીભાઇ લખે છે કે "શેઠ ફરામજીએ જે કાંઇ ઉપર બીના લખી છે તે ગણીજ ફાએદાની ચીજ છે ને તે મેતાજી જે નેઇત [4] ઇશકોલમો શીખવે છે તેના ઇલમથી આપરા શરવે શાહેબો અનજાણા છે તેવા શબબથી એવા અભારત [5] ઇલમ પોતાના ફરજંદોને શીખવાની ખાએશ રાખતા નથી. છોકરો બાપ તથા કાકાના નામ લખવા શીખેઓ એતલે ઇશકોલમો મુકે તાં અંગરેજી નામ વાચવા શીખીઓ એતલે પાર પડેઓ. હવે એવો આજ ભાઇ શાહેબ આજ રોજે ફરામજીએ શીખવાની શોફારશ કીધી છે તે મોતી માહાભારત છે છોકરાવોને કાબેલ થવાની છે જે તમોથી [6] ગણુજ ગનેઆન તથા હીશાબ કીતાબની તથા કેતલીએક શમજણની વાતો એ છોકરાવો જે કાંઇ તે મેતાજીને હાથે શીખે છે

---

(૧) અકવેન્ઠ acquaint વાકેફ. (૨) દાનેશીથી અથવા કદાચ દયાનત.
(૩) સેક્રેતરી, અથવા કદાચ ઇન્સ્પેકટર.
(૪) કદાચ નેટીવ Native.
(૫) કદાચ મહાભારત, એટલે મોટું. (૬) તેમાંથી,

તે મપેનો રૂ. ૧ ) નો રૂ. ૦ા આપરે જાનતા નથી. હવે હમારે એતલુ લખવાનું કારણુ છે જે એ મેતાજી હમારે તાં આવીને શીખવે છે ને........[1] જાતની વાંચે તેજ રીતે હશાબ ને તેજ રીતે ગનેઆનની ચોપરી વાંચે તારે છોકરો એ શરવે વાંચતા શીખીઓ એતલે તેને અંગરેજી વીદીઆ વાંચવાને તથા લખવાને ગણી શેલ[2] પડે છે તે શરવે આપરા શાહેબોને શુજે કારે[3] જે અજુ વદા[4] શીખવાનો રોશન શીતારો થઓ નથી તાં શુધી કોઈના ધીઆનમો વાત આવતી નથી. વાડીઆજી ઉપર લખે છે જે શરવે શાહેબો બેશી વીચાર કરવો જરૂર છે. અવે એમો શું વીચાર ધારવો છે ને તે કીએ વરશ બેશીને ધારશે. "

ખરશેદજી માણેકજી ઉપર પ્રમાણે સ્કુલ કાઢવાની જરૂર કબુલ રાખી વધુ લખે છે કે "પણ ભાઇ ફ્રામજી નશાખા(ના)ની આગલ પનચાતની જગો કરવા માગે છે તે થેકાણે કોઈ ગણા છોકરાં બેશી શખશે નહી ને મેતાને ઉપર વતા[5] ઇશકોલમોથી રૂ. ૩૦) નો લેખે ને બીજો આપરો જુનો મેતો છે તેને આશીશતનનો પગાર રૂ. ૨૦) અપાવીશું તો તેના આતમો હાલ ગણા છોકરા ધરમખાતે શીખે છે તે શરવ એકથા થાશે તો તે આપરો મેતોબી પોતાની જુની ચાલ મેલી દેશે પણ જગો બીજી હરેક જોઇશું તે કારણુશર પનચાતની વાડી થીક પડશે."

**૫. પંચાએતનો મુશારો લેનારાઓ માટે ધર્મશાળાની ગોઠવણ**

તા. ૨૨ મી જાનેવારી ૧૮૩૫[6] ને દીને જમશેદજી જીજીભાઇ "શરવે શાહેબોની ખીજમતમો અરજ છે" એવા શરૂઆતના શબ્દોથી એક યાદી બહાર પાડે છે જે યાદી કેટલેક સબબે ઘણી અગતની યાદી દીશે છે. પહેલું તો એ કે એ યાદી ઉપરથી આપણે જોઇએ છીએ કે ગરીબ પગારદારો માટે હાલમાં જે ફ્રીઆદ છે તે કેટલીક હદે આજથી ૧૦૦) વરસ પર પણ ચાલુ હતી. બીજું આ કે આ યાદી ઉપરથી માલમ પડે છે

---

(૧) અહીં શબ્દ બરાબર ઉકલતો નથી.
(૨) શબ્દ બરાબર ઉકલતો નથી, 'શરેલ' ને મળતો દીસે છે.
(૩) ક્યારે શુજે. (૪) કદાચ 'વીદીઆ' ને બદલે હોય.
(૫) વધતા. (૬) ચો. ૧૧, આ. ૯૫ (ખ), પા. ૨૮, બીજો ભાગ.

કે ૧૮૩૪ નાં સાલથી લાયક નાચારોને ધર્મશાલા જેવાં એક મકાનમાં રાખીને ખવાડવા પીવાડવાની ગોથવણ કરવાની શરૂઆત થાઇ હતી. આગલા બાબમાં આપણે જોયું છે કે ગરીબો માટે તે વખતે પણ કોઇ એવી એકાદ જગ્યા હતી, પણ એવું દીસે છે કે તે જગ્યાએ તેવો જઇ રહેતાં પણ ખાધા પીધાની કાંઇ ગોથવણ ન હતી. જમશેદજી જીજીભાઇનો આ યાદી પત્ર ઘણો અગતનો દીસે છે તે સબબે તે આખો અતરે આપું છું :—

"શરવે શાહેબોની ખીજમતમો અરજ છે જે હંમને કુલ દેશાવરનાં ગરીબ લોકો જેનું ગુજરાન પોતાનાં વતંનમો થાતું નથી તે લોકોએ મુંમબઇની વાત શાંભલી જે હાંધરા લુલાને મુશારો માશ ૧ ) નાં રૂ. ૬ ) લખે આપે છે ને વલી તે ધંણી બાહારથી માશ ૧ ) રૂ. ૨ ) તા. ૩ ) પેદા કરેચ તે જુદા તે વતરોગ જાંહાં કઇ ખાવાનું થાએ છે તાંહાં જાઇને ઉભા રેહે છે તેને ઘેર ધંણી જંમાડેઆ વગર મોકલતો નથી હેવી કેતલીએક વાતો શાંભલેઆથી દેશાવરનાં ગરીબ લોકોને શી મુમબઇની તરફ આવેઆની ગંનીજ હોશ થાએ છે તેથી ધારા મેલે જુજ વખતમો ગંણું લોકો ભરાઇ જશે તારે શરવેને મુશારો નહી બાંધી આપશો તો આપડી આલંમ છે તે વગર શંમજથી બદલામ કરશે ને જો શરવેને આપશો તો હાત પગ ભાંજી શરવે હાત ઓરવા ઉપર કંમર બાંધશે. કદી આપડે તેનાંની મરજી મુજબ નહી કરશું તો રશતે રશતે ફરશે ને વલી વખત ઉપર પરજાત પારો હાથ ઓડશે તેમો કશો શક નથી તે શરવે તંમારે લાંબે હંનડેશે ધારવું ને એ શરવ વીચાર હંમનેથી કરવો શજાવાર છે કાંએજે એ કીધા વગર એ લોકોનું ગુજરાંન થાએ શારી રીતે રેહે ને રશતે રશતે લાકડી ધરીને તથા છોકરાવોનાં ખાંધ ઉપર હાથ મુકીને ચાલે છે તે બંધ થાએ ને વલી આગલ જતાં એ નાંચાર લોકોનાં હકમો બે તરંન ગુંન થાશે તેમો કશો શક નથી હેનો બંદોબશત કરવાની વીગત છે.

"૧. એ હાંધલા પાંગલા પંચાતનાં લીશમો છે તે મંધે છડા તથા ગેરબારીતા કેતલા છે તે ચુતી કાડવા તા. બાહારથી હંમને જે લોકો વાતો શાંભલીને આવા છે તેનેભી ધારવા[1] જે નાંચાર તથા જેથી કશી મેહનત નહી થાએ તેટલાનાંજ નાંમ ઉતારી કાડવાં તા. એ વતરોગ બીજા હંમણે હાલ

---

(૧) એટલે "ધારણા" યા ગણત્રીમાં લેવા.

મુમબઇ મ'ધે છે કે તેથી કશું બ'નતુ નથી ને પ'ચાતથી મુશારો મલતો નથી તેથી ઉતારી કાઢવા ને એ શરવેને એક જગો મલવીને ધારી વાલવા તેનાંનાં નાંમ નવેશ શુધાં ને જે કોઈ ગેરબારીતા બચરવાલ હોએ તેનું કંઇબી તેનાંની ઓરત તથા છોકરાં તથા શગાંવોથી ગુજરાંન થાતુ હોએ તેનાંનો મુશારો હવેથી આપવો નહી ને કદી આપવો થરે તો જેમ કાંઇ શાહેબોની નજરમો આવે તેવો જુજ આપવો ને બાકી જે કાંઇ રેહે તેનાંને કેવું જે હ'મો ત'મોને રેહ-વાનું તથા ખાધાનું તથા કપડાંનું તથા શુવાનુ કરી આપીએ છેઇએ તે ત'મારે તાંહાં રેવું ને તાંહાં બેશીને ખોદાની બ'દગી કરવી એ પરમાંણે જે કબુલ કરે તેનાંણે તાંહાં રાખવાં ને તેની પરવરશી ઉપરનાં લખા મુજબ કરવી. કદી કોઇ હરાંમખોર હોએ ને તેને નહી ગ'મેઉ તો તેનો મુશારો આપવો બ'ધ કરવો ને તેને કોઇ કંઇ આપે નહી અથવા હાક'મની મદદથી જોર કરીને મોકલવા તારે ગ'ણી વાતનું શુખ એ લોકોને થાશે ને વલી આપ'ણે ભારી ફાએદો છે તે શરવે પાછલથી નજર આવશે.

" ૨. જે લોકો આપડે જગો આપીએ તાંહા રેહેવાને કબુલ થાએ તેને વાશતે જગા આપડા દોખમાંનાં દુગર આગલ તઇઆર છે. વાડીઆજી હોરમજજીવાલી તે મ'ધે શરવે ક'નવીનીએનત[1] રેહેવાની તથા શુવાની તથા દુગરે બેશીને ભ'નવાની તથા એ લોકોને ગાંમ મધે આવાનેબી જરા દુર પડેઆથી ઘેરઘેર તથા રશતે ફરવાનું બ'ધ થાશે ને એ વતરોગ કદી બીજી જગો બીજા શાહેબોની નજરમો આવે તો શુખેથી આપે. એ લોકોને શુવાને બેડ[2] તથા પેહરવાને કપડાં વરશ ૧ ) નાં જોર ૬ ) કરી આપવાં આંજે ખોદાનું ફજલ છે તે શશતામો બ'ની આવશે તે કરતાં પ'ચાતથી એ ખરચ કરવો નહી. બ'ને તો બાહાર ઉંગરાંનુ કરીને કરાવી આપશું. એ લોકો પોતાની હજામત તથા ધોબીનું ધોવાંમ'ન કદી ગીરોથી નહી કરી શખે તો તેનોબી ધારો બાંધી આપવો. જે માશ ૧ ) રૂ. ાા લખે પ'ચાતથી તેને મલે તમો[3] તે શરવે કરે ને બહારથી મલે તે પોતે એકઠું કરે અથવા શુખેથી પોતે ખરચે તથા ખાએ તે વાતનાં મુખતાર છે.

" ૩. તીજું એ લોકોને ખોરાકીને શારૂ શવારનાં કલાક ૧૦ ) તા. ૧૧ ) વાગતે દાલ તા. ચાવલ જેટલા ખાઇ શખે તેટલા ખવડાવા તેનાંને શારૂ થાલી

---

( ૧ ) Convenient સગવડ ભરી. ( ૨ ) Bed, બીછાણું. ( ૩ ) તેમાં.

૧ ) માંનશ દીઠ અપાવી તે ધાઇને[1] શાફ કરીને માંનશ જે પકાવાને રાખશુ તેને હવાલે કરે. તે એક પેતી મંધે મુકીને ટાલું દઇ રાખે ને જારે કાંમ પડે તારે કાડી આપે. હવે રાતનાં રાતી[2] ૨ ) માંનશ ૧) દીઠ ને એક વાંનીની તરકારી તે મંધે કોઇ દાડે માછલી તાજી તથા શુકી તા. કોઇ દાડે વગારેલી દાલ અંને રોજે ભાજી ને હોરમજ રોજે તથા બેહરાંમ રોજે રાતનાં એક વાંનીનું ગોશત હરેક તરકારીમો પકાવીને ખવાડે. હવે બબરચી એક શારો એ પકાવાની તરદુત[3] ને ભલું માંનશ આપવો તેની શાથે એ લોકમોથી માશ ૧ ) નાં વાર બાંધી આપવા જે જણુ ૪ ) તા. ૫ એ બબરચીને કાંમ કરવા ઉપર શાંમેલ રેહે ને વલી માશ ૧ ) પુરો થઓ તારે બીજા એજ રીતે કાંમ કરવા લાગે હવે એ કાંમ ઉપર ઉપરી શારાં માંનશ આપડાંમોથી જંણુ ૨ ) માશ ૧ ) શુધી તેનાંની ખબરદારી દર અઠવાડીઆંમો વખત ૨ ) તાંહાં જઇને શરવે વાતની તજવીજ રાખે તે વરશ ૧ ) મંધે માશ ૧ ) તેનો વારો આવશે તે મધે દીન ૮ ) તાંહાં તજવીજને જવું તે કંઇ ભારી પડશે નહી ને ધરંમનું કાંમ છે તે ગંનાં જનાં ખુશીથી કબુલ કરશે. એ લોકો ઉપર તાકીદ રાખવી ને શરવે કશતી પાએજા બનાંવીને હરવખત શરવે જંણાં એકથા થાઇને બંને ને જે કાંઇ આવડતું હોએ તેવી ખોદાની બંદગી કરે એ ખબર આપડી કોમમો માલમ પડેઆથી શરવે લોકને મોટો હરખ ધરંમ કરવા ઉપર થાશે ને એજ લોકોને ખવાડવાનો શુધાં તથા કપડાં તથા મલીદો વીગરે ગંની તરાંથી શારી ચીજો હેનાંને વાશતે મોકલશે ને એ લોકોનાં હકમો ગંનું બેહતર થાશે

"૪. ચોથું એ હમનાં ગનું લબાંન નજર આવે છે પંન આપણાં પંચાતન શાહેબોની નજરમો એમ થરશે જે ખરચ ગંનો વધારે થાશે પંન હંમોને ઉમદ છે જે ગંનોજ કોટા થાશે ને કુલ લોક દેશાવરથી બારનાં લોકો જે રૂ ૬ ) નો મુશારો તથા બીજા માશ ૧ ) રૂ. ૨ ) ૩ ) ની પેદાએશ શાંભલીને આવે છે તે બંધ થાશે ને વલી ટોલું નું ટોલું રશતે શેરીએ ફરે છે તા લોકોનાં ઉઠીઆંણામો એકથા થાએ છે તેનાંની શાથે ખંનધા લોકોબી લાશ થાએ છે તે થાશે નહી ને જેને ધરંમ કરવો છે તે ધંણી જાંનશે જે હાંધરા તા

(૧) ધોઇને. (૨) રોટી, રોટલી.
(૩) ફા. તરદુદ એટલે "કોશીશ, કાળજી, મેહેનત"વાળા.

નાંચાર લોકો તો દોખમાં આગલ રેહે છે તાંહાં જે કંઇ મોકલવું હશે તે મોકલશે એટલે જે કોઇ ખંનદા[1] લોકો હાથ ઓડે છે તે બંધ થાશે ને બીજે મારગે લાગશે તથા બીજા હુંધારૂઓનાં છોકરાવો જેવા ઉધરે છે તેવાજ હવાં નરશ કામ ઉપર ઉમેદ રાખે છે તે જેવારે તેનાંને કંઇ મલશે નહી તારે બીજો રશતો પકડશે તથા શીખશે. ઇલંમ હાંશેલ કરીને પોતાનું ખુદ બીજે રશતે પેદા કરશે ને શરવે વાતની અપટાઇ[2] ટલી જાશે તેમો કશો શક નથી. બીજુ જે કાંઇ ગરીબ પોતાનાં રૂવાંનની શાથે જુજબી ખુરદો લેઇને જાએ છે ને તેની મરજી મુજબ ગરીબ નાંચાર લોકોને કંઇ અપાઇ શખાતુ નથી જે કોઇ જોરાવર થાએ છે તે વખત એએ લીએ છે ને જેને આપવાનું છે તેને એક વખત પોહુચતુ નથી વલી કુલ હુંધેઆરૂ જોશો તો ઠગાઇને લીધે ઉજલા વાજલા[3] ને વરી જીવ[4]દાર ને ગંનાં ખરા બેહદીન લોકો છે તેનાંનાં આંગ ઉપર વશતર ધોતું[5] નથી તે વલી આશાંમી ૫૦ ) તથા ૭૫) એકઠી થાઇને આતશબેહરાંમ બેશે છે તથા જાંહાં રિઠીઆંણું થાએ છે તાંહાં એકથી થઇને ઉભા રેહે છે તેનાંનાં હાલ શાંભુ જોઇને બરદાશ થાતુ નહી તેથી એ લોકોનાં હાલમો બેહતર થાએ તે જરૂર કરવું શજાવાર છે.

" ૫. પાંચમું હુંમોને શખ છે જે એ લોકો હમને ખાધેલ થઆ છે તે જેમ કાંઇ આપડા[6] ધારીએચ તેમ કબુલ કરે તે લોકોનાં મત ઉપર જોવું નહી જારે સુધારો બંધ કીધો ને આલંમનાં લોકોને માલંમ પડેઉં જે એ લોકોને પંચાત શુધારવા માંગે છે તથા શુખથી રાખવા માંગે છે તે કબુલ કરતા નથી તો પછી તે લોકોને આપવા ઉપરથી મંન ઉઠી જાશે તેમો કશો શંનદે નથી.

" ૬. છઠું એ જે એ લાકોને વાશતે કોઇ શખશ પાદેશે આવીને એકઠું નાંણું આપવા માંગશે જે શરવે વેહેચી લેજો તથા બાહારથી કદી કોઇ શદરા વીગરે મોકલશે તે લેવાનો તથા એકઠું કરવાનો જુમો હરક[7] કોઇ શારી આંશામીને શોફી આપવાનો તેજ વારાદાર માશ ૧ ) જંણુ ૨ ) આપડામોથી

---

(૧) ખંધા, એટલે હથીલા, લુચ્ચા. (૨) અજ્ઞાનપણું, ભુલ ભર્યો માર્ગ.
(૩) સફેદ યાને પાંચ પૈસે સુખી.
(૪) પાંચ પૈસે સુખી. (૫) સાદ, સોહોજ્યુ.
(૬) આપડે, આપણે. (૭) હરેક.

જે ધંણીને થરાવીશું તે માશ ૧ ) શુધીની તેની તજવીજ રાખશે ને જારે તેનાંનો માશ પુરો થઆથી બીજા જે શાહેબોનો વારો આવશે તેને શવાહીન કરશે એટલે કશી વાતની ગફલત થાશે નહી.

"૭. શાતમું એ વાત ખોદા બર લાવેથી ગંણી વાતનું આપડા શાહેબોને શુખ થાશે ને વલી એ ગરીબ લોકોની પરવરશી વધારે થાશે વખત છે ને કોઇ શાહેબ એ ખરચ બાબે ધાશતી રાખશે જે આગલ જતાં પંચાતને ભારી પડશે તો તેનો ઇલાજ ગંનો છે જેવો ખરચ જોઈશું તેવી ઉપજ કરે આમો આવશે તે ટાંકનાં શર જેવું જાઇશું[1] તે મુજબ ને તે ગનું આશાંન છે શાહેબની મદદથી તે શત જાંણવું.

"એણી વીગતે જેમ કંઇ શેવકને શુજેઉ તેવું લખેઉં છે તે વાંચીને ધારી વાલવુ ને એ વતરોગ બીજુ કંઇ બેહતર જાંનો તેબી જે શાહેબોની નજરમો આવે તે કેહવું ને જેમ નેક થાએ તે કરવું એજ અરજ તા. ૨૨ મી જાંણેવારી શંને ૧૮૩૫ અંગરેજી લા. શેવક જમશેદજી જીજીભાઇની દુઆ બંદગી વાંચજો."

એજ તારીખ એટલે તારીખ ૨૨ જાનેવારી ૧૮૩૫[2] નાં પત્ર સાથે વાડીઆજી નવરોજી ઉપર જમશેદજી જીજીભાઇએ યાદી મોકલી આપી અને લખ્યું કે "તંમો ખુબ વાંચીને ધારજો ને બીજા શાહેબોને વંચાવજો ને હુવેથી નાંણું એકથુ આપવુ બે ફાએદો[3] છે કાંએજે એ લોકોને જારે આપડે મુશારો બાંધી આપેઓ તારે ધારીઉ હતું જે એક થેકાંને બેશીને બંદગી કરશે તેમાંનું કશું બંનેઉં નહી ને એ લોકો ઓરબી જોરાવર થઆ કમાઇ વધારે થઆનાં શબબથી ને વાત ઉપરથી કુલ દેશાવરનાં લોકો આવીને ઉભા રેહા ને હજુર આવશે તેની કદી તંમો પરવશી નહી કરશો તો તંમોને નરશ દેખાડાવાને ભીખ માંગે તે શરવે તંમારે વીચારવું. આજ હંધેઆરૂ ૧) માશ ૧) નાં રૂ. ૩) નો મુશારો આપીને ખાએ છે તેનુ શારી પઠે ગુજરા થાએ છે ને એ લોકોને રૂ. ૬ ) આપતાંબી ઠેકાંને બેશીને બંદગી કરતા નથી ને શારી શલુક રાખતા નથી. આપડે જે ધારેઉ છે તે જો નહી કબુલ કરશે તો પછી આપંનગે કોઇ બદલાંમ કરે નહી. આવતી કાલે તંમારે તાંહાં જેને બોલાવાનાં હોએ તેનાંને બોલાવો."

---

(૧) જોઇશું. (૨) ચો. ૧૧, બા. ૭૫ ( ક ), પા. ૨૭, બીજો ભાગ.
(૩) "બી ફાયદે" વગર ફાયદાનું.

તા. ૧ લી એપ્રીલ ૧૮૩૫[1] ને દીને મી. કશાફ્ફ વાલાં પાલવા પરનાં ઈશકોરૂ[2] મધે એ બાબદમાં મીટીંગ કરવામાં આવી. તાંહાં "શરવે પગારનાં ખાનાંરા હાંધરા પાંગલા તથા ગરીબ નાંવારશ મરદો તથા ઓરતોને બોલાવેઆં હતાં ને તહે[3] ઉપલી ચીઠીની શરવે હકીકત તેનાંણે જાહેર કીધી તારે તેમાંથી ગ'નાંખરા લોકોએ કબુલ કીધું ને થોરા જનાવોએ નાં કેહી પ'ન તે લોકોએબી વીચારીને જવાબ દેવા પર રાખેઉ' છે. તેથી આજ દીને તે લોકોનાં કબુલ કીધાથી શરવે શાહેબોએ તે કાંમ શરૂ કરવાનુ' થરાવેઉ છે" આ સર્વ હકીકત ઉપરથી દીસે છે કે આ સાલથી નાચારોને રાખી પરવરશી કરવાની એક ધર્મશાલાની નીયમીત ગોથવણ કરવાનો વીચાર થયો.

આ ગોથવણે તા. ૨૮ મી જુન ૧૮૩૫[4] ને દીને બરાબર રૂપ લીધેલુ' માલમ પડે છે, સબબ કે ાં દીને ખરશેદજી કાવશજી બનાજી, જેવણનુ' નામ આપણે ઉપલી "ઇશકોરૂ" મધે મલેલી મીટીંગમાં હાજર રહેલા સાહેબોનાં નામોમાં જોઇએ છે, તેવણે પ'ચાએતના સાહેબો ઉપર એક પત્ર લખ્યો અને તેમાં જણાવ્યુ' કે "હ'મોએ હ'મારે પઇશેથી વાડી ૧) નાંમે પાંડુ શેડવાલી ડુ'ગરવાડી કરીને કેવાએ છે તે વાડીઆજી હોરમજજી બહમનજીનાં વારશો પાશેથી વેચાતી લીધી છે." એ વાડીની દીશા નીચે પ્રમાણે આપે છે "ઉગમ'ન દશાએ મોડી ...[5] ની વાડી છે ને આથમ'ન દશાએ દોખમાંનાં દુગરની શેડી છે તથા પુરબ દશાએ દોખમાં ઉપર જવાનો પબલીક રશતો છે તથા પછ'મ દશાએ વાડી હીરજી રેડીમનીની છે.[6] એ દુ'ગરવાડી હ'મારી છે તે આપડી જરથોશતી કોમની પ'ચાતને ધર'મ ખાતે આપી છે બાબત એ જે એ વાડીમો હાંધલા તથા પાંગલા તથા ગરીબ બેવારશી મરદ તથા ઓરતોને રેવાને ને તેનાંનુ' ગુજરાંન

---

(૧) ચો. ૧૧, બા. ૯૫, પા. ૨૭ બીજો ભાગ.

(૨) Screw યાને પ્રેસ Press. એ વખતે રૂ દાબવાના સાંચા (પ્રેસ) સ્ક્રીઊ' તરીકે જણાતા, જે ઉપરથી આપણામાં એક કુટુ'બની ઓખડ "ઇશકોરવાલા" પડી હતી.

(૩) ત્યાં. (૪) ચો. ૧૧. બા. ૧૧૬. પા. ૪૯, બીજો ભાગ તથા ચો. ૧૩, બા. ૧૬૭ (ક), પા. ૧૪૫. (૫) નામની જગા ખાલી છે.

(૬) અહી શરૂઆતમાં ઉગમન અને આઠમણ દીશાનુ' વર્ણન આપે છે અને પછી પાછુ' પુરબ (પુર્વ) અને પછમ (પશ્ચીમ) એમ લખે છે તે એકનુ એકજ દીસે છે. પણ વીચાર કરતાં માલમ પડે છે કે એ પુરબ અને પછમ તે દક્ષીણ અને ઉતર માટે હોય. હાલમાં ચોપાટીની જે ધર્મશાળા છે તે એજ જગા ઉપર છે.

ચલાવાને વાશતે આપી છે તે મંધે જેમ કંઇ મુનાશબ જાંણો તેવી રીતે તંમો આપડી પંચાતનાં ખરચથી બાંધો અથવા ઘેરો છે તેને ફેરફાર કરો તે વાતનો અખતીઆર તંમારો તથા હવે પછેનાં જે કોઇ તંમારા શકશેશર[1] થાએ તેનો છે. એ વાડીની જે કઇ તરત જાહાડ પાંનની ઉપજ થાએ છે તે તથા હવે પછે તંમે એ વાડીની ઉપજ હરેક તરાંથી વધારો તે શરવે વસુલ કરીને એજ હાંધરા પાંગલાનાં ધરંમનાં કાંમ મંધે લાવો તે વાતનો શરવે અખતીઆર તંમારો છે. જેમ કંઇ મુનાશબ જાંણો તેમ કરો હવે પછી એ વાડી ઉપર હંમારો તથા હંમારા વારશ વકીલનો કશો દર દાવો નથી કદી કંઇ કરીએ તે શરવે રદ બાતેલ છે દુંનીઆ વશી તે દીનથી તે આજ દીન શુધી કશો દાવો નથી......આજથી એ વાડી તંમારા હવાલામો રૂ. ૧ ) અંકે એક લેઇને કીધી છે." પંચાએતનાં દફતરમાં આ નકલની હેઠે લખ્યું છે કે "એ નકલનું અશલ કાગલ શેઠ ફરાંમજી કાવશજી બનાંજીની હાપ્રીશમો પંચાતની તીજોરીમો મુકેઉ છે."

તા. ૧૭મી અકટોબર ૧૮૩૭[2] ને દીને જમશેદજી જીજીભાઇ સંવંત ૧૮૮૮ નો હીસાબ, જે છપાયા વગર રહયો હતો તે, છપાવા માટે સરકયુલર કરે છે તેમાં હીસાબ હંમેશા છપાવતા રહેવાની જરૂરીઆત જણાવી લખે છે કે "હંમનાં કેતલાએક શાહબો હાંગલા પાંગલાને જુદા દુંગર વાડીમે રાખા છે તે ઉપર વધારે ખરચ થાએ છે કરીને બોલે છે તે વાત ખરી છે તે મધે કશો શક નથી પંન એ ખરચનું શુધારવુ શેહલ છે એ ઉપર ચોકશાઇ જરા વધારે રેહાથી શરવે વાત ઠેકાંને આવે તે કાંઇ આપડા શાહબોથી થાતી નથી તે શબબથી ખરચનું અંધેર ચાલે છે. કાંએજે માંથે આંકુશ રેહતો નથી તોપંન કાંઇ ખરચ ગનો નથી કાંએજે એ મુકાંમ થાએઆથી ગનાં નાંચાર લોક આવે છે ને કોઇ મહીનાં મધે માંનશ જંન ૪૨ ) થાએ છે અને કોઇ માશ મધે જંન ૩૧ ) થાએ છે તેની આવરેજ માશ ૧ )ની જંન ૩૪॥ ની આવે છે તે દર માંનશ ૧ ) ને માથે ખરચ રૂ. ૬ ) ૯॥ લેખે પડેઓ છે તે મધે શરવે ચીજ દારૂ અફીમ, ભાંગ, તમકીર હજામત ધોભીનું ધોવાંન શુધાં થાએઓ છે ને એ ઉપર આપની તંનની ખબરદારી

---

(૧) Successor, પછવાડે આવનારાઓ.

(૨) ચો. ૧૨, બા. ૭૫, પા. ૧૦૮.

હોએ તો એથી ખરચ ઓછે બેશે તે મધે શંધે નહી હવે કેતલાએક શાહબો એમ કે છે જે એતલી બધી પરવશી દારૂ અફીમ ભાંગ તા. તંમકીર વીગેરેની જોઇએ નહી પન એ ગરીબ લોકોનો અમલ પરેઓ તે આપેઆ વગર ચાલે નહી ને એ મધે મેહનતો ગની છે. દર માંશે રૂ. ૬) આપતા હતા તે કરતાં તેની ચીનતા નહી કાંએજે એ મુકાંમ ઉપર એ લોકોને ધરંમની જગા ઉપર રાખીને એતલી પરવશી કીધાથી આપરા લોકોને ધરંમ ખાતે આપવાને મંન થાએ છે ને શરવેનાં ધેઆંનમાં એ શવાબ ગનો મોટો છે તેથીને એતો જારી રાખવુ જરૂર છે. વલી એ ધરંમની જગો ઉપર પેતી છે તાંહ લોકો નાંનુ નાંખે છે તે પેત[1] મધે માશ ૩) નાં રૂ. ૮૪। ૨૩॥ નીકલેઆ તે જમે થાએ છે ને પાછલથી કોઇએ ખબરદારી નહી કીધી તેથીને એ પેટીની કલ ભાંજીને રૂ. કાડી લઈ ગીઆ તેથી પેતી ૧) મોહતી બનાંજીની ઈગીઆરી મધે શેઠ ફરાંમજીએ મુકાવી છે ને તેવંન જો રજા આપે તો તે પેતી તાંહ મોકલીએ કાંએજે વરશ ૩) મધે રૂ. ૦॥ નો ખુરદો નીકલેઓ છે તેથી એ પેતી ડુંગરે મોકલવી જરૂર છે."

૧. લગનની ખુશાલીમાં નેઆતનું જમન આપનાર ગ્રહસ્થની અરજ કે નેઆતબારાઓને જમવા આવવા દેવા.

તા. ૧૪ મી માર્ચ ૧૮૩૫[2] ને દીને પારશી હોરમજી શાપુરજી (પશતાગીઆ) પંચાએતના શાહેબોને અરજ કરે છે કે તેવણુના છોકરા હીરજીભાઇની શાદી છે તે કાજે તેવણુ તોલાનું જમણુ કરનાર છે માટે ત્યાં "અંનજુમંનનાં તકશીરવારો........ (અત્રે પાંચ જણુનાં નામ દેવામાં આવે છે)ને અંનજુમંનથી દુર રાખેલા છે તેનાંવો બાબે હુ તંમારી પાશે ગંની આજેજીથી માંગી લેઉચ કે તેવંનનો ગુંનાહા બખશીને નેઆતને દાડે તેવંનને હંમરા[3] કરીને અંનજુમંન મલતા કરશો તો તંમારી હદથી બેહદ હંમારા ઉપર મેહરબાંની થાશે અંને તે તકશીરવારો ઉપર બખશેશ થાશેજી........એ બીચારા ગરીબોનો છુટક કરશો તેથી તંમોને ચંદરોકાલ શુધી દોઆ લાગશે." એ પત્ર ઉપર

(૧) પેતી.

(૨) ચો. ૧૧, બા. ૮૬, પા. ૩૧ બીજો ભાગ.

(૩) હમરાહ એટલે એક રસ્તેના, સાથે મલેલા.

વાડીઆજી નવરોજી શેરો કરી તરત અનજુમન મેલવવાની જરૂર જણાવે છે. ફરામજી કાવશજી તા. ૧૭ સી માર્ચ ૧૮૩૫ ને દીને લખે છે જે "આપરેથી કંઇજ હમનાં થાતું નથી કાંએજે હમનાં આપની બોમ[1] દશ તરેથી[2] ખરાબ થાઇ છે ને પુનાંમો હમનાં જે ફેશાડ ચાલે છે તે બરોબર મજહકી ચાલઘી ચાલે છે જે ઓરતનો માટી જીવે છે ને જે ધંણીએ તે ઓરતને ઓરત કરીને રાખી છે તે વગર નેકાએ ને ધંણી ઓરત પંણુ જીવે છે........હેવી નરશ ચાલને[3] પેલાં બંદોબશત કરવો ને તેનાંને શજા પંન આપવા બાબે અંનજુમંનનાં શાહેબો એક દીલ થઆથી અલબત બંનશે."

એ અનજુમનનાં જમનમાં હાજર થવા દેવાની રજા માંગવાને એક નેઆતબારો ધણી રોજ ૧૫ માહ ૬, ૧૨૦૪[4] (તા. ૧૪ મી માર્ચ ૧૮૩૫) ને દીને અરજ કરે છે ને લખે છે કે "હંમારી ચુકને હંમારો ગુનાં બોહા માંફ કરે કે એક તંમો શમશત અંનજુમંન તા. શંમશત અંનજુમંનનાં શાહેબો માંફ કરશો." એજ પ્રમાણે બીજા ચાર ધણીઓએ પણ અરજી કીધી હતી. તા. ૧૪ સી માર્ચ ૧૮૩૫[5] ને દીને ઉપલા હોરમજી શાપુરજી પસતાકયા વીકાજી મેરજી ઉપર એક જુદો કાગજ લખી તેવણુને અરજ કરે છે કે શીફારશ કરી ઉપલા તકશીરવારોનો છુટકો કરવો. તેવણુ લખે છે જે "જે શાહેબો ગરમો હોએ ઇઆ વાડીએ હોએ તાંહાં આજણી આજ તશડી લેઇ પોહોચાડજો."

૭. એક પારસી સ્ત્રીને જાદુગર ગણી મારવામાં આવી અને તેણીનું નાક કાપી નાખવામાં આવ્યું તે બાબદ.

તા. ૨૪ સપટેમબર ૧૮૩૫[6] ને દીને મુંબઇના સીનીઅર મેજીસ્ત્રેટ મી. જોન વોરડન (Mr. John Warden) નીચલી બાબદ પંચાએતના સાહેબો હજુર મોકલી આપે છે અને તેમ કરતાં લખે છે કે "I shall be obliged to the Parsee Punchayet to favour me with anything that occurs to them on this subject." એક પારસી સ્ત્રી નામે માણકે જુનીઅર મેજીસ્ત્રેટ મી. હેનરી વીલીસ (Mr. Henry Willis) આગલ હાજર થઇ ફરીઆદ કરી કે તેણી

(૧) કોમ. (૨) તરેહ, અથવા રીત. (૩) ચાલનો, પેહેલાં.
(૪) ચો. ૧૧, બા. ૯૭ પા. ૩૨. બીજો ભાગ.
(૫) ચો, ૧૧, બા. ૯૮, પા. ૩૨.
(૬) ચો. ૧૨, બા. ૧, પા. ૧. ચો. ૧૩, બા. ૧૮૫, ૧૮૬, પા. ૧૫૯.

બરોડાનાં ગાએકવાડનાં રાજ્યનાં એક ગામ ( બીલીમોરા ) ની રહીશ છે અને એક માસ થયો મુંબઇ બ્રીટીશ સરકાર પાશે ઇનશાફ ચાહવા આવી છે. તેણીનાં કેટલાંક ખેશીઓ હતાં, જેઓમાં એદલજી ધનજીભાઇ નામનો એક પારસી, જેની સાંમે ખાસ ફર્યાદ કરવામાં આવી હતી તે, પણ હતો. તેઓએ પોતાનો તે બાઇ પર કંઇ કીનો લેવા કાજે ગાયકવાડી અમલદારો આગલ તેણીની સાંમે એવી ફર્યાદ કરી કે તેણી એક જાદુગરણ ( sorceress ) હતી અને તેણીએ પોતાનાં જાદુ ( witchcraft ) થી ગામનાં કેટલાંક માનશોને મારી નાખ્યાં હતાં. ગાયકવાડી અમલદારોએ વગર પુરાવાની અને હસી કાઢવા જોગ ગવાહી ( unfounded and rediculous testimony ) ઉપરથી સજા ફરમાવી કે તેણીને ફટકા ( whip ) મારવામાં આવે, તેણીનું નાક કાપી નાખવામાં આવે ( to have her nose cut off ), અને તેણીને ગાયકવાડી હદમાંથી દેશનીકાલ કાઢવામાં આવે. તેણીનો બચાવ સાંભલ્યા વગર આ જંગલી સજા (barbarous punishment ) અમલમાં લાવવામાં આવી.

તેણીએ મુંબઈ આવી ઉપલા એદલજી ધનજી સાંમે ફરીઆદ નોંધાવી. તે ધણીએ જણાવ્યું કે તેનાં ભાઇની ત્રણ બાઈડીઓ જાદુથી મરણ પામી હતી, તે ઉપરથી તેણે અને તેના મીત્રોએ કોઇક જાદુગરો ( conjurers ) ની એ બાબે સલાહ લેતાં તેઓએ જણાવ્યું કે તે બાઇઓને માણકે જાદુઇથી મારી નાખી હતી અને તે માણુક એક દાકન ( witch ) હતી. એ બાબદ પડોશીઓએ ગાયકવાડી પોલીસને જણાવાથી તે પોલીસ તે પડોશીઓને ઇનસાફ કરનારા અમલદારો ( Officers of Justice ) આગલ લઇ ગઇ, જેઓએ માણુકને ઉપલી સજા ફરમાવી. બન્ને જણા ગાયકવાડી પ્રજા હોવાથી મેજીસ્ત્રેટે જણાવ્યું કે આ કમકમાત ભરેલાં કામની ખબર ( cognizance of the atrocious outrage ) તેવણ લઈ શકતા નથી, પણ એ બાબે વડા મેજીસ્ત્રેટ સાથે મસલત કરશે. ઉપલી બાઇ માણુકની ઉમર ૪૦ ) વરસની હતી અને મેજીસ્ટ્રેટ આગલ ફરીઆદ કરતાં તેણી ઘણી રડી પડી હતી. તેણીનાં નાખનો કેટલોક ભાગ (cartilaginous part ) હાડકાંમાંથી છુટો પડી ગયો હતો. એ નાક કાપી નાખવાની બાબદનું તેણીનું વર્ણન ઘણું કમકમાત ઉપજાવનારૂ હતું. વલી તેણીને ફટકા મારવામાં આવ્યા હતા, તે એવા ઘાટકી રીતે મારવામાં આવ્યા હતા કે, તેણીની પીઠની સઘલી ચામડી ઉખડી ગઇ હતી અને તેણી બેશુધ થઇ ગઇ હતી.

પંચાએતના ૫) સાહેબો—ચાર ત્રસ્ટીઓ અને ખરશેદજી માણેકજી-નવેમબર ૧૮૩૫[1] (મહીનાની તારીખ આપી નથી) ને દીને એ બાબદ ઉપર સીનીઅર મેજીસ્ટ્રેટ ઉપર જવાબ લખે છે. તેમાં જણાવે છે કે તેઓએ બીલીમોરા ખાતે પારસી અને બીજી કોમના પુરૂષો ઉપર લખી ખબર કાઢી અને તેની માહજનો તરફથી પણ ખબર કાઢી, જે ઉપરથી માલમ પડે છે કે બીલીમોરા ગામનાં લોકો તરફ આ બાઈની વર્તણુંક ઘણી ખરાબ હતી (conduct... ......had been very bad) અને તેણીનાં ખેશીઓએ એજ ગાયકવાડી અમલદારો હજુર તેણી બાબે ફરીઆદ કીધી હતી જેઓએ તેણીને ઘણી ભારી અને ગેરઇનશાફી (heavy and unjustifiable) સજા કીધી હતી. એઓ લખે છે કે તેઓ તેણીને તેણીને ગામ પાછી મોકલવાને માટે કોશેશ કરે છે અને તેણીએ ત્યાં જવાને માટે ખુશી દેખાડી છે.

૮. પારસી ચાકર લોકોએ બહારકોટ બરપા કરેલું તોફાણ.

તા. ૨૩ મી મે (૧૮૩૬)[2] ના દીને કલાક ૮–૧૫ ના અમલે વાડીઆ નવરોજી જમશેદજી, ફરાંમજી કાવજી અને જમશેદજી જીજીભાઈ ઉપર પત્ર લખી, "બારકોતનાં મીથા કુવા પર પારશી ચાકર લોકોએ ઓરત લોકો ઉપર કંઇ શોખી કરી હશે તે ઉપરથી કોઇ પારશીઓ વચમો પરી કેઉ હશે તેનેબી મરતગાત મારેઓ," તેની બીના જણાવે છે. તેવણુ લખે છે કે "એ બાબેની ફરીઆદ કરવા લાગા જે એ બાબતનો ગંનો જુલંમ ઓરતો પર છે તેથી તંમો શાહેબો એ બાબેની દાદ નહી લેઓ તો કોન લેં." એવણુ સુચવે છે કે "કાલે શવારે કલાક ૧૦॥ વાગતાં આપડે કોતબારની પોલીશમો જઇ વાડીન તથા ઉલીશન (વીલશન) તથા શાટને કેહીએ કે કોતબારનાં કુવાપર તા. દાદીશેઠની દરેમેહરના કુવા પર તા. ગંનબાવાનાં કુવા પર એકકો શીપાઇ બેશાડે તો તે નાંલાએક માંનશો ઓરતોને હલાક કરેચ તે બંધ થાએ"

એનાં જવાબમાં ફરામજી કાવજી તા. ૨૨ મી મે ૧૮૩૬[2] ને દીને જમશેદજી જીજીભાઇ ઉપર કાગજ લખે છે તે ઉપરથી માલમ પડે છે કે પારશી

(૧) ચો. ૧૨. બા. ૩૮. પા. ૬૧.
(૨) ચો. ૧૨. બા. ૩૫. પા. ૬૧.

ચાકરો પાણી ભરવા જતી સ્ત્રીઓને તાંચણીઓ ભોકતા અને "ગંનુજ બદ-લગાંમ" બોલતા, અને પાણી ભરે છે ત્યાં ભીરમાં ભરાઇને ભરે છે. એવી રીતે ઘનીજ બદ એબ કરે છે. એ બાબદમાં વાડીઆજીના તંબુમાં મલીને વીચાર કરવાની સુચનાં કરે છે કે બહારકોટના કુવા અને પવનચકી આગળના બે કુવા છે તેનાં સંબંધમાં એવી ગોઠવણ કરાવવી કે એક કુવા ઉપર ઓરતો પાણી ભરે ને બીજા ઉપર મરદો પાંણી ભરે. તેમાં પણ હીંદુ તથા બીજી જાતવાલાઓ જુદું પાણી ભરે તે કાજે અરધા કુવા આગળ વરા આગળથી પથરની દીવાલ કરવાને માટે સુચવે છે. વધુ લખે છે કે પોલીશ સીપાઇ આપે તો સારૂં; નહી તો પારસી કોમે ઉગરાનું કરી ચાર સીપાઇઓને કુવે કુવે રાખવા. વલી એક બે વખત તકસીરવારને પકડાવીને શજા દેવાડવામાં આવશે તો એ ફેશાદ તલશે. માટે સુચના કરે છે કે પહેલે વાડીઆજીના તંબુમાં બીજે દીવસે મલી એ બાબદ ઉપર વિચાર કરવો. પછી કુવાઓ ઉપર જઇને તપાસ કરવી. પછી પોલીસ પાસે જવું. જમશેદજી જીજીભાઇ એજ કાગજ ઉપર સેરો કરે છે જે ઉપલું સર્વ કરવા આગમચ "નશેશાલો ફેરવે" અને જાહેર કરે કે એમ ફેશાદ કરનાર કોઈ ચાકરને હાકમને તાં લઇ જઇ શજા કરાવામાં આવશે ને વલી તેને અનજુમનથી દુર કરવામા આવશે. તેવણ સુચવે છે કે કુવાઓ ઉપર નશે-શાલારને અથવા કોઇ પારસીને અથવા "આપડે ઘેરનાં શીપાઇ ચોકી" મુકવી કે તેઓ "ફકત તે ધંણીનું નાંમ લખી લાવીને આપંણે જાહેર કરે એટલે પછી જે કાંઇ કરવું હોએ તે કરીએ." તેવણ પોલીસ પાસે સીપાઇ માંગવાની જરૂર ધારતા નથી કે "જઇએ ને પછે નહી આપે તો શોભા નહી." તે પછી, દીસે છે કે, ઉપર જણાવવા પ્રમાણે નશેશાલારને ફેરવીને પારસી ચાકરોને તાકીદ કરવામાં આવી હતી અને ખબરદારી માટે કુવાઓ ઉપર માંણુસો રાખવામાં આવ્યાં હતાં.

તા. ૧૫ મી સપતેમબર ૧૮૩૫ ને દીને જમશેદજી જીજીભાઇ સરકયુલર કહાડી પંચાએતનો હીસાબ રજુ કરે છે અને તે સાથે લખે છે કે "હાણુ ગંના શાહેબોની મરજી છે જે પતે-તીની ટીપ કરવી તેથી તંમ શાહેબોને લાજંમ છે જે એ વાત મંન ઉપર લેઇને શરવે પાશેથી ભરાવી અપાવાને હરેક વાતે આપડું ફનંડ વધે તે કરવું હવે શરકાર થોડા

૯. પતેતીને દહાડે ઉજરાણાની ટીપ ફરતી કરવાની બાબદ.

(૧) ચો. ૧૧, બા. ૧૨૯, પા. ૬૨.

વરશમો પોતાનું દેવું છે તે આપીને વીઆજ ટકા ૪ ) નું કરશે તારે આપડે તાંહાં ઉપજ ગટશે ને ખરચ તો દંન પર દંન વધતો જાએ છે તેથી એ શહેલ કામ છે તો મદદ કરશો તો બંની આવસે ને કોઇને ભારી પડશે નહી ".

૧૦. કુમારગરો ઉતારવાનાં ખ્યાલથી છોકરો પરણાવવાની અરજી.

અસલમાં છોકરી યા છોકરાવાલાં કોઇક મા બાપોને પોતાનાં છોકરાંઓનો કુમારગરો ઉતારવાનો ખ્યાલ હોતો, એટલે કે પોતે જાણે કે છોકરો યા છોકરી લગનના હક ભોગવી નહી શકશે તોપણ, પછવાડેથી છુટા છેડા કરીશું, એવા કોઇક ખ્યાલથી લગન કરવામાં આવતાં. એવો એક દાખલો રોજ ૧૧ માહ ૩ ૧૨૦૨ ય. ઝ. સંવંત ૧૮૮૯[1] (૧૦ મી ડીસેમબર ૧૮૩૨) ને દીને એક ધણી, નામે જમશેદજી એદલજીએ કરેલી અરજી ઉપરથી માલમ પડે છે. તે ધણી લખે છે કે તેની બેહેનનો એક છોકરો બેઉ હાથે લુલો અને કશી દુન્યાદારીની સમજ રાખે નહી એવો હતો. બેહેને કાલાવાલા કરી કહયું કે "ભાઇ મારો છોકરો તો એવો છે પણ એનુ કુમારગરો ઊતારીએ જે તારી છોકરી શાથે એને પરણાવીઆ પછે હું પોતે પનચાતના શાહેબોને કઇ બજીદ થાઇને છોકરીને બીજુ ગેર કરાવીશ." તે ઉપરથી તેણીએ પોતાની છોકરીને પરણાવી, પણ પછી બેહેન ફરી ગઇ અને છોકરીને કંઇ દાદ આપી નહી અને ઘરમાંથી કહાડી મેલી. તે ઉપરથી તેણીએ પંચાએત પાસે છોકરીને છુટી કરવાની દાદ માંગી. ફરાંમજી કાવશજી એ અરજી ઉપર સેરો કરે છે કે "તે વાતની તજવીજ કરીને એ છોકરીને તરત ગેર કરવાની રજા આપી જોઇએ કાએજે ઓરતની જાતને વરશ ૨૧ થઆ તો તેનુ અનદેશો કરવો શજાવર છે."

તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૩૪[2] ને દીને વાડીઆજીના "આતશબેહરાંમ મધે શંમશત અંનજુમંન મલીને લોકોની અરજીનો ફેશલો કીધો". તેની હકીકતમાં આપણે જોઇએ છીએ કે "વાડીઆજી નવરોજજીએ તથા ખરશેદજી માંણેકજી શરાફે તે છોકરાને બોલાવીને હેવાલ પુછેઓ તારે તે છોકરાએ બેશીને શાવજની પથે જોઆ કીધું". તે વીગેરે તપાસ કરવા પછી છોકરીને "બીજું ઘેર કરવાની રજા આપી છે ને એ છોકરી પાશે કંઈ જંનશ હતી" તે છોકરાના બાપને પાછી અપાવી.

---

(૧) ચો. ૧૩, બા. ૧૫. પા. ૧૪. (૨) ચો. ૧૧, બાં. ૧૧, પા. ૮.

આ અરસામાં (સંવંત ૧૮૮૯–૯૦, ઇ. ૧૮૩૩–૩૪) માં સરકારે વસ્તીની ગણત્રી કરાવી હતી તેનાં સંબંધમાં લખે છે કે[1] "મુમ્બાઇ મધે પાલેશી[2] માશતરના હોકમથી આપરી પારશીની તા. હીનદુની તા. મશલમાનની કેતલી વશતી છે તે જાત જાત વાલાવો પાશેથી હુંધારૂવો તા. બરામન તા. મુલાં તા. પાલેશીના પરભુ તા. શીપાઇ શાથે...... ગહેરે ગેહેર ને મોહોલે મોહોલે ફરીને તપાશીને તેનુ લીશ કરીને પાલેશી માશતરને આપીઉ છે તે મધે આપરી પનચાતનાં તરફથી અંધારૂ બેએ આપોતા તેનાએ હેથલ લખા પરમાણે આંકડો ઊતારી આપેઓ છે તે આહાશગ્ને વાશતે નોંધી રાખીઉ છે." તેની વીગત છે.

૧૧. આ અરસામાં મુંબઇની પારસી વસ્તી.

૭૩૯૬) કોટમો પારશીઓની વશતી.
૬૮૫૩) રેહેવાશી ગેહેરબાહારીઆ.
૫૪૩) પરદેશી.
૬૨૬૪) બારકોત પારશીની વશતી.
૪૩૩૭) ગેહેરધની તા. રેહેવાશી.
૧૯૦૦) પરદેશી.
૨૭) દોગા તા. શોહા[3] કે જેનું કઇ થેકાનું નઇ.

———

૧૩,૬૬૦) કુલ પારસી વસ્તી
૧,૫૦,૦૦૦) મુશલમાનોની વશતી કોતબાર તા. કોટમો.
૨,૮૧,૩૫૪) હીનદુ લોકોની વશતી કોતબાર તા. કોતમો.
૨૭૫૦૦૦) કોતબારની વશતી.
૬૩૫૪) કોતમોની વશતી.

———

૪,૪૫,૦૧૪) કુલે મુંબઇની વસ્તી

---

(૧) ચો. ૧૩, બા. ૧૫૦, પા. ૧૨૭.

(૨) પોલીસ.

(૩) ઇઆદ દાશત. (૪) દોગો, "rude, violent." એટલે રખડતા, રઝળતા. "શોદો" અથવા "સોદો" એટલે વ્યભીચારી અને લુચ્ચો (હીંદુસ્તાની 'શોહદા', a dissolute person).

તા. ૧૪ મી અકટોબર ૧૮૩૪[1] ને દીને વાડયાજી નવરોજીનાં ઘરમાં સમસ્ત પંચાએતની બેઠક મલી હતી તેમાં એક કામ નીચે મુજબ નોધેલું છે. "હાંધરા પાંગલા તથા ગરીબ નાંવારશો જ'ન ૮) ને બોલાવી નજરે જોઇને તેનાંનો મુશારો પંચાતથી આપવાનો થરાવેઓ છે તેનાંનાં નાંમ અરજી મંધે લખેલાં છે".

૧૨. આંધલાં પાંગલાંઓને પંચાએતની બેઠકમાં બોલાવી મુસારો નકકી કરવાની બાબદ.

તા. ૩૦ મી જુન ૧૮૩૫ ને દીને લંડનની રોયલ એશ્યાટીક સોસાયતીની એક કમીટીની મીનીટ[2]માંથી કેટલીક જાણવા જોગ હકીકત મલે છે કે જે પંચાએતના કોઇક આગેવાનો હજુર રજુ થઇ હતી. એ મીનીટ નીચે પ્રમાણે છે :—

૧૩. બ્રીટીશ પ્રજા અને પાર્લામેન્ટ માટે આ અરસામાં પારસીઓની તવારીખ, ધર્મ, સાહીત્ય, કાયદા કાનુનો, વીગેરે નીહકીકત ઉપજાવવાની થાયલી સુચના.

"The Right Honourable Sir A. Johnstone in the Chair.

"The Right Honourable the Chairman submitted to the Committee the following statement relative to the Parsis of Bombay.

"The moral and political importance of the Parsis on the North Western parts of India; the antiquity of their religious institution; the peculiarity of their tenets; the firmness with which their ancestors adhered to their religious faith; the sacrifices which they made sooner than renounce that faith; the manner in which they were persecuted and driven from their country by the Mahomedans and Government of Persia; the prudence with which they established themselves on the Island of Ormuz and at Surat; the exemplary conduct which distinguished them wherever they were permitted to reside; the wealth which the Parsis of Bombay have acquired by their industry; the perfection which they have attained in the art of ship-building and in other branches of mechanics; the great trade which they carry on at that place; the character for commercial knowledge and integrity which they enjoy in every part of India; the aptitude which they show for the English language; the partiality which they feel for European instruction, sci-

(૧) ચો. ૧૧, બા. ૫૮. પા. ૫૬.

(૨) "Minutes of the Committee of Correspondence of the Royal Asiatic Society held on the 30th June 1835." એ મીનીટ અને પત્રવેહવારનું એક ચોપાન્યું બાઇ દીનબાઇ બે. પટેલ તરફથી મને મલ્યું છે.

ence and literature; the celebrity which Mulla Feroz has obtained by his moral and philosophical works; the taste and genius for every description of poetry, Oriental and European, which Maneckjee Cursetjee has displayed in the poems which he has sent to this Committee, are all circumstances which have turned the attention of Europe at the present moment towards the Parsis at Bombay, and render it desirable that their most distinguished men should, without loss of time, collect authentic information from every part of Persia and of India relative to their history, religion, laws, literature, manners and usages.

"It is unanimously resolved upon the proposal of the Right Honourable Sir Alexander Johnstone[1] :—

"'That the Non-resident Members of this Society, Maneckjee Cursetjee, Bomanjee Hormusjee, and all the distinguished Parsis at Bombay be requested to form themselves into a Committee at Bombay for the purpose of collecting authentic information relative to the history, religion, literature, laws, manners and usages of the Parsis, and sending it to this Committee, in order that it may take such measures as may be necessary to make known to the British public and British Parliament the deep interest which Great Britain ought to take in the moral and political improvement of the Parsis at Bombay'".

એ ઉતારા ઉપરથી માલમ પડે છે કે મુંબઇના પારસીઓને અરજ કરવામાં આવી હતી કે તેઓમાંથી આગેવાનોએ એક કમીટી બનવી કે જેઓ પારસીઓના ધર્મ, તવારીખ, વીગેરેને લગતી હકીકત એકઠી કરે.

આ બાબદમાં ઈસ્વદર સાહેબોને કાંઇક બીદાર થવાની સુચના.

ઉપલી મીનીટમાંનો ફકરો કમીટીના પ્રમુખ સર અ. જોન્સટને તા. ૨૨ મી જુલાઇ ૧૮૩૫ ના એક પત્ર સાથે માનેકજી ખરશેદજી પર મોકલી આપ્યો હતો. તે પત્ર માનેકજી ખરશેદજીએ પોતાનાં તા. ૨૦ મી જાનેવારી ૧૮૩૬ ના પત્ર સાથે બમનજી હોરમજી વાડીઆ ઉપર મોકલી આપ્યો હતો. એ પત્રમાં એવણે લખ્યું કે

(૧) આ ધણી આ અરસા આગમચ સીલોન (Cylon) નો ચીફ જસ્ટીસ હતો. એ ધણીએ આ આગમચ ૧૮૩૨ માં અત્રેની સર્વ કોમોની હકીકત એકઠી કરવા એક "કારેસપાનડનસ કમીટી" નેમવાની હીલચાલ કરી હતી. તે હીલચાલના ત્રીજા રીપોર્ટમાં એવણે મુંબઇના પારસીઓ માટે એક લાંબો ઇસારો કર્યો હતો. (જુઓ પા. પ્ર. I. ૨૫૧-૨૫૨). આ Sir Alexander Johnston નો ગ્રેટબ્રીટનની રોયલ એશીઆટીક સોસાયટી સ્થાપવામાં હાથ હતો. તેને મુંબઇના શેહેરીઓએ એક માનપત્ર આપ્યું હતું. (જુઓ Dictionary of National Biography).

"It is not merely desirable but a matter of vital importance to our political regeneration, that those who may have the means—the "Dustoors" in particular—be induced to throw off the chain of indolence and rescue from insult the fair fame of our ancestors, 'dead indeed to the eyes of men but living in the memory of God.'" (Ibid p. 3).

ઉપલી મીનીટ અને પત્રવેહવાર એક છુટાં ચોપાંન્યામાં "A Prospect in 1835 of forming a Native Literary Society at Bombay, &c." એવે નામે છપાયાં છે. તે ઉપરથી દીસે છે કે બમનજી હોરમજી વાડીઆએ માનેકજી ખરશેદજીને એ કામ માટેની મંડલી માટેની એક મદેહનજર તયાર કરવા કહ્યું. પારસીઓને લગતી હકીકત એકઠી કરવા માટેની એક કમીટીને બદલે હીંદી સાહીત્ય સંબંધી એક સામાન્ય મંડલી "A Native Literary Society" ઉભી કરવાનો વીચાર માનેકજીના મનમાં બરપા થયો. તેવણે તે મદેહનજર તૈયાર કરીને તે ફરામજી કાવશજી, જમશેદજી જીજીભાઇ, બમનજી હોરમજજી વાડીઆ અને બીજા થોડાક પારસીઓમાં ફરતી કરી. મી. માનેકજી ખરશેદજીની યોજનાની ટુંકી યાદી (An Outline) નો પેહલો ફકરો નીચે પ્રમાણે છેઃ— *(Ibid p. 4.)*

"Actuated by a desire to rescue the great body of Natives, especially of this side of India, from the lamentable ignorance under which they have for so long laboured, as well as to promote the diffusion of knowledge both of Europe and Asia, among them, a society is to be established at Bombay, to be denominated. 'The Native Literary Society' whose immediate attention would be directed to the achievement of the following objects." આ મુજબ ખાસ પારસીઓને લગતી બાબતને બદલે માનેકજી ખરશેદજીએ સામાન્ય મદેહનજર ઘડી અને ત્યાર પછી એક વખત તેઓ ફરામજી કાવસજીની ઓફીશમાં તે બાબે વીચાર કરવા ભેગા મલ્યા. પણ ત્યાં તેઓ સર્વ એવી મંડળી (Literary Society) બરપા કરવાના ઠેડાવ ઉપર આવી શક્યા નહી.

એવું ધારી શકાય છે કે અસલની નેમ પ્રમાણે પારસીઓની બાબદ એકઠી કરવાની હદ ઓલંગી સર્વ સામાન્ય બાબદની મંડળી બરપા કરવાનું કામ કેટલેક સબબે શકભર્યું માલમ પડ્યું. માનેકજી ખરશેદજી ઉપલાં

ચોપાન્યાંની સેવટે નોટમાં કાંઇક સખ્ત ટીકા કરે છે, પણ જણાવે છે કે તે વખતે ખ્રીસ્તી મીશનરીઓ આ દેશમાં ખ્રીસ્તી ધર્મ ફેલાવવાનું જે કામ કરતા હતા તે કામને આવી મંડલીથી સામો ટેકો મલે એમ ધારવામાં આવ્યું. માનેકજી ખરશેદજીએ બહમનજી હોરમજી વાડીઆ ઉપર તા૦ ૨૦મી જાનેવારી ૧૮૩૬ ને દીને ઉપલી બાબદમાં પત્ર લખ્યો હતો પણ તેની આગમચ તા. ૧ લી જાનેવારી ૧૮૩૬ ને દીને કચ્છના રાઓ, દેશાલજી ( Row Desaljee) ઉપર એક પત્ર એ બાબદમાં લખ્યો હતો. કચ્છના રાઓ તરફથી હેન્રી પોટીનજરે ( Henry Pottinger ) તા. ૧૫-૮-૧૮૩૬ ને દીને લખ્યું કે " the ultimate success of the plan must solely depend on the *leading* Parsi gentlemen in Bombay taking an interest in it, and unless you can prevail on them to do so, I fear your most zealous and praiseworthy exertions will fail." ( *Ibid* p. 11 ).[1]

## XI

## નવરોજી જમશેદજી વાડીઆ અને ફરાંમજી કાવશજીના રાજીનામા અને ખરશેદજી માણેકજીનું સેવટનું પંચાએતના કામથી ફારેગ થવું.

આ અરસાના છેડા તરીકે આપણે નવરોજી જમશેદજી વાડીઆ અને ફરાંમજી કાવશજીનાં રાજીનામાનો વખત લીધો છે, સબબ કે એઓનાં રાજીનામાં આ અરસાનો એક મુખ્ય અને અગતનો બનાવ હતો. આ રાજીનામા બાએ કાંઇક વીગતે અતરે બોલીશું.

---

( ૧ ) ઉપલી સામાન્ય હીલચાલનું શું પરીણામ આવ્યું તે માલમ પડતું નથી, પાછલથી અત્રે એક Students Literary Society નામની મંડલી ૧૮૪૮ માં બરપા થઇ હતી અને હાલની જ્ઞાન પ્રસારક મંડલી તેની એક શાખા તરીકે સ્થાપાઇ હતી (પા. પ્ર. I. પા. ૫૦૬.)

નવરોજી જમશેદજી વાડીઆએ તા. ૮ મી જુન ૧૮૩૬ ને દીને રાજીનામું આપ્યું. એ રાજીનામુ યા તેની નકલ પંચાએતના દફતરમાં મલતી નથી. પણ તેવણે એ રાજીનામાના સંબંધમાં તા. ૧૫ મી જુન ૧૮૩૬ ના દીનની એક જાહેર ખબર તા. ૧૬ મી જુન ૧૮૩૬ ના "મુમબઇનાં શમાચાર" (પા. ૬૦૯) માં આપી હતી તે નીચે આપું છું:

૧. નવરોજી જમશેદજી વાડીઆ અને ફરામજી કાવશજીનાં રાજીનાંમાં.

" કુલે જરતોશતી ફેરકાને જાહેર થાવા શારૂં હુંમો વાડીઆ નવરોજજી જંમશેદજી ખબર આપીએચ કે આજ કેટલીએક મુદત થાઇ પારશીની પંચાતનાં મેમબરનો હધીકાર જે હમો ચલાવતા હતા તે હમોએ છોડેઓ છે અને તે વીશેની એક ચીઠી પંચાતનાં શાહેબોને તારીખ ૮ મી જુનની તેરીખે લખી છે. તેહમો તે શાહેબોને લખી વાલેઉં છે કે આજ કેટલાંએક વરશ થાએઆં પંચાતનાં મેમબરમો હમો દાખેલ છઇએ અને તે દાહડેથી તે આજ દીન શ્રુધીમો જે કાંઇ મેહનત અંનજુમંનની તરફથી બની આવી તે કીધી પણ હાલ હમારેથી મેહનત થાતી નથી અને ગરીબ લોકો નાહેકને હમારે બારણે અહરાએચ તેથી તમોને જાહેર કરૂચ કે હમારે ડેકાંણે હરેક બીજા શાહેબને ડેડવો. હમો એ કામથી આજ દીનથી દુર છઇએ તે જાંણુજો–શ્રી મુમબઇની તારીખ ૧૫ મી જુન ૧૮૩૬.

લા૦ વાડીઆ નવરોજજી જંમશેદજી શહી."

એ જાહેર ખબરમાં રાજીનામુ આપવાનો સબબ એવણ "હમારેથી મેહનત થાતી નથી અને ગરીબ લોકો નાહેકને હમારે બારણે અહરાએચ," એમ જણાવે છે. એટલે જાહેરમાં એવણે રાજીનામાનો સબબ ખોલ્લે ખોલ્લો જણાવ્યો નથી, પણ ખુદ રાજીનામુ, જે પોતાના ગોઠ્યાઓ ઉપર મોકલ્યું હતું, તેમાં તે સબબ, તે વખતનાં પંચાએતનાં કામમાં કોઇ એવણના વીચાર મુંજબ ચાલતી ગેરવ્યવસ્થા જણાવે છે.

ફરામજી કાવશજીએ છુટું રાજીનામુ આપ્યું હતું નહી પણ વાડીઆ નવરોજીનાં રાજીનામાની નીચેજ એક મીનીટ રૂપે તે આપ્યું હતું. જેમ નવ-

રોજી વાડીઆનુ રાજીનામુ થા નકલ પંચાએતને દફતરે હાથ લાગતી નથી તેમ તેની નીચે ફરામજી કાવશજીએ પોતાના રાજીનામાની કરેલી મીનીટની નકલ પણ મલતી નથી.[1]

---

(૧) આ બાબદના અસલ ગુજરાતી લખાંણો દફતરે નથી અને બીજે ઠેકાણેથી મલતાં નથી. તેથી એ વીષે મુંબઇ તાઇમ્સ Bombay Times ઉપર માનેકજી ખરશેદજીએ 'Q in the Corner' એવી સહીએ લખેલો પત્ર સદાબરો નીચે આપું છું, સબબ કે એ એક અગત્યનો પત્ર છે કે જે તે વખતની પંચાએતના કામકાજની કાઇક હકીકત અને ખુદ કોમની કોઇક હકીકતોની વીગત આપે છે.

"No. 11.

"Sir,—The translation of the letter from Nowrojee Jamsetjee Wadia, adverted to in his proclamation published in the *Samachar* newspaper of the 16th June 1836, as given in my last number para 4th, is as follows :—

"Brothers Bomanjee Hormusjee, Framjee Cowasjee, Cursetjee Manockjee, Jamsetjee Jejeebhoy, Hormusjee Dorabjee, and the rest of the members of the Punchayat. This is written by Wadia Nowrojee Jamsetjee, who, with his prayer for his welfare, begs to represent that, on the death of the late Wadia Ruttonjee Bomanjee, your humble servant's name was enrolled among the members of the Punchayat, and from that day I did what I could for our assembly, as well as for the benefit of our people; but as events of disgraceful nature at present are of frequent occurrence among us, and we cannot (or rather will not choose to) make any arrangements for checking the same, and as several poor people frequent my door for redress which I have it not in my power to grant, I, consequently, request the favour of your nominating some other person to supply my place.

* * * * *

" In conclusion, pray excuse me from this time; henceforth I shall consider myself absolved from this (the Punchyt's) business. I shall cause a copy of this intimation to be published in the *Samachar* for the information of the public. Dated this 8th June, 1830.

(Signed.) NOWROJEE JAMSETJEE WADIA."

"2d. At the foot of the above letter from Nowrojee Jamsetjee Wadia resigning his office as a member of the Punchyat, Framjee Cowasjee Sett made the following pungent observations. They are bold and undisguised, as they are penned with the sincerity and warmth of feeling which dictated them. It is a document of substantial interest, and is literally, as I could garb it in English, in these words :—

'" I, Framjee Cowasjee, send greetings to all the gentlemen of the Punchyat, and write as follows: That our brother Wadia Nowrojee Jamsetjee has made but just and proper observations in withdrawing his name from the Punchyat. I, too, have come to the same resolution, and shall not hereafter join with you in transacting any of the Punchyat's business. Were I to attempt to particularize all my reasons for doing so, I could fill a thick folio volume, because we have of late failed in our objects in establishing any beneficial rules for our community. We have caused more evil than good for our people. You require not to be told the extent to which evil deeds are now being carried on among us. Individuals calling themselves Zoroastrians have now become so reckless that, in the first place, they look upon adultery and fornication as anything but sinful or disgraceful ! There are, in this place at present, individuals who not only deserting their lawful wives, recklessly live with, and spend their existence in the houses of, unprincipled women, but even their bastard children are admitted among Zoroastrians to their great disgrace. You will take no notice of, much less punish, such individuals; they are allowed even to participate in the sacred rites of our 'Ghambars', and enter our most sacred places of worship ; and what are the consequences resulting from this ? Why, unprincipled Parsee females do now boldly and publicly keep up their illicit intercourse with men, even of other nations, by infamously exhibiting themselves like the females of other castes! and this because all the dread ( hitherto felt ) on the part of the males and females amongst the Zoroastrians has vanished away; because you, gentlemen of the Punchyat, have not brought, and will not bring, such offenders to punishment, but have on the contrary, passed the same over unnoticed. You are cognizant of their offences, but will make no arrangement to put a stop to this growing evil, the influence of which is every day increasing among us; and to

such an extent will it augment that in some ten or twenty years hence you may be certain of witnessing Parsee women with jingles to their feet, learn to dance and go about nautching, like the Hindoo and Mahometan women, not only in the assemblies of the Parsees, but also of other castes. Such is my belief, and I write this to convey my feelings to you on the subject.

'"It is deeply to be lamented that in the present age (of enlightenment,) and during our leaderships, we should have so utterly neglected guarding against consequences such as I have premised above; and that we should have failed in administering *impartial* justice to individuals seeking it; and that *all this is owing unfortunately to the existence of sheer jealousy among our ownselves* !! In short, in neglecting to do good we have been the cause of augmenting mischief, and consequently we, the members of the Punchyat, on going to the other world will have to appear ( before our Maker ) covered with shame.

'"It is to the *want of unanimitg among ourselves of late that the whole of the (beautiful) workings of the Panchyat have been deranged* ! Observe this, for instance, that the wife of one Namdar adopted a Mahometan Persian named Zal, as her son, and invested him with the sacred badge of Zoroaster, and afterwards married him to a Parsee girl, without the permission of the Punchyat; since then, this wretch of a man succeeded in enticing his said matroness, and she a widow and the mother of several children, actually eloped with him, and is living under his roof ! You will do nothing to him—you will even not take the trouble of enquiring into the circumstance, much less take proper notice of it !! When such things are allowed to pass, why should we *suffer the name of our Punchyat to be soiled with disgrace* ! !

'"How many such instances might I write on ? Gentlemen, you had the remedy in your hand but you neglected to avail of it in order to put a stop to such disgraceful doings as that I have mentioned.

'"Proper *bundobusts* had been made in the time of the late Hormusjee Bomanjee Vadia, and other leading members of our Punchyat to check such licentious doings amongst the Parsees, but to such *bundobusts* you did not continue to give due effect, and it is to this that the increase of evil among us must be attributed. If you but

seriously reflect on this you cannot miscalculate on the probability of throwing obloquy on the fair name of our Zoroastrians, for when it will be more generally known among the English and other nations that adultery is thus virtually sanctioned by the Parsee caste, might they not call us all bastards ?

'" This very circumstance was forcibly brought to my knowledge by Mr. John Leckie, during the time the great case of the *Gheestas* (a Parsee family) was pending in the then Recorder's Court, and in the course of which several depositions were sworn to by the most respectable individuals among the Parsees, flatly contradicting each other ! ! Sheer envy (party feeling) alone influenced them to prevaricate themselves on the point at issue,— that according to our religion bastard children, though born of a woman of another nation, when invested with our sacred badge, are to be considered as legitimate offspring. Sir James Mackintosh, consequent upon such dispositions[૧], admitted a Parsee illegitimate son to the right of heirship to his late father's estate. Mr. John Leckie who then was one of the sitting aldermen, sent for me, and told me that the Court had, in that case, allowed a Parsee illegitimate son to inherit his father's estate; consequently in ten or twenty years there would exist no difference among the Parsees between the legitimate and illegitimate children, and that they all might be termed alike bastards; and that though the Parsee gentlemen were well treated by the Europeans and allowed chairs to sit on, they hereafter would not be considered, under the above circumstances, respectable enough to be treated with even such common civilities ! The case in question abovementioned was subsequently brought to a new trial before Sir John Knewbolt, who re-investigated it anew, and by rejecting former contradictory evidences declared it as his opinion, and decreed it accordingly that a Parsee illegitimate son is entitled to a life maintenance only, and nothing more, from his father's estate.

" 'Again, gentlemen, observe the consequence resulting from your non-interference to put a stop to admitting such illegitimate Parsee children as proselytes among us.

(૧) આ શબ્દ depositions જોઇએ.

' "Here was an illegitimate girl by a French woman, from Mauritius, and within the last two days I have heard that even a member of my own *Banajee's* family, a woman by name Heerjeeni Soona, who is upwards of 60 years old, has eclipsed the fair name of our said family by remarrying her son with this illegitimate girl, a bastard, under the circumstances which I have just now mentioned! Behold, then, that even members of a respectable family are content now to view such transactions in the light of anything but disgraceful, and would thus rather sacrifice the respectability of birth, family, and character. And be assured, gentlemen, that such hereafter will be the most common occurrence among our own children—and for this reason, that the fault lies directly at our own door, namely, that we did not only put a stop to, or check, individuals from indulging in such, their infamous, proceedings, but you *yourselves, members of the Punchyat,* were even *not ashamed of yourselves, in joining in feasts in honour of the weddings of such illegitimate and bastard chlidren, and in parading through streets in such processions,* without regard to what people might say within themselves!!

' " The members of the Punchyat are guilty of many such faults; and if ever I had damaged myself by mixing up with such transactions I could not have ventured to take upon myself the task of telling you any thing now. If a father mixes himself up with any such disgraceful transactions, his son is sure to follow the same course, because he has no one to fear then: the only fear which he might have entertained of his father, but who being mixed up in such a transaction he need fear him not, for such a father, were he to admonish his son upon such a subject, what would be the son's reply?—Why this: But, father, why do you then do it yourself? and this must silence him at once. In like manner, how can we admonish others unless we are guiltless ourselves?

' " Much of the Punchyat's business being kept in arrears, the poor people at last got tired of running after us, and ruining themselves by the delay. For instance again, one Sorabjee, son of Sookla Jamas, outrageously took away a daughter-in-law of another Parsee, and, kept her in his own house as a concubine. You had both the knowledge of the circumstance, and proofs of the fact before you, but what did you do? nothing!

'" There are several persons, again, who will not even provide their daughters-in-law and wives with even common maintenance (on their being forsaken by their husbands ; ) whilst others are ripe to commit bigamy !

'" A carpenter deserted his blind wife ; she appealed to you—you would not do her impartial justice, and the said carpenter, without obtaining the Punchyat's permission, married another wife since the last six months, but as yet you have not caused a general assembly of our caste for the purpose of punishing the said carpenter, and the said Sookla Jamas's son ! ! Whilst the father-in-law of the said woman who eloped with the said Sookla Jamas's son has represented over and over again to allow his son, to marry another wife consequent upon the infidelity of his first wife ; and yet you would not comply with his reasonable request, by causing the general assembly of our Punchyat for the same.

" 'Thus when you, the leaders of the Punchyat, will not administer fair and impartial justice to those who represent their grievances to you where are they to go to ? to whom are they then to apply ? Veritably, under such circumstances, they are forced to act independently of the Punchyat, and it will be impossible for the Punchyat to punish them for defying its authority."

"3rd. After citing another case, that of one Muncherjee Merwanjee Jooja Francisna, similar in every respect to that of Sookla Jamas's son in openly living with a Parsee concubine, and whom the Punchyat could not bring to an account, Framjee Cowasjee concluded the above lengthy observations by requesting the leading members of that body to consider him, like his colleague Nowrojee Jamsetjee Wadia, to have relieved himself from the Punchyat's business, and absolved of all its questionable doings ; recommending, however, to the gentlemen to whom these observations were addressed in their official capacities of the leading members of the Punchyat, to reorganize that body upon some substantial and equitable basis, by rejecting some and re-electing other members from among, and by the general voice of the Parsee body, but nothing of the kind was done, and the Punchyat (as it ought to be) was suffered to expire without even a groan.

Bombay, 6th March, 1845. Q IN THE CORNER."

૨. ખરશેદજી માનેકજીનું રાજીનામું.

આપણે આગલા બાબની છેવટે જોયું કે ખરશેદજી માનેકજીએ સને ૧૮૨૯ માં પંચાએતના કામથી ફારેગ થવાની મરજી જણાવી હતી પણ તે મરજી કબુલ કરવામાં આવી હતી નહી અને તેવણુને સમજાવી લેવામાં આવ્યા હતા. પણ હવે જ્યારે ઉપર જણાવવા મુજબ નવરોજી વાડીઆએ અને ફરામજી કાવશજીએ રાજીનામાં આપ્યાં ત્યારે તેવણે પણ પોતાનો આગલો રાજીનામાનો વીચાર પાછો રજુ કર્યો. તેવણે તે કંઇ લેખીત રજુ કર્યો હોય એવું દીસ્તું નથી પણ માનેકજી ખરશેદજીનાં ઉપર જણાવેલાં પત્રોમાના તા૦ ૧૦મી એપ્રીલ ૧૮૪૫ ના (નં. ૧૨ વાલાં) પત્રમાં જણાવવા મુજબ તેવણે મોહડેથી પંચાએતના સાહેબોને પેગામ કેહવાડયો હોય ( sent a message pretty nearly to the following effect ), એમ દીસે છે. રાજીનામાના તે પેગામનો સાર માનેકજી ખરશેદજી પોતાના ઉપલા પત્ર (નં. ૧૨) માં જેમ આપે છે તે પ્રમાણે નીચે મુજબ હતો :-

"2nd. That he continued to manage the affairs of the Punchyat so long as that body continued to exist, in its purest sense, for the benefit of the Parsee community—that is, so long as their general assemblies continued to be publicly held, and the decisions then and there passed met with the approbation of, and were respected by the Parsee Community, but that since he found that some of his colleagues were adverse to having public assemblies to discuss and decide on questions affecting their caste, he had, it was well known, ceased to take part with them in their proceedings; that he was sorry to observe both his friends and breathren, Nowrojee Jamsetjee Wadia and Framjee Cowasjee Sett, were forced, like himself, to the necessity of withdrawing from the Punchyat; that the former gentleman published his resignation in the *Sumachar* newspaper, and the latter notified it by a long letter; but on his, Cursetjee Manockjee's part, he was amply content by returning the circulars with his *ultimatum* that so long as the leading and influential Parsees of the day choose not to conform to the rules of their caste, as provided for by their constitutional *bundobusts*, passed from time to time since 1817, and would not cause[1] the general assemblies of their body, he would have nothing to say to them."

---

(૧) આ શબ્દ "Call" ને બદલે ભુલમા લખાયલો દીસે છે.

જ્યારે આપણે માનેકજી ખરશેદજીના આ બાબદના પત્રમાંથી ઉતારો કર્યો છે ત્યારે એવણે પોતાના (*Bombay Times* જોગાં) નં. ૮, ૯ અને ૧૦ પત્રોમાં પંચાએતના પડી ભાગવાના જે સબબો પોતાનાં મત મુજબ જણાવ્યા છે તે અત્રે આપું છું. તેવણના લખાંણ મુજબ હોરમસજી બમનજી વાડીઆના મરણથી એ પડતી શરૂ થઇ હતી અને

માનેકજી ખરશેદજીના વીચાર મુજબ પંચાએતના પડી ભાગવાના સબબો.

તે આગલા બદોબસ્તો નહી જાલવવાને લીધે હતી અને તે બાબદમાં જુના અને નવા સભાસદો વચ્ચે મોટો મતફેર હતો, જેથી ૧૮૩૬ માં કેટલાક જુના સભાસદોએ રાજીનામા આપ્યાં હતાં. એ બાબદમાં હું માનેકજી ખરશેદજીના તા૦ ૧૭ જાનેવારી ૧૮૪૫ નાં ૯ માં પત્રનો છેલ્લો ભાગ તાંકું છું.

"9th. The following are the points of contention between the old and newly made members of the late Punchyat:—

"The former strove to maintain the secred principle of treating "the poor and the rich alike." The latter were bent upon sacrificing that *inestimable* principle!

"The former were for assembling the Punchyat, from time to time, in the usual manner, in one of their public places of worship; the latter could not bear the idea of having their measures openly canvassed by a public body, and were for having instead private meetings in their houses and offices!

"The former were for continuing to a class of Parsees called *Pusthakeeas* as the privilege which they enjoyed for nearly half a century, of celebrating the first day of particular *Ghambars*—seasons—by giving a feast to the whole caste; whilst the latter were for conceding that privilege to one of their friends.

"The former were for excommunicating any Parsee who kept intercourse with any of the offenders then expelled from their easte; but the latter would, and did themselves eat and drink with those 'out-castes' *even* in Bombay, although the rules prohibited all from doing so.

"10th. In short, one after another each and every one of the rules and regulations passed by the late Punchyat, as given in my letters from

No. 2 to 6, for the better government of the caste, &c., have; either directly or indirectly, been suffered to be violated and trampled upon by those newly made members ! !

"11th. But the last, though not the least, cause of the division between the said old and the newly made leaders, was the encouragement given on the part of the latter to the unhappy re-establishment of the custom of bigamy among the Parsees and which the old members strove hard to check and annihilate—vide their 'bundobust' which I gave you in my letter no. 2; and for which offence a large number of Parsees, from time to time, were previously ex-communicated.

"12th. The circumstances I have just alluded to have been so vehemently commented upon, in language so strong, with reasons so cogent, in the letters of remonstrances which some of the old members of the late Punchyat addressed to that body, in throwing up their offices, that I will not omit, in my succeeding numbers, to give you a translation of these remarkable documents."

એવણે ગેરવર્તણુંકના બે દાખલા તાંક્યા છે (પત્ર નં. ૮ અને નં. ૧૦). એક ફરદુનજી નવાબનો. તે એક બુઢો પારસી હતો જેણે એક જવાન સ્ત્રી સાથે લગન કીધા પછી તેને પુરતો લવાજમ આપવા વગર તજી દીધી હતી. તે સ્ત્રીએ પંચાએતને અરજી કરવા છતાં તેણીને ઘટતો લવાજમ મલ્યો નહી, તેથી તેણીને સુપ્રીમ કોર્ટમા ફરીઆદી કરવી પડી હતી. એ નવાબના મુકદમા બાબે આગળ આપેલું હકીકત જોઈ છે. બીજો દાખલો હોરમજી બમનજી વાડીઆના એક દીકરાનો છે કે જેવણે જીવતી બાઇડી છતાં બીજી બાઇડી સાથ લગન કર્યા હતાં. તેવણની પહલી બાઇડી નવરોજી જમશેદજી વાડીઆની એક નબીરી હતી અને તેવણે પંચાએતના બંદોબસ્ત વીરૂધ બીજી બાઇડી કીધી હતી તોપણ પંચાએત, એવણના કેહવા પ્રમાણે, એ બનાવ સામે કાંઇ પગલાં લીધાં હતાં નહી. એ બાબદના માનેકજી ખરશેદજીના શબ્દો નીચે પ્રમાણે છે.

"No. 10.

**"I stated in my last letter, para, 9, a few of the prominent points that led to the division among the old and the newly elected members**

of the late Punchyat; and in para. 11 I added that the last cause, though not the least, that brought an untimely end to this once highly respected and really useful institution, was the encouragement given on the part of the newly elected Members to the unhappy re-establishment among the Parsees of Bigamy, which the old Members strove hard to check, and if possible to annihilate.

"2d. How strange and lamentable is the fact that the individual who trampled upon the Punchyat's bundobusts, who set its authority at defiance, and of whom ( owing to the preponderance of the influence of the newly elected Members in his favour ) no notice whatever was taken, whilst others were punished and expelled from caste for the very like offence, was one of the sons of the late Hormusjee Bomanjee Wadia, who ( the latter ) had so conspicuously distinguished himself among the Parsees for his zeal in the cause of their morality and welfare, by keeping, and causing to be kept, strictly inviolate the admirable rules of the late Punchyat, by setting such a bright example as that I quoted in my letter No. 6, para. 5, which led to his memory being revered even now among the Parsees !!

"3rd. This young gentleman's first wife survived but a very short time after this, to her, most awful blow. She was one of the grand-daughters of Nowrojee Jamsetjee Wadia, then one of the leading Members of the late Punchyat, and all that this respected old gentleman did, when he found that all persuasive measure from in and out of his family failed; that even those newly elected Members of the Punchyat were for encouraging on the youth to pursue his intentions, rather than taking any notice of the same; and as the only course that was left for him, the said Nowrojee Wadia, under such untoward and unhappy circumstances, was to have abdicated his office, and seceded from the Punchyat, by writing a letter to that effect to his colleagues, and proclaiming the following notice to the Parsees at large, dated 15th June 1836, as appeared in the *Sumachar* newspaper of the next day: "

મુંબઈ સમાચારમાં છપેલો ઉપર જણાવેલો પત્ર અસલ ગુજરાતીમાં ઉપર (પા. ૬૯૪) આપ્યો છે માટે તેનો અંગ્રેજી તરજુમો અત્રે આપવાની જરૂર જણાતી નથી.

એ ત્રણે સાહેબોના રાજીનામા પર અમલ થયો નહી.

એવું દીસે છે કે નવરોજી વાડીઆ અને ફ્રામજી કાવશજી એ બન્નેએ જોકે રાજીનામાં આપ્યાં હતાં, તોપણ પંચાએતનાં કામમાં હમશરીક થવાનું ચાલુ રાખ્યું હતું. એવું દીસે છે કે એ સાહેબોને પંચાએતના બીજા આગેવાન સાહેબોએ સમજાવી લીધા હોય કે તેઓએ પોતાના રાજીનામા બાબે ફરીથી વીચાર કરી ચાલુ રહેવું. તેમ તેઓએ કર્યું, સબબ કે એ વખત પછીના પંચાએતના કામોમાં પણ આપણે એવણની સહી શાખો જોઇએ છીએ. નવરોજી વાડીઆના સંબંધમાં તો આપણે જોઇએ છીએ કે રાજીનામાં પછીનાં વરસોમાં પંચાએતની કેટલીક મીટીંગો ખુદ એવણના તંબુમાં મલી હતી. દાખલા તરીકે, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૪૦[૧] ને દીનની, પછી ૨૮ મી એપ્રીલ ૧૮૪૦,[૨] અને તા૦ ૨૬ મી મે ૧૮૪૦[૩] ની મીટીંગો એવણનાં તંબુમાં મલી હતી. છેલ્લી એવણના તંબુમાં મલેલી એવી એક મીટીંગની તા૦ ૧૫મી નવેમબર ૧૮૪૨ [૪] ની નોંધ મલે છે.

ફ્રામજી કાવશજીના સંબંધમાં પણ આપણે જોઇએ છીએ કે એવણનાં ઉપલાં રાજીનામાં પછીની પંચાએતની કેટલીક મીટીંગો એવણની પોતાની ઓફીશમાં મલી હતી. એવી છેલ્લી એવણની ઓફીશમાં મલેલી મીટીંગની નોંધ તા૦ ૮ મી મે ૧૮૪૩ [૫] ની છે.

એવું દીસે છે કે વાડીઆ નવરોજી જમશેદજીએ તા૦ ૧૧ મી માર્ચ ૧૮૪૪ ને દીને એક છુટું રાજીનામું નહી પણ એક બીજી બાબદના સંબંધના સરકયુલરમાં સેરો કરી ફરીથી રાજીનામુ આપ્યું છે. "વાડીઆજી નવરોજજી

---

(૧) ચો. ૧૫, બા. ૧૨, પા. ૭.
(૨) ચો. ૧૫, બા. ૨૧, પા. ૨૨.
(૩) ચો ૧૫, બા. ૨૨, પા. ૨૩.
(૪) ચો. ૧૫, બા. ૧૧૪, પા. ૧ (૪ થો ભાગ).
(૫) ચો. ૧૫, બા. ૧૨૦, પા. ૬ (૪ થો ભાગ).

જમશેદજી તથા શંમશત અંનજુમંનના શરવે શાહેબોની ખીદમતમો" અરદેશર દાદાભાઇ નામના ધણીની પોતાની સંસારી બાબદમાં તા૦ ૧૧ મી માર્ચ ૧૮૪૪[1] ની એક અરજી છે જેમાં ખરશેદજી માનેકજી લંબાણુથી પોતાના એ સંસારી બાબદના વીચારો જણાવે છે, તેની નીચે નવરોજી વાડીઆ નીચે પ્રમાણે શેરો કરી પોતે પાછું પંચાએતના કામથી હાથ ઉઠાવવાનું જાહેર કરે છે. તેવણે એ સંસારી બાબદનાં સરકયુલરમાં લખ્યું છે કે "હંમોએ પંનચાએતનાં કામથી હાત ઉઠાવેઓ છે પંણ આએ અરજીમો જે બીનાં લખી છે તે ઉપર લખા મુજબ તપાશેલી છે ને વરી ભાઇ ખરશેદજી માંણેકજીએ વધારે તજવીજ કરેલી છે ને શરવે બીનાં લખીચ તેથી વાકેફ થાજો."

તા૦ ૫ મી મે ૧૮૪૫[2] ને દીને કેપટન બરોઝ (Capt. Burrows) વાડીઆજી નવરોજી તથા પારસી પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખી જણાવે છે જે "તંમારા નશેશલાર બે અથવા તરંણ જણાંને હાલ હમનાં જરૂર મોકલાવી દેજો કોટની પોલીશ હાફીશમો મોકલજો મંને તથા લીજીટ શાહેબને એ શખશોને પુછવું છે." એ પત્રની નકલની હેઠે નોંધ છે કે "મી. લેજીટ શાહેબને તથા સી. લેજેટ[3] શાહેબને જાહેર થાએ જે હાલ હંમોએ પંનચાતનાં કાંમથી હલાએદા છેએઉ. લા૦ વાડીઆ નવરોજજી જંમશેદજીની અરજ કબુલ કરવી." એ ઉપરથી દીસે છે કે મે ૧૮૪૫ ની આગમચ એવણે પંચાએતના કામથી ફારેગ થવાનો વધારે ચોકશ ઠેડાવ કર્યો હતો.

માનેકજી ખરશેદજીના ઉપર જણાવેલાં પત્રોમાનાં નં. ૧૨ વાલાં પત્ર ઉપરથી દીસે છે કે નવરોજી વાડીઆ આ પહેલું રાજીનામુ આપવા પછી ૮) વરસ સુધી પંચાએતનાં કામમા સામેલ રહયા અને ૧૮૪૪ ના સાલમાં પાછું રાજીનામુ આપ્યું અને તે તે સાલના એક અંગ્રેજી ન્યુસપેપરમાં છપાવ્યું હતું. માનેકજી ખરશેદજીના જણાવવા પ્રમાણે (જુઓ પત્ર, ના. ૧૨ પા. ૩૧) એમ બીજી વખત રાજીનામુ આપવા છતાં પણ એવણ અવાર નવાર પંચાએતનાં કામમાં સામેલ

(૧) ચો. ૧૫, બા. ૧૫૬, પા. ૧૨. (૫ મો ભાગ).
(૨) ચો. ૧૬, બા. ૯, પા. ૩. એ અસલ અંગ્રેજી પત્રનો તરજુમો દીસે છે.
(૩) "બરોઝ"ને બદલે "લેજેટ" નામ ફરીથી નકલમાં લખાયું છે.

રહેયા (Subsequent to the publication of the said second notification, he has again and again identified himself in some measures, with that body).

ઉપલી હકીકત ઉપરથી દીસે છે કે ખરશેદજી માનેકજી પણ છેક ૧૮૪૪ સુધી પંચાએતના કામમાં સામેલ રહયા હતા.[1]

(૧) શેઠ ખરશેદજી માનેકજી તા૦ ૭ મી મે ૧૮૪૫ ને દીવસે ૮૧ વરસની ઉમરે ફક થયા હતા. એ ઉપરથી દીસે છે કે એવણે લગભગ મરણના વખત સુધી પારસી પંચાએતનું કામ કર્યું હતું. એવણનાં મરણ વેલાએ અત્રેના સર્વ પારસી વર્તમાન પત્રોએ પોતાની અત્યંત દલગીરી જાહેર કરી હતી. તે વખતના જાણીતાં "ચાબુક" તા૦ ૮ મી મે ૧૮૪૫ ના પોતાના અંકમાં એવણની જીંદગીમાં એવણ સાંમે કરેલા ટીકા માટે દલગીરી દેખાડી જાહેર કર્યું હતું કે "In the course of our editorial career, we may have transgressed the bounds of courtesy in making irreverential mention of the late Sett Cursetjee Maneckjee, but we this day confess ourself penitent for the same." તે વખતના "મુંબઇ સમાચાર" અને "જામે જમશેદ"ના અંકોમાં તેવણને પારસી પંચાએતના આગેવાન મેમબરોમાના એક તરીકે જણાવ્યા છે. "જામે જમશેદે" તો જણાવ્યું હતું કે ગરીબોની ઇનશાફ કરવાની બાબદમાં એવણનું ઘર "દરબાર" અને "દાદગાહ" થાઇ પડયું હતું. એ પત્રના તા૦ ૧૧ મી મે ૧૮૪૫ ના અંકમાં એવણે આગલ રાજીનામું આપવા છતાં કામ કર્યા કીધું હતું તેના સબબ તરીકે જણાવે છે કે લોકોએ એવણને ગરીબોના ઇનસાફ કરવાના કામમાં ચાલુ રહેવા કહયું હતું. ત્યાં લખે છે કે:

"When some few years ago the deceased retired from the Punchayat's seat, people ran from house to house for redress, but in vain.........This state of things led the most distinguished and influential among the Parsee community to beg of the deceased Sett to resuscitate the Punchayat by resuming his office; and he was at last prevailed upon to do so about four years ago, to the universal joy of the Parsees; and in which benevolent occupation he continued up to the time of his last indisposition nay up to the very last moment he was conscious?"

તે વખતના એક અંગ્રેજી પત્ર ( *Gentleman's Gazette* May 9, 1845 ) માં લખ્યું હતું કે "He......held a prominent position in the Parsee Punchyat". એજ અંગ્રેજી પત્ર ( તા. ૧૯ મી મે ૧૮૪૫ ) એવણને એક સુલેહ પાથરનાર ( Peacemaker ) ની ઉપમાં આપે છે. ( આ વર્તમાન પત્રોમાના ખરશેદજી માનેકજી મારેના ફકરાઓ "Obituary Notices of the late Cursetjee Manackjee, Esq. as they appeared in all the Native and English Newspapers of Bombay, Printed at the Times Press, એવે નામના એક નાના પુસ્તકમાંથી આપ્યા છે. )

૩. ફરામજી કાવસજીએ રાજીનામા આગમચ કોમી ગએર વ્યવસ્થા બાબે કરેલી ફર્યાદો.

ફરામજી કાવશજીએ તા૦ ૮ મી જુન ૧૮૩૯ ને દીને રાજીનામું આપ્યું, પણ તે આગમચ એકથી વધુ વખત તેવણે કોમમાં ફેલાતી અનીતી બાબે અને તે માટેનાં પંચાએતનાં આંખવીચાંમણાં બાબે ફર્યાદ કરવા માંડી હતી. તેની થોડીક વીગત અત્રે નોંધીશું.

(૧) પારસી પીઠાંવાળાઓની દુકાન પર ઘરની સ્ત્રીઓ દારૂ વેચવા બેસતી, તે બાબે સરખો ઇનસાફ નહી થવા બાબે ફર્યાદ.

પેહલી ફર્યાદ એવણે તા૦ ૩૧ મી માર્ચ ૧૮૩૦[1] નાં નવરોજી જમશેદજી વાડીઆ અને જમશેદજી જીજીભાઇ જોગાં પત્રમાં લખી હતી. પારસી પીઠાંવાલાઓ દુકાનો ઉપર દારૂ વેચવા પોતાને ઘરની સ્રીઓને બેસાડતા હતા તે સાંમે જમશેદજી જીજીભાઇએ નવરોજી વાડીઆ અને ફરામજી કાવજી ઉપર તા૦ ૩૧મી માર્ચ ૧૮૩૦ ને દીને પત્ર લખ્યો હતો. તે ઉપરથી એવણે ( ફરામજી કાવજીએ ) એ પત્ર એજ તારીખે લખ્યો હતો. એમાં એવણે લખ્યું હતું કે "હવે ભાઇજી એ બાબે તા. બીજાં એવાંજ ગનાંજ અનજુમંનનાં કાંમ વરશ ૩ )[2] થઆં ખરાંબાંમાં પરેઆં છે તે તમો એક બીજાં મેમબરો હવે અદેખાંઇ રાંખીને અનજુમંનનું કાંમનો હરએક ધાંરો ખાંઆંમખાં બંગાંરતાં આવેછે ને લોકોને પઠર આંતમાં[3] આપીને ફીશાદ વગેરે બીજુ કાંઇ કરવાં દેતાં નહી તે તમો શાહેબોને શરવે રોશંન છે જે હરએક કાંમમાં ને હરએક વાંતમાં અદાંવત નાખીને ખાંઆંમખાં આં કજફજ[4] નાંખીને તે કાંમ ખાંઆંમખાં બગાંરે છે તેથી હમો ગનાંજ નાંચાંર છઇએ ને એ બાંબે ગનોબી કરોદ આંવે છે પંન એ તંમાશો લોકો જોએચ તે ચીજથી ઉચાં બેશીને ખોદાંએને આંદ[5] કરીને બેશી રઇએચ તેમાંજ ફાંએદો હમોએ

(૧) ચો. ૬, બા. ૪૭, પા. ૩૫.

(૨) આ ત્રણ વરસનો ઇસારો તે શેઠ હોરમજી બમનજી વાડીઆનાં મરણનો ઇસારો દીસે છે કે જયાર પછી પંચાએતનાં કામ અને સતા થોડીક ગગરી ગયલી માલમ પડે છે.

(૩) હાથમાં.

(૪) કદાચ 'કવચ' (a prickly plant) ને બદલે હોય. આ પાલો શરીરને લાગવાથી ફચવચ થાય છે. (૫) યાદ.

જોઓ. કેતલાંએક કામમાં એ શાંહેબ મોતો પાંલો[1] થાઇને આંગલ પરે છે ને કેતલાંએક કાંમમાં બીજાં શાંહેબોને શાંતે શામીલીએત લઇને કરે છે તાંરે કેટલાંએક શાંતે કજીઓ કરતાં ફરીએ હેવાં કેતલાંએક કાંમ એવાં છે તેનાં ધાંરાં મજબુત એકજ ધાંરો બાંધો ને તે ધાંરાંમાંથી જે કોઈ ફરે તેની શજાં શાંઠેજ બાંધો ને તે ધાંરાંવો પબલીકમાં બેશીને એવાં મજબુત કરો ને તે પબ-લીક કરો ને તે ધાંરાં ઉપરાંત પછી ઇનશાંન ચાંલે તારે તેની શજાં દેવાંને બરાંબર શામેલમાં રેઉ જે વખતે પોતાંનો ભાઇ હોએ તેને પંન નશીએત બરાં-બર કરો તાંરે તંમાંરાં ધાંરાં જોવાં કે શી રીતે ફરે છે તેથી તમો મજબુત એ ધાંરાંવો જે બાંધવાં માંગો છેવો તેમાં એ પીઠાંનો અશલ ધાંરો છે જે પીઠાંમો ઓરત નહીજ રેએ તેથી તે પરમાંણે બાંધીને તેનાંને જાંએર કરીને પછી તે ઉપરાંત જે થાંએ તેની શજાં તમો પાશે બીજી તો નથી પંન એક તંમાંરી શોબતથી તેને દુર મુકો[2] છેવો તેમાં પંન તેને કશી વાંતની અરચંન નથી પંન કજાંરજાંએ મરે તારે દખમાંમાં નહી નાંખઉ તેનાં દરથી તે બંદો-બશને કાંએમ રાંખી શકશે તે શત જાંનવો તેથી એ ઉપરનાં બાંધાંવો[3] ગનાં કરવાં છે તે તમો શાહેબોનાં આત[4]માં છે તે કરો ને તેનીજ શાંઠે એ પંન બાંધો કરો."

(૨) રંડીબાજો અને બુરી કુટન સ્ત્રીઓ અને મરદો બાબે ફર્યાદ.

ત્યાર પછીનો એવણુની ફર્યાદ બાબેનો પત્ર[5] તા૦ ૮ જુન ૧૮૩૦ નો છે. આ પત્ર વાડીઆ નવરોજી ઉપર લખેલો છે. આગલા માર્ચ મહીનામાં નવરોજી વાડીઆ ઉપર લખેલા પત્રની યાદ આપી પોતાના એક અતલગનાં ખેશી (ફરામજીનાં મામાના છોકરા) ની વાંધાભરી વર્તણુંક માટે એવણુ ફર્યાદ લખેછે કે તે ખરાબ સ્ત્રીઓને ત્યાં રખડતો ફરે છે અને તેઓને પોતાનાં ઘરમાં પણ લાવે છે. આ એક અગતનો કાગજ છે જેમાં એવણુ કોમમાં ફેલાતી કેટલીક અનીતી માટે ફર્યાદો કરે છે. તે ફર્યાદો નીચલી બાબદોની છે:—

---

(૧) મોતો પોલો એટલે "મોટો પોહલો." હાલ પણ આપણે "ચોહરો પોહરો" કહીને એજ અર્થે વાપરીએ છીએ.

(૨) આ વાંચણ જરા શકમંદ છે. (૩) બંધોબસ્તો.

(૪) હાથમાં છે. (૫) ચો. ૧, બા. ૪૫, પા. ૩૪.

(ક) કોઇ પારસીઓ રાંડોને ત્યાં પડી રહે છે ને વલી ઘરમાં રાંડો લાવે છે

(ખ) કોઇ ખરાબ કુતન સ્રીઓ અને મરદો ઘણી ખરાબી કરે છે તેઓ "હેવાં કાંમમો ફરીને ગનાંનાં છોકરાંવોને ફરેબ દીએ છે તા. બાંહેર જાંગલાંવો તા. બીજી ખોમમાં[1] પંન લઇ જાંએ છે." આ સરવેનો મજબુટ હાથે અટકાવ કરવા એવણુ પંચાએતના સાહેબોને ભેગા મલી વીચાર કરવા કહે છે અને જણાવે છે કે એમ નહી કરવામાં આવશે તો એવણુ પોતે હેંડબીલ વેંહચી એ બાબદ જાહેરમાં મેલશે. એવણુ લખે છે જે "કહીબી બંદોબશત અનજુમંન બેશીને કરો જે આંપરી જરથુશતી ખોમ દાંહાંડે દાંહાંડે ઉગાંડે બજાંરે ગુનાંનુ ને પાંપનુ કાંમ કરવાંને કશી ચીજની એબ ગનતાં નથી. એ પરમાંણે ગનાં જનાં શારી આંશાંમી તા. વચલી તા. છેલી ખોમ શુધી એક એકથી તમોએ તજવીજ કીધીજ નહી તેને લીધે બેહાંઇ વતી કરીને દરવંદની રાંડોને તાંહાં રાંતને દાંહાંડો પરી રેહે છે ને શરવે ચીજનુ હલેખર પંન થાંએ છે ને તે ઇનશાંન ગુનેગાંર થાઓ ને તેને માંથે ગુનાં ચહડેઓ ને તેની શરમ આંખ ઉપરથી જતી રહી......તે ઘણી તમાંરાં શારાં ધરંમની જગો આંદરીઆંન તા. આંતશબેહેરાંમમાં તા. ધંમબા-રમાં તા. હરેક બાજ રોજગારે તમો શાંથે એક બીજાંને શાંમેલ થાંઇને ઉભાં રેહેચ તાંરે તમાંરી બંદગી તા. ધરંમ કાંહાં રેહેઓ ને તમો શરેશરીઆંન જાંનોછો જે ફલાંનો આંએ રીતનુ માંણુશ છે જે આંનીને આંપડી શાંથે શાંમે-લમો બેઠો છે તે તમો કઈ અનજાંન નથી જે તમોને તે વાંતનો ગુનાં નહી લાંગે. પંન આંપડે શરવે જાંનીએચ ને તેની શાથે એકઠાં વાંપરેઉ હેમાંથીજ આંપડી તકશીર ગંની ખોદાંએની આંગલ છે તેથી કરીને આંપડી જરથુશતી ખોમનુ શારૂ નથી કેહેવાંતુ. તેથી તમોને તેવાં ઇનશાંનને તરત નાંમ દેઈ[2] શોધી કાંહાંડીને નોટીશ આપો જે તે ઘણી માંશ ૧) મો બરશનુમ અઠવાં નોહોન નાંહીને તે કાંમથી દુર નહી થાએ તો તમો તરત કઈબી શજાં તેને ઠેરવો જે પબલીકમો તેને શજાં મલશે તાંરે કઈબી તમાંરી ખોમની શોભાં રેશે ને તમોએ જે છીનાંલ રાંનનાં છોકરાંવોને દીનમાં લેવાંને બંધ કીધાં તેનું

---

(૧) કોમમાં. (૨) એ શબ્દનું વાંચણુ શકમંદ છે.

રીગલેશંન[1] બાંધવાં માંગો છેવો તે ઉપરનુ રીગલેશંનની એ પાંખ છે જેને અંગરેજ લોકો બરાંચ[2] કેએછે તેથી એ ઉપરનાં ધણીઓને મજબુત બંધ કરો. ”

(૩) બેહાઇના કામો બાબે ફર્યાદ.

ત્યાર પછી શેઠ ફરાંમજી કાવસજીનો આ બાબે બીજો પત્ર તા૦ ૨૧ જુન ૧૮૩૦[3] નો છે. તે “ભાઇ શાંહેબ ભાઇ નવરોજજી શુ. જમશેદજી તા. ભાઇ જમશેદજી જીજીભાઇ તા. ભાઇ બહમનંજી હોરમજજી તા. ખરશેદજી માંણેકજી તા. બીજાં અંનજુમંનનાં શાંહેઓ ” ઉપર છે. તેમાં લખે છે કે “ ભાઇજીઓને અરજ આંપરે બેઠા હતાં વાંડીઆંજી બંમંનજીને તાં તે દાંરે જે ખરાબ કાંમનાં ધણીઓ જે રાંનઆંજી તા. ઓરતો ખરાંબ કાંમ બાંબેની ......[4]... જે હમનાં એ કાંમમાં પમલીકમાં પકરાંઆં છે ને તે વતરોગ ગનાંજ જનાંવો પંન એજ મીશાંલનાં છે. હવે તે બાંબે આંપરે પંનચાંત બેશવાંને ઠેરવેલ છે જે શોમવાંરે આંદરીઆંનમાં બેશીને તેને શજા દીજીએ તે બાંબે હમોએ એક મુખશોદો[5] કીધો છે જે એ બાંબે આંપરી અનજુમંનનાં આંગલ શરવે બંદોબશ ચલાંવતાં હતાં ને લોકોને નશીએત કરતાં આંવેઆં છઇએ પંન તે દાંરાની આંલંમ જુજ હતી ને તે વખતનાં ઇનશાંન એવાં નાંદાંન અકલનાં નહી હતાં ને હમનાં આંલંમ વધી છે ને હુવેનાં ઇનશાંન કઇજ ડીન ધંરંમનું કશું શમાંલતાંજ નથી ને હમોએ બીજાં બેએ ચાંર શાંહેબો શાંતે એ વાંતો થાંઇ તે શાંહેબોની તા. હમાંરી નજરમાં પંન એમજ આંવે છે જે આંપરે તરત એવાં બાબનુ રીગલેશંન પકુ કરઉ ને તે રીગલેશંનની તશકીર બાંધવી તેની શાતે તેની શામને ઠેરવીને તે રીગલેશંન તરત શઇઓ કરવી ને તે રીગલેશંનની નકલો કુલ જરતુશી ઓમનાં મરદ તા. ઓરતોને આતો આત આંપવી ને પછી તમો આંએ અંનજુમંન ભરો ને તેને પંન શજાં આંપો તેથી તમો ભાઇ જમશેદજી જીજીભાઇને હમોએ ફરાંમજી કાવશજીએ તે રીગલેશંનની આદદાશ આંપી છે

---

(૧) Regulation.
(૨) Branch. (૩) ચો. ૬, બા. ૪૯, પા. ૩૭.
(૪) અંહી બે ધણીનાં નામ છે.
(૫) “ મંસુદો ” અથવા “ મસાવદો ” એટલે “ ખરડો. ”

તે ભાઈ શાંહેબ ખરશેદજી માંણેકજીને વાંચવાં આંપી છે તે હમોને મોકલો તે હમો મેનત લઇ ભાઇ નવરોજજી જમશેદજી તા. જમશેદજી જીજીભાઇ શાંઠે બેશીને તે દરૂશ ફેરફાંર કરીને તે જાંતનાં નંગ ૨૦૦ કરીને કુલે જરતુશી ખોમનીનાં શાંરાં શાંહેબોને વાંચવાં બીરેએ જે તે શાંહેબો તે વાંચીને તે ઉપર પોતાંને કઈ ફેરફાંર કરઉ નજરમાં આંવે તે પરમાંણે કરીને પાંછું અંન-જુમંનનાં શાહેબોને મોકલે તે ઉપરથી નકી ફેરફાંર કરીને તે પાંકુ રીગલેશંન છપાંત્રીને કરીએ જે એ કાંમ કીધાંથી કુલે જરથુશી ખોમનાં શાંહેબોને ગનોજ નફો જે ગુનાંથી દુર રેશે તો જરતુશી ખોમની વરધી ગની થાંશે ને કુલ આંલંમ શોભાં ભરેલી થાંશે તે શત જાંણુજો ને એ વગર તંમાંરી જરતુશી ખોમ હેવાં ખરાબ કાંમમાં જે બેએહાંઇનાં નાંમોનાં બેએ મરદોએ તા. ઓરતો માંડી છે તે હવે ઠોરાં વરશ જો પકો બંદોબશ વગર ચલાંવશો તો ગનીજ ખરાંબી હવે ડીન ઉપર કાંમ ખરાંબ ઠાંશે તેમાં એઉ કાંમ ખરાંબ ઠાંશે જે પરમાંણે હીદુ તા. મુશલબાંનમાં ખરાંબી ચાલી છે તેથી પંન ખરાંબ વધી જાંશે તાંરે તમો શત જાંણુજે જે આપરી ખોમમાં શરવે વાંતે ખરાંબી થાંશે ને એક વાંત ચાંલશે જે ફલાંનાં મેમબરોનાં વખતમાં એ કાંમની તજવીજ નહી ઠાંઇ ને એક બીજાંની રાંખરખાંવત રાંખી તેથી કરીને કાંમ બગરેઉ તે બદલાંમી જીવેદાંન તલગ રેશે ને તેનો ગુનાં પાક દાંદગર દાવરની આંગલ આંપરાં રૂવાંનને ગનીજ શરમીનડી મલશે તે શત કરી જાંણુજો. તમોને એ કાંમ ગનુ મોતુ નથી દેખાંતુ પંન એજ કાંમ તરત મોતુ આંવી પરેઉ છે તેનો બંદોબશ પંનચાંતનાં શાંહેબો એકદલ ઠાંઇને કરશો તો ગનુજ શેલ છે ને એ બંદોબશ બાંધીને પબલીક કરશું ને અનશાંફનાં શાહેબોને તા. હાંકમને માંલમ પરશે તે શાંહેબો પંન એવાં નેક કાંમનો બંદોબશ જોઆંથી ખુશી થાંશે કાંએજે આંપરે ખરાંબ કાંમને બંન કરીએ છઇએ. શોમવાંરે પીઠાંવાંલાં બાંબે ભાઇ શાંહેબ ભાઇ જમશેદજી જીજીભાઇ અલીઆંગમાં મલવાં માંગે છે તે દરૂશ છે જે પીઠાંનો બંદોબશ શોમવાંરે કરો. તા૦ ૨૯ જુન શ. ૧૮૩૦."

(૪) બદફેલ ખાવીંદો-થી તેઓની સ્ત્રીઓના બચાવમાં બે બોલ.

એજ બાબદ તા. ૭ મી જુલાઇ ૧૮૩૦ નાં પોતાનાં વાડીઆ નવરોજી જોગાં પત્ર[૧]માં એવણુ લખે છે. એક પારસી નામે ફરદુનજી ઘડીઆલીનાં છોકરાની ધણીઆણીની બાબદમાં નવરોજી જમશેદજી વાડીઆએ એવણુ ઉપર તા૦ ૪ થી જુલાઇ ૧૮૩૦ ને દીને પત્ર લખ્યો હતો. તેનાં જવાબમાં

(૧) ચો. ૬, બા. ૫૧, પા. ૩૮.

એવણુ આ પત્રમાં એ મુકદમાનાં સંબંધમાં લખે છે કે "આંપરે તો શાંઇદોને માંઠે પાંપ મુકીને ઈનશાંફ કરવો તેથી તમોએ જેતલાં શાંઈડીની જબાંનથી શાંભલેઉ તેજ વખતે લખીને તે ધણીઓની શઇ લેવી ગતતી હતી ને તેની ઉપર વખતે તેને આંતશ મંગાંવીને શોગંન આંપીને પછી તે તમાંરાં ઓચરો[1] તે તેથી તે શાંઇદોની મુખ જબાંન ફરીને લખીને તે લોકોની શઈઓ લઇને તેનાંને શોગંન આંપીને તે શોગંન ઉપર મોબેદ શાંપુરદાંરૂ અઠવાં અરડેશર[2] શાંખ કરે જે શોગન હમો દેખતાં ખાંધાં છે તે શરવે ઓચરો હુમાં અનજુમંનમાં બેશી વાંકેબ કરીને રજાં આંપો."

એ પત્રમાં તેવણુ નવરોજી વાડીઆની પુછપરછમાં જણાવે છે કે જેમ કોઇ મરદ પોતાની સ્રીની બદફેલી શાબેત કરી બીજી બાયડી કરવાની રજા માંગે છે અને તે તેને અનજુમન આપે છે તેજ પ્રમાણે જો કોઇ સ્રી પોતાના ખાવીંદની બદફેલી સાબેત કરી "બીજો મરદ કરવાં માંગે તો તમો અંનજુમનનાં શાંહેબોને ગનુ મજબુત ગતાંરત છે જે તે મરદને રદ કરીને તેની બીનીત કરવી જે તે મરદને કોઇ ફરીને બીજી ઓરત પંનવા આંપે નહી ને તે ઓરતને બીજો મરદ કરવાંની રજાં આપે. જે કઇ ખરાંબી થાંએચ ને ઓરતો ખરાંબ હાંએચ તે ખરાંબ મરદોથી થાંએચ. જો મરદોની ઉપર તમો હાંદ[3] ને જોરાવર શજાં આંપો તો તે મરદ જાંરે ખરાંબ કાંમથી દુર રેએ તાંરે તે ધણી પોતાંની ઓરતનેજ શાંતે મોબતથી રાંખે તો ઓરત કડી ખરાંબ હાએજ નહી. તેથી હમાંરો વીચાંરમાં ઓરતને વતી વાંતે મદદ કરવી જોઇએ." એ બાબેનાં અંગ્રેજી કાયદાનો ફરાંમજી કાવશજી દાખલો આપે છે અને વધુ લખે છે કે "તમો શાંહેબો જો મેનત લઇને રીગલેશંન મજબુત કરશો ને અંનશાંફ ખરો કરશો તાંલેવંન તા. ગરીબનો બરોબર કરશો તો આંપરી પાંખ દીન જરતુશીનો દાંરો હવે ચોકશ રોશંન થવાંનો ખરો તેથી તમો ઓરતની ફરીઆંદ પંન પેલી શાંભલો ને તેનુ રીગલેશંન પંન મજબુત કરો ને તેમાંથી એક બેએને એવી રીતે શજાં આંપશો તાંરે તે મરદ પંન ખરાંબીથી દુર રેશે ને ગુનાંનુ કાંમ કમી થાંશે તેજ મોતુ શવાબ વગર કીધે શવાંબ તમોને હાંશલ થાંશે તે શત જાંણુજો........તમો શરવે શાંહેબો જે કઇ કાંમ અનંજુમંનનુ આંતમાં હોએ તે ઉપર મેનત લઇને

(૧) Vouchers. (૨) અરદેશર તે તે વખતનાં પંચાએતનાં મેહતા હતા.
(૩) અં. Hard સખ્ત.

તરત કરશો તો કંઇબી કાંમની શોભાં રેશે તેથી આંપરે જે મરદ તા. ઓરતોનાં બંદફેલ બાંબેનાં રીગલેશંન તરત બાંધીને તે ધણીઓને નશીએત કરો જે તે ધણીઓ ખરાબ કાંમથી દુર રેએ ને નેક રશતે ચાંલે તો તે મોતુ શવાંબનુ કાંમ થાએ તેમાંથી શરવે નેક થાંશે ને ખોદા.....બરખત આંપશે. એ બાંબતમો જરૂર મેરબાંની કરીને તંમારાં પંનચાંતનાં મેમબરો શાંહેબોને તા. બીજાં શાંહેબોને એ હમારી ચીઠી વાંચવાં બીડો તે શાંહેબોની નજરમાં આંવશે જે હમો ઓરતની તશકીર પરમાંણે મરદની તશકીરને પંન શજાં વતી આપવાને અરજ કરીએચ તે શરવે શાંહેબોનાં ધાંનમાં આંવશે ને કડી શાંહેબોને એ બાબેનો કઈ વીચાંર આંવે તો તમો વાંડીઆં હોરમજજીને તાં બેઠક કરો ને તાં પચીશ પચાંશ શાંરા જરતુશીમનાંને એકતાં કરો ને તાં શેવક આંવીને કુલે મુખ જબાંનથી વાકેબ કરે.........આંપરી અંનજુમંન એક પઇશાંદાંરે તશકીર કીધી તેનુ શરવે કોઈ બોલી નથી શકતાં ને તેને શજાં નથી આંપતાં ને ગરીબે એ કીધી તેને શજાં આંપવાંને જાંવો છેવો તેથી તમો અનશાંફ ગરીબના કરીને શજાં આપો છેઓ તેજ પરમાંણે પઇશાંદાંરને પંન કરો જે તંમારાં અંનશાંફને આંબરૂ થાંએ."

તા. ૨૧ ફેબરવારી ૧૮૩૩ ને દીને ફરાંમજી કાવશજી તા. ૨૦ જાનેવારી ૧૮૩૩ ના દીનની મદરાસ અને ત્યાંથી પેગુ ગયલા

(૫) રાખેલી રાંડોનાં સબંધની બેહાઇ સામે ફરામજી કાવસજીના બે બોલ.

એક જરથોસ્તીની અરજી[1]ની ઉપર સેરો કરે છે કે જે અરજીમાં એ ધણી પોતાની પારકી ન્યાતની રાખેલી સ્રીને પેટની ૧૧ વરસની છોકરીને "આપરા બજરોગોનો રશમ છે તે મુજબ હમો તેને જરતોશતી પ્રીરકામે લાવીએ તેને શદરો કુશદી પેરાવીએ," એવી અરજ કરે છે. ફરામજી કાવસજી મીનીટ કરે છે "રાનના પેટના છોકરાંવો બાબે આપરે જે કઇ બંધોબશત કીધો છે તે કઇ ફોરસ[2] મો લાવતા નથી ને એણે ખરાબ કામ ઉગારૂં રાખીઉ છેવો તેમોથી આપરી ખોમ વહતી ખરાબ ને બેહાઈ ઉપર ચાલે છે તે સરવે શારૂ નહી. આપરી પાક જરતોશતી ખોમને અએબ થાએ છે તેથી એની કંઇબી તજવીજ કરીને બંન થાએ તે કરવું શજાવર છે તેથી એવા બેએહાઇના લોકોને એવા ગેલા કામથી અતકાવ મજબુત થાશે તારે કઇ ............... ...[3] બન રેશે તે જાનજો. તેથી શરવે શાહેબોને બેશીને કંઇબી બંધોબશ જોરાવર કરવું શજાવર છે."

---

(૧) ચો. ૧૨, બા. ૧૮, પા. ૧૩. (૨) Force, એટલે 'મજબુતાઇથી અમલમાં'.
(૩) અંહી શબ્દ ઉકળતા નથી.

# બાબ ૧૧ મો.

## તા૦ ૧૬ મી જુન ૧૮૩૬ થી તા૦ ૩૧ મી દીસેમ્બર ૧૮૪૮.

આ બાબનો અરસો આપણે આગલા બાબની સેવટે જણાવવા પ્રમાણેનાં નવરોજી વાડીઆ, ફરામજી કાવશજી અને ખરશેદજી માણેકજીનાં રાજીનામાના અરસા થી તે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સટીટ્યુશનની સ્થાપણા કાજે પારસી પંચાએતનું ફંડ તે ખાતાંમાં આપી દીધું તે અરસા સુધીનો રાખ્યો છે. આ બાબમાં નીચલાં મોતાં મથાલાં હેઠળ કેટલીક બાબદોની હકીકત સમાવી છે.

I. પંચાએતના મેમબરો, ફંડ, હીસાબ, મીલકત, વીગેરે.

II. સરકાર દરબાર સંબંધી બાબદો.

III. ધર્મ સંબંધી બાબદો.

IV. દખમા વીગેરેની બાબદો.

V. અત્રે અને બાહરગામ સ્થાપાયલી દરેહમેહરો, અતરેની ધર્મશાળા અને બીજી ધર્મની જગ્યા વીગેરેની બાબદો.

VI ખીસ્તી ધર્મમાં વતલી ગયલાંઓની બાબદ. તેના પરીણામમાં ખાસ પારસી નીશાળો બરપા કરવાનો સવાલ.

VII. પારસીઓને લાગુ પડતા ધારા બંધાવી મંગાવવાની બાબદ.

VIII. કોઇક સંસારી બાબદો.

IX. કેળવણી સંબંધી બાબદો.

X. બેહદીન મોબેદોએ એક બીજામાં છોકરી આપ લે નહી કરવાના સવાલની વધુ બાબદ.

XI. બહારગામોની અનજુમનોને પંચાએત તરફની મદદ.

XII. સુરત અને મુંબઇની પારસી પંચાએત વચ્ચેની બાબદો.

XIII. પરચુટણ બાબદો. તેમાં જમશેદજી જીજીભાઇનો પોતાના ખાંનગી ધર્મખાતાં બાબેનો અકાબરો જેવો પત્ર.

# I

## પંચાએતનાં મેમબરો, ફંડ, હીસાબ, મીલકત, વીગેરે.

તા૦ ૨૩ મી જુન ૧૮૩૬[1] ને દીને વાડીઆજી નવરોજીનાં તંબુમાં પંચાએતની મીટીંગ મલી હતી, તેનાં કામકાજમાં નીચલી નોંધ જોવામાં આવે છે: "આપડી પંચાતમો મેમબરો ગંનાં થોરા છે અંને વખતે કાંમ પડે્ય તારે કેતલાએક જનાં આવતા નથી વાશતે અંનજુમંનનું કાંમ ઉતાવલે બંની આવતું નથી તે ઉપરથી આજ દીને થરાવેઊં છે જે અશલ મેમબરો છે તે તથા બીજા નવા મેમબરો મલીને આશાંમી જંણ ૩૭) થરાવેઆ છે તેનાંનાં નાંમ અંનજુમંન મલશે તે થેકાંને જાહેર કરીને ચોપડીમો દાખેલ કરીશું."

૧. પંચાએતના મેમબરોની સંખ્યા વધારવી.

તા૦ ૨૧ નવેમબર ૧૮૩૮[2] ને દીને મુંબઇની પારસી પંચાએતે ગવરનર જનરલ લોર્ડ આકલેંન્ડ ઉપર અરજી કીધી હતી. તેમાં તે વખતે પોતાની સતા ઘણીક તુટી ગયલી હોવાથી કોમના લાભ (best interest) ને નુકસાન થતું જણાવ્યું અને પોતાને માટે એક પ્રકારનું સ્વરાજ માંગ્યું. તેઓએ લખ્યું કે:

૨. પંચાએતને સતા આપવા બાબે એક વધુ કોશેશ.

"So large a body as the Parsees now comprise should be self governed."

એ અરજીનાં ૩ અગતના ફકરાઓ નીચે આપું છું:—

"4th. If, as we hope your Lordship and the Legislative Council of India may be graciously pleased to pass a Regulation in conformity with our desires, the next point to be considered is the enforcement of such Regulation. The Punchayet, we regret to inform your Lordship, is now almost powerless either for good or evil, and unless that body is made respected by the Act of Government, the most serious consequences must ensue to the best interests of our caste. So long as that caste continued limited in number and willing to obey the decisions of the Punchayet, the want of recognised authority in that body did not

---

(૧) ચો. ૧૨, બા. ૪૪, પા. ૬૬, જુઓ ઉપર બાબ ૪, પા. ૫૬.

(૨) બોલાશેએ પંનચાત, પા. ૨૪૬.

appear so forcibly as it now does to the feelings and understandings of those interested in the welfare and prosperity of the Parsee Nation. Of late, however, a new spirit has sprung up, and each man claims a right of acting as he may think fit and very often in defiance of the decisions of the Punchayet and in wilful opposition both to the spirit and letter of our Laws and Usages. To be useful and of avail, both the Law and those who administer it, must be respected. And respect in ignorant minds seldom exists without some portion of fear. The lower orders of Parsees see that the Punchayet has no power to punish, and therefore do not respect its authority or its decisions, and as it has hitherto been our pride and almost the wonder of surrounding people, that so large a body as the Parsees now comprise should be self-governed, we are led thus most urgently to pray that your Lordship will invest the Punchayet with an efficient authority to control the vicious and encourage the virtuous. Even with the limited authority that the Punchayet now possesses it is the source of much good. One instance will be sufficient to exemplify this to your Lordship and that is, that the Parsee poor are entirely supported by the funds of which that body is the guardian and distributor. As bearing upon this grateful subject we trust we may be permitted to bring to the notice of your Lordship an extract from the published report of the Bombay District Benevolent Society which appeared in the Bombay Courier of the 27th August 1836,—a Society patronised by the Bombay Government and some of the most influential of its officers. The passage we allude to is as follows: 'The public at large owe a debt of Gratitude to the Parsees of Bombay; for not one beggar of that Caste has ever applied to this Society, for relief, nor is a Parsee Pauper ever to be seen in our streets.'

" 5th. In the constitution of the Punchayet, in the selection of its members, and in the Rules for its guidance, we are the first who would wish and pray for the most unceasing vigilance and control of the Local Government. We seek for no individual power or aggrandisement. The welfare, the happiness, the respectability of our caste and the inviolability of our Religion and peculiar customs is all that we are desirous to promote. The strongest feeling entertained by a Parsee is that of Veneration for his Religion, and next to that may be ranked the extreme

susceptibility that even the poorest and least instructed feel, as to any encroachment or interference with their customs and domestic manners. The enlightened Government of which your Lordship is the Head, we full well know, will never sanction anything that could in any way hurt the feelings or prejudices of our caste, and our only anxiety is, by securing to ourselves a recognised authority for our self-governance, to make our people more respected and more worthy of the continued favor and protection of the enlightened Government of British India.

"6th. In conclusion we have also most respectfully to request that your Lordship and the Legislative Council of India, will, by this proposed Regulation, recognise and confirm all usages, rights and customs that have prevailed, and still prevail among the Parsee people, which will most materially tend to set at rest all doubts that may have arisen from the present imperfect and undefined state of our Laws and Regulations and also best carry out the benevolent intentions of His Majesty's Ministers and the united Parliament of England as set forth in the 53d Section of the New Charter Act.[૧]"

૩. ત્રસ્ટીઓએ બેંગાલ બેંકના શેરમાં નાણું રોકવું.

તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૩૬[૨] ને દીને જમશેદજી જીજીભાઈ સરકયુલર કહાડે છે અને પંચાએતનાં નાણુંમ થી બેંગાલ બેંકના શેર લેવાને સુચના કરે છે. બીજા સાહેબો તે બહાલ રાખે છે. તે પછી તા૦ ૧૭ મી સપટેમબર ૧૮૩૬[૩] ને દીને ૪) ત્રસ્ટીઓ કલકતે રૂસ્તમજી કાવસજી બનાજી ઉપર પત્ર લખે છે, અને તેમાં જણાવે છે કે "અંની મેહનતે આપડી પંચાતનું ફંનડ અતરે એકઠુ થાએઉં છે. આશરે રૂ. ૯૦) નેવું હજારનું તે મંધે કેટલુંએક શરકારની નોટમો બાકી ઘેરવાલાને[૪] તાં વેઆજે જંમે છે. હવે જાં શુધી તરશટી જંણુ ૪) નાં હાથમો છે તાંહાં શુધી તો કાંઇ ચંનતા

(૧) આ ચારટર એકટના જે ૫૩) માં ફકરાંના ઉપર ઇસારો કર્યો છે તે માટે જુઓ "ખોલાશે એ પંનચાત" પા. ૨૫૨-૫૩.

(૨) ચો. ૧૨, બા. ૫૭, પા. ૮૧.

(૩) ચો. ૧૨, બા. ૫૧, પા. ૭૬.

(૪) બીનગી પેહડી (house) વાલાને ત્યાં.

નથી પંણ જારે એ હાથમોથી બાહેર પડેથી લોકોને ધાશતી રેહે છે જે રખેને જેમ કાંઇ આગલ ધરંમનો પઇશો બારેવાત થઓ તેમ થાએ તેથી શરવની નજરમો એમ થરેરૂ છે જે શી બંગાલાની ગવરમેનત બેનક મંધેથી શેરો ૩) વેચાતા લેવા તંમારી મારફ્ને. ને એ બેનકનું ચાતર[૧] નવું આએ મહીનાંમો બદલવાનું છે ને હંમે શાંનલેરૂ જે હવેથી નાંહાલા શેર રૂ. ૫૦૦૦) લખેનાં કરશે તેથી જો હોએ તો શેર ૬) લેજો." એ કાગજમાં કલકતાની "ઉનીએન[૨] બેનક" જેનાં શેર દર રૂ. ૨૫૦૦) લખેના હતા, તેનાં પણ શેરો પાંચ લેવાને લખ્યું. પણ તેમ લખી ચારે સાહેબોએ સહી કરી સેવટે પાછું તેમ નહી કરવાને લખ્યું છે કે "તે લેવાને બીજા શાહેબોની નજરમો દરૂથત આવતુ નથી."

એ પછી તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૩૬[૩] ને દીને જમશેદજી જીજીભાઇ (દશખત ખરશેદજી જમશેદજી) એક પત્ર લખી રૂશતમજી કાવસજી ઉપર ઉપલાં કામ માટે રૂ. ૨૭૦૦૦ ની નોટો બીડી મોકલે છે. તા૦ ૪ થી અકટોબર ૧૮૩૬[૪] ને દીને રૂસતમજી કાવશજી જવાબ લખી પંચાએતનાં મંગતા પ્રમાણે ગોથવણ કરવાનું જણાવે છે. એ બાબદમાં બીજો પણ કેટલોક પત્રવેહવાર થયો છે.[૫]

તા૦ ૪ થી ફેબરવારી ૧૮૩૭ ને દીને ૪) ત્રસ્ટીઓ આ બાબદમાં દીવીદંડ લેવા કાજે રૂસતમજી કાવશજીને પાવર આપે છે અને એજ તારીખનો બીજો પાવર પોતા તરફથી બેંકની મીટીંગોમાં વોટ આપવા કાજે આપે છે. તા૦ ૩૦ મી નવેમબર ૧૮૩૭[૬] ને દીને રૂસ્તમજી કાવશજી કલકતેથી બેંગાલ બેંકના સેક્રેટરી (જં. Uday) ઉપર જે પત્ર લખે છે તે ઉપરથી માલમ પટે છે કે એ વરસનાં બેંગાલ બેંકના બીજા ૮) શેર અત્રેના

(૧) Charter.
(૨) Union.
(૩) ચો. ૧૨, બા. ૫૨, પા. ૭૭.
(૪) ચો. ૧૨, બા. ૫૩, પા. ૭૨
(૫) ચો. ૧૨, બા. ૬૪, ૬૫, ૬૭, ૬૯.
(૬) ચો. ૧૪, બા. ૨, પા. ૯.

ચાર ત્રસ્ટીઓનાં નામપર ચહડાવાને લખવામાં આવ્યું હતું. બેંકે વાંધો લીધો હતો કે જમશેદજી જીજીભાઇનાં નામપર ૪૦) શેરો હતા, તેથી હવે એવણનાં નામ ઉપર વધુ શેરો થઇ શકે નહી. તે ઉપરથી અત્રેથી પુછપરછ કરી રૂસ્તમજી કાવસજીએ બેંકને ઉપલો પત્ર લખ્યો કે એ શેરો ધર્મખાતાંના છે. માટે તે ચાર ત્રસ્ટીઓનાં નામ પર, "As Trustees for Parsee Punchayet of Bombay", એમ ત્રાન્સફ્રર કરવા. તા૦ ૨૬ જુલાઇ ૧૮૩૮[1] નાં અત્રેથી કલકતા મોકલેલા પત્ર ઉપરથી દીસે છે કે એ શેરોનું ડીવીદંડ ત્યાંજ રાખવાને લખવામાં આવ્યું, સબબ કે પંચાએતના ૮) શેરો માટે ત્યાં નાણું ભરવાનું હતું. વ્યાજના રૂ. ૨૪૦૦) ઉપ્રાંત રૂ. ૧૩૬૦૦) અત્રેથી મોકલવા જણાવે છે. એવું દીસે છે કે પંચાએતના ૮ શેરો હતા અને તે વખતે દર બે શેરે એક નવો શેર રૂ. ૪૦૦૦) નો કાઢવા ઠેડવવામાં આવ્યું હતું, તેના ૪) શેરોના રૂ. ૧૬૦૦૦) ની બાબદમાં આ લખ્યું હતું.[2]

સંવંત ૧૮૯૩ થી સંવંત ૧૯૦૩ (ઇ. ૧૮૩૭ થી ૧૮૪૭) સુધી ૧૧) વરસમાં બેંગાલ બેંકના શેરોનું શું શું ડીવીડંડ મલ્યું હતું તેની એક ટીપ મલે છે. એ ટીપ પ્રમાણે એક વરસ (સંવંત ૧૮૯૬) માં ઓછામાં ઓછું ડીવીડંડ ટકા રૂ. ૭॥— મલ્યું હતું અને વધતામાં વધતું ડીવીડંડ (સંવંત ૧૮૯૪ માં) ટકા રૂ. ૧૪ મલ્યું હતું.[3] એ ડીવીડંડ પ્રમાણે સંવંત ૧૮૯૩ થી ૧૯૦૨ સુધીમાં રૂ. ૭૪૭૦૮॥ ઉપજ્યા, તેની વીગત જુદી આપવામાં આવી છે.[4]

૪. આ અરસાના પંચાએતનો માસીક ખરચ.

આ પત્રવેહવારમાનાં એક કાગજ—તા૦ ૬ થી ફેબરવારી ૧૮૩૭ ને દીને અત્રેથી ચાર ત્રસ્ટીઓએ રૂસ્તમજી કાવશજી પર લખેલા કાગજ—માં આ વખતના મુંબઇની પંચાએતના માસીક ખર્ચ માટે લખે છે કે[5] "આપડી પંચાતમો ખરચ દર મહીને રૂ. ૪૦૦) તા. રૂ. ૫૦૦) નો છે........એ

(૧) ચો. ૧૪, બા. ૧૦, પા. ૮. (૨) ચો. ૧૪, બા. ૧૨, પા. ૧૦.
(૩) ચો. ૧૬, બા. ૫૩, પા. ૪૩.
(૪) ચો. ૧૬, બા. ૫૫, પા. ૪૭.
(૫) ચો. ૧૨, બા. ૬૯, પા ૧૦૨.

ધરંમનું કાંમ છે તેથી ખોદા તંમોને બરકત આપશે ને હર વરશ અતરે ધરંમની પતેતીની ટીપ થાએ છે તે મંધે જેની ખુશી આવે છે તે ભરે છે તેથી તંમોને પંણ ભરવું શજાવાર છે.” એજ તા૦ ૪ થી એપ્રીલ ૧૮૩૭[1] ના પત્રમાં રૂસતમજી કાવશજી આ અરજના જવાબમાં પતેતીની ટીપમાં પોતા તરફથી રૂ. ૩૦૦) ભરે છે.

૫. પંચાએતનું નાણું ક્યાં ફરેલું હતું અને ક્યાં રોકવામાં આવ્યું હતું.

તા૦ ૨૯ મી જુન ૧૮૪૧[2] ને દીને જમશેદજી જીજીભાઇ “ શરવે શાહેઓની ખીદમતમો અરજ એ છે જે હુંમણે આપડી પંનચાતનો હીશાબ ગીએ વરશનો ઉતારવા માંડેઓ છે તે મંધેથી એ વરશનું શરવાઇઉં પંનચાતની પુંજીનું અતરે શેજ તમોણે જોવા બીડેઉં છે,”એમ લખી વીગતમાં રૂ. ૧,૧૦,૦૦૦) ની પુંજી નીંચલાં ફંડો ખાતે જણાવે છેઃ—

| | |
|---|---|
| રૂ. ૭૬,૮૦૦ | જનરલ ફંડ ખાતે. |
| ૩૧,૧૦૦ | ગહંબારનાં ફંડ ખાતે. |
| ૧,૪૦૦ | દખમાંની મરામત ખાતે. |
| ૭૦૦ | છોકરાઓની નીશાલ ખાતે. |

એ રકમ નીચલી રીતે રોકાયલી હતીઃ—

| | |
|---|---|
| ૨૮,૮૦૦ | રીમીંગટન કુ.માં. |
| ૧૮,૦૦૦ | સરકારની ૫) ટકાની રૂ. ૧૭,૦૦૦ ની નોટ ઉપર લાગત. |
| ૬૧,૩૦૦ | બેંગાલ બેંકના ૧૨ શેરો. |
| ૧,૯૦૦ | શેઠ ફરાંમજી (કાવસજી) પાસે. |
| ૧,૧૦,૦૦૦ | |

૬. પંચાએતમાં જુદાં ખાતાંઓ પાડવાની શરૂઆત.

આ અરસા આગમચ પંચાએતમાં અપાયલી બખશીન્દા રકમો પંચાએતનાં સામાન્ય ફંડોમાં જમે થતી હતી, પણ હવે રૂ. ૫૦૦૦ ) યા તેથી વધુ રકમો આવતી થઇ, તેથી ધણી ધણીઓનાં જુદાં ખાતાં પડવા લાગાં. એવાં કોઇક ખાતાંઓ નીચલાં હતાંઃ—

(૧) ચો. ૧૨, બા. ૭૨, પા. ૧૦૬.
(૨) ચો. ૧૫, બા. ૭૨, પા. ૨૪. (ભાગ ૩ જો).

તા૦ ૭ મી એપ્રીલ ૧૮૪૧[1] ને દીને ફરદુનજી સોરાબજી પારખનાં ઉઠમણાંમાં તેવણના બેટાઓ ખરશેદજી તથા જમશેદજીએ પોતાના પીતાની નયતે રૂ. ૫૧૦૦) ની તંદરોસ્તી ભણાવી જુદું ખાતું પડાવ્યું, કે તેનું વ્યાજ હરશાલ ઉપજે તે "આપડી પંનચાતનાં અકાબરો જાંહાં બાહેર ગરીબ લોકોની વશતી છે કે જે ઠેકાંને આપડા જરથોશતીઓને કશી રીતેથી મદદ પોંહોચતી નથી તે ઠેકાંને મુનાંશબ જાણે તેવી રીતે વેહેચીને મોકલે". એ ઉપ્રાંત રૂ. ૧૦૦૦) ની રકમ બીજાં જુદાં ધર્મખાતાંમાં આપી હતી. આ રકમના સંબંધમાં પારસી પંચાએતને દફતરે હાલમાં પણ નીચે પ્રમાણે ખાતું છે:—"મરહુમ શેઠ ફરદુનજી સોરાબજી પારખનું ધરમખાતું (નં. ૨૨૨)." હાલમાં તેની કુલે પુંજી રૂ. ૨૨,૦૦૦) છે અને તેનું વ્યાજ "મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના આંધલાં પાંગલાં તથા ગરીબ લાચાર જરથોશતીઓને વેહેચી આપવા સારૂં રૂપીઆ વાલવાનું ફંડ નંબર ૨૧"[2] માં જમે આપવામાં આવે છે.

(ક) રૂ. ૫,૧૦૦) ની રકમથી પાડવામાં આવેલું પારખ ભાઈઓનું ખાતું.

તા૦ ૧૮ મી માર્ચ ૧૮૪૬[3] ને દીને "શરવે અંનજુમંનનાં શાહેબો" જોગો એક પત્ર લખી સર જમશેદજીએ પોતાનાં બેન નવાજબાઈ ગુજરીઆં તેનાં શવાબને શારૂ રૂ. ૫૧૦૦) પંચાએતના અકાબરોને શવાધીન કીધા કે તેનું ખાતું પાડી "જે કંઇ વીઆજ હરશાલનું ઉપજે તે શ્રી નોશારીના અકાબરો ઉપર વાલે જે તાંહાંના જરથોશતીઓનાં નાંઆંવારેશ રૂવાંનને અવલમંનજલ પોંહચાડે તથા આંધલાં પાંગલાં તથા નાંચારને કંઇ જુજબી મુશારો કરી આપવાની શપુરત કરે તેહની શરવે મુખતીઆરી શ્રી મુમબઇનાં અકાબરોની છે." એ પત્ર સાથે રૂ. ૫૦૦) એવણે "મુંમબઇનાં હાંધલાં પાંગલાંનાં ધરંમ મંધે તથા રૂ. ૫૦૦) બીજા શ્રી શુરતનાં આંધલાં પાંગલાંનાં ધરંમ મંધે આપેઆ." આ રકમનું હાલમાં રૂ. ૫૦૦૦) નું ખાતું પારસી પંચાએતને દફતરે નીચલાં નામે છે: "નામદાર સર જમ-

(ખ) સર જમશેદજી જીજીભાઈએ પોતાનાં બેનની નેવતે પડાવેલું ખાતું.

---

(૧) ચો. ૧૫, બા. ૫૬, પા. ૧૧.
(૨) આ ફંડ માટે જુઓ સને ૧૯૨૬ નો છપાયલો હીસાબનો ચોપડો પા. ૧૩૦.
(૩) ચો. ૧૬, બા. ૩૭, પા. ૧૪.

શેઠજી જીજીભાઇ પેહેલા બારોનેટના બેહેન બાઇ નવાજબાઇનું ધરમખાતું (નં. ૨૦૬)."[1]

(ગ) જાંગીરજી લીકીમનું ખાતું.

રોજ ૩ માહ ૧૨ (સને ૧૨૧૪ તા૦ ૨૬ મી ઓગસ્ટ ૧૮૪૫)[2] ને દીને જાંગીરજી લીકીમનાં ઉથમણાંમાં મરનારનાં ધણીઆણી દીનબાઇ અને બેટા પેસ્તનજીએ રૂ. ૫૦૦૦) પંચાએતનાં ફંડમાં "આંધલા લુલાનાં ધરંમનાં ફંનડ ખાતે" આપ્યા. એ પ્રસંગે સર જમશેદજી જીજીભાઇએ પણ મરનારની નઇઅતે રૂ. ૧૦૦૦) આપ્યા, જેમાનાં રૂ. ૨૫૦) ગાહંબારના, ૨૫૦) આંધલાં પાંગલાંનાં અને ૫૦૦) સુરતનાં આંધલાં તથા ગરીબ લાચારનાં ફંડમાં આપ્યા. મરનાર પુને હક થાયા હતા, પણ તેવણનું ઉથમણું મુંબાઇ ખાતે થયું હતું.[3] એ ફંડ હાલમાં "મરહુમ શેઠ જાહાંગીરજી ખરશેદજી લીકીમનું ધરમખાતું નં. ૩૨૫" એવે નામે રૂ. ૫૦૦૦) ની રકમનું છે. તેનું વ્યાજ "મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોશ્તીઓની પરવરશી કરવા માટે પગાર આપવાનું ફંડ નંબર ૧૫" મા જમે આપવામાં આવે છે (૧૯૨૬ ના હીસાબનો ચોપડો. પા. ૧૬૭).

(ઘ) દસ્તુરજી એદલજી દારાબજી સંજાણાની યાદગારીનું ફંડ.

પંચાએતનાં દફતરમાં "દસ્તુરજી એદલજી દારાબજી સંજાણાને નામે જંદ તથા પેહેલવી શીખવવા ને આશરો આપવાનાં ફંડનું ખાતું" એવે નામનું ખાતું છે.[4] તેની સને ૧૮૪૭ ના સાલમાં થાયલી સ્થાપણાંની હકીકત "બેહેશતી દસ્તુરજી શાહેબ એદલજી દારાબજી શંનજાણાંનાં ઉઠીઆંણામો વંનચાએલાં પતરની નકલ" એવે મથાલે અપાયલી નકલ ઉપરથી માલમ પડે છે. એ નકલ નીચે પ્રમાણે છે[5]:—

---

(૧) જુઓ સને ૧૯૨૬ નો છેલ્લો છપાયલો હીસાબનો ચોપડો, પા. ૧૨૪.

(૨) ચો. ૧૬, બા. ૨૧, પા. ૫.

(૩) જુઓ ૧૯ મી જુલાઇ ૧૮૪૬ નું મુંબઇ સમાચાર પા. ૬૬૬. એ ખાતાં માટે જુઓ છેલ્લો છપાયલો ૧૯૨૬નો ચોપડો. પા. ૧૬૭.

(૪) સંવંત ૧૯૫૦ નો હીસાબનો છાપેલો ચોપડો, પા. ૨૪૧.

(૫) ચો. ૧૬, બા. ૯૭, પા. ૪૮.

“શમશત અંનજુમંનના શાહેબોને માલૂમ થાએ જે બેહેશતી દશતૂ-રજી શાહેબ એદલજી દારાબજી શંજાંણુાંનાં પુંન શારૂં તથા એ શાહેબની ઇઆદગારી રાખવાને કીજે કેટલાએક શાહેબોએ રૂ. ૩૦૦૦) ની એક રકંમ ઉભી કરી છે અને ઠેડવેઉં છે કે એ રૂપીઆનું એક ખાતું બેહેશતી દશતૂર મજકૂરને નાંમે પંનચાએતનાં દફતર મંધે પાડવું અને એ ખાતે બીજા શાહેબો પોતાંની ખુશીથી જેટલા રૂપીઆ આપશે તે એ ખાતે જંમે કરેઆમો આવશે અને એ રૂપીઆનાં વેઆજ મંધેથી જંદ તથા પેહલવી શીખનારાવોને તથા એ ભાશામો વધારો થાએ તેહવી બાબદોને આશરો આપવો વાશતે જે જે શાહેઓ એ ખાતે રૂપીઆ આપવા માંગતા હોએ તે શાહેબોએ શેઠજી જીજીભાઇ દાદાભાઈનાં છોકરાવોની કંમપનીની આફીશમો ભરવા. શ્રી મૂંમબઇની તારીખ ૩૦ મી આગશટ શંને ૧૮૪૭ રોજ ૭ મો માહ ૧૨ મો શેહેનશાહી શંને ૧૨૧૬ ઇઅજદજરદી.” એમાં જે નાણું ભરનારાની ટીપ આપી છે તે પ્રમાણે કુલે રૂ. ૨૮૭૮ ની રકમ ૧૨) સાહેબોએ ભરી આપી છે.

એ મરહુમ દસ્તુરજી માટે ચીન, કનટાંન મધે પણ નાંણું ભરાયું હતું તેની ટીપ[1] “શ્રી ચીન કંનતાંન મંધે થાએલાં ઉઘરાંણાંની ટીપની નકલ” એ મઠાણાં હેઠલ દફતરે આપવામાં આવી છે. ત્યાં ફરતી કરેલી મદેહનજરની નકલ નીચે પ્રમાણે છે: “શ્રી ચીન કંનતાંન મંધેના શરવે જરથોશતી શાહેબોની ખીદમતમો અરજ એ છે જે શ્રી મુમબાઈ મંધે દશતુરજી શાહેબ એદલજી દોરાબજી શંનજાંનાં બેહેશતનશીન થઆ છે તેવંનનાં પુનને શારૂં તથા તે શાહેબની ઇઆદગારી રાખવાને કીજે શ્રી મુમબઈ મંધે કેટલાએક શાહેબોએ તેવંણુનાં ઇઠંમનાંમો એક રકંમ ઉભી કરી છે ને ઠેડવેઉં છે જે એ રૂપીઆનું એક ખાતું બેહેશતી દશતુર મજકુરને નાંમે શ્રી મુમબાઇની પંનચાએતનાં દફતર મંધે પાડવું ને એ ખાતે બીજાવો પોતાની ખુશીથી જેટલા રૂપીઆ ભરશે તે લીધામો આવશે ને એ શરવે રૂપીઆનાં વેઆજ મંધેથી જંદ તથા પેહેલવી શીખનાંરાવોને તથા એ ભાશામો વધારો થાએ તેવી બાબદોને આશારો આપવો. એ રીતે શ્રી મુમબાઇ મંધે ઠેડવેઉં છે તેથી આએ ખાતાંમો આશરો આપવાને જે શાહેબોની નેક નજરમો આવે તે પરમાંણે મંદદ કરવી. શ્રી ચીન

(૧) ચો. ૧૬, બા. ૫૮, પા. ૪૮.

કંનતાંનની તા૦ ૨૧ મી અકટોબર શંને ૧૮૪૭ અંગરેજી."[1] ત્યાં આશરે ૧૦૦ ધણીઓએ કુલે ડાલર ૮૦૫ ભર્યા હતાઃ–

દસ્તુર એદલજી સંજાનાના કેતાબખાનાની ટીપ.

એ દસ્તુરજીનાં કેતાબખાનાંની ચોપડીઓનું જે લીસ્ટ[2] પંચાએતનાં દફતરે નોંધવામાં આવ્યું છે, તેમાં નામવાર ૩૪૫ ચોપડીઓ જણાવી છે. એ ટીપ નીચલે મથાલે આપી છે "દશતુરાંન દશતૂરજી શાહેબ મરહુંમ મૂરબી દશતૂરજી એદલજી દારાબજી રૂશતંમજી શંજાંણાંના કેતાબખાનાંન લીશટ–જંદ–તથા–પેહલવી–તથા–પાજંદ–તથા–ફારશી–અરબી–તથા શેંશકરત અને ગુજરાતી વગેરે અંગરેજી કેતાબોનાં નાંમ બ નાંમ થૂધાંનૂં લીશટ કીધૂં છે–તેંહની વીગત." એ ટીપમાં નીચલાં નામો, જે જેમ ત્યાં આપ્યાં છે તેમ આપું છું, તે આપણું કાંઇક ખાસ ધ્યાંન ખેંચે છેઃ—

૧. જંદે બેહેમંન ઇઅશત બા શેંશકરત. ૨. નીરંગ આફરીંગાંન બા માંએની પેહેલવી. ૩. આફરીન ગહંમબારની બા માંએની પેહેલવી. ૪. ઇઆ-શીએ ફરેશતેગાંન. ૫. ઇજશને શેંશકરત તરજુમાં શાતેની. ૬. હીશથોરી.[3] ૭. અંનજુવે મતી.[4] ૮. મકતુબાતો[5] બેહેદીન કાંમાં બીન આશા ખંબાતી ઇરાંનથી લાવેલો છે. ૯. વજરકરદ દીની પેહલવી. ૧૦. વંદીદાદ પેહેલવી માંએની શાથેનાં જલદ ૨. ૧૧. ઇજશને પેહેલવી માંએની શાથેની.

---

(૧) ૧૯૨૨ ના માર્ચ માસમાં ચીન જાપાનની મારી સફર દરમ્યાન હોંગકોંગ ખાતે મને ત્યાંની અનજુમનનાં કોઇ જુના દફતરો જોવાની તક મલી હતી. તેમ જોતાં મને માલમ પડયું હતું કે તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૪૭ ને દીને "નેકનામ સર જમશેદજી જીજીભાઇ નાઇટ તથા નેકનામ વાડીઆજી બમનજી ઓરમજી", એવે નામે ત્યાંથી એક પત્ર અત્રે રવાના કરવામાં આવ્યો હતો. અને તેમાં જણાવવામાં આવ્યું હતું કે મરનાર દસ્તુર એદલજી દોરાબજી સંજાણાની ઇઆદદાસ્ત માટે જંદ અવસ્તા પેહલવી શીખવવા ફંડ ઉભું થાય તેમાં ચીનના જરથોસ્તીઓએ ૮૦૫ ડાલર ભર્યા છે. (જુઓ ત્યાંથી તા૦ ૧૮ મી માર્ચ ૧૯૨૨ ને દીને મેં જામે જમશેદ ઉપર લખેલું પત્ર).

(૨) ચો. ૧૬, બા. ૧૦૫, પા. ૫૬.

(૩) આ શબ્દ હીસ્ટરી (History) માટે હોય.

(૪) આ નામ શું છે તે બરાબર સમજ પડતી નથી.

(૫) મક્તુબાતે. ફા., મક્તુબાત, પત્રો.

૧૨. બીશપરદ પેહેલવી માંએની શાથેની. ૧૩. બેહેરાંમ ઇઅશત પેહેલવી માંએની શાથે. ૧૪. બુનદેહેશને પેહેલવી. ૧૫. જાંમાશપ નેહાદ[1]. ૧૬. ખોરદેહ વહીજક. ૧૭. દીનકરદનાં ૮) દફતર પેહેલવીમાં. ૧૮. શતાએશ ઇઅજદાંન પેહેલવી. ૧૯. રેવાએત દશતૂર દારાબ હોરમજદીઆર. ૨૦. વજર[2] હોરમજદી. ૨૧. ખેશતાબ. ૨૨. જરેદશત અફશાર. ૨૩. જાએનદેહ રોદ.[3] ૨૪. અવશતાએ દરૂન ઇઅશતંન. ૨૫. અઓજાન શેર. ૨૬. તવારીખે તફરીક. ૨૭. વીશતાશપ નૃશક શાહે. ૨૮. જાંમાશપી પેહેલવી. ૨૯. અવશતાએ ઓગમદેચા. ૩૦. રેવાએત મેહેરબાંન શાપુરની. ૩૧. દાહાર બીન દાહ દોખતનો નુશકો. ૩૨. શેકંન ગૂમાંન વજાર શેંશકરત તરજુમાં શાતે. ૩૩. અવશતા એ દરૂન ઇઅશતંન પેહેલવી. ૩૪. વીશફરદ પેહેલવી. ૩૫. અહલે ફવીએ દર હકએ એશતાબ કબીશે દર દીને જરતોશતી. ૩૬. જોરેહે પાશતાન.[4] ૩૭. કાએદે રમલ. ૩૮. તજકર તૂસ શોએાા. ૩૯. ફરહંગે પેહેલવી વ પાજંદ શેંશકરત શાથે. ૪૦. પેહેલવી નેરંગ વંદીદાદની. ૪૧. જરતોશત નાંમું. ૪૨. ખોલાશે દીન. ૪૩. વશફ અંમશાશફંદ. ૪૪. શરેહે શીકંદરનામે. ૪૫. ખોરદેહે અવશતા મરહૂમ મૂરબી દશ્તૂરજીને હાથની માંએની શાથે. ૪૬. હાદેશા નાંમૂં. ૪૭. તારીખે મીરાતૂલે આલંમ. ૪૮. જાવેદાં ખેરદ. ૪૯. વીદીરમ પરશારમ[5]. ૫૦. કશાએદ[6]. ૫૧. તશાવેશ.[7](?) ૫૨. ખોર-

---

(૧) ફા. નેહાદ, nature, constitution stock famely, "નેહાદે અખ્તરાં" નો અર્થ, "the disposition of the stars" થાય છે. જામાસ્પ નજુમી ગણાતો હતો, તેથી કોઇ ખગોળ વિદ્યાનું પુસ્તક હશે. (૨) ફા, વજર, decree or order.

(૩) આ ત્રણે ચોપડીઓ ખીસ્તાબ, જરેદસ્ત અફશાર જેનદેહ રોદ" એવે નામે ઇ. ૧૮૪૮ માં "મોબેદ ડોસાભાઇ સોહોરાબજી મુનશી," ને હાથે ફારસીમાંથી તરજુમો થઇ બાહેર પડી હતી. એ પછી મરહુમ મી૦ નસરવાનજી ફ્રામજી બીલીમોરીઆ એ બીજી આવૃત્તી પારસી પંચાએતના વરસ્ટી સાહેબોની પરવાનગીથી છપાવી છે.

(૪) ફા. ઝોરેહ, an elegant oration; દાસ્તાન, આગળનું પુરાણું.

(૫) એ શા. હાઇડની (Religio) Veterum Persarum હોશે છે.

(૬) ફા. કસીદેનું બહુ વચન.

(૭) કદાચ ફા. તશરીહ adorning, garnishing એટલે શીંગારની બાબત હોય.

દેહ અવશતા બા ઓજવારેશ. ૫૩. ઓશતરલાબનો[1] નૂશખો. ૫૪. રેશાલે રંમલ. ૫૫. એશતેખરાજે[2] નોરોજ જંમશેદી. ૫૬. હુરરે[3] મજાલેશ. ૫૭. કીશે બબરે બબ્આંન. ૫૮. નીશાબૂલ રતબીઆં.[4] ૫૯. હુશશૂલ-અંમબીઆ.[5] ૬૦. ફારશી માંએની પેરેશદની દારાબ પાહાલંણુની. ૬૧. ફરહુંગે પેહેલવી. ૬૨. ફરહુંગ શેશકરત એહેને અંમરકોશભી કેહે છે. ૬૩. કારનાંમે અરદેશર બાબકાંન પેહેલવી. ૬૪. હાઉનીમ વીશપાંમની માંએની દારાબ પાલંણુની કીધેલી. ૬૫. માહા નીઆએશત શેંશકરત. ૬૬. મીનોખેરદ પાજંદ. ૬૭. ધૂપ નીરંગ શેંશકરત. ૬૮. પાશતાંન નાંમાંમાંથી[6] એક નુશખો શાહાનાંમાંનો લખેલો.

(૩૦) બાઇ મીઠીબાઇ તે સર જમશેદજીના ભાઇ માણેકજીનાં વહુની નેયતે નૌસારીના આંધલાં પાંગલાંના ખાતાંમાં અપાયલી રકમનું ખાતું.

રોજ ૧૮ માહ ૧ લો સને ૧૨૧૮ ય. ઝ.[7] (૧૪ અકતોબર ૧૮૪૮) ને દીને બાઇ મીઠીબાઇ ગુજરર્યાં હતાં તેવણુનાં ઉથમણાંની મીજલસમાં રૂ. ૨૭૫૦) ની તંદરોસ્તી ભણુવામાં આવી હતી. તેમાં રૂ. ૨૦૦૦) નાસારીનાં આંધલાં પાંગલાંનાં ફંડમાં અને રૂ. ૭૫૦) બીજાં ચાર ફંડોમાં આપવા જણાવ્યા હતા. પારસી પંચાએતના છપાયલાં સંવંત ૧૯૦૪ ના ચોપડા (પા. ૫૪) પ્રમાણે એ રૂ. ૨૦૦૦) ની રકમ નીચે પ્રમાણે તંદરોસ્તીમાં ભણાઇ હતી.

રૂ. ૧,૦૦૦) લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઈ.
,, ૫૦૦) સર જમશેદજીના ભાઇ માણેકજી જીજીભાઇ.
,, ૫૦૦) સર જમશેદજી જીજીભાઇ.

હાલમાં એ ખાતું પંચાએતને દફતરે નીચલે નામે છે: "નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટે પોતાના ભાઇ શેઠ માણેકજી જીજીભાઇના વહુ બાઇ મીઠીબાઇ તે મરહુમ શેઠ બરજોરજી માણેકજી વાછાના પેહેલાં ધણીયાંણીના પુંનને સારૂં શ્રી નવસારીના આંધલાં પાંગલાંની પરવરશી કરવા બાબે કીધેલું ધરમખાતું નં. ૨૦૫". (જુઓ સને ૧૯૨૬ નો

---

(૧) "ઓસ્તુરલાબ" (astrolobe) એટલે એક ખગોળ શાસ્ત્રનું ઓજાર.
(૨) ફા. એસ્તેખરાજ એટલે કાડવું causing to come out, extraction. અહીં અર્થ કે નોરોજ શોધી કાહાડવાની જંત્રી.
(૩) કદાચ ફા. "ફુરર" ને બદલે ભુલથી હુરર લખાયો હોય અર્થ "મજલીસોના ફરારો." (૪) આ "નિશાબ ઊલસીબયાંન" નામની કીતાબ દીસે છે, જેનો અર્થ "બચ્ચાંઓ માટે હીસ્સો" થાય છે. આ બાલકો માટેની એક ચોપડી દીસે છે.
(૫) કદાચ "કીસસુલ અમબીઆ" એટલે પેગામબરોના કીસ્સાઓ.
(૬) બાસ્તાંન નામે. (૭) ચો. ૧૬, બા. ૧૨૧, પા. ૭૨.

ચોપડો, પા. ૧૨૪). હાલ એ પછી બીજી રકમો આવતાં એ ખાતું રૂ. ૧૨૫૦૦) નું થયુ છે અને તેનું વ્યાજ "નવસારીનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસ્તીઓને આશરો આપવાનુ ફંડ (નં. ૨૩)" માં જમે કરવામાં આવે છે.

(ચ) પેસ્તનજી જેહાંગીર તારાચંદની રૂ. ૧૫૦૦૦) ની રકમ.

તા૦ ૨૫ મી મે ૧૮૪૮[1] નો પેસ્તનજી જાંગીર તારાચંદનો એક પત્ર, જે સર જમશેદજી જીજીભાઇ જોગો છે, તેમાં લખે છે કે "મુરબીજીએ પુંનવંનત હાતે શેવક ઉપર મેરબાંનગીની નજરે જોઇ કાંમનો ફેશલો કરી આપીઓ એ વીશે શેવકનાં ઉપર મોટી બખશેશ થઇ છે." એમ જણાવી રૂ. ૧૫૦૦૦) પોતાના બાવા જાંગીરજીનાં પુનને માટે આપવાનું લખે છે અને જણાવે છે કે "એ વીશેનો કુલ અખતીઆંર મુરબીજીનો છે જે કાંહાં કેમ તથા કીએ ઠેકાંણે વાંપરવાં" એવુ દીસે છે કે સર જમશેદજીએ એ રકમ સુરતનાં ધર્મખાતાંમાં વાપરવાની સુચના કીધી, તે ઉપરથી એ ધણી (શેઠ પેસ્તનજી જાંગીરજી લીકીમનાં) તા૦ ૩૦ મી જુલાઇ ૧૮૪૯[2] ને દીને એક પત્ર સર જમશેદજી જીજીભાઇ અને મુંબઇની પંચાએતના બીજા અખીકારીઓ જોગો લખી એ રૂપ્યા શુરતનાં ધર્મખાતામાં વાપરવા જણાવે છે. એવણુ લખે છે કે "હાલ હંમારા શાંભલેઆમો આવેઉં છે જે આપડી અંનજુમંનનાં ફંનડની આંમદની શરવે વાતે ઘટી ગેઇચ તેહેનો શબબ એ જે શ્રી બેંગાલ બેંકનાં શેરનું દીવીડેનડ જે કાંઇ આગલ ટકા ૮) લેખેની ઉપરનું આવતું હતું તે હાલ વરશ ૧) નાં ટકા ૩ા લેખે આવે છે તથા અતરે શ્રી મુમબઇ મધે અશલ પંનચાએતનું ફંનડ ઉભું કીધા પછે થોડાં વરશમો તરાંહ તરાંહનાં ફંનડ જુદા જુદા ધણીઓએ કીધા થી અશલ કરતાં આપડી પંનચાએતની આંમદની ઘણી ખરી ઘટી ગેઇચ........ શ્રી શ્રરત મધે વશનારી આશાંમી જંણુ ૨૧) કે જેવો બંનધે આંખે માંજુર છે તેવોને શ્રી શ્રુરતનાં મેનીજરો તાંહાંનાં ધરંમખાતાં મધેથી રૂ. ૭૫૦) ને આશરે હર શાલ મુશારો આપે છે તે રૂપીઆ હમારી તરફથી વાલ્રવા." એ રકમની પોંહચ પંચાએતનાં ૧૨) શાહેબો તા૦ ૨૫ મી અકતોબર ૧૮૪૯ ને

---

(૧) ચો. ૧૬, બા, ૧૪૫, પા. ૧૦૩.

(૨) સંવંત ૧૯૦૫ નો હીસાબનો છપાયલો ચોપડો. પા, ૧૬૬.

દીનનાં પત્રથી કબુલ રાખે છે.[1] એ રકમ સુરતના અપંગો માટે આપવામ આવી હતી તેથી તે "સુરતની પારસી અનજુમનનાં ધરમનાં ફંડના હીસાબ" માં બોલે છે. તા૦ ૩૧ મી ડીસેમબર ૧૯૨૫ ને દીને એ શેઠ પેસ્તનજી જાંગીરજી તારાચંદ, જેવણુ લીકીમ તરીકે પણ ઓલખાતા હતા, તેવણુને નામે રૂ. ૧૬૦૦૦) ની સરકારી જામીનગીરીથી બોલે છે (જુઓ મુંબઇની પારસી પંચાએત સાથ સંબંધ રાખતાં કેટલાંક ખાતાંઓના હીસાબો, સને ૧૯૨૪–૨૫ ઇસ્વી, સંવંત ૧૯૮૧ પા. ૪૯ ).

૭. પંચાએતને બખશેશ મલેલી જગયા.

(ક) વાડીઆજી નવરોજીએ ડુંગરવાડી ઉપર બખશીન્ડા આપેલી જગયા.

તા. ૨૯ મી મે ૧૮૪૪[2] ને દીને વાડીઆ નવરોજી જમશેદજી પારસી પંચાએતના ત્રસ્ટીઓને એક પત્ર લખી ડુંગરવાડી ઉપર આવેલી પોતાની જગ્યા બખશેશ આપે છે. તેવણુ લખે છે કે "ડુંગરવાડીની પાશે હંમારી જગો ઉપર છાપરૂં ૧) નાંખેલું છે તે જગો ઉપર પારશી કાવશજી તાડો જે લોકો રૂવાંનની પાદશે આવેચ તેવોને નહવારવાને શારૂં ઘણાં વરશ થાએઆં ધરંમખાતે શ્હેલો છે તે છાપરાંની પછવાડે હંમારી માહાર તથા કાશીની જગો છે તે જગો વતરોગ ઉપર લખેલું છાપરૂં તથા તેહેને લગતી જગો શાથે લાંબુ ફુટ ૭૦) તથા પોહોલું ફુટ ૪૫ ) છે તે છાપરૂં તથા તેહેને લગતી જગો શુધાં આજ દંને હંમોએ પોતાની ખુશીથી ધરંમખાતે પંનચાતમો આપેઉં છે તે છાપરૂં હાલમો ભાગી ગીઉં છે તે શંમરાવાનો અખતીઆર પંનચાતનો છે. હવેથી એ છાપરાંની જગો ઉપર હંમારો તથા હંમારા વારશ વકીલનો કશો દરદાવો પોહોંચે નહીં. એ લખેઉં હંમોએ પોતાંની રાજીથી કરી આપેઉં છે તે હંમોને તથા હંમારા વારશ વકીલને કબુલ મંનજુર છે શહી."

એવું ધારી શકાય છે કે પંચાએતની હાલની મીલકતની જે જગ્યા મીલકતના પ્લાનમાં 'J' તરીકે દાખલ કરી છે અને જેનું વર્ણન તેરમી ( 13thly described ) મીલકત તરીકે ત્રસ્ટડીદમાં આપ્યું છે, તેનોજ આ ટુકડો છે. ( જુઓ ૧૮૮૪ નું છાપેલું ત્રસ્ટડીદ, પા. ૪૦ ). મોટો કટકો સને

---

( ૧ ) ઉપલોજ હીસાબનો ચોપડો, પા. ૧૬૭–૬૮.

( ૨ ) ચો. ૧૫ બા. ૧૫૯. પા. ૧૫. ( ૫ મો બાગ. )

૧૮૪૨ માં આપવામાં આવ્યો. અને આ નાનો કટકો સને ૧૮૪૪ માં આપવામાં આવ્યો. તેને માટેના ખતપત્રો કાંઈ થયાં ન હતાં. તેથી તા. ૧૫મી ડીસેમબર ૧૮૭૪ ને દીને નવરોજી જમશેદજી વાડીઆના તે વખતના વારસોએ એ બે જુદી જુદી વખતના આપેલા જમીનના ટુકડાઓનું સામટું ખતપત્ર કરી આપ્યું એમ દીસે છે. "એ સર્વ જમીન અને ઇમારત ઇમ્પ્રુવમેંટ ટ્રસ્ટે લીધી છે. તેના ખરચ બાદ જતે કીમતના રૂપીયા નવા સ્ટાફ ક્વારટર્સ બાંધ્યા તેમાં ખરચ્યા છે." (૧૯૨૬નો છપાયલો હીસાબ, પા. ૧૧).

(ખ) નવરોઝ બાગ અથવા ભંગીખાનાવાલી મીલકત-ની શરૂઆત.

થોડાં વરસ પર ઇ. સ. ૧૮૯૭ માં પંચાએત હસ્તક "નવરોઝ બાગ"નામની મીલકત નામદાર કોર્ટનાં ચુકાદાથી આવી હતી. તે મીલકતની શરૂઆત કેમ થઇ તે આ અરસાનાં દફતરની એક નોંધ ઉપરથી માલમ પડે છે. મુખ્ય કરી આ નોંધના આધારે એ મીલકત પંચાએતને સવાધીન કરવામાં આવી હતી.

એને લગતી હકીકત નીચે મુજબ છે:—તા. ૩૦ મી માર્ચ ૧૮૪૫ નાં સમાચારમાં છપાવવામાં આવેલી એક ટીપ, જે પંચાએતને દફતરે નોંધેલી છે,[1] તે ઉપરથી માલમ પડે છે કે હાલનાં મરીનલાઈનનાં સ્ટેશનની સાંમે આવેલી નવરોઝબાગ નામની મીલકત, જે આ ટીપ પરમાણે ભંગીખાનાં (એટલે ભાંગ પીનારાઓના મકાન)નાં નામથી પણ જણાયલી હતી, તે એક જાહેર ઉગરાંણાની ટીપમાં ભરાયલાં નાણાંમાંથી લેવામાં આવી હતી. એ ટીપમાં રૂ. ૮૪૭ ભરાયા હતા. આગલ બેકબેના દર્યાનું પાણી છેક એ જગ્યા સુધી આવતું હતું, ત્યારે ત્યાં ઉભા રહી આવાં યજદની બંદગી કરવા માટે કેટલાક જરથોશ્તીઓએ ઉંગરાણું કરી એ ઘેર ખરીદ કર્યું હતું. એમ ખરીદ કરતાં બાકી રહેલા રૂ. ૨૬ા૧૩ ની રકમ પંચાએતનાં દફતરમાં ઇ. સ. ૧૮૪૫ માં જમે થાઇ છે. એ

(૧) ચો. ૧૬, બા. ૬, પા. ૨.

મીલકતનો કારોબાર તે પછી જુદે જુદે હાથ થયો હતો. તેઓમાંથી છેલ્લા મી. હીરાજી નામના પારસીએ તે વેચવા કહાડી હતી. તે ઉપરથી કેટલાએક સાહેબો એ પારસી પંચાએતના ત્રસ્ટીઓને અરજ કીધી હતી. કે તેમ થતું અટકાવવું. તે ઉપરથી વકીલની સલાહથી એવું થયું હતું કે કોઇબી બે જરથોશ્તીઓએ એ બાબે વાંધો ઉઠાવવો. તેથી નામદાર સર જમશેદજી જીજીભાઇ ત્રીજા બારોનેટ અને સેક્રેટરી ( હાલના લખનારે ) કોર્ટમાં ફરીઆદી નોંધાવી. તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૯૭ ને દીને નામદાર કોર્ટે એ મકાન પારસી પંચાએતને હવાલે કર્યું ( Suit No. 140 of 1897 ). જુઓ ૧૮૮૪ ના મીલકતના ત્રસ્ટીદ પછી નવી નેબણુંક નો તા. ૨૭ મી એપ્રીલ ૧૮૯૯ નો દસ્તાવેજ. ત્રસ્ટીદની છાપેલી ચોપડી પા. ૧૪૩ ).

૮. નવાં સ્થાપાયલાં ફંડો. આ અરસામાં પારસી પંચાએત હસ્તકનાં ખાતાંમાં નીચલાં જુદાં ખાતાંઓ બરપા થયાં.

(ક) ઇનશાફ અરજીનું ફંડ. એ ફંડની આગલી હકીકત નીચે પ્રમાણે છે:—તા૦ ૮ મી જુન ૧૮૧૬ ને દીને "મુંબઇના સઘળા દેશી રેહવાસીઓએ એક જાહેર ફંડ ઉભું કીધું હતું કે હરેક સરકાર દરબારનો જુલમ હોય તે બાબે ઇંગલાંડ ખાતે સત્તાવાળાઓ ઉપર લખી મોકલવું, અને તે વિષેની મેનીજ કરવા સારૂં શેઠ હોરમજજી બહમનજી વાડીઆ, શેઠ ફરામજી કાવશજી બનાજી, શેઠ દેવીદાસ હરજીવણદાસ તથા શેઠ નાગરદાસ હીરજી મોદી, મલી જણ ૪ )ને ઠરાવ્યા હતા" (પા. પ્ર. I. ૧૩૨). "એ ફંડનો કાંઇ ઉપયોગ ન થયાથી તે નાણાં ભરનારાઓની પરવાંણગી લઇ ઇ. સ. ૧૮૨૫ માં દરેક કોમની પંચાતનાં ધરમખાતાંમાં ફાલા પડતું વેંહચી આપ્યું હતું" (એજ હવાલો, નોટ ૩ ).એમ વેંહચી આપતાં "પારસીની કોમનાં વ્યાજ સાથે જે કાંઇ નાંણાં બાકી રહયાં હોય તે પારસી પંચાતના ચાર તરસ્ટીઓને સોંપવાં"નો ઠરાવ થયો હતો. (એજ હવાલો, પા ૧૮૮). તા૦ ૧૧ મી અકતોબર ૧૮૪૩[1] ને દીને જમશેદજી જીજીભાઇ "શરવે શાહેબોની ખીજમતમો અરજ" કરે છે કે "શંવત ૧૮૮૧ નાં વરશ મંધે જનરલ ફંનડ ખાને રૂ. ૧૧૯૫૪૭ આપડી પંનચાતનાં દફતર મંધે જંમે છે. એ રૂપીઆ

---

(૧) ચો. ૧૫, બા. ૧૩૮, પા. ૧૫, (૪થો ભાગ).

દેવીદાશ હરજીવંણદાશ તથા વાડીઆજી શેઠ હોરમજજી બહમંનજી વીગરે પારશી જનરલ ફંનડ શરકારને અરજી કરવા શારૂં ઉભું કીધું હતું કુલ શ્રી મુમબઇનાં રેહવાશીઓએ. પછે હેવું ઠરેઉં કે અશલ રૂપીઆ જે ધંણીઓએ ભરેઆ હોએ તેનાંને મુદલ પાછા આપવા ને વીઆજનાં ખરચ બાદ કરતાં જે કંઇ થઆ પારશીની કોંમના તે પંનચાતનાં તરશટીઓને આપેઆ તે જંમે કીધા છે. હવે હરેક કંઈ ઇનશાફની બાબદ આવે છે તેહુને વાશતે ખરચને શારૂં નાંણું જોઈએ તારે વારેઘડીએ ટીપ કરીને ભરાવતાં દરૂશત નહી પડતું ને વલી કોઇ ભરતું પંણુ નથી તેથી હેવું ઠરાવીઉં છે જે શં. ૧૮૯૯ નાં કારતગ શુદ ૧ વાર ગરેઉ તા૦ ૩ જી નવેમબર શને ૧૮૪૨ ની તેરીખે જનરલ ફંનડ ખાતે ઉધારીને રૂ. ૧૨૦૦૦) શ્રી ઇનશાફ તથા અરજી કરવા બાબદ હેવે નાંમનું ખાતું પંનચાતનાં દફતર મંધે પાડીને જંમે કરી રાખવા તેનું વીઆજ ટકા ૦॥ લેખે જંમે કરવું ને કદી કદાશ કોઇ દાહડે કાંમ પડે તો તે વીઆજ ઉપજેલું હોય તે મંધેથીજ ખરચવા ને મુદલને કોઇ હાથ લગાડે નહી તેથી તંમો શાહેબોનો હોકંમ જોઈએચ.” એ બાબદ ઉપર શરવેએ બહાલી આપી. આ ફંડ હાલમાં “ઇનસાફ તથા અરજી કરવા બાબદનું ફંડ નં. ૧૩” એવે નામે ઓલે છે અને તેની કુલે પુંજી ૧૯૨૬ ના સાલની આખેરીએ આશરે રૂ. ૨૮૪૪૫) ની છે. (જુઓ ઇ. ૧૯૨૬ નો છાપેલો હીસાબ પા. ૩૭).[1] કાંઇક વધુ હકીકત માટે જુઓ ખુલાશે એ પંનચાત પાનું પા. ૧૬૨ થી ૧૬૭.

(ખ) ઉદવાડા અને તેને લગતાં ગામોનાં ગરીબો કાજે સ્થાપેલું ફંડ.

તા૦ ૧૭ નવેમબર ૧૮૪૩[2] ને દીને જમશેદજી જીજીભાઈ ઉદવાડે દસ્તુરજી દોરાબજી બેરાંમજી તથા સમસત અનજુમન ઉપર એક પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે લેડી આવાંબાઇ જમશેદજી જીજીભાઇએ બેંગાલ બેંકના ૫) શેરો મુંબઇની પંચાએતને સવાધીન કરવાનું ઠેરવ્યું હતું કે તેનાં વ્યાજમાંથી ઉડવાડા તરફનાં છોકરાંઓને પરણાવી અને શદરો પેરાવી આપવામાં આવે. કોઇ નાચાર ગરીબની છોકરી માટે તેનાં

---

(૧) પારસી પંચાએત સામેનાં “જુદદીન કેસ” નામે જણાએલા સને ૧૯૦૬ ના સુટ નં. ૬૮૯ ના ખર્ચમાં આ ખાતાંમાંથી રૂ. ૨૧૦૦૦) આપવામાં આવ્યા હતા. (જુઓ ઇ. ૧૯૧૦ નો છપાયલો હીસાબ, પા. ૧૫. જુઓ ૧૮૭૧ નાં ટ્રસ્ટડીડમાં એ બાબદ પા. ૪ (પેરા નં. ૧૨). (૨) ચો. ૧૫, બા. ૧૫૨, પા. ૨. (૫ મો ભાગ)

માબાપને રૂ. ૩૫) અને છોકરાનાં માબાપને રૂ. ૨૫) એ મલી લગન દીઠ રૂ. ૬૦) આપે. એ ઉપ્રાંત કોઇ નાચારનાં રવાંન માટે રવાંન દીઠ રૂ. ૨૨) ખર્ચ કરે. કુલે ૧૮ ગામોનાં ગરીબો માટે એમ ખર્ચ કરવા જણાવ્યું છે તેનાં નામ નીચે પ્રમાણે છેઃ—તારાપોર, ગોવાડું,[1] તરગાંમ, હેવું,[2] નાહાલી દમણ, મોટી દમણ, દેહેવીએર, નારગોલ, ઉદ્દેપોહોર, પારડી, બીલીમોરૂ, પારનેરા, જાંહે, શરોડુ, વલશાડ, ગંણુદેવી, ચીખલી, અને મેધોર. હાલ તુરત એ પ્રમાણે ત્રણ વરસ સુધી ખર્ચ કરવાનું જણાવે છે અને લખે છે કે "એ વરશ ૩ ની મુદત પુરી થએઆ પછી શ્રી મુમબઇની પંનચાત મોટાં ફંનડનો જેમ કાંઇ બંનદોબશત કરવાનાં છે તેની શાથે એનોબી કરશે."[3] એ બાબદનાં સબંધમાં એવણ "ખુલાશે એ પંનચાત"નાં પાનાં ૩૧૨) અને ૩૧૫) નો હવાલો આપે છે.

એ પત્ર સર જમશેદજીએ તેવણ ઉડવાડે ગયા હતા ત્યાંથીજ પોતે લખેલો દીસે છે. સબબ કે ઉદવાદા માટે તાંબાનાં વાશણ મોકલવા જણાવે છે તે બાબે લખે છે કે "હમોને બોહા શ્રી મુમબઇ પોંચાડેથી નીચે લખેઆ પરમાંણે મોકલીશું." એમ લખી એવણ મોકલવા ધારેલાં વાશણની ટીપ આપે છે. આ રકમ પારસી પંચાએતને દફતરે નથી પણ, ઉપર ઇસારો કરવા પ્રમાણે, સર જમશેદજીએ સ્થાપવા ધારેલા સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશનના ખાતાંમાં ગયલી દીસે છે.

૯. પારસી પંચાએતની પુંજીનો મોટો ભાગ સર જમશેદજીએ સ્થાપેલાં પારસી બેનીવોલન્ટ ઇનસ્ટીટયુશનમાં આપવાની બાબત.

તા. ૨૨ મી જાનેવારી ૧૮૪૪[4] ને દીને વાડીઆ બમનજી હોરમજી એક અગતનો સરકયુલર કરે છે, જેમાં તેવણ પંચાએતની પુંજીનો મોટો ભાગ, જે બેંગાલ બેંક્નાં ૩૫) શેરોમાં રોકાયલો હતો, તે જમશેદજી જીજીભાઇએ, આશરે રૂ. ૪,૪૪,૦૦૦) ની રકમ આપી, જે ધરમખાતું સ્થાપવા ધાર્યું હતું, અને જે માટે નામદાર સરકાર સાથ ગોથવણ ચાલતી હતી, તેમાં આપવાની સુચનાં કરે છે. તેવણ જણાવે છે કે એ બેઉ રકમ મલી સર જમશેદજી જીજીભાઇ

(૧) ગોવાડુ ગામ નારગોલથી બે મૈલ પર આવ્યું છે.
(૨) હેવું અથવા હવું ગામ દેવીઅરથી ૧ મૈલ પર છે.
(૩) આ ઇસારો સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સટીટયુશન સાથે પારસી પંચાએતનાં ફંદને જોડી નાખવાની બાબતનો છે કે જે બાબત આપણે હવે પછી જોઇશું.
(૪) ચો. ૧૫, બા. ૧૫૪, પા. ૪. (૫ મો ભાગ).

પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશન એવે નામનું એક ખાતું સ્થાપવામાં આવે. આ એક અગતનો સરક્યુલર છે તેથી તે આખો નીચે આપુ છું:—

"શ્રી મુમબઇની તા. ૨૨ જાંનેવારી ૧૮૪૪.

"શરવે શાહેઓની ખીદમતમો અરજ એ છે જે આપણાં પારશીનાં ટોલામો કેતલાંએક અગત જેહવાં ધરંમનાં કાંમો શદાકાલ ચાલુ રાખવા શારૂં શર જંમશેદજી જીજીભાઇ નાંઇટે પોતાને નાંમે રૂ. ૩૦૦૦૦૦) તરંણ લાખ તથા બેંગાલ બેંકનાં શેર ૧૫) તથા પોતાની ધરીઆંણીને નાંમે બેંગાલ બેકનાં શેર ૫ મલીંને જુમલે શેરો ૨૦) કે જેહેની આજે કીમત રૂ. ૧૪૪૦૦૦) ની થાએછે તે શાથે જુમલે રૂ. ૪૪૪૦૦૦) ચાર લાખ ને ચુમાલીશ હજાર આપતા કરેઆછે અંને તેહેનાં વેઆજની ઉપજમોથી એ શાહેબે હેવો વીચાર રાખેઓચ કે હેઠલની વીગત પરમાંણે શ્રી મુમબઈ તથા બીજાં દેશાવરો ખાતે ખરચ કરવો અને એ પુંજી ચંદરોકાલ શુધી શલાંમત રેહે અંને તેહેને કાઇ ખરાબ નહી કરે હેવા નેક વીચારથી એ શાહેબે અતરેની નાંમદાર શરકાર તથા કોરત આફ ડાએરેકતર વાલાઓની ભલામન લઇને શ્રી ઇંગલંડની નામદાર રાંણી વીકતોરીઆ શંગાથે એક ચારટર અથવા પટો કરી લેવાને ધારેછે કે એ પુંજીની ફકત જાલવણી અતરેની શરકાર કરે અંને તેહેનો શંધલો વહીવાટ પારશી મેમબરો કે જેવોને શ્રી મુમબઇની શરકાર ઠેરવશે તે આગલા આપણાં શરેશતા મુજબ ચલાવશે અંને એ કારંણ શરની ચારટરનો ખરડો હાલમો તઇઆર થાએઓ છે તે ચાહેઉ બોહાનું છે તો થોડા દાહડામો શ્રી વેલાતની શરકારની પરવાંનગી તથા મંનજુરીને શારૂં શ્રી ઇંગલંડ મોકલીઆમો આવશે. વાશતે શેવક ધારેચ કે હાવા વખતમો આપડી પંનચાતની પુંજી ખાટે હાલમો બેંગાલ બેંકનાં શેર ૩૫) છે તે શંઘલા શેરો શર જંમશેદજીની આપેલી પુંજીની શાથે શાંમેલ કરીએ કે તેથી કરીને એ પુંજીબી વગર નુકશાંનીની જગોએ રેહે અને તેહની ઉપજનાં વરશ દાહડે રૂ. ૧૪,૦૦૦) આવશે તે શર જંમશેદજીની આપેલી પુંજીની ઉપજ શાથે આપડા ટોલાનાં ગરીબ અંને નાંવારશ લોકોમો ખરચાશે તો આપડા ટોલાને મોટી ઇજત થાશે અંને તે શાથે આપડી પંનચાતની પુંજી વગર ધાશતીની જગોએ ચંદરોકાલ શુધી કાંએમ રેહેશે. વાશતે એ બાબે તંમારો શું વીચાર છે તે જાંણવા શારૂં આએ કાગજ મોકલીઉ છે

તે ઉપર તંમારો વીચાર લખી મોકલજો. ગંણી મેહેરબાંની થાશે. હવે એ પુંજી-મોથી શી રીતે ખરચ કરવો તેહેની હંમોએ તંમોણે જાહેર કરવા શારૂં હેઠળ ઉતારીઉં છે—

"૨૩૦૦૦) શ્રી મુમબઇ ખાતે ખરચ કરવા રૂ. ૨૩૦૦૦).

૧૮૦૦૦) એક ધરંમખાતાંની ઇશકોલ કાહાડવી કે તેમંધે ગરીબ જરથોશતીઓનાં છોકરા કેરવણી લીએ તથા તેવોને ખોરાકી પોશાકી મલે તે ઉપર તથા ઇશ-કોલનાં માશતરો તથા મેતાજી વીગરેનો મુશારો તથા ઘેરભાડું મલીને વરશ દાહાડે ખરચવા રૂ. ૧૮૦૦૦).

૨૦૦૦) ગરીબ જરથોશતીઓનાં છોકરાઓને પરણાંવી આપવા પછવાડે વરશ દાહાડે ખરચવા રૂ. ૨૦૦૦).

૧૦૦૦) નાંવારેશ રવાંનોને અવલમંનજલ પોહોચાડવા તથા તેવોની કીરીઆ મારગ કરવા પછવાડે વરશ દાડે ખરચવા

૨૦૦૦) હાંધરા લુલાઓની પરવરશી કરવા પછવાડે વરશ દાહડે ખરચવા રૂ. ૨૦૦૦).

૨૩૦૦૦)

૮૦૦૦) શ્રી શુરત ખાતે તથા ગોદાવરા શુધાં ખરચવા રૂ. ૮૦૦૦).

૫૦૦૦) હાંધલા લુલાઓની પરવરશી તથા ગરીબ લોકોનાં છોકરાંઓને પરણવાનાં તથા નાવારશ રવાંનો પછવાડે ખરચ કરવા.

૩૦૦૦) એક ઇશકોલ કાહાડવી તેહેનાં ખરચનાં રૂ. ૩૦૦૦).

૮૦૦૦)

૨૦૦૦) શ્રી ભરૂચ ખાતે ખરચવા ઉપલાંજ કારણુશર વરશે દાડે.

૪૦૦૦) શ્રી ઉદેપોર તથાં તેની આશપાશનાં ગાંમો ગણદેવીથી તે તારાપોર શુધી ઉપલાંજ કારંણુશર ખરચવા વરશે દાહાડે રૂ. ૪૦૦૦)

૩૦૦૦) શ્રી નોશારીની આશપાશ ખાટે ખરચવા ઉપલાંજ કારંણુશર વરશ દાહાડે રૂ. ૩૦૦૦ ).

૪૦૦૦૦)

"એહની વીગતે શ્રી મુમબઈ તથા ઉપર કહેલાં બીજા દેશાવરો ખાતે વરશ દાહડે રૂ. ૪૦૦૦૦) ખરચવાનો થરાવ રાખેઓ છે અંને જાંણવું જે પંનચાતમોથી એટલા રૂપીઆ આપતાંબી આપણી પાશે વધારો રેહેશે કાંએજે એ ચારટર થાઇ આવતાં હજુર વરશ ૧) અથવા ૨) ની ધીલ પડશે તેટલાં બેંગાલ બેંકનાં શેરોનું દીવીડેનત તથા બીજી ઉપજ તથા વેઆજનાં મલીને આપણી પંનચાટનું કુલ ફંનડ રૂપીઆ તરંણ લાખની ઉપર થાવા જાશે તેથી શેવક પોતાની તરફથી અરજ કરેચ કે જો એ પરમાંણે કરવાથી ઉપર લખેઆ જેહવાં ધરંમનાં અંગત જેહવાં કામનાં શરાબમાં આપડે શાંમેલ રેહેવું જરૂર છે.

"બીજું હંમારો હેવો વીચાર છે કે એ મોટી પુંજીને એક મુકરર નાંમ આપવા શારૂ મુમબઇની શરકારને આપડે એક અરજ કરવી અંને તેહમાં માંગવું કે એ પુંજીને 'શર જંમશેદજી જીજીભાઇ શ. પારશી બીનીવોલેનત ઇનશટીટીઉશંન' એટલે જે 'શર જંમશેદજી જીજીભાઇનું પારશીઓમો કરેલું ધરંમખાતું,' હેવું નામ રાખવાની શરકાર રજા આપે અંને એ કારંણશર હંમોએ એક અરજી તઈઆર કરી છે તે આએ કાગજ શાથે તંમારી ખીદમતમો મોકલી છે તે જો તંમારી નજરમો દરૂશત ઠડે તો તે ઉપર શહી કરી આપવી કાંએજે એ શાહેબે આપડા ટોલા પછવાડે ધરંમનાં કાંમો જારી રાખવા શારૂં જે મોટી રકંમની એક પુંજી કરી આપી છે તેહેની ઈઆદગારી રાખવા શારૂ હેવું એક નાંમ આપવાની મોટી જરૂર છે."

આ એક મોટી અગતની બાબદ હોવાથી એ સરકયુલર ઉપર પંચાએતના અધીકારીઓ ઉપ્રાંત અનજુમનના બીજા પુરૂષોની પણ સહી લેવામાં આવી હતી. કુલે આશરે ૨૩૫) સહી એ સુચના ઉપર બહાલી માટે લેવામાં આવી હતી. એ સરકયુલર ઉપર મનચેરજી હોરમજી કામાએ[1] નીચે મુજબ શેરા કર્યો છેઃ "વાડીઆજી શાહેબ બહમંનજી હોરમજજીએ જે વીચાર લખેઓ છે તે ધંનોજ નેક છે. ખોદાતાઆલા એ નેક કાંમને પાર પાડે ને એ કામને આશરો આપનાર ધંણીની નેક મોરાદ બર લાવે અતરેની શરકાર ઉપરનાં પીટીશંનમો હેવું નથી જણાવેઉં જે નેકનાંમ શર જંમશેદજી જીજીભાઇનાં

---

(૧) એવણ આ પછી તા. ૧૫-૧૨-૧૮૮૮ થી ૧૮-૧૦-૧૮૯૪ સુધી પારસી પંચાએતના એક ટ્રસ્ટી થયા હતા.

આંપેલાં ફંનડ શાથે આપણી પંનચાતની પુજી પંણ ભેગી કરનાંર છે હેવું એલી રીતે લખેઉં નથી તે શાથે એ પીટીશંનમો અતરેની શરકારને લખેઉચ જે 'શર જંમશેદજી જીજીભાઇ જે કાગજ તંમોણે લખનાંર છે તે હુંમોણે દેખાડીઉ છે.' એ રીતે લખેઉચ તે કાગજ[1] પણ જોવામો આવીઉ નથી. વાશતે એ પીટીશંન ઉપર હુંએ શહી કીધી નથી." શેઠ મનચેરજી કામાનાં શેરા ઉપરથી માલમ પડે છે કે આ સરકયુલર સાથ સરકાર ઉપર સર્વ શાહેબોએ શહી કરીને એક પીટીશન પણ રવાંના કર્યું હતું.

તા. ૧૦ મી જાનેવારી ૧૮૪૬[2] નાં જીજીભાઇ દાદાભાઇ પોતાનાં "શ્રી પાંચ ભાઇ શાહેબ વાડીઆજી બહેંમનજી હોરમજજી" જોગાં પત્રમાં લખે છે કે "શરકાર શાથે પંનચાએતનાં ફંનડના બંનદોબશતની ચોપડી કરી છે," તેમાં નીચલી બાબદો ઉમેરવી.

૧. "પાંચ પચીશ વરશે પછી જારે એ પંનચાએતના બાર જંણા ઠરાવેઆ છે તેનાંની નજરમો આવે ને અગત જેવું જાંણે તો એ ફંનડ શરકાર પાશેથી તંન અથવા છ મહીનાંની નોટીશ આપીને એ ફંનડ પાછું લીએ ને બીજી શારી જગે નજરમો આવે તાંહાં મુકે."

૨. "પંનચાએતનાં બાર જણાં મેમબરોની નજરમો આવે ને કંઇ ખરચ વધારવો પડે અથવા ઘટાડવો પડે તો બારનાં મનશુબાથી કરી શખે તથા બીજો કાંઇ અગત જેવો ખરચ હોએ ને પંનચાતની નજરમો આવે તેવો ખરચ કરવો પડે તો કરે."

૩. "પંનચાએતની નજરમો કંઇ વધતું ઓછું કરવું પડે તો શરકાર તે અરજ કબુલ કરે કાંએજે ધરંમનું કાંમ છે તે પચીશ વરશ પછે શું બનશે તે કોંણ જાંણે."

તા૦ ૯ મી મે ૧૮૪૬[3] ને દીને વાડીઆ બમનજી હોરમજી ૧૧) સાહેબો ઉપર પત્ર લખી જણાવે છે કે "આપડી પંનચાતનું કેટલુંએક ફંનડ શર જમશેદજી જીજીભાઇ નાંઇટનાં આપતાં કરેલાં ફંનડ શાથે એકઠું

---

(૧) આ કાગજ માટે જુઓ પછવાડે પા. ૭૪૨.
(૨) ચો. ૧૬, બા. ૩૪, પા. ૧૩.
(૩) ચો. ૧૬, બા. ૪૫, પા ૧૭.

કરવા તથા એ શંઘહું ફંનડ ઇશટ ઇનડીઆ કંમપનીનાં તરશટમો આપવાની ગોઠવંણ કરવા માંડી છે," તેનાં હીદમાં પંચાએતના મેમબરો ઠેડવવા જોઇએચ તે બાબે તેઓનાં નામ શરકારપર લખી મોકલવાને માટે બહાલી માંગે છે. અગીઆર શાહેબોમાથી નીચલા સાહેબોએ હા પાડી છે :—

૧. વાડીઆ નવરોજી જમશેદજી.
૨. દાદાભાઇ પેશતનજી.
૩. જીજીભાઇ દાદાભાઇ.
૪. વાડીઆ ખરશેદજી રૂસ્તમજી.
૫. ખરશેદજી જમશેદજી.
૬. હોરમજી બમનજી.
૭. દાદાભાઇ રૂસ્તમજી.
૮. માનેકજી લીમજી.

બમનજી વાડીઆએ પોતે સરકયુલર કર્યો છે માટે તેવણુની પણુ બહાલી ગણુતાં ૯ જણની બહાલી ગણાય છે. જે ૧૧) સાહેબોને નામે સરકયુલર થયો છે તેમાંથી નીચલા સાહેબોના 'હા'મા નામો મલતાં નથી એટલે ત્યારે તેઓ મેમબર થવા કબુલ થાયા નહી.

ફરાંમજી કાવશજી, ખરશેદજી કાવશજી, વીકાજી મેહરજી.

ઉપલી ગોથવણ પ્રમાણે પારસી પંચાએતનાં ધર્મખાતાંમાંથી સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઈન્સ્ટીટ્યુશનનાં ખાતામાં રૂ. ૨૩૪૫૦૦) ની રકમ ઇન્સ્ટીટયુશનની સ્થાપણાં વેળાએ આપવામાં આવી હતી. પારસી પંચાએતના સંવંત ૧૯૦૫ નાં સાલના છાપેલા હીસાબ (પા. ૪૬) પ્રમાણે નીચે પ્રમાણે નોંધ લઇ એ રકમ આપવામાં આવી છે:-

"ઉધાર પાશું. પંનચાતનાં હીશાબનું

૨૩૪૫૦૦) પારશીની પંનચાતનાં જનરલ ધરંમનાં ફંનડ ખાતે ઉધાર પોશ શુદ ૫ વાર શનેઉ તારીખ ૩૦ મી ડીજેમબર શને ૧૮૪૮ અંગરેજીને દંને રૂ. ૨૩૪૫૦૦) બાબત શર જંમશેદજી જીજીભાઇએ આપણાં પારશીનાં ટોલામો કેટલાંએક અગત જેવાં ધરંમનાં કાંમો શદા કાલ ચાલુ રાખવા શારૂં પોતાને નામે રૂ. ૩૦૦૦૦૦) રોકડા તથા

બેંગાલ બેંકનાં શેર ૧૫) તથા પોતાની ધરીઆંણીને નાંમે બેંગાલ બેંકનાં શેર ૫) મલીને જુમલે શેર ૨૦)ની કીમત રૂ. ૧૪૪૦૦૦) તે શાથે જુમલે રૂ. ૪૪૪૦૦૦) ઇશટ ઇનડીઆ કંમપની શરકારનાં તરશટ પણાંમો આપવાને કબુલ કરેઆ તે વખતે પંનચાતનાં તરશટી વાડીઆજી બહમંનજી હોરમજજીએ તારીખ ૨૨ મી જાંનેવારી ૧૮૪૪ ને દીને એક શરકીઉલર કરીને શરવે જરથોશતીઓને જાહેર કીધું કે હાવા વખતમો આપડી પંનચાતની પુંજી ખાતે બેંગાલ બેંકનાં શેર ૩૫) છે તે શરવે શેરો શર જંમશેદજીની આપેલી પુંજીની શાથે શાંમેલ કરીએ કે તેથી કરીને એ પુંજીબી વગર જોખમની જગાએ રેહે અને તેહેની ઉપજનાં વરશ દાહાડે રૂ. ૧૪૦૦૦) આવશે તે શર જંમશેદજીની આપેલી પુંજીની ઉપજ શાથે આપડા પારશી ટોલાનાં ગરીબ અને નાંબારશ લોકોમો ખરચાશે તો આપડા ટોલાને મોટી ઇજત થાશે.– એ રીતે શરકીઉલર કરીને જરથોશતી ફેરકાની અંનજુમંનમો ફેરવીઉ હતું. તે ઉપર શરવે શાહેઓએ પોતાનો વીચાર લખીને હેવું જણાંવીઉં છે કે એ પરમાંણે કરવું ઘણું દરૂશત ને નેક છે. તે ઠરાવ પરમાંણે આજ દીને પારશીની પંનચાતનાં તરશટીઓએ પંનચાતનાં બેંગાલ બેંકનાં શેર ૩૫) શર જંમશેદજી જીજીભાઇને નાંમે ચહડાવી આપેઆ છે તે શેર ૩૫) શર જંમશેદજી જીજીભાઇએ શરકાર કંમપનીને નાંમે ચહડાવી આપેઆ તેથી એ બેંગાલ બેંકનાં શેર ૩૫) નાં રૂ. ૨૩૪૫૦૦) થાએઆ તે પારશીની પંનચાતનાં જનરલ ધરંમનાં ફંનડ ખાતે ઉધારેઆ છે ને શ્રી બેંગાલ બેંકનાં ૩૫) ખાતે જમે કરેઆ છે.”

પારસી પંચાએતની રકમ ભેગી પોતાની રકમનું ધર્મખાતું સ્થાપવા માટે સર જમશેદજીએ તા. ૧૪ મી ફેબરવારી ૧૮૪૯[1] ને દીને ગવરનર સર જયોર્જ આરથરને પત્ર લખ્યો અને તેમાં તેવણે નવાં સ્થાપવાં ધારેલાં ફંડ માટે સરકારની દીલસોજી અને મદદ માંગી. તેમાં તેવણે એ ફંડ માટે લખ્યું કે

"It is for the holy purpose of relieving the most dreadful destitution that suffering humanity was ever subject to. It will hardly be possible for your Excellency to depicture to yourself the misery and want that exist among the Parsees living under the protection of the British Government in Guzerat and places adjacent; they have barely sufficient food to maintain life, and are without clothing : neither is it possible for them to afford even the meanest Education to their children, who are born in misery and left to exist in a state of abject want. This I respectfully assure Your Excellency in Council is not an exaggerated picture, but it is one I have seen with my own eyes, and acutely felt with an aching heart, and which can be corroborated by many gentlemen in the public service who have lived in these places. It may be naturally asked how such dreadful misery has fallen upon a people able and willing to work ? But this is answered by the simple fact, that their trade as weavers has been entirely destroyed by the introduction of British Manufactured Goods, which are better and cheaper than they can produce, and there is no other employment to which they can resort.

"3. To afford relief as far as in my power lies to this appalling state of suffering, I am anxious to institute a Public Fund, to be protected by the countenances of Government, that in time to come it may not be impaired by the neglect of any persons to whom the management of it may be entrusted, or by those accidents to which institutions incompletely founded or imperfectly regulated are too often subject; and the Parsee Punchayet on being informed of the proposed institution for the relief and benefit of thousands of their own nation, have voluntarily come forward and offered a contribution from their own funds."

---

(૧) Correspondence, Deed Bye-laws &c., relating to "Sir Jamsetjee Jejeebhoy's Parsee Benevolent Institution", established in Bombay, 1849, (1849). pp. 19-20.

ઉપલા સરકાર જોગા પત્રમાં સર જમશેદજી સુરતના પારસીઓનો ધંધો બંધ થયા બાએ જે દલગીરી જણાવે છે તેનો તેવણે નૌસારીનાં દસ્તુરજી તથા દેશાઇજી જોગા "નોશારીની જરથોશતી અંનજુમનની હજુરમાં" વંચાએલા તા. ૧ લી મે ૧૮૫૦[1] નાં પત્રમા પણ ઇશારો કર્યો છે. ત્યાં લખ્યું છે કે "હમોએ અતરે જોઇઉ તથા શાંભલેઉં જે આપણી જરથોશતી કોમ જે શ્રી શુરતમો છે તેહેનાંનો હાલ ઉદંમ બંધ થાએઆથી ઘણોજ મુફલેશ થાઇ પડેઓ છે તેહેનું બએઆંન હંમારેથી અતરે લખી શખાતું નથી..........ઘણાં ખરા ગરીબ તથા વાખાનાં મારેલા આબરૂવાલા લોકો ઘણીજ ગરીબી હાલતમાં છે તેહેનું બએઆંન હંમારેથી કશું લખી શખાતું નથી." એ પત્રના એક ભાગમાં સખી લોકો ધર્માદા કામ કરે છે પણ તેનો કારોબાર બરાબર ચાલતો નથી, તે માટે બંગાલાના ગવરનર જનરલ ઉપર લખાયલા એક કાગજનો ઇશારો કરે છે. પોતાની કરવા ધારેલી બક્ષેશોની જાલવણી માટે એવણ નીચે પ્રમાણે લખે છે:—

"એ નોટોની જાલવણી જાવેદાંન શ્રુધીની રેહવાને શક છે તે શબબથી શ્રી મુમબઇનાં શાહેબોએ આજ આશરે માશ ૪) ઉપર એક અરજી શ્રી બંગાલાનાં મોતા દરજાનાં લારડ શાહેબને કીધી છે તે મંધે એટલુંજ માગેઉં છે જે તંમો કુલ હીનદુશથાંની લોકોને વાશતે એક પકા બંદોબશત શાથેનો ધારો બાંધી આપો જે હરએક ઇનશાંન પોતાના ધરંમને શારૂં ધરંમ ખાતે તે ખરચવાને મોહોટી રકંમ મુકી જાએ છે અને તે ઉપર તેહેની જાલવણીને શારૂં પોતાનાં ખાશ ઇતબારૂ માંણુશને ઉપરી કરે છે પન એ કંઇ લાંબા દાહાડા નીભતું નથી અને શરવે પુંજી થોડી મુદતમો બારેવાટ થાએ છે તેહેનાં કેટલાએક શબબો છે તે અતરે બએઆંન કીધામો આવતા નથી તેહેવું ધારીને અરજ શ્રી બંગાલાનાં લારડ શાહેબને કીધી છે તેથી ઉમેદ છે જે એ અરજ ઉપર લારડ શાહેબ ધેઆંન પોંહોંચાડશે કાંએજે એ શરવે ધરંમનું કાંમ છે ને એ શાહેબ કંઇબી હેવો ધારો બાંધી આપશે તો એ અશલ પુંજીને કોઇ બીગાડી શકશે નહી. એ પુંજી જાવેદાંન શુધી ચાલશે."

---

(૧) ઓ. ૧૮, બા. ૧, પા. ૧. (ફ. ૭).

એવું દીસે છે કે સર જમશેદજીનાં ધર્મખાતાંમાંથી જે સ્કુલ પેહલે ઉંગાડવામાં આવી તે મોદીખાને વાડીઆજી મંચેરજી જમશેદજીનાં ઘર મધે ઉગાડવામાં આવી હતી.[1] એ મકાનમાં અવાર નવાર પંચાએતની મીટીંગ પણ મલતી હતી.

૧૦. ચાબુકના અધીપતી નવરોજી દોરાબજી ચાનદારૂ. એવણુને તકસીરવારો સામે પગલાં લેવાનું કામ સોંપવાની બબત.

તા. ૨૮ મી જુન ૧૮૩૬[2] ને દીને ચાબુક પત્રના સબ–એડીટર નવરોજી દોરાબજી, વાડીઆજી નવરોજી જમશેદજી અને "પારસીની પંચાતનાં હુધીકારીઓ જોગ" એક પત્ર લખી જણાવે છે કે "મારા શાંભલેઆમો આવેઉ છે જે તંમો તથા પારસીની પંચાતનાં બીજા હુધીકારીઓ આજદીને ફીરકાનાં શુખ તથા શંભાલને વાશતે એકઠા થાંનાંર છો તે શાંભલેઆથી હું બઉ મંગંન થાઓ", એમ લખી તે મીટીંગમાં રીપોર્ટ લેવા આવવાને માટે પરવાંનગી માંગે છે. તા. ૨૮ મી જુન ૧૮૩૬[3] ના ઉપલે દીને મલેલી મીટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે એ ધણીને મીટીંગમાં હાજર થવા દેવામાં આવ્યા હતા, એટલુંજ નહી, પણ કોઇ તકસીરવારો સામે સમન કહડાવી પગલાં લેવાની મેનીજ પણ એવણુને સોંપવામાં આવી હતી.

ચાબુક પત્રનાં માલેક દોરાબજી ચાનદારૂની જાહેર ખબર માટે માંગણી.

તા. ૧૩ મી સપટેમબર ૧૮૪૨[4] ને દીને ચાબુક પત્રના માલેક જમશેદજી જીજીભાઇ પર પત્ર લખી અરજ ગુજારેછે કે સમાચારમાં સમસત અનજુમનના હીસાબની જાહેર ખબર આપવામાં આવે છે તેમ એવણુનાં પત્રમાં પણ આપવી. "જે પરમાંણે તહમો બીજાં છાપાખાંનાંને મદદ કરોચ તેજ પરમાંણે કંમતરનાં છાપાખાંનાંને બી મદદ કરવી કે જેથી શેવક રોજે કેઆંમત શુધી શાહેબનાં જનાંબમો એહેશાંનમંનદ રેહશે........મુરબી શાહેબને હમણે માહારા એહેવાલ અને હાલ ઉપર નેગાહ

---

(૧) ચો, ૧૯. બા. ૪, અને ૫. પા. ૧૧.
(૨) ચો, ૧૨. બા. ૪૬, પા. ૬૮.
(૩) ચો, ૧૨. બા. ૪૭, પેટા. બા. ૧. પા. ૬૮.
(૪) ચો. ૧૫, બા. ૧૧૧, પા. ૧૮, (૩ જો ભાગ).

કરીને મદદ કરવી જોઈએચ કે મહને એક ખોદાના કે બીજા તહમારા આશરા વગર બીજા કોઈનો આશરો નથી." આ અરસા આગમચ ચાબુક પત્ર પારસી પંચાએતની વીરૂધનું પત્ર ગણાતું હતું, તે સબબે ઉપલો પત્ર ધ્યાંન ખેંચે છે.

તા. ૫ મી જુન ૧૮૪૩ નો સોરાબજી દોરાબજીનો જમશેદજી જીજીભાઇ જોગો એક પત્ર છે, જેમાં એ પત્ર બાબે કેટલીક ફર્યાદ જણાવી લખે છે કે "અને ઘણીએક બાબદો આપણાં એકશંમપી પંનચાતનાં અધીકારીઓનાં વીરૂધમો પરગટ થાએચ—અલબત એ ઇનશાફ અને રાશતી ચાહનારાઓનાં વીચારથી બીલકુલ ઉલટી છે." એમ જણાવી એ ઘણી બીજું વર્તમાન પત્ર ચાબુકની વીરૂધ કહાડવા પોતાની મરજી જણાવે છે. આ ચાબુક પત્રનાં સબંધમાં ખોલાશે એ પંનચાતમાં જમશેદજી જીજીભાઇ કેટલીક વધુ હકીકત આપે છે.

૧૧. આ અરસામાં પંચાએતનાં સંબંધના પરચુતન બાબતો.

(ક) હીસાબની છપામણી.

સંવંત ૧૯૦૨ (ઈ. ૧૮૪૬)[2] નાં વરસનાં સંબંધની નોંધ ઉપરથી માલમ પડે છે કે એ વરસનો હીસાબ જામે જમશેદનાં છાપાખાનામાં છપાવ્યો હતો, તેના રૂ. ૫૬૨ાા નો ખર્ચ થયો હતો. તે ખર્ચ પંચાએતનાં ૬) ખાતાંઓમાં વહેંચી નાખ્યો હતો, જેમાં "શ્રી પાટંણ ગાંમની પાંજરાંપોલનાં ફંનડ" ખાતે રૂ. ૧૫), અને "શ્રી સુરત હીનદુ માહાજંનનાં ફંનડ" ખાતે રૂ. ૨૫) એમ બે ખાતે રૂપીઆ ઉધાર્યા છે. રૂ. ૬૦) "પંનચાતનાં જુદાં ખાતાં ૪)વાલાઓને ખાતે" એમ ઉધાર્યા છે. એ ઉપરથી દીસે છે કે એ વરસમાં ૪) ઘણી ઘણીઓનાં ખાતાં પડયાં હતાં. અને કોઈ હીંદુ ધર્મખાતાંઓનું કામ પણ પારસી પંચાએતની ઓફીસમાં થતું હતું.[3]

(ખ) સને ૧૮૪૬નાં સાલમાં પંચાએતનો હીસાબ.

તા૦ ૨૮ મી મે ૧૮૪૭ ની નોંધ ઉપરથી માલમ પડે છે કે "શંવત ૧૯૦૨ નાં વરશનો પંનચાતનો હીશાબ તથા દેશાવર ખાતેના બીજા હીશાબો એકઠા કરીને તેહનાં ચોપાંનીઆં ૫૦૦) જાંમે જંમશેદનાં કારખાંનાંમો છપાવીને

---

(૧) ચો. ૧૫, બા. ૧૩૫, પા. ૧૩ (૪ થો ભાગ).
(૨) ચો. ૧૬, બા. ૮૪, પા. ૩૫.
(૩) હાલમાં પણ ધી હીંદુ સુરત પારસી ચેરીટીના ફંડનો હીસાબ પારસી પંચાએતના ખાતાંના એક મેહતાજી રાખે છે, જેવણને એ ખાતાંવાલાઓ જુદો દરમાયો આપે છે.
(૪) ચો. ૧૬, બા. ૬૧, પા. ૪૦.

ધરંમખાતે શ્રી મુમબઇ મંધે તથા દેશાવરો ખાતે વેંહચી આપેઆં" હતાં. તે કોણુ કોણુ ધણીઓ ઉપર મોકલવામાં આવ્યાં હતાં તેની ટીપ આપી છે. એ ટીપ પ્રમાણે નીચલાં ગામોમાં ધણી ધણીઓ ઉપર મોકલવામાં આવ્યાં હતાંઃ સુરત, નવસારી, પુના, થાના, દમણ, ભરૂચ, વલસાડ, ગણદેવી, બીલીમોરા, કલ્યાણી, ઉરન, હૈદરાબાદ, કલકતા, તાલચેરી, જાલનાં, નાગપોર, નગર, ઔરંગાબાદ, મદરાઝ, વડોડરા, બેલગાંમ, શાહપુરબેલગાંમ, અમદાબાદ, ખંબાત, સોલાપોર, કોચીન, ચીન, કનટાન. એ મુજબ ૪૬૯ નકલો વહેંચવામાં આવી હતી. ૨૭ નકલો મુંબઇ, સુરત, અમદાબાદ, વગેરે હીંદુઓમાં વંહેચવામાં આવી હતી. એમ ૪૯૬ નકલો વેંહચાવા બાદ બાકી ૪) ઓફીસ ખાતે રહી હતી.

(ગ) પંચાએતનાં ફંડમાં નાણું ભરનારાઓની રકમ જમે કરવાની બાબદ.

તા૦ ૧૭ મી જુન ૧૮૪૮[1] નાં જમશેદજી જીજીભાઇનાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે તે વખતે "જે જે શાહેબોએ પોતાનાં શવાબને શારૂં તંનદરોશતી પંનચાત મંધે રૂપીઆ આપવાની ભંણુાવી છે તેનાંનાં રૂપીઆ પંનચાતમો ચોપડી મંધે અગાઉથી જમે કીધા" માં આવતા. એઓમાંથી કેટલાક સાહેબોએ રૂપીઆ નહી ભરવાથી તેઓ ઉપર નાણાં લેહેણાં નીકલતાં ગણવામાં આવતાં. તેથી સર જમશેદજી જણાવે છે કે "તે શાહેબોનાં નાંમ લખાઆથી શારૂં નહી દેખાશે કાંએજે એ ચોપડીઓ કુલ દેશાવર ખાતે વેહેંચાશે." તેથી એવણુ જેઓ ઉપર બાકી હોય તેઓને નાણું ભરી દેવા અરજ કરે છે. તે પછી તેવણે રૂ. ૩૦૪૨) લેહણાં નીકલતા ૧૫) ધણીઓ ઉપર પોતે ચીઠી લખી છે જેની આપેલી ટીપ પ્રમાણે ઓછામાં ઓછા રૂ. ૫) તો કોઇ ઉપર વધતામાં વધતા રૂ. ૧૦૦૦) નીકલતા હતા.

(ઘ) પંચાએતના મેહતા, મોબેદ, વગેરેની બાબદ. પંચાતના મેહતા અરદેશર દાદાભાઇનાં મદદનીશની નેમણુંક.

તા૦ ૧૮ મી નવેમબર ૧૮૪૬ ને દીનનાં સર જમશેદજીનાં સરકયુલર પ્રમાણે એ વખતે પંચાએતનું કામ વધી જવાથી મહેતા અરદેશર દાદાભાઇના હાથ તલે મેરવાંનજી નવરોજી દાહાદીવાલાને રૂ. ૨૦૧)નાં વરસાનથી નેમવાની પરવાંનગી માંગવામાં આવી.

---

(૧) ચો. ૧૬, આ. ૧૧૬, પા. ૬૭. (૨) ચો. ૧૬, આ. ૬૭, પા. ૨૪.

(ડ૦) પંચાએતનાં મોબે-દની છાકરીનાં છાકરાંનાં લગન વખતે મદદ.

તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૪૫ ને પંચાએતના મોબેદ શાપુરદારૂ બેહરામજી વાછાને પત્ર સરકયુલેટ કરવામાં આવ્યો છે, તે ઉપરથી માલમ પડે છે કે એ ધણીની લાંબા વખતની નોકરી ધ્યાંનમાં લઇ એવણુની છોકરી, જેણી વીધવા થઇ હતી તેણીના બે છોકરાંઓનાં લગન માટે એવણુને રૂ. ૨૨૫) ની મદદ આપવામાં આવી હતી.

(ચ) પંચાએતના મેહતા અરદેશરની લગનની ભેટ.

તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૪૮[૨]નાં સર જમશેદજીએ કરેલાં સરકયુલર પ્રમાણે તે વખતે પંચાએતના મેહતા અરદેશર દાદાભાઇએ પોતાના છોકરાનાં લગનનાં અવસરે રૂ. ૧૫૦૦) ઉછીનાં માંગ્યા કે તે મહીનાના પગારમાંથી થોડા થોડા પાછા વાલવામાં આવશે. સર જમશેદજીની ભલામણ ઉપરથી ઠેડાવ થયો કે એવણુને રૂ. ૫૦૦) પંચાએતની સારી સેવાનાં બદલામાં ભેટ આપવા. સર જમશેદજીએ પોતા તરફથી રૂ. ૫૦૦) "શોગાત દાખલ" આપવા જણાવ્યું[૧].

(છ) પંચાએતનાં ડુંગરવાડીનાં ખજુરાંની એ અરસામાં આવક

તા૦ ૧૦ મી નવેમબર ૧૮૪૮[૩]ની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે પનચાએતનાં દોખમાંની દીવાલની પછવાડેની જગો તથા બીજી જગાનાં ખજુરાં વરશ ૩) માટે પારસી રતનજી પાલનજી તારીવારાને પટે આપ્યાં હતાં. તે દર વરશ ૫૧) નાં રૂ. ૨૫૦) લેખે ૩) વરશ આપ્યાં હતાં.

---

(૧) ચો. ૧૬, આ. ૨૮, પા. ૧૧.
(૨) ચો. ૧૬, આ. ૧૦૭, પા. ૬૧.
(૩) ચો. ૧૬, આ. ૧૦૬, પા. ૬૧.



## II.

## સરકાર દરબાર સંબંધી બાબદો.

આપણે આગલા બાબોમાં સરકાર તરફથી સંસારી બાબદોના સંબંધમાં આવેલા કોઈક સવાલોની હકીકતો જાણી છે. આ અરસામાં પણ એવા કોઇક સવાલો આવ્યા છે. તેના કોઇક અગતના દાખલાઓ નીચે પ્રમાણે છે :—

૧. પરણેલી સ્ત્રીએ વસીએત કરવાની બાબદ. (૬) એ બાબે મુંબઇ ખાતે પુછાવલા સવાલો.

તા૦ ૧૭ મી ઓગસ્ટ ૧૮૩૯[1] ને દીને વાડીઆ નવરોજી જમસેદજી અને બીજા ૯) સાહેબો મુંબઇની દીવાની અદાલતના જડજ સાહેબોનાં તા. ૨૪ મી તથા ૨૫ મી જુલાઇ ૧૮૩૯ના બે પત્રોનો જવાબ આપે છે. ફરીઆદી મોદી બરજોરજી ભીમજી અને દાદી (પ્રતીવાદી) પીરોજશા ધનજીશાહ વચ્ચેના મુકદમા ઉપરથી કોઇક સવાલો બરપા થયા હતા.

**સવાલ**—આ હતો કે "કોઇ ઓરત પોતાના ખાવંદથી જુદી હોએ ને તે પોતાના ખાવંદ પાશેથી અથવા પોતાની મેનતથી મેલવેલુ જવેર ત્થા કપડાં વેચીને અગર ધણીએ ખોરાકી પોશાકી વાશતે આપું હોએ તેમાથી બચાવીને મીલકત કીધી હોએ તો તે મીલકત વશીએતનામાથી અગર બીજી રીતથી પોતાના ધણી શીવાએ બીજા કોઇને આપી શકેછે કે નહી ને હેવી રીતના વશીએતનામાંથી આપેલું રદ થાએ કે નહી."

**જવાબ**—કે એવી રીતે મલેલું તે ઓરત પોતાનાં વસીએતનામાથી અથવા લખતથી પોતાનાં ધણી સીવાય હરેક કોઇને આપવા મુખત્યાર છે. જો વસીએતનામું નહી કર્યું હોય તો તેનાં મા બાપની તરફનાં નઝદીકનાં જે સગા હોય છે તેને તે પુંજી પોંહચે છે. એમ આગલ થવાના કેટલાક દાખલા આપે છે. જવાબમાં વધુ જણાવે છે કે "હરેક મરદે પોતાની ઓરતને જુદી મેલી હોએ" અને તે પોતાની ઓરતને ખોરાકી પોશાકી આપતો હોય અને તેને જવેરાત

(૧) ચો. ૫, બા. ૮૧, પા. ૮૮. એ કાગજની બે નકલો છે. પહેલી નકલ બાબદ ૮૦ માં છે. તેમાં સહીઓમાં કાંઇક ફેર છે.

કપડાં આપ્યાં હોય અને તે બાએ તે ઓરતે ખાવંદને લખી આપ્યું હોય કે તેણી ગુજરવા પછી તેણીની જે કાંઇ અસકેઆમત નીકલે તે તેણીના ખાવંદની છે તો તેવી ઓરતથી વસીએતનામું કરી તે અસકેઆમત કોઇને આપી શકાય નહી. જો એવી શરત ધણીએ અગાઉથી નહી કરી હોય તો ધણીનું ઓરત ઉપર પોંહચે નહી. આ જવાબ ઉપર ૧૦) નીચલી સહીઓ છે :—

વાદીઆ નવરોજી જમશેદજી, ફરામજી કાવશજી બનાજી, જમશેદજી જીજીભાઇ, બમનજી હોરમજી, જીજીભાઇ દાદાભાઇ, ખરશેદજી કાવશજી, વાદીઆ દાદાભાઇ પેશતનજી, હોરમજી દાદાભાઇ, મોદી શેરાબજી વાછાગાંધી, હોરમજી દોરાબજી.

સુરતની અદાલતના જજ ઓનરેબલ જેમ્સ સનદરલેંડ સુરત ખાતે એવાજ સવાલો પુછયા હતા. તેનો જવાબ તા. ૨૧ મી ઓગસત ૧૮૩૯[1] ને દીને સુરતવાલા મોદી રૂસ્તમજી ખરશેદજી અને ત્યાંની પારસી અંજુમન આપે છે.

(ખ) એવીજ બાબદમાં સુરત ખાતે પુછાયલા સવાલ.

**સવાલ ૧ લો.** એક પારસી પોતાની ધણીઆણી તથા ભાઇઓને મુકીને છોકરાં વગર મરી જાય તો તેની માલ મીલકત કોણને પોંચે અને કયા પ્રમાણમાં પોંચે ?

**જવાબ**—"૨. તેનો જવાબ એ છે જે હમારી કોમની ચાલ પરમાણે મરનાર શખશ મજકુરનો વારશો તેના ભાઇઓને બરાબર હીશો પોંચે છે મરનારની ઓરતને વારશો પોંચતો નથી. પણ તે ઓરતને પરવરશીનુ તથા જરૂરીઆત ખરચ તે મરનારના વારશમો તેની માલ મીલકત તથા આબરૂ મુજબ તેવોને લેવાનો હક છે.

"૩. બીજો ધારો હમારામાં એ છે જે અગર કોઇ શખશ ગુજરવાની પેલાં[2] વગર કપતે વશીએતનામુ કરીને પોતાની પુંજીમાથી બખરી વગેરે જેને જે આપવાનુ મુકરર કરે છે તે મુજબ અમલમો આવે છે.

"૪. હમારા મજબની કીતાબોમાં મરનારની માલ મીલકત કોને પોંચે છે એ વાત માલમ પડતી નથી પણ તે માલ મીલકત પોંચવા બાબતનો થોડો

(૧) ચો. ૫, બા. ૭૫, પા. ૮૩.
(૨) પેહેલાં.

એક જરૂર રવાએતમાં[1] લખે છે પણ એ વીરાશત વગેરેની તે રીવાએતમાં લખે છે તેમાંની કેતલીએક બાબત અશલથી હમારા બુજરગોએ કેતલાએક શબબોથી અમલમો લાવતા નથી એ ઉપર લખેલી બીજી કલમમા ભાઇઓને વારશો વેંચવાનુ બીઆન કરૂં છે તે ચાલ હમારી કોમમો અશલથી જારી છે તે શાહેબજીને ખુલાશે માલમ પડવાને શરૂં કોરતના શવાલના જવાબો એહીજ મતલબના તા. ૧૭ મો શપતેમ્બર શ. ૧૮૩૨ તથા તા. ૯ મી શા. ૧૮૩૫ મોકલો છે તેથી તથા મજકુરની માલ મીલકત ઓરતો છતાં ભાઇઓને પોંહચી છે તેના નામ હારવા જે કાંઈ માલમ પડા છે તેની ઇસ્તેહાર શર મોદી રૂસ્તમજીની શહીથી આ જવાબ શાથે હાજર કરા છે તેથી શાહેબજીને રોશન થાશે.”

નામદાર જજના સવાલના જવાબ ઉપર સુરતના કુલે ૫૮૯ પુરૂષોએ સહી કીધી છે. તેમાં શરૂઆતમાં થયલી સહીઓ નીચે પ્રમાણે છેઃ—મોદી ખરશેદજી રૂસ્તમજી, પીરોજશા ધનજીશાહ એદલજી કાવશજી, અરદેશર ધનજીશાહ, અસ્પંદીઆર ફરામજી, દોશાભાઈ શાપુરજી, દાદાભાઇ રતનજી, મોબેદ સોરાબજી. આ અને બીજી સંખ્યાબંધ સહીઓમાં કોઇના નામ સાથે અટક નથી.

૨. એક નાચાર વિધવા બાઇનું પોષણ કરવાની ભાઇની ફરજ.

તા. ૨૪ મી અકટોબર ૧૮૩૯[2] ને દીને પેટી સેશન્સના કલાર્ક મી. ઉડહાઊસ ( W. Woodhouse ) પોતાની કોર્ટના ફરમાનથી પછાવે છે કે કોઇ ગરીબ વીધવા હોય કે જેણીને માટે ખાવીંદ કાંઇ મેલી ગયો નહી હોય તેણીનું ગુજરાંન કોણે કરવાની ફરજ છે? તેણીના પોતાનાં ખેશાઓની કે તેણીનાં ખાવીંદ તરફના ખેશાઓની?

---

(૧) આ ઈશારાવાલી રેવાયત કઇ છે અને તેના કયા ભાગ માટે ઇશારો છે તે ચોક્સ કહેવાઇ શકાતું નથી. વગર બેટાએ ગુજર પામેલા ધણીની મીલકત બાબે કાંઇક લખાંણ શાપુર બરૂચીની રેવાયતમાં અપાયલું ગણાય છે. (જુઓ એરવદ માનેકજી રૂ. ઉનવાલાની દારાબ હોરમઝદીઆરની રેવાયત વો. ૧, પા. ૧૮૭, લીટી ૪ અને વધુ, જુઓ રૂસ્તમજી જાંમાસ્પજી દસ્તુરની ગુજરાતી ‘ રીવાએત દરાબ હોરમજદીઆર,” પા. ૩૭૧-૭૨). એઓમાં મસ્લી હકીકત ઉપલા સવાલના સંબંધમાં બરાબર પુરતી દીસતી નથી. (જુઓ હાલમાં છપાતી “The Persian Rivayats,” by Mr. Bomanji N. Dhabhar p. 202–203). આ હવાલાઓ દરશાવવા માટે હું મી. બમનજી ન. ધાબરનો આભારી છું.

(૨) ચો. ૧૪, બા. ૬૫, પા. ૩૩.

એવું દીસે છે કે એ પેટી સેશન્સમાં તા. ૨૪ મી અકતોબર ૧૮૩૯[1] ને દીને જમશેદજી જીજીભાઇનો વારો હતો. ત્યાં એક બાઇએ પોતાના ભાઇ પાસે ગુજરાન માટે કાંઇ પગાર માંગવાની બાબદ તરફ થઇ હતી, સબબ કે બાઇના ભરતાર ખાવીંદ તરફનું કોઇપણ શકતીવાલું સગુ હતું નહી. એ બાબદ આગલ જયારે પંચાએત હજુર આવી હતી, ત્યારે પંચાએતે તે બાઇના ભાઇ દોશાભાઇ મોટીવાલાને કહયું હતુ કે તેવણ રૂ. ૪૦) નું ભાડું ભરે છે અને તેથી શકતીવાલી સ્થાતીમાં છે અને બીને ઘરનો સારો ખર્ચ કરે છે ત્યારે તેવણે પોતાની બેહેનને પુજવું જોઇએ. તેણે ના પડવાથી પંચાએતના સાહેબોએ તે બેહેનની પાસે ભાઇ ઉપર પેટી સેશન્સમાંથી સમન કહડાવ્યો હતો અને તા. ૧૯ મી આગસ્ટ ૧૮૩૯ ને દીને તે મુકદમો નીકલ્યો હતો. પેટી શેશન્સ, જેનાં તે દીવસે "નેટીમો ધાગજીનો તરમ[2] હતો" તેમાં માજીસ્ત્રેટ મા. વાર્ડીને,[3] પંચાએતે આગલ ઠેરાવ્યા પ્રમાણે, રૂ. ૭) નો મહીનો આપવાને નહી બનતું હોય તો રૂ. ૩ નો મહીનો આપવા જણાવ્યું. એ ચુકાદાથી મોટીવાલાને વાકેફ કરવા છતાં તેવણે મચક નહી આપવાથી તા. ૨૮ અકતોબર ૧૮૩૯ ની બેઠક, જેમાં જમશેદજી જીજીભાઇ હાજર હતા, તેમાં એ બાબદ નીકલતાં સવાલ ઉઠયો કે "પંચાએતના શરેસ્તો શું છે." જમશેદજી જીજીભાઇએ જણાવ્યું કે ખાવીંદ તરફનું કોઇ શકતીવાલું નહી હોય તો સ્ત્રી તરફના કોઇ શકતીવાલાએ તે બાઇનું ગુજરાન કરવું જોઇએ. તે ઉપરથી પંચાએતને ઉપર પ્રમાણે એક શેરીસ્તો પુરવાનું ઠેરાવ્યું. એમ એ બાબદ તા. ૨૮ અકતોબર ૧૮૩૯ ને દીને ફરામજી કાવસજીની ઓફીસમાં પંચાએતની એક બેઠકમાં નીકલી ત્યાં તેઓએ ઠેરાવ્યું કે દોશાભાઇ મોટીવાલાએ પોતાની બેહેનને રૂ. ૫) નો મહીનો આપવો, નહી તો પેટી સેશન્સવાલા ફરજીઆત અપાવશે. સેવટે એ ધણીએ બેનને દર માસે રૂ. ૪) આપવાને તા. ૧ લી નવેમબર ૧૮૩૯ ને દીને કબુલ કર્યું.[4]

---

(૧) ચો. ૧૪, બા. ૬૩, પા. ૬૨.
(૨) Turn એટલે વારો.
(૩) Warden.
(૪) ચો. ૧૪, બા. ૬૪, પા. ૩૩.

## III.

## ધર્મ સંબંધી બાબદો.

**૧. ગહંબારની બાબદ.**

**(ક) શરૂઆતમા બે ગહંબાર.**

આગલ (બાબ ૧૦ માં)[1] જણાવવા પ્રમાણે તા. ૧૮ મી સપટેમબર ૧૮૨૮ ને દીને ખરશેદજી માણેકજીએ સરક્યુલર કહાડી સુચના કરી હતી કે તેવણે જણાવેલી ટીપ પ્રમાણે ૭ ગહંબારોમાંથી ૪) ગહંબાર થતા હતા, તેથી બાકીના બે—ગાથા ગહંબાર અને અરદીબેહશ્ત મહીનાનો ગહંબાર—પંચાએત તરફથી[2] કરવાની કોશેશ કરવી. ગહંબાર માટે ઉંગરાવેલી રકમનાં વ્યાજમાંથી ખર્ચ નહી પુગો પડે તો પંચાએતનાં સામાન્ય ફંડમાંથી ઘટતી રકમ ઉભેરવી અને હાલ પેહલે બેમાંથી એક કરવા માંડવું. સને ૧૮૩૬ સુધી ખરશેદજી માણેકજી પંચાએતના ગહંબારની મેનીજ કરતા હતા. ૧૮૨૮ થી ૧૮૩૬ સુધી એમ ચાલ્યું. તા. ૧૨ નવેમબર ૧૮૩૭ નાં જમશેદજી જીજીભાઇનાં સરક્યુલર પરથી દીસે છે કે[3] ૧૮૩૭ નાં નવેમબર મહીનામાં અરદીબેહશ્ત મહીનાનો ગંહબાર આવ્યો ત્યારે ખરશેદજી માણેકજીએ પોતે મેનીજ કરવા ના પાડયું. એ અરસામાં જમશેદજી જીજીભાઇએ પણ પોતા તરફના ગહંબારો પંચાએતની (શેઠ માણેકજી શેઠની) વાડીમાં કરવા માંડયા હતા. તા. ૧૦ મી નવેમબર ૧૮૩૭ ને દીને જ્યારે જમશેદજી જીજીભાઇના પોતાના ગહંબારમાં પંચાએતના મેમબરો જમવા ગયા, ત્યાં તેઓએ, હવે સર્વ ગહંબારોની મેનીજ કરવા ખરશેદજી માણેકજી ના પાડતા હતા તે ઉપરથી, માંહોમાહેમાં વાતચીત કરી ગોથવણ કરી કે ગહંબાર કરવાનું બંધ નહી કરવું પણ હવે ફંડ વધ્યું છે તેથી દર વરસે એકને બદલે બે ગહંબાર કરવા. એ વરસમાં એટલે ૧૮૩૭માં ગહંબારના ફંડમાં રૂ. ૨૫૭૪૦) થયા હતા. તેનું વ્યાજ દર વરસે આશરે રૂ. ૧૩૦૦) નું આવતું હતું. તેથી બે ગહંબાર કરવાનો ઠરાવ થયો.

---

(૧) પા. ૪૮૬.

(૨) બીજા ચાર ગહંબારો પગીરગીઓના પોતા તરફથી થતા હતા એમ દીસે છે.

(૩) ચો. ૧૯, બા. ૫૧, પા. ૧૧૬; ચો. ૧૪, બા. ૧, પા. ૧.

(ખ) ગંહમબારના વારાદારોની ગોઠવણની શરૂઆત.

તા. ૧૦ મી નવેમબર ૧૮૩૭[1] ને દીને સર જમશેદજીના ઉપર જણાવેલા ગહંબારને દીને ગહંબારનો કારોબાર કરવા વારાદારો ઠેડવવાની પેહલી શરૂઆત થાયલી દીસે છે. ત્યાં ઠેડવવામાં આવ્યું કે ગહમબારની મેનીજ કેતલાએક સાહેબોએ વારાફરતી કરવી. ૮) જણાઓના નામો મુકરર ઠરવામાં આવ્યાં કે તેમાથી બબે જણ દર વરસના બે ગહંબાર કરે એટલે આઠ જણામાં ચાર વરસે એક વખત દરેક જણનો વારો આવે. એ બે ગહંબારો થતા તે અરદીબેહશ્ત મહીનો અને દેહ મહીનાના હતા. જમશેદજી જીજીભાઇએ તા. ૧૨ મી નવેમબર ૧૮૩૭[2] ને દીને પંચાએતના મેમબરોમાં એ બાબે સરક્યુલર કીધો. તેમાં લખ્યું કે "એ ગાહંમબાર કરનાંર મેનેજરને ગતે છે જે શવાબ તા. ધરમનુ કાંમ છે તે વરશ ૪) એક વખત કરવો. તે પોતે તંનથી મેહનત લઇને શારી રવેશે કરે તા. પોતાનાં ઇતબારી માંનશને શાપે તોહપંન તે માંનશ ઉપર નચીત નહી રેહ. એ મહનતનો બદલો તે શાહબ ધનીને આપશે." એ વખતે દર ગહંબાર પાછલ રૂ. ૬૫૦) નો ખર્ચ થતો દીસે છે. ઉપર જણાવવા પ્રમાણે જે આઠ સાહેબોને મેનીજ સોંપવામાં આવી હતી, તેઓનાં નામો નીચે પ્રમાણે છે:—૧. વહાડયા નવરોજી જમશેદજી, ૨. વાહડયા બમનજી હોરમજી, ૩. હોરમજી બમનજી, ૪. વહાડયા જાંગીરભાઇ નશરવાનજી, ૫. ખરશેદજી માણેકજી, ૬. વીકાજી મેહરજી, ૭. વાડીઆજી ખરશેદજી રૂસતમજી, ૮. જીજીભાઇ દાદાભાઇ.

બીજા ચાર ગહંબારો જે આગલથી થતા હતા તે, આગલ જણાવવા મુજબ, ધણી ધણીઓની પોતાની તરફથી થતા.

(ગ) આ અરસામાં પંચાએતના ગહંબારનો ખર્ચ.

"શંવંત ૧૮૯૭ નાં કારતગ વદ........ અરદીબેહેશત મહીનો ને દેપમેહેર રોજ," તા. ૧૦ મી ડીસેમબર ૧૮૪૦[3] ને દીને ચુકવેલો "ગહંમબાર શેહરીનો પરચુટંણુ ખરચનો આંકડો" એવી વીગતનો રૂ. ૭૨૦॥)૨૧ નો આંકડો છે, જે ઉપરથી માલમ પડે છે જે એ વર્ષમાં ગહંબારનો ખર્ચ આશરે રૂ. ૭૨૦ સુધી થતો હતો. વાડીઆ ખર-

(૧) ચો. ૧૨, બા, ૫૧, પા. ૧૧૬, તથા ચો. ૧૪ બા. ૬, પા. ૧.
(૨ ચો ૧૨, બા. ૫૧. પા. ૧૧૬, તથા ચો. ૧૪. બા. ૬ પા. ૧.
(૩) ચો. ૧૫ બાં. ૭૩, પા. ૨૫. (બીજો બાબ).

શેઠજી રૂસ્તમજીના વારાનો આ આંકડો છે. તે વખતના ગહંબારના ખરચની અને તે વખતના માલ મસાલાની સરખામની માટે હકીકત જાણવા કાજે એ આંકડાની વીગત નીચે આપું છું :–

| | |
|---|---|
| "૧૮૭ાા | ચોખાની ગુંણું[1] ૨૫) દર રૂ. ૭ાા લખે તેનાં રૂ. ૧૮૭ાા. |
| ૫૯ાા | તુવરની દાલ ફરા ૧૭) તેની ખાંડી ૨)૧ દર રૂ. ૩ાા લેખે. |
| ૪૪)૧૫ | ઘઉ ખાંડી ૨)૨ાા દર રૂ. ૧૯)−ા લખે તેનાં રૂ. ૪૪)૧૫. |
| ૧૧૪ાા)૧૨ | ઘીઈ મંણુ ૧૬ાા૫ દર રૂ. ૭) લખે તેનાં રૂ. ૧૧૪ાા=. |
| ૨ાા= | ચોખા પટણી ફરો ૧ ) તેનાં રૂ. ૨ાા= |
| ૧૪૦ ) | પાતરાં તથા મુરા તથા અચાર મલીને રૂ. ૧૪૦ |
| ૨૭ાા | રોટલી કરાંમંણુ મજુરીનાં રૂ. ૨૭ાા |
| ૫૧ ) | મજુર જંણુ ૯૦ ) તથા બબરચી ૬ ) મલી રૂ. ૫૧ ). |
| ૧૦ ) | તેડાં કરનાં(૨) અંનઘેઆરૂ તથા દરૂન પાવી અફરગાંન તથા વંદીદાદ ઇજશની શાપુરદારૂ શઉ–૫ ) –૪ ) –૧ ). |
| ૨ ) | વાડીવાલાને રૂ. ૨ ). |
| ૮ ) | વાશંણુનાં રૂ. ૮ ). |
| ૪ )૧૨ | ટોપલી ૧૨૫ ) તથા પાંટી ૩ ) મલીને. |
| ૨૪ )૧૧ | ગરંમ મશાલો રૂ. ૨૪)૧૧. |
| ૯ )૨ | લીલો મશાલો રૂ. ૯ )૨. |
| ૨૦ા૨૦ | કોરાં તથા પરચુટંણુ તરકારી તથા લીલી મેજ શઉ મલી |
| ૧૦ )૧૨ | લાકડાં બાવરનાં તથા ઉંડા શઉ મલી રૂ. ૧૦)૧૨. |
| ૪ ) | બકરૂં ૧[2] તથા કપાંમની મલી રૂ. ૪ ) |
| ૨ ) | મીઠું ફરા ૨ ) તેનાં રૂ. ૨. |

૭૨૦ાા૨૧"

(૧) હાલમાં એક ગુણુ તે બે ફરા.

(૨) આખી ન્યાતમાં જ્યારે "બકરૂં ૧" જણાવ્યું છે ત્યારે દિસે છે કે એ બકરૂં સતુમ માટે અને વારાદારના ખાશ મિત્રો માટે હોય. પાછલા વખતમાં પણ કોઈ વારાદારો પોતાના ખાસ નોતરેલાઓ માટે દાળમાં ગોશ્ત રાંધતા હતા, યા શીખું, ચટણી, કચુંબર વગેરે ચીજો ખાસ પીરસાવતા હતા.

તા. ૧૧ મી ડીસેમબર ૧૮૪૧[1] નાં જમશેદજી જીજીભાઇના એક સરક્યુલર ઉપરથી દીસે છે કે તે વરસ સુધીમાં ગહંબારની પુંજી કુલ્લે રૂ. ૬૨,૪૦૦ )ની થાઇ હતી અને તેનાં વ્યાજની ૧૫ ) વરસની સરાસરી કહાડતાં દર વરસે વ્યાજનાં રૂ. ૨૪૧૫ાા ઉપજતા. દર વરસે ગહંબારનાં બે ખાણું થતાં. તેનાં ખર્ચની સરાસરી રૂ. ૧૦૭૨ાા ની આવતી હતી, એટલે દરેક ગહંબારનાં જમણુ પાછળ સરાસરી રૂ. ૫૩૬ા ની આવતી હતી. એ સબબે તેવણુ સુચના કરે છે જે "તંમો રજા આપો તો ગંમબાર ખાતે રૂ. ૩૦,૦૦૦ ) તીશ હજાર ઉધારી આંધરાં લુલાંનાં ફંનડ ખાતે જંમે કરીએ એ શવાબભી કંઇ ઓછો નથી ને વળી બીજા ગહંબાર દર વરશ ૧ ) હાલ ૨ ) થાએ છે તેનાં ૪ ) કરશો તોભી આપડી પાશે ફંનડ બશ છે." એ સરક્યુલર ઉપર થાયલી મીનીટો ઉપરથી માલમ પડે છે કે આંધલાં પાગલાંના ફંડમાં આવક કરતાં ખર્ચ વધારે હોવાથી આ માર્ગ એવણે સુચવ્યો. સર્વ સાહેબોએ એમ કરવા ઠેડાવ્યું. શેઠ ફરાંમજી કાવજીએ મીનીટમાં લખ્યું કે "આંધલા લુલાનું ફંનડ વધારેઉ જોઇએ. ને જે આપરા જરથોશતીઓ વખતે નાંનીઆં જંમાડેચ તથા અંનધારૂ લોકોને શદરા આપેચ તે બંધ કરે ને એ આંધલા લુલાવોનાં ફંનડમાંજ આપવું ઘટારત છે ને કેટલા આંધલાવો ઘેરેઘેર ને આતશબેહરાંમમાં ભીખ માંગે છે તે કોઇ આપે નહી ને પંનચાત તેંની પરવરદી કરે."

(૫) ગહંબારનાં ફંડમાંથી થોડીક પુંજી આંધલાં લુલાંના ફંડમાં લેવાની હીલચાલ.

ત્યાર પછી તા. ૧૯ મી એપરીલ ૧૮૪૮[2] ને દીને જમશેદજી જીજીભાઇ એક બીજો સરક્યુલર કહાડે છે જે એ સાલમાં એ ગહંબારનાં ફંડ ખાતે (આગલ જણાવવા પ્રમાણે રૂ. ૩૦,૦૦૦ આંધલાં લુલાંનાં ફંડમાં લઇ જવા પછી ) રૂ. ૩૮૦૭૫ થયા હતા. એવણુ લખે છે કે "આપણા ગરીબ ટોલાનું એકીન હેવું છે કે રવાંનોની નઇઅતે ગહંમબાર ખાતે ધરમની તંનદરોશતી ભંણાવીને તે રવાંનોનાં શવાબને વાશતે પંનચાતમો રૂપીઆ આપીને રશીટ લીએ છે." આગલા સાલમાં એટલે તા. ૨૧ મી અકટોબર ૧૮૪૬ ની દીવાલી પર આખર થતાં સાલમાં લોકોએ

(૬) બે ને બદલે ચાર ગહમબારો કરવાની હીલચાલ.

---

(૧) ચો. ૧૬, બા. ૬૪, પા. ૨૫.
(૨) ચો. ૧૬, બા. ૧૧૧, પા. ૬૪.

ગહંબાર ફંડમાં રૂ. ૩૮૫૦ ) ની તંદરોસ્તી ભણાવી હતી. એ ઉપરથી એવણે સુચના કીધી કે હવેથી વરસ એકના ચાર ગહંબાર કરવા અથવા ગમે તો ત્રણ કરવા સબબ કે રૂ. ૨૪૦૦ દર સાલ વ્યાજના ઉપજશે ને લોકો દર સાલ ભરે છે તેની વરસની સરાસરી આશરે રૂ. ૨૪૬૧ ની થાએ છે. એવણ લખે છે જે "તંમો શાહેબોની નજરમો વધારે ગહંમબાર કરવો જરૂર નહીં આવતો હોએ તો ગરીબ લોકો જે રૂપીઆ તંનદરોશતી ભંણાવીને ગંહંમબારનાં ફંનડ ખાતે આપે છે તે વીશે ગરીબ લોકોને જાહેર કરીને બીજા ધરંમમો અપાવવા." જમશેદજી જીજીભાઇ પોતે સહી કરતાં ઉમેરે છે જે "ગહંમબાર કરવાનું શવાબ ઘણું મોટું છે તે શત જાંણવું."

એ સરકયુલર ઉપર જુદા જુદા સાહેબો કેટલાક વીચારો જણાવે છે. વાહડયા દાદાભાઇ પેસતનજી લખે છે કે "ગહંમબાર વધારે કરવા શજાવાર છે". ફરાંમજી કાવસજી બનાજી લખે છે કે "ગંહમબાર ઓછા કરીને બીજું કાંમ કંઇ શવાબનું કરવું—ગંમબાર દીનનાં હોકંમ મુજબ બાજ ધરીને ખાવું ને અનાંજને અજીઠું નાંખવું (નહી). તેથી જેમ તંમો શાહેબોને નેક શુજે તેમ કરવું." જીજીભાઇ દાદાભાઇ લખે છે કે "ગહંમબાર બેએ બીજા કરો તેનાં કરતાં ગરીબ ઓરત તથા મરદ ગંણા નાંચાર છે ને આબરૂ ને કુટંબને નરશ લાગે વાશતે ધરંમશલામો જતા નથી તેનાંને જુજ મુશારો આપીને પરવરશી કરો તો મોટો શવાબ લાગે ને તંમો શરવે શાહબોને તથા ગહંમ-બારમો ભરનાંરને મોટું પુંન લાગે વાશતે એ ગંહંમબારનાં ફંનડમોથી મુશારો આપવો શેવકની નજરમો દરૂશ આવે છે. પછી તો શરવે શાહેબોની નેક નજરમો આવે તે ખરૂં છે—ઓરત તથા મરદને બેએથી પાંચ રૂપીઆ શુધી આપવા." વહાડયા હોરમજી બમનજી લખે છે કે "દર વરશે બીજા બેએ ગહંમબાર ફંનડમાંથી કરવા એ મોટો શવાબ છે." બીજા સાહેબો પણ ગહંબાર બે વધારે કરવાની તરફેણમાં વીચાર જણાવે છે. વાડીઆ ખરશેદજી રૂસતમજી લખે છે કે "ગહંમબારનાં રૂપીઆમોથી બીજે ખરચ કરવો દરૂશ નથી. એ રૂપીઆ એજ કાંમે ખરચવા દરૂશત છે."

ઉપલી હકીકત મુજબ ત્રણ ગહંમબાર કરવામાં આવ્યા. એ પ્રમાણે વરસનાં ત્રણ ગહંબારોના વારાદારોનાં નામની ટીપની નોંધ આપણને દફતરે મલે છે.[1]

---

(૧) ચો. ૧૬ બા. ૧૨૫, પા. ૭૪.

તા. ૨૮ મી જુન ૧૮૩૯[1] ને દીને મહેલી પંચએતની મીટીંગમાં ઠરેલાં ઠરાવ જ પ્રમાણે બહારકોટનાં લોકો તરફથી ફરીઆદ રજુ થઇ હતી કે કાનજી નામના નશેશાલારની મમાઇ દુબરે ને પેટની હતી અને તેની જીવતી બાયડી પણ રાંડને પેટની હતી, તેથી તેને નશેશાલારનાં કામથી અટકાવવો. તેમ તેને અટકાવામાં આવ્યો હતો તે પરથી તેને આ મીટીંગમાં આવીને દાદ ચાહી હતી કે તેની "મંમાઇ કંઈ દુબરીને પેતની નથી" પણ પોતાની "ઓરત હેવી ખલલની છે.....તે ઉપરથી પંચાતનાં શાહેબોએ........બાંધ મારવાની રજા આપી."

૨. જુદદીન બીને પેટનાં ધણીને નશેશાલાર કરવા સામે વાંધો.

તા. ૧ લી અકતોબર ૧૮૩૮[2] ને દીને પંચાએતવાલા સાહેબોએ દસ્તુર એદલજી સંજાણા ઉપર પત્ર લખી "દીનની કેતાબોથી તેહકીક કરીને" જવાબ દેવા કાજે કેટલીક "પોરશેશ" કીધી હતી. તેનો જવાબ ઉપલા દસ્તુરજીએ રોજ ૨૩ મો માહ રજો સને ૧૨૦૮ (તા. ૨૧ નવેમબર ૧૮૩૮) ને દીને વાલ્યો હતો. પહેલો સવાલ આ હતો કે "આપડાં નશાંમાંનાંમાં તા. દુખમાંનાં દુંગર ઉપર લોહઢની ગેઆન તા. તાંબાંનાં પતરાં ગનાં છે તે દીનનાં હોકમ પરમાંને પાક શી રીતે થાએ અને તે કેહી કેતાબમાં લખુ છે. એ પાક થાવાનું તે કેતાબનું નાંમ શુધાં લખી જનાંવજો."

૩. જુદી જુદી ધાતુઓ કેમ પાક કરવી, તે બાબે પંચાએતવાલા સાહેબોએ દસ્તુર એદલજી સંજાણા અને દસ્તુર દારબજી જમ- શેદજીને પુછેલા સવાલો.

જવાબમાં દસ્તુરજી વંદીદાદની ૭ મી પરગદનો હવાલો આપે છે અને નીચે પ્રમાણે જણાવે છે: (ક) "શુનાંની ધાતુ તા. મજવશત[3] તા. જરીઆંન મુરદાંનાં નશાથી રીમંન થાએ તો તેને પેહલા એક મરતબે ગાવનાં નીરંગે કરી ધોએ તેવાર પછે એક મરતબે ખાકે અથવા રીતી[4]એ કરી ખુશ[5] કરે પછે એક મરતબે પાખ ચાંખાં[6] પાંનીએ કરી ધોએ તો .....પાક થાએ."

---

(૧) ચો. ૧૨, બા. ૪૭, પેટા બા ૧૧ પા ૭૨.
(૨) ચો. ૧૪, બા ૩૮, પા. ૧૨, (બીજો ભાગ)
(૩) "મય વસ્તુ" એટલે કે "બનાવેલી વસ્તુ." આ શબ્દ આ અને બીજા પાના ઉપર મલી ત્રણ વખત આવે છે. ત્યાં પેહલે ઠેકાણે સુનાની, બીજે ઠેકાણે પહરની, અને ત્રીજે ઠેકાણે અકીક વગેરે પદાર્થોની.
(૪) રેતીએ. (૫) ખુશ્ક એટલે સુકી. (૬) પાક ચોખાં.

( ખ ) રૂપાંની ચીજ હોય તો એ પ્રમાણોની કીયા બે વખત કરવા જણાવે છે. ( ગ ) તાંબા, કાસુ, પીતલ, કલાઇ તા. પંચકુત[1] ભરતનાં વાશણુ હોએ તો ત્રણ વખત ઉપલી ક્રીયા કરવી. ( ઘ ) જો પોલાદની ધાતુ યાને લોઢાંની ચીજ હોએ તો ક્રીયા ચાર વખત કરવી. ( ઙ ) જો પથ્થર તથા પથરની મજવશાત તથા જવેરાત મીશાલે હીરા માણેક, અકીક, વગેરેની મજવશાત હોએ તો ઉપલી ક્રીયા છ વખત કરે. વધુ લખે છે કે "પછે વંદીદાદની પેહલવી શરે[2] માં પેગમબ્બર શાહેબનાં શાગરેદો એ તમાંમ જવેરાતને તેના દરજા મુઆફક પાક કરવાનો હોકંમ ફરમાવેલો છે."

બીજો સવાલ આ હતો:—"લોઢાંની ગેહાન તા. તાંબાંનાં પતરાં પાક થાએઆ પછે બીજાં કાંમમાં આવે કે નહી આવે ?"

જવાબમાં લખે છે કે "તેનાં વાપરવાનાં બાબ માએ કમતરીન શેઠજી શાહેઓની શેવામો દીનનાં હોકં(મ) મીજબ અરજ કરે છે જે કે તેને ઇજશને ગાહનાં પાવ મેહલમાં વાપરવાથી પરેજ કરેથી ગનું નેક છે કાંએજે એવી દુખમાં મધે વાપરેલી ગેહાંનો અને દુખમાંનાં કાંમમાં વાપરેલાં તાંબાનાં પતરાં દુખમાંનાંજ કાંમમાં લાવે તો બેહતર છે કાંએજે એવી ગેહાંનો તા. તાબાંનાં પતરાંથી કબી બીજાં વાશન અથવા ચમચ ઇઆ બીજી ચીજો બનાંવતો તે

---

( ૧ ) પચકૂટી એટલે 'મીશ્રીત'.

( ૨ ) જુઓ વંદીદાદ પરગરદ ૭. ફકરા ૭૪–૭૫, જેમાં ધાતુ, માતી વીગેરેના વાસણોને જો નશો લાગો હોય તો કેમ પવીત્ર કરવાં તેનું વર્ણન છે. એ વર્ણન માટે અહીં પેહલવી શરેહનો હવાલો આપવામાં આવ્યો છે પણ અવસ્તામાં પણ તે ખુલ્લું છે. દસ્તુર જામાસજી મીનોચેહરજીનો પેહલવી વંદીદાદ (૧૯૦૮ ઇસ્વી) ખામી ભર્યો છે (જુઓ પાનું ૬૧. તેમાં સુનાની વસ્તુ પછીની બીજી વસ્તુઓના ફકરા મલતા નથી મોતી યા જવાહેરને સુનાના વર્ગનુંજ ગણ્યું છે ને બાબે પેહલવી ફકરો નીચે પ્રમાણે છે: "વવન મરવારીડ જવીન દીના યેહવુન્ત હુમન્ડ અએનો મુન અએતુન ઇમશલુનેટ આઇ અએતુન ેહવુંન્ત ઝુ, ઝીન." (દસ્તુર દારાબજીનો પહલવી વંદીદાદ પા. ૧૩૩ લીટી ૧૧–૧૨). એટલે કે મોટીન માટે જુદી રીતનો દીન ના ત ાકા ઝ. ફટનાકા એમ કહે છે કે તે તે માફક છે કે જેમ સુનું" એટલે કે ઉપરના ભાગમાં જણાવ્યા પ્રમાણે સુનું એક વખતની તરતીબથી સાફ થાય તેમ મોતી પણ થાય. આ ધાતુઓ બાબે જુઓ મારૂં પુસ્તક "અવસ્તા જમાનાની ઘરસંસારી બાબદ" (ધાતુના વાસણો) પા. ૯.

વાશેન મખાદા પાક પવીતર જગોમાં તા. દરૂન મીએજદ તા. ઈજશને ગાહનાં પાવ મેહલમાં કઆ ગુજરેલાં રવાંનોનાં ચેહારંમનાં શેઆવની શાથે કબી તે વાશંન ઇજેઆમાં આવે તે કાંમ ખુબ નથી કાંએજે આપની પાક ભલી દીનનું કાંમ તમાંમ પાકી પરેજગારી તા. બેશક બેગુમાંની શાઠે મલેલુ છે વાશતે તમાંમ પાક દીનનાં કાંમ ખુબ નજર પોહચાડીને બેશક બેગુમાંનીથી કરવાં વાજેબ છે પછે જે કાંઇ પાકીનાં અમલમાં કબી કાંઇ શક શુબે આવે તે કામથી પરેજ કરવી ભલી દીનનાં લોકોને જરૂર લાજંમ છે અને હવે પછે વાજેબ છે કે એવી નવી ગેહાંન તા. નવાં તાંબાંનાં પતરાં કમતર કરે તો ગનું બેતર છે."

સવાલ ત્રીજો—"આપડા જરથોશતી શાહેબ લોકો જે નવી ગેહાંન તા. નવાં તાંબાંનાં પતરાં રૂવાંનોને શારૂ બનાંવે છે તે દીનનુ ફરમાંન છે કે મોટા- ઇને શારૂ બનાંવે છે?"

"જવાબ એ જે દીનનાં હોકંમ પરમાંને નવી ગેહાંન તા. નવાં પતરાં રૂવાંનને વાશતે જે વખતે જરૂરીઆત જોઇએ ને અગત પડે તે વખતેજ નવા બનાંવાં લાજેમ છે. જેવારે લોઢાંની ગેઆંન તા. તાંબાંનાં પતરાં કબી ભાગી ટુટી જાએ અને જરૂર દશકાર[1] પડે તે વખતેજ નવી ગેહાંન અથવા તાંબાંનાં પતરાં બનાંવાંનું દીનનું ફરમાન છે. પંન હર વખતે વખત હરેક કોઇ શાહેબ પોતાની મોતાઇને શારૂ રૂવાંનોને શારૂ નવી ગેહન બનાવેચ તે કાંઇ દીનનો હોકંમ નથી."

એ પછી દસ્તુરજી આ છેલી બાબદનાં સંબંધમાં "શદ દેર નજંમ નાંમની કે જે શેડમરદ ઈરાંની નાંમનાં દશતુરની જોડેલી છે કે તે કેતાબ રોજ ૯ માહ ૧૨ ૮૬૪ ઇજદેજરદી ની તેરીખે બનાંવેલી છે" તેનાં "૯માં દરવાજા"[2] નો હવાલો આપે છે. પછી દસ્તુરજી 'શદદર નંશમ" નો અને "પેહલવી શાએશત લા શાએશત"[3] નો દાખલો આપે છે જે "પેગંમબર શાહબનાં શાગેરદોની જોડેલી છે" અને જેમાં પણ ૭મી પરગદનો હવાલો આપેલો છે.

---

(૧) "દરકાર" શબ્દને બદલે આ "દશકાર" ચુકથી વંચાવલો અથવા નકલ થયલો લાગે છે. "જરર દરકાર પડે" એટલે "જરૂર કામ પડે."

(૨) સદદર નઝમના ૯) માં બાબ (દર) માં એ બાબદ નથી. એમાં કાંઇ ભુલ છે. જુઓ મુલ્લાંફીરોઝ લાઇબ્રેરીની સદદર નઝમ 6~6 B VII 19.

(૩) એ શાએશત લા શાએશતનો જે ઇશારો છે તે તેના બાબ ૨ જા (ફકરા ૧૧૨-૧૧૭ નો છે. (જુઓ Sacred Books of the East Vol. V, p. 276; જુઓ આ. માનેકજી બમનજી દાવરની શાએશત લા શાએશતની પ્રગટ થતી આવૃતી પા. ૬૧).

એજ બાબદના સવાલો પંચાએત તરફથી જીજીભાઇ દાદાભાઈએ દસ્તુર એદલજી દારાબજી જમશેદજીને પુછયા હતા. તેનો જવાબ રોજ ૨૫ માહ ૨ સને ૧૨૦૮ (તા. ૨૩ નવેમબર ૧૮૩૮)[1] ને દીને આવ્યો હતો. તેવણુ પેહલા સવાલના જવાબમાં લખે છે કે રવાંનને વાસતે નવી ગેહાંન અને પતરાં અગતને સરજ બનાંવવાં. ભાગે તુને ત્યારેજ કરવાં. બીજા સવાલના સબંધમાં જણાવે છે કે "જે ગેહાંન અથવા પતરાં રવાંન ઉચેકેઆની બાબદમો રાખવા જોગ હોએ તે રાખવુ અને બાકીને બીજી ગેહાંનો તા. પતરાં પાક કરવાં હોએ તો શુખેથી આએ નીચે લખા પરમાંને પાક કરે." એમ જણાવી ઉપર એદલજી સંજાણાએ જણાવેલી રીત પ્રમાણે કહે છે કે લોખંડની ગેહાંનોને ચાર વખત નીરંગ, ખાક અને પાંણીથી પાક કરવી અને તાંબાંનાં પતરાંને ત્રણ વખત પાક કરી ઉપયોગમાં લેવાં.

ત્યારે ઉપર જણાવવા પ્રમાણે તે વખતના બન્ને જાણીતા દસ્તુરોએ પોતાના દીની મતો નીચે પ્રમાણે જાહેર કર્યાં છેઃ-

૧. નવી ગેહાનોની ખાસ જરૂર નથી, જ્યારે જુની ગેહાનો ભાંગી તુટી રદ થાય ત્યારેજ બીજી કરવી દરૂસ્ત છે.

૨. એક યા વધુ વખત વપડાયલી ગેહાનનું લોખંડ પાછું નવી ગેહાન બનાવવામાં વાપરી શકાય.[2]

૪. શકમંદ મોતથી થયલાં રવાનો ઉપર જુરી ભરવાની બાબદ.

આ બાબવાળા અરસામાં બનેલો એક મોતો બનાવ શકમંદ રીતે મરણ પામેલાં માણસોની લાસ ઉપર કોરોનરની જુરી ભરવાની બાબતનો હતો. એવું દીસે છે કે દેશી કોમોમાં કોઇક મરણો બીજાઓને હાથે શકમંદ રીતે થવાના વધુ દાખલા બનવાથી સરકારે તે લાસો તપાસવાને અને તે ઉપર કોરોનરની જુરી ભરવાને ચોકસ હાકમો બાહાર

---

(૧) ઓ. ૧૪, બા ૩૯, પા. ૧૩, (આગળ ભાગ).

(૨) આવા દીનના દસ્તુરોએ આવા મત છતાં અજબ દીસે છે કે તેઓના મતો પ્રમાણે અમલ થતો નથી અને આપણા લોકો મોટી સંખ્યામાં નવી ગેહાનો કરાવે છે. હાલમાં ૧૯૨૭ ના સાલની હકીકત પ્રમાણે, મુંબાઈ ખાતે એ વરસમાં નીચે પ્રમાણે નવી ગેહાનો પત્રા વગેરે કરવામાં આવ્યા હતા:—

૧. ગેહાન મોટા (લાંબા ૫૨ તથા ટુંકા ૯૧ મળી) ૧૪૩.

૨. ન્હાનાની ગેહાન ૬.

પાડવા ધાર્યા. તા. ૧૪ મી એપ્રીલ ૧૮૪૦[1] ને દીને પોલીસના સીન્યર મેજીસ્ટ્રેટ (P. W. Legeyt) પંચાએત ઉપર ગવરનર ઇન કાઉનસીલની ફરમાશથી એક કાગજ લખે છે અને તેમાં નીચલી હકીકત જણાવે છેઃ ગુજરેલાંઓની લાશ ઉપર જુરી ભરવામાં (holding inquests) આવે છે તે બાબે લોકોમાં કમનશીબે અણુગમો (prejudice) છે, તે બાબે સરકારને કાંઇક ચીંતા ઉપજે છે. હાલમાં કાયદાનો કાંઇક અનાદર થાય છે તેને માટે ઉપાય લેવાનું જરૂર દીસે છે. આ મેજીસ્ટ્રેટ જણાવે છે કે પારસી કોમના આગેવાન સભાસદો સાથે તેવણુને થાયલી વાતચીત પરથી માલમ પડે છે કે લોકોનો અણુગમો ખુદ એવી તપાસ કરતાં તે તપાસની રીતી સાંમે છે તેથી કોઇક રીતની સુચનાં પંચાએત તરફથી માંગે છે.[2] આ એક અગતનો પત્ર છે તેની નકલ નીચે આપું છું.

"Gentlemen,

I have been desired by the Hon'ble the Governor in Council to communicate with the Heads of your caste on a subject of the highest importance to your community.

"You are aware that the unfortunate prejudice which exists against the present system of holding Inquests on dead bodies has already been the subject of solicitude to Government and some recent occurrences which it is not necessary for me to specify have rendered it absolutely necessary that some measures be taken which will prevent evasions of the law in future. It is the anxious wish of the authorities to abstain from all harsh or unnecessary proceedings but still the laws of the land are very imperative on the subject and they arise entirely from a care and tenderness for the preservation of life and prevention of the most atrocious crimes.

"From the personal conferences I have had with some of the leading Members of your Tribe, I am induced to believe that which is most obnoxious to your feelings in the usual procedure in Coroners Inquests belongs to the form rather than to the substance and so far from being opposed to an enquiry of the sort you generally acknowledge its importance and utility.

---

(૧) ચો. ૧૧, આ. ૨૦, પા. ૨૦.

"Under these impressions I have thought fit to address you in your collective capacity as representatives of your community and to suggest to you that it would be very desirable if you could of yourselves point out some mode of prosecuting enquiries into the causes of violent deaths sufficiently in conformity with the procedure required by law but divested of what may appear to you to be most obnoxious to the feelings of your people.

"On receiving your reply I shall in my official capacity have much pleasure in submitting it to Government and tender you my best personal exertions in so accommodating the points at issue as may secure to you substantially the great advantage of Coroner's Inquests.

Bombay Police Office,
14th April 1840.

I have the honor to remain,
Gentlemen
With much respect your faithful and
obedient Servant,
(Signed) P. W. LEGEYT,
Senior Magistrate of Police.

To

Nowrojee Jamsetjee, Esquire and
Members of the Parsee Punchayat."

આ બાબતનાં કામકાજ માટે જમશેદજી જીજીભાઇએ આપેલી હકીકત.

મેજીસ્ત્રેટનો એ કાગલ મલ્યા પછી પંચાએતના સાહેબોએ એકાદ મીટીંગમાં મલવા આગમચ જે કાંઇ એ બાબદનાં સંબંધમાં કામ કીધું હતું, તેની હકીકત ખોલાશે એ પંનચાત (પા. ૧૪ થી ૧૭) માં આપણે નીચે પ્રમાણે જોઇએ છીએ:

"જેવારે શરકારથી વડા મેજેશતરેટની મારફતે પંનચાત ઉપર કાગલ આવેઓ તેવાર પછે એ વાતની પંનચાતનાં શાહેબોએ તજવીજ કરવા માંડી કે હેવો શેહલ ઉપાએ ઠરાવીને કહીએ જે તેથી હાકંમનું મંનપતીજે ને વલી જેહેર દીધાથી મુવેલાં માંણુશોની ઉપર જાહાજી શકતી નંહી પડે તે વીશેનો ઠરાવ બીજા શાહેબોની શાથે મલીને કરનાર હતા કે હેવી તોડ કાહડીએ જે જેવારે હેવો શબબ ન કરે ખોદાએ ને કોઇને તાંહાં બને ઇઆંને જેહેર ખવાડીને કોઇને મારી નાંખે તે કાંઇ છુપું રેહેતું નથી કાંજે તેહનો ચેહેરો તથા હાથ

* જુઓ "ખોલાશે એ પંનચાત, પા. ૯-૧૦.

તથા મોહડું તથા નખ તરત પરખાઇ આવે છે તેહેવાં માંણુશની લોથને તેહેનો ઘેરમોથી ઉચકીને દોખમાનાં ડુંગરની હેઠલ શેઠ ખરશેદજી કાવશજી બનાંજી- વાલી ધરમની જગો છે તાંહાં લાવે પછે કીરીઆથી તેહેને શચકીને અથવા અમથો પછે જેહેવી રીતે દશતુરજી શાએશત નશાએશતની બાબદ આવે છે તેઆરે શી રીતે ચલાવે છે તે ઉપર ધેઆંન પોંહોંચાડીને ફરમાંવે તેહેવી રીતે ઠરાવે અને તે જગોએ કારોનરની જુરી મેલવે ને તાંહાં આપડા પારશી ડાકટરને અડકાવીને તે વખત ઉપર જેમ કાંઇ મુનાશેબ જાંણે તેહેવી રીતથી કરાવે અને હરેક તરાંથી ખાતર જમાઈ કરીને પેલા કારોનર તથા તેહેની જુરીને રવાંનાં કરે. હેવા કેટલાએક શેહેલા વીચાર ધારેઆ હતા કે જેથી હેવાં બુરાં કાંમનાં કરનારાવોનાં દેલમાં દર તથા કોફ રેહે કે રખેને એ વાત શાબેત થાએ તો ફાંશી વગર છેડો નથી અને હેવી ધાશતી હેવાં કાંમનાં કરનાર ધણીનાં દેલમો રહેઆથી હું નથી જાંણુતો જે (૧૦) દશ વરશ મધે પણ હેવો નઠારો શબબ બનતે હેવું એકીન હતું કાંજે જાંન શરવેને પેઆરો છે. એક દાહડાનાં શમે ઉપર નવું દોખમું બંધાએ છે તાંહાં શરવે પંનચાતનાં શાહેબો તથા બીજા દશતુરો તથા શારાં માંણશો તે નવું દોખમુ બાંધવાની જગો મુકરર કરવા શારૂં ગએઆ હતા તાંહાંથી ઉતરીને હેઠલ આવીને શરવે શાહેબો શેઠ ખર- શેદજી કાવશજી વાલી ધરમની જગો છે તાંહાં બેઠા તેહેમાં દશતુરોબી હતા તે જગોએ શાહેબોએ એ વાત છેડી ને અશલથી શરવે બએઆંન કહી શંભ- લાવેઉં જે હવડાં કેટલીએક મુદત થાઇ હાવો જેહેર દેઇને એક બીજાંને મારી નાંખવાનો આજાર આપડી કોમ મધે ઘણો ફેલાએઓ છે ને જે ધણી મારી નાંખે છે તેને કોઇ પુછતું નથી અને તે વાત હાકંમનાં કાંન ઉપર ગેઇ છે અને તે શાહેબો હેવી અનઘટારત વાત શાંભલીને ઘણાંજ નાંખુશી થાએઆ તે ઉપરથી પંનચાત ઉપર શવાલ આવેઓ જે હાવો બનાંવ બનેલી લોથની તજવીજ કીધા શીવાએ તથા તે વીશેનાં શાહીદ ગોવાઇ ચોકશ લીધા શવાએ પેલા જેહેરનાં દેનાંર ધણીને શજા દેવાતી નથી ને એ વાતની શરકારને ઘણી અગત પડી છે કે હરેક રીતથી તંમો તમારામો ઠરાવ કરીને કેહેવો કે કોઇ તરહેથી તમારી કોમનાં લોકોને દુખ નંહી પોંહોંચે અને તે શાંભલવાને હમો ખુશી છઇએ. વલી તે જગોએ બીજી વાત શાએશત નશાએશતની કીધી જે દેશા- વરોમાં ગુજરી ગએલા પારશીઓને અવલમંનજલ પોંહોંચાડવા શારૂ દંન બેએ

તથા તરંજુનાં રશતા ઉપરથી જરતોશતીઓ અથવા દરવંદ લોકો પોઠીએ તથા ઉંઠ ઉપર તથા ગાંડામો તથા મછવામો ઘાલી અડકીને લાવે છે તેહેની કીરીઆ તથા તેહેને અવલમંનજલ શી રીતે પોંહોંચાડે છે તથા તેહેવી લોથને ઠેકાંણે લગાડતાં ઘણાં દાહડા થાએ છે તાર તે રૂવાંન કાંઇ શાબેતબી રેહેતું નથી તથા દરીઆમોથી તથા કુવા તથા તલાવમોથી તથા આગનાં શબબથી બલેલું તથા ચુંથાએલું નીકલે છે તેહેની શી રીતે કીરીઆ કરે છે. હેવી કેટલીએક બીનાં કહી શંભલાવી તે ઉપરથી દશતુરજીએ તેહેની તોડ બતલાવી તથા જેહેર દેઇને માંરી નાંખેલાં માંણુસની કીરીઆ કરવાનું કહી શંભલાવેઉં અને હેવી કેટલીએક વાતો થાએઆ પછે તાંહાંથી ઉઠી ઉભા થાએઆ ને પોત પોતાને ઘેર ગએઆ. ઉપલી બીનાં વીશે દશતુરજીએ જે કાંઇ કહેઉં હતું તે પંનચાતનાં અધીઆરૂ શાપુરદારૂને મોકલીને લખી માંગીઉં પંણ તે કાંઇ લખી આપેઉં નંહી ને મોહોડેથીજ ઉપલી બીનાંને મલતો જવાબ આપેઓ. હવે શરકારનાં કાગલનો જવાબ આપવો જોઇએ તે બાબે વાડીઆજીએ કેટલાંએક શારાં ગીરહશત અને બોજદાર માંણુશોને મલીને મોહોડે મોહડું કહીઉં તથા માંણશો શાથે કેહેવાડી મોકલેઉં જે આએ કારંણુશર બેશીને વીચાર કરવો છે વાશતે ફલાંણે દાહડે જરૂર તશદી લેઇને મેહેરબાંનગી કરજો અને વલી હેનડબીલ ચીઠી પંણ લખીને તેહેવાં શારાં ગરહશત ઘેરવાલાવોને તાંહાં મોકલી જે જરૂર આવે અને તે બેઠકનું કારણબી કરી શંભલાવેઉં અને તે ઠેકાંણે દશતુરોને પંણ બોલાવેઆ હતા ને તે શભા મેલવવા શારૂ વાડીઆજીએ પોતે જાતે જાઇને મેહેનત લીધી તથા માંણશો શાથે ચીઠીઓ મોકલીને કેહેવાડેઉં તેઆરે રોકડી આશાંમી ૧૦ અથવા ૧૫ તથા દશતુરો જંણ ૪ અથવા ૫ તથા બીજા તમાશગીર લોકો શાંભલવાને શારૂ આશાંમી ૧૦ અથવા ૧૫ તારીખ ૨૮ મી એપેરેલ શને ૧૮૪૦ ને દંને વાડીઆજી નવરોજજી જંમશેદજીનાં તંમબુમાં આવી હતી અને તે જગોએ દશતુર વગેરેને પુછેઉં જે જેહેર દેઇને મારી નાંખે છે તેહેની તપાશ કરવાને શારૂ શરકારનો જે ધારો જારી છે તેહેને આપડા લોકો અમલમો લાવવા દેતા નથી તેહેનાં શબબથી શરકારની હેવી મરજી છે કે હરેક વાતે શેહેલમો બને ને તમારા લોકોને દુખ નંહી ઉપજે હેવી રીત દેખાડી આપો તે બધે હમો ખુશી છઇએ."

જમશેદજી (જીજીભાઈ) નો પંચાએતના મેહતા અરદેશર ઉપરનો "વાર શનેઉ" એવો વગર તારીખનો એક પત્ર[1] છે જેમાં તેવણુ જણાવે છે કે "હમારી પાશે પોલીશ હાપ્રીશનું કા૦ મુકી ગીઆ હતા તે અતરે આએ ચીઠીની શાથે મોકલીઉં છે તે બીજા શાહેબોને વંનચાવજો તે મધે હમારો વીચારભી લખો છે ને વલી મી. લીજેટની ચીઠી હમોને એ બાબે આવી છે તેભી બીડી છે તેભી બીજા શાહેબોને દેખાડજો ને એનો હંમે ઉતર લખો છે જે વાર ભેમે તા. ૨૮ મી આપરેલ બમંન રોજે વાડીઆજીનાં તંમણુ મધે મલવાનાં છઇએ તેથી વાડીઆજીને કહીને શરવેને જાહેર કરજો શારાં નાંમીચાં નાંમ ૪૦ તથા ૫૦ લખીને તેનાંને દેખાડજો જે આંએ બાબે બેશવાનાં છઇએ તે જરૂર મેહેરબાંની કરજો તેનો વીચાર તમારી શાથે કરવાનાં છઇએ ને તમો જો નહી આવશો તો હમોને જેમ કઇ નેક શુજશે તેવો રપોટ કરીને આપશું. તેથી બેતર છે જે તમો હેવાં દીન ધરંમનાં કાંમ બાબે આવીને તંમારી મશલત આપવી જરૂર છે. એવું તે કાગજને મથાલે વીગત શાથે ચાર દશકત લખવા જે પાંચે દાહાડે કોઇ બદનાંમ નહી કરે."

આ બાબતમાં વાડીઆજીનાં તણુમાં મલેલી સમસ્ત પંચાએતની સભા.

તા. ૨૮ મી એપ્રીલ ૧૮૪૦[2] ને દીને "વાડીઆજી નવરોજજી જમશેદજીનાં તંમણુમો શમશત પંનચાત મલી હતી તે થેકાંને બીજા ગંના શારાં માણશો એકઠાં મલીને હેઠલ લખેલી બાબતોનો ઠરાવ કીધો" હતો. "પારશીની કોમમો કમોતે મરંણુ પાંમેલાં માંનશની લોઠની તપાશ કોરોનરની જુરીથી કરવાની બાબતમો ગવરમેનતનાં હોકંમથી મી૦ લીજેટ મેજેશ-ટરેટે પંનચાતનાં મેમબરો ઉપર કાગજ લખેઓ હતો કે એ વાતનો કાંઇ રીતેથી બંદોબશત કરવો જરૂર છે. એ બાબતનો વીચાર કરવાને શારૂ આજ દીને શારી આશાંમીઓ એકઠી મલી હતી તાંહાં એ બાબેની કેતલીએક ભાંજ-ગડો ચાલેઆ બાદ દશતુરો જંણુ ૫) ને શવાલ કીધો તેવારે દશતુરોએ પોતાનો પકો વીચાર કરીને પાછો જવાબ આપવાને એક અઠવાડીઆંની મુદત માંગી લીધી છે તેથી તે અંગરેજી કાગજની નકલ ગુજરાતીમો કરાવીને દશતુરો પાશે મોકલવાનું ઠરાવઉં છે." એ ઠરાવ અને મીટીંગની મીનીટ ઉપર ૮) સાહેબોની અશલ સહી છે.

---

(૧) ચો. ૧૫, બા. ૪૧, પા. ૪૧.
(૨) ચો. ૧૫, બા. ૨૧, પા. ૨૨.

આ સભા પછી જે બન્યું તેની વીગત ખોલાશે એ પંનચાત (પા. ૧૮-૧૯) માં નીચે પ્રમાણે છે. "બીજે દાહડે એટલે જે તારીખ ૨૯ મી એપરેલ શને ૧૮૪૦ ને દંને મુમબઇ શમાચાર પતરની[1] મારફતે આશરે આશાંમી જંણ ૯૩ ની શહીનું એક કાગલ છપાઇઉં ને તેહેમાં દશતુરજીને ચેતાવેઆ જે તમોને પંનચાતથી કારોનરની જુરી બાબે જે શવાલ થાએઓ છે તેહેનો જવાબ ખુબ વીચારીને આપજો નંહી તો ખોદાએનાં ગુનેગાર થાશો. તેઆરે દશતુરજીએ તારીખ ૧૨ મી મેંએ શને ૧૮૪૦ ને દંને દશતુર જંણ ૫ ની શહીનું એક કાગલ લખી આપેઉં તે મધે શરવે બીનાં જે કોઇ પોતાનાં મોહોતે મરે છે તેહેને શરૂઆતથી શી રીતે શચકે છે નથા નશેશાલારને શી રીતથી ચાલવાનો તથા દોખમાં મધે જાઇને ભંણુવાનું ને એ વગેરે બીજી કીરીઆનું અએઆંન જંદ અવશતાની કેતાબોનાં દાખલા ઉપરથી ઉતારી આપેઉં તથા કેટલીએક બીનાં નશા તથા રીમનની દાખલા શુધાં લખી આપી કે રૂવાંનની રશી કેથે

આ બાબતમાં આ સભા પછીની હકીકત.

(૧) આ પત્ર તા૦ ૩ જી મે ૧૮૪૦ ના મુંબઇ સમાચાર (પા. ૫૪૧) માં પ્રગટ થયો છે. એ પત્ર ઉપલા ૫) દસ્તુરો ઉપરાંત મુનશી દોશાભાઇ શોરાબજી સાથે કુલે ૬) જણ પર લખ્યો છે. તેમાં એ સવાલ કેમ બરપા થયો તેની હકીકત આપીને લખે છે કે "તે બાબતનો જવાબ માંગેય તે તંમુને ગેઇ કાલ દીને શેઠ જંમશેદજી જીજીબાઇએ ભલાંમંણુ કરીને કહેઉં છે જે હેનો કાંઇ જવાબ હરેક તહરાંનો લાવો કે આપરી દીનમો રૂવાંનનું પેટ ચીરવાને રવા છે કે નહી તે બાબત હમો તંમો શાહેબોને અરજ કરીએચ કે આપરી દીનમો રૂવાંનનું પેટ ચીરવાને રવા છે કે નહી પંણુ હમો શારી પખે શમજીએચ કે આપરી દીનમો જુદદીનવાલાની નજરબી રૂવાંન ઉપર પરવી નહી જોઇએચ તો પેટ ચીરવાને તો આપરી દીનમો અલબતે હોકંમજ નહી હશે. વાશતે તંમો જે કીતાબોમોથી દાખલા કાડીને જુવાબ આપો તે ચોકસ ખરો ખોદાએ વાજબી જાંણીને આપજો ........તંમારા જવાબ પરમાંણે કાંમ જાંરેદાંન ચંનરોકાલ શુધી ચાલશે તે જો તંમો દીનઆઇનનાં હોકંમ પરમાંણે ખરો અને વાજબી જવાબ આપશો તો રોજે રશતાખેજ શુધી તેજ પરમાંણે કાંમ ચાલશે તો તેહેનો હંમએરો તંમો શાહેબોને પોંહોચશે. તે પરમાંણે આપરા તોલાંનાં રૂવાંનોનાં પેટો જે ચીરાશે તેનો બોજો રોજે રશતાખેજ શુધી તંમારા શર ઉપર રેહેશે." ૫) દસ્તુરજીઓએ (મુનશી દોશાભાઇની સહી જવાબ પર જોવામાં આવતી નથી) લખેલા જવાબની નકલ મુંબઇ સમાચાર (તા૦ ૧૪ મી મે ૧૮૪૦, પા. ૫૮૯ થી ૫૯૪) માં આપ્યો છે.

પડે તો હાવો અંજામ છે તથા તે જમીન ખેડાએ નંહી તથા તેહેની ઉપર પાંણીનો એક કતરો લગાડેતો તે મરગરજાંણી ગુનેહગાર થાએ અને એ વગેરે બીજા દાખલા કેતાબોમોથી લખી આપેઆ પંણુ તેહેમાં એક હરફ શાએશત નશાએશત વીશે લખેઓ નંહી. બીજી એક બીનાં વંનદીદાદની ૮ આઠમી પરગરદમોથી ઉતારી આપી છે તેહેમાં લખેચ કે 'કહેઉં છે જે શીતાબીથી તે ગુજરનારનાં ઘેરનાં આતશ ઉપર ખુશબોઇ મુકવી જોઇએચ—ને વલી ફરમાંવે છે કે નશાને આતશ ઉપર પકાવનાર તથા બાલનાર તથા રાહજંણુ ઇઆને વાટપાડા—એ તરંણુડે શખશોને હેવા ગુનાહનાં શાહેદથી બરાબર ઇનશાફ જાંણીને દશતુર તથા દાવરનાં હોકંમ લીધા વગર તેનાવોને મારી નાંખે—એજ પરગરદમાં બોલે છે જે જેવારે કોઇ એક શખશ કોઇ શખશને આતશ ઉપર નશાને બાલતો અથવા પકાવતો દેખે તો તે નશાનાં પકાવનારને દશતુરોનાં હોકંમ વગર તે ધણીને તરત મારી નાંખે હેવું અવ-શતાઓ ફરમાવેલું છે'."

એટલી હકીકત જણાવી જમશેદજી જીજીભાઇ ખોલાશે એ પંનચાત (પા. ૧૯) માં લખે છે જે "તે શરવે વાત ખરી છે... ....પંણુ પંનચાત-વાલાએ વાત એ પુછુ હતી જે એક શખશ દુશમનાઇથી અથવા મીનાંકેશાથી તથા પોતાની હરેક મુરાદ હાંશેલ કરવા શારૂ જેહેર દેઇને હરેક કોઇને મારી નાંખે છે ને તેહેનાં ઘેરનો કબીલો તથા પાડ પડોશી તથા આખો મોહોલો જાંણે છે જે આએ ધણીએ જેહેર દેઇને મારી નાંખેઓ ને પેલા મરનાર ધણીની તરત શીકલ પણુ જેહેર ખાધાથી બદલાઇ ગેઇ તેઆરે આપડા લોકોમો હેવી ચાલ છે જે પેલા રૂવાંનને તરત અવલમંનજલ પોંહોંચાડે છે અને વખત ઉપર કારોનરને ખબર પડે છે તોપંણુ હરેક તદબીરથી તેહેને શંમજાવીને કાહડે છે ને પેલાં મુવેલાંની તપાશ કરવા દેતા નથી તેથી તેહેનાં ઘેરમોનાં માંણુશની શાહીદ ગોવાહી લેવાતી નથી ને શરેઆંમ જાંણે છે જે આએ શબબથી એ બનાવ બનેઓ તોપંણુ તેહેને છુપાવે છે ને પેલો જેહેરનો દેનાર શારી પઠે બાહેર ફરે છે ને તે ધણીને કશી દેહેશત રેહેતી નથી. હેવા કેટલાએક શબબને લીધે હાકંમ તેહેની તજવીજ રાખવા માંગે છે કે પોતાનો દાબ બેશાડેઆથી હરેક રીતે હેવું નઠારૂં કાંમ વધારે થાતું જાએ છે તે બંધ થાએ. તેહેવું ધારીને પંનચાતવાલાને શરકારે એક કાગજ લખેઓ

છે જે તમો તમારામો હેવી કાંઇ તોડ કાહડી આપો કે તમારા લોકોને દુખ ન'હી પોંહોંચે—બાકી હમારો કારોનરની જુરીનો ધારો તો હાલ જારી છે તે શરવે અમલમાં આવે છે તે કાંઇ અટકતો નથી. પ'ણ પોતાની મેહેરબાંની દેખાડીને પ'નચાતને મોહોટાઇ આપીને કાગલ લખેઓ. હવે દશતુરોનો હેમાં કશો વાંક નથી તેવોને લોકોએ બીવાડેઆ જે કદી જો તમો શાએશત નશાએશતની વાત લખી આપશો તો શરકારવાલા અમલમો લાવશે તો આપડી કોમને એક ભારી ઠપકો છે. તથા બદનાંમ કરશે તેહેવું જાં'ણીને પેલી શાએશત નશાએશતની વાત લખી ન'હી—બાકી એ વાંક દશતુરોને તે લખવામો કશી અડચ'ન હતી ન'હી ફકત ધાશતીને લીધે બતલાવેઉ' ન'હી. હરેક મરણ પાંમેલા પારશીને દુર દેશથી પરજાત લાવે છે તેહને ઠેકાંણે પોંહોંચાડતાં બેએ તર'ણ દાહડા લાગે છે તથા બાજે વખત તે લોથ કેટલાએક શબઓથી શાબેત પણ રેહેતી નથી તથા દરીઆમો ડુબેલું માંણસ કેટલેએક દાહડે ગું'થાએલું નીકલે છે તથા તેજ રીતે તલાવ તથા કુવામોથી ઘણે દાહડે ઉપર આવે ને તે કદી નજરે પડે તો પરજાતવાલાબી તે મુરદાંને બાહેર કાહડી મુકે છે તેહેની તમો શી રીતેથી તે જગોએથી ઉઠાવીને નશાખાંનાં મધે લાવીને તેહેની કીરીઆ કરો છો તથા કોઈ લોથનાં પેટમોથી મવાદ વીગરે બાહેર પડે છે તેહેની શી રીતથી માંવજત કરો છો ને તેહેને અવલમ'નજલ શી રીતે પોંહોંચાડોછો. હેવી શાએશત નશાએશતની બાબતમો અલબતાં આપડી દીન આઇનની કીતાબ તથા રવાએત મધે ફરમાંવેલું હશે તેહનો કાંઇબી દાખલો બતલાવેઓ હતે અથવા લખી આપેઓ હતે તો ઘણું બેહેતર હતું. પ'ણ એ શરવે બની શકીઉ' ન'હી તેહેનો શબબ ત'મો વાંચનારા શાહેબો શારી પઠે શ'મજો છો કે આપડા ટોલા મધે ઘણુંખરા થોડી શહમજનાં લોકો છે તેવોની ધાશતીને લીધે એ બીચારા દશ-તુરોથી હક વાજબી પોતાની દીન આઇનની રવાએતોની કેતાબોમોથી જાહેર કરી શકાઇઉ' ન'હી અને હેવું થાએઆથી એ વાતનો બીગાડ વધારે થાએઓ તેહેનું બએઆંન હેઠલ જાહેર કરેઆમાં આવશે તેથી વાંચનારાઓને માલુ'મ પડશે. હવે એ બાબતની અતરે તજવીજ કીધાની આગમચ ગવરમે'નટે શ્રી શુરતની અદાલતવાલા શાહેબોને એ બાબત તજવીજ કરવા શારૂ' લખીઉ' હશે. તે ઉપરથી મોદીજી વીગરે પારશીની પ'નચાતની ઉપર તારીખ ૧૧ મી

અકટોબર શને ૧૮૩૮ ને દીને એક કાગજ લખેઓ અને તેહેમાં શવાલ કીધો જે 'પારશીની કોમમો કોઇ શખશ કોઇ તરેનાં જેહેર વીગરેથી મરે 'તો તેહેનાં બદંનને ખોલવા શીવાએ કોઇ અંગરેજ ડાકટર અથવા કોઇ બીજી 'કોમનું આદમી કે જે જેહેર વીગરેની અલાંમત ઓલખી શકે તેહેવા શખશ 'તે મુરદાંનાં બદંનને હાથ લગાડી તપાશ કરે તો તેહેમાં તમારા મહુજબ 'પરમાંણે કાંઇ હરકત છે—અગર એ પરમાંણે તજવીજ નંહી થાએ તો બરાબર 'ઇનશાફ શી તરેથી થાઈ શખે.' એ રીતનો શવાલ શેશંનનાં જડજ શાહેબે કીધો હતો તેહેનો જવાબ વાલવા શારૂં શ્રી શ્રુરત મધે ઘણીએક માથાં ફાડ તથા તકરાર કરેઆ પછે તે જગોએની પંનચાતે તારીખ ૯ મી ડીજેંમબર શને ૧૮૩૮ ને દંને એક લુલો લંગડો જવાબ આપેઓ પંણ તે મધે જડજ શાહેબને શકુમજ પડી નંહી તેથી ફરીથી જડજે પંનચાત ઉપર શવાલ કીધો જે 'તમોએ આજ રોજે જવાબ લખી આપેઓ તેથી બરોબર શફાઇ માલંમ 'પડતી નથી વાશતે ફરીથી શવાલ કીધામો આવે છે તેહેનો જવાબ શાફ 'ખોલલી તરેહથી લખી આપવો.' તે વારે વલી ફરીથી તારીખ ૧૩ મો ડીજેંમ-બર શને ૧૮૩૮ ને દંને એક બીજો જવાબ આપેઓ જે 'હમારી કોમમો 'મરી ગીઆ પછે તે મુરદાંના બદંનને ગેર કોમવાલા હાથ લગાડે તો મહુજબ 'પરમાંણે હરકત થાએ છે લેકીન હેને લગતી બીજી કેટલીએક તરેહની હરકતો 'છે તેહેમાંની હરકત કોઇ મુરદાંને પોંહોચે છે તો હમારા મહજબની ૭૮) 'રવાએતનાં ૪૩ માં જવાબ મુજબ કીરીઆ કરીને તેહને દોખનાંમો મુકે છે. 'વાશતે તે પરમાંણે અગર કોઈ શખશનાં બદંનથી જેહેરની અલાંમત દરીઆફ્ત 'કરવા તથા ઇનશાફ બરોબર થાવા શારૂં ગેર કોમવાલાને અડકવું જરૂર 'પડે તો હમારા મહજબની ઉપલી કેતાબ મુજબ કીરીઆ કીધાથી ગેરકોમનાં '[લોકોનાં] અડકવાની જે હરકત છે તે રહેશે નંહી'. હેવી રીતે જડજ શાહેબને જવાબ આપેઓ તે ઉપર કેટલાએક શાહેબોએ શહી કીધી ને કેટલાએકે શહી નંહી કીધી હેવું શાંભલેઆમો આવેઉં છે તે અતરે જાહેર કીધું છે. હવે હેવો જવાબ વાલેઆથી શ્રી શ્રુરત તથા શ્રી મુમબઇ મધે એ વાતની અતીઘણી ચરચા ચાલી અને તેઆર પછે અતરેનાં કોટવાલની મારફતે શરકારે તારીખ ૧૪ મી એપરેલ શને ૧૮૪૦ ને દંને શ્રી મુમબઇની પારશીની પંનચાત ઉપર એજ બાબતમાં શવાલ કીધો તેહેનું વીગતવાર

બએઆંન ઉપર લખી જણાંવેઉં છે તેથી વાકેફ થાવું અને તેહેની તજવીજ કરવા શારૂ બેઠક કીધી તેથી એક મોહોટો ઘભરાટ થાઇ પડેઓ તેઆરે પંનચાતવાલા શાહેબોએ જોઇઉં જે અશલ વાત છે શું ને લોકો શહમજેઆચ શું ને હકુમતવાલા શાહેબોની મતલબ શુઉં છે. તેહેનું શહમજવું એ જે આપડી કોમનાં શાહેબોને ઇજત આપીને તેવોને શલુકાઈથી પુછેચ કે તંમો તમારામો બેશીને હેવો તોડ કાહડી આપો જે કોરોનરની જુરી ભરેઆથી તમારા લોકોને દુખ નંહી પોહોંચે.—તે વાતને શેહેલમો લાવી મુકવા શારૂં શેઠીઆવો વીચાર કરવામો હતા તેટલાંમો તો તરેહ તરેહની વાતો તથા ખોટી તોહમતો પંનચાતનાં શાહેબો ઉપર અતરેનાં લોકો મુકવા લાગા અને શરવે શાથે વીચાર કરીને શેહલમાં એ વીશેનેઃ તોડ કાહડનાર હતા પંણ ઘણાંએક લોકોનાં આડે પડેઆનાં શબબથી નાચાર બીજો કશો ઇલાજ જોએઓ નંહી અને શરકારે જવાબ માંગવાની તાકીદ કીધી.”

આ બાબતમાં પંચાએતે પાંચ દસ્તુરજીઓને કરેલા સવાલો અને તેનો જવાબ.

એ બાબદના સંબંધમાં તા. ૧૩મી મે ૧૮૪૦[1] ને દીને પંચાએતના મહેતા અરદેશર દાદાભાઇએ પંચાએતના સાહેબો તરફથી ૫) દશતુરજીઓ (એદલજી દારાબજી શનજાણા, રૂશતમજી કૈકોબાદજી, અદલજી દારાબજી (જમશેદજી) જાંમાશઆશાનાં, જમશેદજી એદલજી (જામાસ્પઆસાના) અને મનચેરજી શાપુરજી (સંજાણા)[3] ઉપર નીચે પ્રમાણે ભેગો પત્ર લખી સવાલનો જવાબ માંગ્યો હતો :—

“અરજ એ છે જે હું એ તમો શાહેબોને પંનચાતનાં મેમબરોનાં હોકંમથી આએ શવાલ કરેઓ છે તેનો જવાબ મેહરબાંની કરીને તરત લખી મોકલજો.

“એક શખશે બીજા શખશને જેહેર દઇને મારી નાંખેઓ ને તે ખબર હાકંમને થાઇ અને હાકંમે પોતાના ધારા પરમાંણે તે રૂવાંનને અડકીને તપાશ કીધી તારે તે રૂવાંનને અવલમંનજલ શી રીત પોહોચાડવું.

“એની વીગતે ઉપર લખેલા શવાલનો જવાબ લખી મોકલજોજી.”

એ પત્રનો જવાબ એ દસ્તુરજીઓએ તા. ૧૮ મા મે ૧૮૪૦[2] ને દીને નીચે પ્રમાણે આપ્યો:—

(૧) ચો. ૧૫, બા. ૩૬, પા. ૪૦

(૨) ચો. ૧૫ બા. ૩૮, પા. ૪૦ (ક).

(૩) આ નામો માટે જુઓ આવેલા કાગજોની ફાઇલ ના. ૩ તા૦ ૧૬ મેહે ૧૮૪૦ નું કાગજ.

"નેકનાંમ શમશત અનજુમંનનાં દફતરદાર મેતાજી અરદેશરજી દાદાભાઈ લા. નીચે શહીનાં કરનારાવોની દુઆ વાંચવી. જત માલુંમ કરવું જે તમોએ અંનજુમંનનાં મેમબરોની તરફથી ચીઠી ૧) તારીખ ૧૩ મી મેએની તેરીખે મોકલી તે મધે તમોએ શવાલ જે અનજુમંનનાં મેમબરોની તરફથી પુછેઓચ તે વાંચી વાકેફ થાએઆ છે તેનું જાંણવું એ જે તે હેજ શવાલ તા. ૨૮ મી આપરેલને દીને આપરા અનજુમંનનાં શાહેબો શેઠ વાડીઆજી નવરોજી જંમશેદજીનાં તંમબુમાં બેઠા હતા તે વેલાએ અમોને એહજ શવાલ તે શાહેબોએ કીધો હતો તેહેની બાબતમાં હમોએ જવાબો તા. ૧૨ મી મેએની તેરીખે આપડી અંનજુમંન તથા અનજુંમંનનાં શાહેબોની હજુરમાં મોકલાવા છે તે વાંચી વાકેફ થાવું. જીઆદા શું લખીએ."

આ બાબતમાં દસતુરજીઓને ફરીથી થયલા સવાલો અને તેનો જવાબ

એવું દીસે છે કે એ દસ્તુર સાહેબોએ તેનો તુરત જવાબ આપી પોતે આગલ તા. ૧૨ મી મે ૧૮૪૦ ને દીને પંચાએતના સાહેબો ઉપર એક કાગજ [1] લખ્યો હતો તેનો જ્યારે હુવાલો આપ્યો ત્યારે તા. ૨૨ મી મે ૧૮૪૦[2] ને દીને પંચાએતના મેહતાજી અરદેશર દાદાભાઈએ દસ્તુરો ઉપર ફરીથી કાગજ લખ્યો કે "તમોએ તમારા તારીખ ૧૨ મી મેએનાં કાગજમો વાંચી જોવાને ફરમાંવેંઉ પંણુ તેમો કાંઇ એ વાતનો ખોલાશો લખેલો નથી વાશતે અંનજુમંનનાં શાહેબોનાં હોકંમથી તમોને ફરીથી તશદી આપવા લખવાને રજા લેઉંચ તેનો ઉતર મેહરબાંની કરીને એજ શવાલોની શાથે તરત લખી મોકલજો.

"એક શખશે બીજા શખશે[3] જેહેર ખવાડીને મારી નાંખેઓ અને તે ખબર હાકંમને થાઇ અને હાકંમે પોતાના ધારા પરમાંણે જાશતીથી તે રૂવાંનને અડકીને તપાશ કીધી તારે લાચારે તે રૂવાંનની કીરીઆ શી રીતે કરીને અવલમંનજલ પોંહોચાડે.

---

(૧) એ ૧૨મી મે ૧૮૪૦ ના પત્ર માટે જુઓ ઉપલી આરેલાં કાગજોની ફાઇલ ના. ૩. (૨) ચો. ૧૫, બા. ૩૭, પા. ૪૦. (૩) બીજા શખસને.

"બીજું કોઇ રૂવાંનને હરેક તહરાંની હરખત પોહોંચે છે તે બાબે તેની કીરીઆ કરવાને આપડા મજહબની ૭૮) મી રવાએતનાં ૪૩)[1] માં જવાબમો શું ફરમાવેલું છે.

"હેની વીગતે ઉપર લખેલા શવાલોનો જવાબ તરત લખી વાલજોજી."

એ કાગજનો જવાબ દસ્તુરજીઓએ તા. ૨૬ મી મે ૧૮૪૦[2] ને દીને આપ્યો તેની નકલ નીચે પ્રમાણે છેઃ

"શદા શરફરાજ શદા મેહેરબાંન શાઆદત નીશાંન નેકનાંમ શેઠજી શાહેબ શ્રી ૫ શેઠ વાડીઆજી નવરોજજી જંમશેદજી તથા અંનજુમંનનાં અકાબર શાહેઓની હજુરમાં નીચે શહીનાં કરનાગ દોઆગોઓની દોઆ વાંચવી. જત લખવા કારંણ એ જે તંમ શાહેઓની ફરમાએશથી હમારી ઉપર મેતા અરદેશેરજી દાદાભાઇએ ચીઠીઓ લખીને શવાલ પુછેઆ......... તેહેનું જાંણવું એ જે અગર કોઈ શખશે કોઇ શખશને જેહેર ખવાડીને મારી નાંખેઓ તે જેહેર ખવાડનારની પુરી અને મજબુત શાહેદી તથા ગોવાહી તજવીજથી કરીને તે શખશને શજા આપવાને દીનમાં હોકંમ ફરમાવેલો છે કાંએજે તે શખશ હેવાં ભુડાં કાંમ કીધાથી મરગરજાંની ગુનેહગાર થાઇ ચુકો વાશતે જરૂર તેહેને શજા દેવી પંણ જે શખશ કે મરંણ પાંમેઓચ તેહેને કશી રીને મુજાહેમત પોહોચાડવી તથા તેની શાથે આલુદે થાવાનું કશો દીનમો હોકંમ ફરમાવેલો નથી. અગરચે તમો શાહેઓ લખોચ કે જાશતીથી શેતંમ કરીને તે મોરદાંને અડકે અથવા આલુદે થાએ અને તપાશ કરે તેનું જાંણવું એ જે તે મોરદાંને દોખમાંથી બાતેલ અને એહેલાહુદું રાખવું જોઇએ કે બીજા બેજોરગવારોનાં રૂઆંનો શાથે આલુદે કરવું રવા નથી. બીજું

---

(૧) આ પત્રમાં ૭૮) રેવાએતની ૪૩ મી બાબદનો હવાશો આપ્યો છે. એ પત્રના જવાબમાં દસ્તુરો, આપણે પછવાડે જોઇશું તેમ, જે જણાવે છે કે ૪૩મા સવાલને એ બાબદ સાથ કશું લાગતું વલગતું નથી, તે સવાલ નીચે પ્રમાણે છે. "શવાલ ૪૩ તેતાલીશમો ઓરતને દશતાંન આવેચ તેહનાં બાબમો શુરતથી રેવાએત લખેઓ તે એ છે" (જુઓ "દીને બેહ માજદીઅશનીનાં હફતાદો હશત પોરશેશ પાશોખ ઇઆને ઇઠોતેર રેવાએત," પા. ૧૦૯-૧૧૦. જુઓ એ રેવાએતના ફારસી લખાંણ માટે મુલ્લાંફીરોઝ લાઇબ્રેરીનાં હસ્તલેખ ઇઠોતેર રેવાએત, નં. R 57, સવાલ ૪૩ મો.)

(૨) ચો. ૧૫, બા. ૩૯. પા. ૪૦ (ક). આ દસ્તુરજીઓની અસલ સહીના કાગજ માટે જુઓ "લેફલ આવેલાં કાગજોની ફાઇલ" ના. ૩.

જાણવું એ જે તમોએ તારીખ ૨૨મી મેએની તેરીખની ચીઠી મધે શવાલ બીજો ઈઠોતેર રેવાએતનાં ૪૩માં બાબનો કીધો છે તેહેનું જાણવું એ જે તે બીના તો એ ઉપલી ચરચા શાથે મુતલક મલતી નથી અને તેથી હેલાએદી છે. તે બીના તો કોઇ શખશ ગોશલ ભરેલો મરંણુ પાંમે તેહેની બાબદનો પુરશેશ પાશોખ છે તે શારૂં તેહનો જવાબ કાંઈ હેમોએ લખેઓ નથી પંણુ તે ઈઠોતેર રેવાએતની ગુજરાતી બનેલી છે તે વાંચીને વાકેફ થાવું. જીઆદા શું તશદી આપીએ."

એ બાબદનાં સંબંધમાં તા૦ ૨૬મી મે ૧૮૪૦[1] ને દીને વાડીઆજીના તંબુમાં પાછી બીજી સભા મલી હતી ત્યાં નીચે પ્રમાણેનો ઠેડાવ થયો હતો:—

આ બાબતમાં વાડીઆજીના તંબુમાં મલેલી બીજી સભા.

" પારશીની કોમમો કમોતે મરન પામેલાનાં માંનશોની લોઠને કરોનરની જુરીથી તપાશ કરવાને શારૂ મી૦ લીજેટ પોલીશ માશતરે કાગજ લખેઓ છે તે એજ વહી પાંને ૨૦) નોધેલો છે તે બાબે તા. ૨૮ મી એપરેલે બેઠક કરીને એ વીશેનો શવાલ દશતુરજી જંન ૫) ને પુછેઓ હતો તેનો જવાબ દશતુરોએ પાછો લખેઓ છે તે બાબે આજ દીને ઠરાવંઉ છે કે હંમારી દીનમો ગંની હરકત છે તેથી રૂવાંનને અડકીને તપાશવાનું હંમારી કોમનાં લોકોની નજરમો દુરશત આવતું નથી હેવા જવાબ લખી વાલવાનું ધારેઉં છે."

એ ઠેડાવ પ્રમાણે તા. ૨૯ મી મે ૧૮૪૦[2] ને દીને મેજીસ્ત્રેટ મી૦ લીજેટ ઉપર પંચાએતના સાહેબો તરફથી પત્ર લખવામાં આવ્યો તેની નકલ નીચે પ્રમાણે છે:—

આ ઠેડાવ મુજબ સરકારને લખાવલો પત્ર.

" P. W. LeGeyt, Esq.,

Chief Magistrate of Police, &c., &c., &c.

Sir,

We have the honor to acknowledge the receipt of your letter of the 14th April which has engaged our most earnest attention, and we beg you will convey to the Hon'ble the Governor in Council our grateful thanks for the kindness and consideration, which have dictated the communication being made through you in the manner it has been.

2d. We feel duly sensible of the anxious wish of the authorities to abstain from all harsh or unnecessary proceedings as regards inquests

(૧) ચો. ૧૫, બા. ૨૨, પા. ૨૪.

(૨) ખોલાશે એ પંનચાત, પા. ૨૪, ૨૫.

on Dead Bodies, and, when we tell you that the System established by the English Law is abhorrent to all the Religious feelings of our People, and that dissection by a Surgeon which is always enforced and is indeed a necessary part of a Coroner's Inquest, is considered by us Pollution of the worst description, we trust we shall not be considered wanting in a due respect for the Laws of the Land, when we respectfully inform you that our people could never be brought to submit to a process so revolting in their estimation.

3d. While offering these remarks, however, we would beg to observe that we are fully alive to the importance and utility of an enquiry being made in cases of sudden and suspicious deaths, and shall be most happy to lend our Aid to the enforcement of any rules to that effect, confined to our own people which may be promulgated by Government, and we can further assure you of the high satisfaction it will afford us to act in conjunction with you, who possess our entire confidence and respect."

એવું દીસે છે કે આ પત્ર ઉપરથી કોમનાં કેટલાંક લોકોમાં અણુગમો પેદા થયો. એ બાબદના સંબંધમાં જમશેદજી જીજીભાઇ ખોલાશે એ પંનચાતમાં (પા. ૨૮, ૨૯) લખે છે કે "હવે નેક વાંચનારાઓ તમો ધારો જે પંનચાતવાલાએ પેટ ચીરવા બાબે શરકારમાં શું નરશું લખી આપેરૂં છે કે આપડા લોકોને મોટું દરદ પેદા થાઇઉં છે ને પંનચાતનાં શાહેબોને નાંહેક બદનાંમ કરે છે ને તરેહ તરેહની બનાંવટ કરીને બોલે છે. એ શાહેબોની મશલહત પરમાંણે જો કરવા દેતે તો ઘણુંજ શેહલમો પતી જાતે ને વલી શરકારમો પંનચાત વાલાની હોરમત વધતે કે હમારા હોકંમને માંન આપેઉ પંણુ તે મધેનું કશું કરવા દીધું નંહી ને આખા ગાંમમો એક ઘભરાટ કરી મુકેઓ અને જેવોને શારાં શંમજુ ને દાનાંવ માંણુશ જાંણીએચ તેવોબી વગર વીચારે એક તરફની વાત શાંભલીને તે મધે શાંમેલ થાઇને બદનાંમ કરવા લાગા તેઆરે નાચાર."

સરકારનો જવાબ.

પંચાએતનો ઉપલો જવાબ તા. ૧ લી જુન ૧૮૪૦ ના પોતાના પત્ર સાથે ઉપલા મેજીસ્ત્રેટે સરકાર ઉપર મોકલી આપ્યો. એના જવાબમાં સરકારે મેજીસ્ત્રેટ ઉપર તા. ૧૭ મી જુલાઇ ૧૮૪૦[1] ને દીને નીચે પ્રમાણે પત્ર લખ્યો :—

(૧) ખોલાશે એ પંનચાત, પા. ૩૦–૩૧.

"No. 1918 of 1840.

Judicial Department

To

The Acting Senior Magistrate of Police.

Sir,

I am directed to acknowledge the receipt of Mr. LeGeyt's letter dated the 1st ult. No. 162 submitting Copies of a Correspondence which had passed between him and the Parsee Punchayet of Bombay on the subject of holding Inquests on the bodies of Parsees dying suddenly.

2d. In reply, I am instructed to inform you, that the Hon'ble the Governor in Council regrets that the Gentlemen composing Punchayet have not suggested an arrangement by which the existing Law in regard to Inquests the value and Importance of which they admit and which the Government is bound to uphold may be rendered in the least possible degree offensive to their prejudices.

3d. While, however, the Law must be put in force as it at present exists, the Native Gentlemen with whom Mr. LeGeyt communicated are fully aware of the very earnest desire of Government to render the Execution of the Law as little obnoxious to their feelings as possible and if they think proper to meet this desire in a right spirit and to come forward with such arrangement for this purpose as may be compatible with the Law Government will at all times be ready to receive it and afford it their best consideration.

4th. As it appears from the 3d and 4th Par. of Mr. LeGeyt's letter that instances have recently occurred in which the Law has been successfully evaded by persons both of the Parsee and Hindoo Community at Bombay and that unless the prevailing disposition to evade the holding of Inquests be checked its increase is to be apprehended among all classes the Governor in Council must leave it to the Coroner who has the authority of the Supreme Court to support him to act in Conformity with the Law without reference to the Caste of the Party on whom the Inquest is held and while the Officer will the Governor in Council is assured always in such cases shew as much consideration for the feelings and prejudices of the Natives as may be compatible with the due execution of the Laws it will be your duty with all consideration but with all firmness to preserve the Peace and to support the Coroner therein.

I have the honor to be &c.

(Signed) W. R. Morris,

Secretary to Government.

Bombay Castle, 17th July 1840."

એ પછી જે બન્યું તે બાબે જમશેદજી જીજીભાઈ બોલાશે એ પંનચાત (પા. ૩૫) માં નીચે પ્રમાણે લખે છે :—"એ હોકંમ

એ જવાબ પછીની હકીકત. શરકારથી આકટીગ મેજેશતરેટ મીશતર ડાનવરશ ઉપર આવેઓ અને તે શાહેબે પોતાની ભલમંનશાઇ દેખાડવાને શારૂ પંનચાતનાં મેમબરોને કોટ બાહેરની પોલીશ આફીશમાં તારીખ ૨૯મી જુલાઈ શને ૧૮૪૦ ને વાર બુધે ને દંને બોલાવીને શરકારથી ઉપર કહેલો કાગજ આવેઓ હતો તે શારી ઇજત તથા શલુખાઇથી દેખાડીને વાંચી શંભલાવેઓ અને શાથે ભલમનશાઇની રીતે પોતાની તરફથી ચેઆર શખુન કહેઆ કે હજુરબી તમો તમારામો બેશીને કાંઈઔ તોડ કાહડો કે તેહેમાંથી તમારા તથા તમારી કોમનાં હકમાં શારૂ થાશે ને વલી ગવરમેંનટમો તમોને શારૂં દેખાશે—બાકી શરકારનો જે ચાલુ ધારો છે તે કોઇથી અટકાતો નથી અને કોઇ કદાચ હરકત કરશે તો તે તેહ ી શજાને પોંહોંચશે કાંજે શરકારે શાફ બોલું કરીને લખીઉં છે કે એ ધારો અમલમો લાવવો અને એ વાત કાંઇ અમલમો આવવાને અટકનાર નથી અને અગર જો તમો માહરી વાત નંહી શાંભલશો તો ઘણો પશતાવો ખાશો વાશતે હજુરબી હેની તોડ બતલાવો તો શારૂં. એ ઉપરથી પંનચાતનાં મેમબરોએ કબુલ કરીને કહેઉં જે વારૂ શાહેબ હમો ફરીથી હમારી કોમનાં શારાં શારાં માંણુશો શાથે એકઠા મલીને શું ઠડે છે તે શરવે તમોને જાહેર કરીશું—હેવું કહી રજા લેઇને તાંહાંથી પાછા આવેઆ અને મુકરર કીધું જે ફરીથી એક વખત શારી શારી આશાંમીઓને બોલાવી બેઠક કરીને એ શઘલી બીનાં તેવોને જાહેર કરીએ.—હેવું ઠરાવીને એ કાંમનો વીચાર કરવા શારૂં આશાંમી જંણુ ૧૦૦ ) ને વાડીઆજીનાં તંમબુમાં બોલાવેઆ હતા."

આ બાબતમાં વાડીઆજીના તંબુમાં મલેલી ત્રીજી સભા. તા. ૫ મી ઓગસ્ત ૧૮૪૦[1] ને દીને વાડીઆ નવરોજીના તંબુમાં એ બાબે વીચાર કરવા સમસ્ત પંચાએતની એક સભા મલી હતી, તેમાં થયલા ઠેડાવ ઉપરથી નીચલી વીગત માલમ પડેછે :

"શરકારે એક કાગજ મી. દેનવરશ પોલીશ માશતર ઉપર મોકલેઓ તેમો શરકારે પંનચાતનાં મેમબરોની લખી મોકલેલી વાતને કબુલ શખી નહી

(૧) ચો. ૧૫, બા. ૩૧, પા. ૩૨.

અંને પારશીની કોમનાં કમોતે મરણ પાંમેલાં રૂવાંનને તપાશ કરવાનું કાંમ કરોનર ઉપર શોંફેઉ છે અંને તેમો કાંઇ હરખત થાએતો પોલીશ માશતરની મદદ મલવાને લખીઉં છે તે ઉપર મી. દેનવરશ પોલીશ માશતરે પોતાની ભલમંનશાઇ જનાંત્રાં શારૂ પંનચાતનાં મેમબરોને ગીઆ બુધવારને દીને બોલાવીને શરકારથી જે હોકંમ આવેઓ છે તે વાંચી શંભલાવેઓ અંને કહીઉ જે હજુરથી તમો એ બાબતનો બંદોબશત કરશો તો શારૂ છે નહી તો પછે શરકારનાં હોકંમ પરમાંણે અમલ કીધામો આવશે. તે ઉપરથી પંનચાતનાં મેમબરોએ એ બાબતનો વીચાર લેવાને શારૂ આશાંમી જંણ ૧૦૦) ને આશરે બોલાવેઆ હતા તેનાનો મનશુબો લેઇને ગટતી રીતે પાછો જવાબ લખવો પંણ કોઇ આવેઆ નહી અંને દશતુરજી એદલજી વગરે ૪) ૫) આશામી આવેલા હતા તેથી પંનચાતનાં મેમબરોએ ઠરાવેઉં છે કે રૂવાંનને ચીરવા બાબે જે કાંઇ શરકાર શાથે આપંણને જવાબ શવાલ થઆ છે તેનો તરજુમો ગુજરાતીમો કરી તેનાં હેનબીલ છપાવીને શરવે જરથોશતીઓમો આપવાં કે હવેથી જે કોઇ એક બીજાને જેહેર દેઇને મારી નાંખશે તેની તપાશ હાકંમ પોતાનાં ધારા પરમાંણે કરશે તે કાંમને કોઈ મદદ આવાનું નથી વાશતે શરવે કોઇને પોતાની શાહુચેતીમો રેહેવું અંને હેવાં બુરાં કાંમથી પરહેજ રાખવી."

એ મીનીટની હેઠે પંચાએતના ૮) સાહેબોની અશલ સહી છે.

ઉપલા ઠરાવમાં જણાવ્યું કે "હેનબીલ છપાવીને શરવે જરથોશતીઓમો આપવાં" પણ તેમ કરવાનું પાછલથી માંડી વાલવામાં આવ્યું. એ બાબે જમશેદજી જીજીભાઇ "બોલાશે એ પંનચાત" (પા. ૩૭–૩૮) માં લખે છે કે "પંણ વલી પાછલથી મોકુફ રાખીઉં કે આપડા કેટલાએક બેશહુમજ લોકો છે તે વલી જુદી રીતનો વીચાર કરીને ઉલતા બદનાંમ કરશે તેથી એ વાતને પડતી મુકી. મીશતર ડાંનવરશને શી રીતે લુલો લંગડો જવાબ વાલેઓ છે તેહની ચોકશ ખબર મહને નથી કે તે વાત અતરે જાહેર કરૂં. હવે વાંચનારા શાહેબો તમો ધારો જે એ મધેથી અંતે શું નીપજીઉં. એજ નીપજીઉં કે જેહેવી રીત અંગરેજ તથા બીજી ગનેઆતનાં કમોતે મુવેલાં માંણુશની જે રીતે કરોનર જુરીથી તપાશ કરે છે તેજ રીતે તથા વગર તફાવતે પારશી લોકોનાં કમોતે મુવેલાં માંણુસનીબી તપાશ કરવા માંડી છે."

તા. ૧૦ મી મે ૧૮૪૨[1] ને દીને વાડીઆ નવરોજીએ કહાડેલાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે એ વરશમાં અત્રે કોઈ "બદ મરજ"[2] ફાટી નીકલ્યો હતો. તે સબબે એવણે બે બાબદની જરૂર દેખાડી હતી. ૧) લી એ કે "નશેશલારો પુરા પડી શકતા નથી ને રૂઆંનો હરઘો હરઘો દાહડો પડી રેહેચ તેથી નશેશલાર જોડ ૧) ને તાકીદે બરશનુમ લેવાની રજા આપી છે." ૨)જી એકે "આતશબેહેરાંમમો તથા બધી દરેમેહેરોમો વંનદીદાદ ઇજશને વગેરે જેમ આગલ ફરમાવેઉંતું તે પરમાંણે કાંમ જારી રાખવાનોબી હોકંમ આપવોજી."

૫. "બદ મરજ" ફાટી નીકલવાથી તે દફે થવા ધર્મ ક્રિયા કરવી.

તા. ૧૭ મી જુન ૧૮૪૨[3]ને દીને વાડીઆ નવરોજી સરકયુલર કાઢી જણાવે છે કે "ગીઆ ગોશ રોજનાં હંમકારાને દાદે પારશી જંણ ૨) એ ગોશનું જમંણ કીધુ હતું તે બીનાં હમોને માલંમ પડેઆથી હમોએ શાપુરદારૂને મોકલીને તે લોકોને અટકાવ કરાવેઓ હતો જે ગોશનું ખાવાનું બંધ કરીને પરેજી ખાવાનું કરો. તોપંણ તે લોકોએ પંચાતનો બંદોબશ તોડીને ગોશ ખવાડેઉ તેથી એનાંને ગેહરનો અંઘેઆરૂ બંધ કરવો ગતારતછે. તા. એજ દાહડે અંઘેઆરૂ જંણ ૧ ગોશનું ખાવાનું કીધું તે બાબે શેઠ માંણેકજીને કેહવાડીને તેને અગીઆરીનાં કાંમથી બંધ કરવો." ફરામજી કાવશજી બનાજી એ બાબદમાં બહાલી આપતાં ઉમેરે છે જે "બીજુ હંમકારાને દારે મોબેદ તા. ગનાં બેહદીનો પંન તારીખાંનાંમો ગોશ લેઇ જાઇને ખાએચ તેનાંને પંણ એજ શજા આપવી ગતારત છે."

૬. ગોશ રોજના હમકારાને દીને ગોશ્તનું જમન કરનારને અને ગોશ્ત લેઇને તાડી પીવા જનારને શજા કરવી.

---

(૧) ચો. ૧૫, બા. ૧૦૩, પા. ૧૪, (૩જો ભાગ.)

(૨) આ "બદ મરજ" તે કોલેરા હતો. તા. ૧૦ મેહે ૧૮૪૨ ના એક બનાવ તરીકે પારસી પ્રકાશ (વા. I, પા. ૩૮૬) માં નીચલી હકીકત આપણે વાંચ્યે છીએ:—

"મુંબઇ મધે આએ માસમાં કાલેરાનો સખ્ત રોગ નીકલી આવ્યો હતો. આજનાં 'બોમ્બે કુરીઅર' માં કેહ છે કે ગઇ પરમ દીને ઇયાને તા. ૮ મી મેએની રાતનાં કોટ તથા બાહેરકોટ મલી પારસીઓમાં એ દુષ્ટ રોગથી ૨૦ મરણ નીપજયાં હતાં."

(૩) ચો. ૧૫, બા. ૫૪, પા. ૫, (૩ જો ભાગ).

જીજીભાઇ દાદાભાઇ પણ બહાલી આપતાં એવા બીજા ગોશ બાધાનાં બે ત્રણ દાખલા આપે છે.

૭. નેઆતબાર કરેલા-ઓના બચ્ચાંને પણ દખમે નહી ચહડાવવાં.

તા. ૮ મી જુલાઇ ૧૮૩૯ નાં જીજીભાઇ દાદાભાઇનાં નવરોજી જમશેદજી વાડીઆ જોગા પત્ર ઉપરથી દીસે છે કે સોરાબજી સુખલા જામાસ નામના શખશ જેને તેના કોઇ વાંક માટે નેઆતબાર મુકયો હતો, તેને ત્યાં એક બચ્ચાંનું રવાન થતાં ફ્રરાંમજી કાવજીનાં દખમાંના દરવાજા ભાંગી અંદર રવાંન મુકવા માંગ્યું. તે ઉપરથી શેઠ જીજીભાઇ દાદાભાઇએ તેને સમજાવ્યો પણ તે સમજયો નહી. શેઠ જીજીભાઇ દાદાભાઇએ સુચના કીધી કે એ પશુ બચ્ચાંના સંબંધમાં નાખતી કરવી. તેવણે લખ્યું કે પછી એ ધણીને પોતાને અને એની બાયડીને ના નાખતા. જમશેદજી જીજીભાઇએ આગલા ઠરાવને વલગી રહેવા કહયું અને જરૂર પડે તો સીપાઇઓ રાખવા જણાવ્યું. તેવણે વધુ જણાવ્યું કે "શેઠ ફ્રરાંમજીને એ વાતની તજવીજ રાખવી જરૂર છે........જરા ખબરદારી રાખવી લાજમ છે." ફ્રરામજી કાવજી મીનીટ કરીને સીપાઇ રાખવા કહે છે પણ દેખરેખ રાખવાનું કામ પંચાએતનું જણાવે છે. સેવટે એજ દીને એટલે તા. ૮ મી જુલાઇ ૧૮૩૯[1] ને દીને આ સોરાબજી સુખલા જામાસે એક પત્ર પંચાએતના સાહેબો ઉપર લખ્યો અને તેણે માફ માંગવાથી તેની છોકરીને દખમાંમાં મેલવાની પરવાનગી આપી. તે ધણી કબુલ થયો કે તેની ૧૧॥ વરસની ઊમ્મરની છોકરીને દખમામાં ચહડાવાની પંચાતે મહેરબાંની કરી પરવાંનગી આપી પણ તે ઉપરથી કજારજાએ તેનો યા લાગતા વલગતાંઓનો દખમામાં ચહડવાનો હક ગણાશે નહીં.[2]

---

(૧) ચો. ૧૪, બા. ૫૩, પા. ૨૩.

(૨) આ ધણીની બાબદ આ હતી. તા. ૨૨ મી ડીસેમબર ૧૮૩૬ ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં સમસત અનજુમન મલી હતી ત્યારે તે અનજુમને કરેલાં કામકાજમાં એક કામ આ હતું કે એ ધણીએ બાજી પરણેલી પારસી સ્ત્રી સાથે બદફેલી કરી હતી તેથી તે પરણેલી સ્ત્રીનાં ખાવીંદને બીજું ઘેર કરવાની રજા આપી હતી, પણ તે પરણેલી સ્ત્રીને, તેની માએને, અને એ ધણીને ન્યાતબાર કાઢયાં હતાં કે "એ લોકોનાં મુવા પછે દોખમાંમો નાંખવાં નહી તથા દરેમેહર તા. આતશબેહરાંમમો પેશવા દેવાં નહી." (ચો. ૧૨, બા. ૬૩, પા. ૯૬, ફ. ૧૪).

તા. ૫ મી જુલાઇ ૧૮૪૩ ને દીને ફરાંમજી કાવશજી વાડીઆ નવરોજી ઉપર એક પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે જમશેદજી વાડીઆના વખતમાં પંચાએતનાં રીગલેશનની એક ચોપડી કરી રાખી હતી કે જેમાં નેઆતબાર મુકેલાનાં સંબંધની મીનીટ લખી રાખી હતી. બે ધણીનાં નામો આપી જણાવે છે કે તેઓએ "આપણાં ઉપર શેશંનમો ફરીઆદી કીધી હતી તે શરવે મીનીટો છે તથા તે લોકોને પાછા નેઆતમો લીધા તે મીનીટ તે ચોપડીમાંજ છે અથવા તે ચોપડી ભરાઇ ગેઇ હોએ ને બીજી કીધી હોએ તો તે એક અથવા બેએ જે મીનીટની ચોપડી હોએ તે હમોને મોકલજો. હંમારે જોવી છે."

નેઆત બાહાર મેલેલાઓની નોંધોની ચોપડી.

તા. ૧૨ મી અકતોબર ૧૮૩૭[2] નો ખરશેદજી માણેકજી શરાફનો "હએદરાવાદ બંદરે" પારશી બેરાંમજી દોશાભાઇ પટેલ ઉપર લખેલો એક પત્ર છે જે ઉપરથી માલમ પડે છે કે હૈદરાબાદની અનજુમને જરથોશ્તી દીન બાબે કેટલાક સવાલો પુછયા હતા, તે અત્રેવાલા સાહેબોએ દસ્તુરજી એદલજી શંજાણા, અને દસતુર જમશેદજી એદલજી જામાશઆશાના ઉપર મોકલ્યા હતા. પહેલા દસ્તુરજીનો જવાબ નહી આવ્યો હતો પણ બીજાનો આવ્યો હતો તે હૈદરાબાદ મોકલી દેવામાં આવ્યો.[3]

૮. બહારગાંમની અનજુમનો ધર્મ સંબંધી કોઈ સવાલો અત્રે પંચાએતને પુછાવતી.

---

(૧) ચો. ૧૫, બા. ૧૩૭, પા. ૧૪. (૪ થો બાગ)
(૨) ચો. ૧૩, બા. ૨૦૪. પા. ૧૫૮.
(૩) એ શું સવાલ જવાબ હતા તે માલમ પડતું નથી.

## IV.

## દખમા વીગેરેની બાબદો.

૧. અનજુમનનું નવું દખમું બાંધવાની હીલચાલ. તેનાં સંબંધમાં ફરાંમજી કાવશજીનો પંચાએત જોગો કાંઇક કડવાસ દેખાડનારો પત્ર અને જમશેદજી જીજીભાઇનો જવાબ.

તા. ૮ મી અકતોર ૧૮૩૮[1] ને દીને પંચાએતના ચાર ત્રસ્ટીઓ અને બીજા ચાર મેમબરો વાડીઆ જાંગીરભાઇ નશરવાંનજી ઉપર જે પત્ર લખે છે તે ઉપરથી દીસે છે કે એ વરસમાં (૧૮૩૮ માં) નવું દખમું બંધાવવા માટે હીલચાલ શરૂ થાઇ હતી. વાડીઆ જાંગીરજીભાઇ પર લખવામાં આવે છે કે તેવણે એ માટે જુદું ખાતું પાડવું અને તેમાં દખમાંની ટીપમાં ભરાયલું નાણું જે આવે તે જમે કરવું અને ઉપર જણાવેલા ૮) સાહેબોમાંથી ૬) જણાની ચીઠી આવે તો તે પ્રમાણે નાણું આપતા રહેવું. આ મુજબ નવું દખમું બાંધવા માટે હીલચાલ થઇ હતી અને તેમાં અનજુમન તરફથી નાણું ભરવામાં આવ્યું હતું અને વધુ ભરાતું હતું.[2] તેવામાં કાવસજી એદલજી બીશનીએ પોતા તરફથી દખમું બાંધવાની મરજી, જે બાએ પછવાડે લખ્યું છે તે, જણાવ્યાથી અનજુમન તરફનાં દખમાની હીલચાલ બંધ પાડવામાં આવી.

તા. ૨૧ મી સપટેમબર ૧૮૪૦[3] ને દીને ફરાંમજી કાવશજી પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખે છે જે ઉપરથી કદમી અને શહેનશાહી વચ્ચે કાંઈ કદવાશ ભરી લાગણી માલમ પડે છે. એ વખતે અનજુમનનું નવું દખમું બાંધવાની હીલચાલ થતી હતી તેનાં સંબંધમાં એ પત્ર લખાયો હતો. એવણ લખે છે કે "લખવાને દલગીર છેઇએ જે હંમો ગનીજ દરૂશ ને શાચી રીતને રશતે કુલે જરથોશતી અનજુમંનની શાથે જે કાંઇ નેક રશતે કદમો તા.

---

(૧) ચો. ૧૪, બા. ૧૮, પા. ૧૨.

(૨) તા. ૭ મી મે ૧૮૪૪ ને દીને બીશનીનું દખમું ઇંજાયું તેનાં જશન બાદ પંચાએત તરફથી શેઠ બીશનીને જે માનપત્ર આપવામાં આવ્યું હતું, તેમાં જણાવ્યા પ્રમાણે અનજુમને એ કામ માટે રૂ. ૧) લાખની પુંજી એકઠી કરી હતી. (ચો. ૧૫, બા. ૧૫૮, પા. ૧૪, ૫ મો ભાગ.)

(૩) ચો. ૧૫, બા. ૪૨, પા. ૧. (બીજો ભાગ).

રશમીનાં ધારામો કાંઇજ વાતે તફાવત રાખતા નહી ને શરવે વાતે જરથોશતી કોમનું જેમાં શારૂ થાએચ તેમજ ગણાએચ પંણ કેટલાએક શાહેબો કદીમીને ગંનીજ રીતે જુદાઇ ગંનેચ ને કદીમીવાલાવોને એમજ જાંણેચ જે એ લોકો કોન છે ને એ ધરમને પંણ ગણી વાતે નાંલાએક બોલે છે. એ રીતે આગલા વખતમાં શુરતમો શેઠ ધંનજીશાહા તા. શેઠ મંણચેરજીનાં વખતમા એ પરમાંણે ગાદી[1] અકલથી ગંનીજ બેવકુફીથી ને મોટી મારામારી થાઇ હશે ને તેમાંનાંજ શાહેબો અંતરે પંણ તેજ અકલ દેખાડતા હશે પંણ હેવા ગેરમારગ ને દીનની અદેખાઈથી શ્રી શુરતમો બંધો શાહેબોને દલદર આવેઉં હેવા કજીઆમો હેવું શાં ભલીએચ જે દાવો કરવાનું પંણ ઠેકાંનું નથી રહીઉં ને એક બીજાની અદાવતથી ખરાબે હાલ થાએઆ છે. એ વાતની મમત હંમેણે અતરેનાં શાહેબોની નજર આવી છે જે દંન ઉપર દંન તે શુરતનીજ રીતે મમત પકડી છે તેથી ખોદાએ આગલ અફશોશ કરીએચ જે તે શાહેબ ખેર ગુજારે. હવે એ મમતની બીનાં તંમો શાહેબોને નીચે જાહેર કરીએચ." એમ કહી ફરાંમજી કાવશજી ૧૮૩૧ માં બંધાયલાં એવણનાં દખમાની બાબદ યાદ કરે છે કે જે વખતે રશમીઓએ જણાવ્યું હતું કે એવણનું દખમું કદમીઓની ક્રીયા પ્રમાણે ર્દજાય છે તેથી રશમીઓ તેનો ઉપયોગ કરે નહી.[2] એવણ લખે છે કે તે દખમું કાંઇ કદમી શહેનશાહીનાં જાહેર ઉગરાતનું ન હતું પણ એવણ પોતાનાં પૈસાથી પોતે બાંધતા હતા. પણ હવે આ નવું દખમું "જારે ઉઘરાણું રશમી તા. કદમીનું શાથે હોએ તો તંમો શાહેબોને ગટેચ જે બંદો તરફનાં મોબેદો પાશે કીરીઆનું કાંમ કરાવું ગટેચ. કાએજે ઉપર રશમીનાં શાહેબોએ પોતેજ એ બાબેનો ફીશાદ કીધો હતો ને કદમી રશમીનાં શાહેબો એમ જાંણતા હોએ જે તેમ નહી થાએ તો શુખેથી રશમીનાં રૂપીઆનુંજ ઉઘરાંણું થાઇઉ હોએ તે રૂપીઆ દખમાં ઉપર ખરચે ને પોતાનાં મોબેદો પાશે કીરીઆ કરાવે ને તેમાં કદમીવાલાવોની ખુશી પડશે તો તે વાપરશે. ને એજ ઉઘરાંણાંમો જે કદમીનાં શાહેબોએ રૂપીઆ ભરેઆ હોએ તે રૂપીઆ આપડી જરથોશતી અંનજુમંનનાં મેમબરો પોતાનાં ચારજમાં વેઆજ ફેરવે ને પોતાનાં હશતકમો રાખે ને વરી આપડી બોમમો વરશ દશ તા. પંદરે બીજાં દખમાંની દરકાર

---

(૧) ગાંડી યાને ઓછી.

(૨) જુઓ આગલો બાબ ૧૦ મો, પાનું ૫૦૬–૫૦૭.

પરે તારે તે રૂપીઆ વેઆજ શાથે પંનચાતનાં મેમબરો પાશે થાએ ને તે વતરેગ દખમાંમાં બીજા રૂપીઆ જોઇશે તો કદમીનાં શાહેબો પોત પોતામાં ઉઘરાંણું કરીને દખમું બાંધશે. કદમી પોતાનાં મોબેદોની કીરીઆ મારગથી. તેમાં રશમીનાં પંણ શુખેથી વાપરે જેની ખુશી પડે તે."

સેવટે સહી કરી ફરામજી કાવશજી લખે છે કે "હેનો મીઠાશ ભરેલો જવાબ લખજો હંમોએ કાંઇ જુદાઇની રીતે નથી લખી પંણ હંમોણે આગલ ગંનીજ ફીલીગં[1] છે. ને વરી પંણ બીજી વાતો પંણ તમો શાહેબોને કેવાને મલાજો કરવો પડે છે પંણ તંમો શાહેબોને પંણ બરાબર આંખે ગનવું જોઇએ ને એમ જુદાઇ રાખીને નહી ચાલવું."

એ પત્રનાં જવાબમાં જમશેદજી જીજીભાઈ "શરવે શાહેબોએ શેવકને ફરમાંવેઉં" એમ જણાવી એક ઘણો લાંબો પત્ર તા. ૧ લી નવેમબર ૧૮૪૦[2] ને દીને લખે છે. તેમાં લખે છે કે શેઠ ફરામજી કાવજીએ ફર્યાદ કરવા પ્રમાણે જે "તંમારી તરફવાલાની શાથે જુદાઇ તથા દીન ધરંમને શારૂ નાલાએક બોલતો હોશે તે ધંણીને તંમારે જરથોશતી ગંણવો નહી. તમારૂં તથા આપણું શાઠી જુંડું ઠરીઉં. શરવે એકજ છે. હેમો કશો શંનદે જાંણવો નહી........તંમારે કોઇ હેવી નાંદાંન લોકોની વાત શાંભલવી નહી. ને આપડે તંમારી શાથે કશી વાતની જુદાઇ રાખતા નથી." આગલ હોરમજી બમનજી શેઠે ફરાંમજી કાવશજીનાં દખમાનાં સંબંધમાં લખેલી ચીઠી[3] માટે લખે છે કે તે "વખત ઉપર બેઉ તરફનાં શાહેબોને કબીશા બાબે મીનાકેશો ચાલતો હતો. તે વખત ઉપર ઘારેઆ મેલે લખી છે........પંણ શેઠ શાહેબ તંમારી દાંનાઇ એ વખત ઉપર કરીને ટુકો જવાબ એ શાહેબોને કેવડાવો તે ઉપર આફરીન છે ને એ જુની વાતને હવે તંમારા દીલમો રાખવી નહી........તંમારા શભાવને શારૂ આખી આલંમ કે છે જે દુધનાં ઉકાલાનાં જેવો તંમારો ગોશો છે તેથી શેવક એક વાત માંગી લીએ છે જે એ જુની વાતને વીશરી જઇને દીલમોથી કાડી નાંખવી જરૂર છે........તંમો (એ) તંમારા ખાશ પઇશાથી ધરંમખાતે કુલે જરથોશતીઓને શારૂ બાંધેઉં તારે તમોણે

---

(૧) Feeling યાને લાગણી.

(૨) ચો. ૧૫, બા. ૪૩, પા. ૨. (બીજો ભાગ)

(૩) જુઓ ઉપર પાના ૬૦૫-૬૦૬.

હાવી ચીઠી લખવી નહી હતી. આપડી પંનચાતનું દોખમું શી મુમબઇ મંધે આજ નજીક વરશ ૬૦)[1] ને આશરે થઆં હશે તે મંધે ઉઘરાણુંમો તંમારા શાહેબોએ પણ રૂા. ભરેઆ હશે તે વખત શરવે કીરીઆનું કાં(મ) શેનશાહીનાં મોબેદોએ કીધું તારે તમારી તરફનાં બોજરગોએ એ દાખમું આજ દીન શુધી વાપરેઉ કે નહી. હવે તંમારૂં નવું દોખમાંને શારૂ ચીઠી મંધે લખે છે જે કુલ શેનશાહીની અંનજુમંનનાં કામમો આવશે નહી કરીને લખેઉ છે તે કાંહાં છે. હમણાં તો શેઠો ફરવાંનો એ તંમારા દોખમાં મંધે છે[2] તેથી એ ચીઠી ઉપર તંમારે ધેઆંન રાખવું નહી."

ફરાંસજી કાવસજીએ કદમીના ભરેલા રૂપ્યા જુદા રાખવા કહયું તે બાબે જમશેદજી જીજીભાઇ લંબાનથી લખે છે કે મુખ્ય રકમ શેહનશાહીઓની છે અને કદમીઓએ ઉપર જણાવેલી કોઇક લાગણીથી ઘણા ઓછા રૂપ્યા ભર્યા છે. કેટલાક શેહનશાહીઓનાં મનમાં આવ્યું કે કદમીઓના રૂપ્યા એ કામમાં લેવા નહી પણ તેમ થતાં ખોટું દેખાય કરી માંડી વાલ્યું છે. એ બાબે શેઠ ખરશેદજી અરદેશરજી (દાદીશેઠ) સાથે વાત થતાં "એવંણે ગંની તાકીદ કરીને મંને કીધી જે હરગીશ હેવું કાંમ કરવા દેશો નો શારૂ નહી દેખાશે........ આટલા વરશ તમે આપડી જરથોશતી કોમનાં કાંમ ઉપર ગંની રીતની મદદ તથા ગંનાજ શારા શારા કામ કીધા છે ને વલી મોટી પુંજી ભેલી[3] કરીને શારે ઠેકાંને મુકી આપી છે. હેવું શારૂ કાંમ તમારા વખતમાજ બંનેઉં છે. આગલા શાહેબો ગંના મોટા દરજાનાં હતા ને તેવન ચાહાતે તો એથીભી આલા કરતે પંણ કોઇ શાહેબોએ પોતાનાં આંગ ઉપર કશટી લઇને હેવું કાંમ કીધુ નહી ને હજારો શુકરાંગું છે જે તે શારા કાંમ તમારા વખતમો બંનેઆં છે. હવે જે કાઇ નહી ગટે તેવું કાંમ તમે કરવા ધારો છો ને વલી

---

(૧) જમશેદજી જીજીભાઇ અનજુમનનાં દખમાં બાબે સને ૧૮૪૦ માં બોલે છે; તેવણુ તે નજદીક ૬૦) વરસ પર બાંધેલું જણાવે છે તે લગભગ બરાબર છે. એવણુના કહેવા પ્રમાણે તે આશરે (૧૮૪૦–૬૦=) ૧૭૮૦ માં બંધાયલું હોવું જોઇએ. એ દખમું હજાવાનો ખરો સને તા૦ ૭ મી મે ૧૭૭૯ છે. (જુઓ આગલ પાનું ૭૨)

(૨) હાલમાં પણ ફરામજી કાવસજીનાં કદમી દખમામ બનાજી કુટુંબ સાથે કાંઇક સંબંધ ધરાવતાં શેહેનશાહીઓનાં રસના અગરનદર મેલરમાં આવે છે.

(૩) "ભેગી"

નવશરથી[1] જુદાઇગી દેખાડવા માંગો છો તો તમો ખુબ વીચારો જે હેવું કીધાથી પાછલ શું નીપજશે." ફરાંમજી કાવસજી કદમીના રૂપ્યા એમ જુદાજ કાહડવા માંગે તો સેવટે તે જુદા પાડી પાછા આપી દેવાને જમશેદજી આનાકાનીથી મરજી દેખાડે છે. "તંમો હજારો રૂ. અંગરેજોની ટીપો મંધે ભરોછો ને હજારો રૂ. નો બીજે રશતે ધરંમ કરો છો ને વરશ ૬૦) પછી જરથોશતીઓને શારૂ નવું દોખમું બાંધવાની ટીપ નીકલી તે મંધે ગનાંજ જુજ રૂ. ભરેઆ છે." ફરાંમજી કાવસજી એમ કદમીઓના રૂપીઆ અનજુમનનાં દખમાના કામમાં વપરાતા અટકાવા માંગતા તે બાબે કેટલુંક લખી જમશેદજી જીજીભાઇ વધુ લખે છે કે "એ વાતથી શેવક ગનોજ દલગીર છે. કદી કોઇ બીજો ધંણી કરતે તો તેનો એટલો અફશોશ કરતે નહી." એ પત્રમાં જમશેદજી જીજીભાઈ એક અગતની બાબદનો ઇશારે કરે છે કે "હંમે ભાઇ જીજીભાઇ (દાદાભાઇ)થી શાભલેઉં છે જે કોઇ એક આપડા જરથોશતી મધેથી એ ધરંમનું કાંમ દોખમું બાંધવાનું પોતે પોતાનાં ખાશ પઇશાથી કરવા ધારે છે[2]."

એ પત્રમાં જમશેદજી જીજીભાઇ કદમીઓમાં તે વખતે બરપા થયલાં ગહંબારનાં ફંડ બાબે ઇશારો કરે છે. તેમાં લખે છે કે "હંમે ગણે ઠેકાંણેથી શાંભલેઉં જે તંમો શાહેબોનો ઇરાદો જુદું પોતાનું ફંનડ આપડી કુલ જરથોશતીઓનું હાલ છે તેથી જુદું કરવા માંડીઉં છે. તે ફકત ગંહમબારને નાંમે વશુલ કરીને એકઠું કરો છો ને તે મંધેથી કશો ખરચ નાંચાર બેવારશની પરવશીનો કરતા નથી ને વલી હેવુંબી શાંભલેઉ હતું જે તે રૂવાંનોનાં ઉઠીઆંણુંમો ગંહંમબારની તંનદરોશતી ભંણુંવીને કવીશાનાં ખરચમો કાંમ લાવો છો તે વાત હંમારા માંનેઆમો આવી નહી તેથી હંમોને ઇઆદ પંણુ છે જે તંમોણે જાહેર પંણુ કીધુ હતું. એ વાત જો ખરી હશે તો મોટા ગુંનાંનું કામ છે ને એ કાંમ તંમ શાહેબોને લાએકનું નથી ને એ વાત મલતી પંણુ આવતી હતી જે એ તમારા ફંનડનો હીશાબ કોઇ વરશ છપાવી

(૧) નવેસરથી.

(૨) એ ઇશારો કાવશજી એદલજી બીશ્વાની, જેવણે, પછવાડે જોઇશું તેમ, બીશનીનાં દખમાને નામે જણાવલું દખમું બાંધ્યું, તેવણું માટેનો ઇશારો છે. એવણે દખમું બાંધવાથી અનજુમનને નામે દખમું બાંધવાનો ઠરાવ બંધ કરવામાં આવ્યો હતો.

ને જાહેર કીધો તો નહી તેથી હંમોણે શક વધારે આવેઓ હતો જે હર વરશ ધરંમનો હીશાબ છપાવીને પરગટ કરવાને તંમોણે શી અરચંન છે..... હેવું ગુપત ફંનડ કીધુ તારે ઇરાંનીઓની ટીપ આવી તે વખત શેવકથી હેવું કવાઇઉં હશે જે તંમોએ જે જુદું ફંનડ કીધું છે તે મંધેથી કેમ પરવરશી કરતા નથી." સેવટે જમશેદજી જીજીભાઇ શહી કરવા પછી પણ લખે છે કે "હવે શેવક માંગી લીએ છે જે એ જુની વાત તંમારે વીશરી જવી ને શેવકને માંફ કરવું. કદી કાંઇ બેઅદબીથી લખાઇઉ હોએ તે."

આ અનજુમનના દખમાની હીલચાલ, કાવશજી બીશાનીએ દખમું બાંધવાની મરજી જણાવવાથી, બંધ પડી. તા. ૩૧ મી મે ૧૮૪૧[1] નાં જાંગીરભાઇ નશરવાંનજી (દાવર) જોગાં પત્ર પરથી માલમ પડે છે કે નવું દખમું અનજુમનના ખર્ચે બાંધવા માટે જે ફંડ એકઠું થયું હતું તેનું નાણું જમશેદજી જીજીભાઇના છોકરાઓની કુ. મારફતે બંગાલે ( બંગાલ બેંકના શેર લેવા કાજે ) વાપરવામાં આવ્યું.

અનજુમન તરફથી બાંધવા ધારેલાં દખમાના ફંડની કાંઇક હકીકત.

પંચાએતના સને ૧૮૪૩ ના હીસાબ ઉપરથી માલમ પડે છે કે એ દખમાનું ફંડ "શર જંમશેદજી જીજીભાઇ શંનશ કંમપંની" ને ત્યાં પેહલે એકઠું થયું હતું. તે તા. ૨૩ મી અકટોબર સને ૧૮૪૩ ને દીને પંચાએતના દફતરમાં જમે થાયું.[2] એ હીસાબ પ્રમાણે કુલે રૂ. ૧૨૪૫૨૫ાા) ૧૭ા જમે થયા. કુલે રૂ. ૮૯૩૮૭) "દોખમાંની ટીપનાં ઉગરાંણુાંનાં" ભરાયા હતા. ( એ ટીપ વીગતવાર ખોલાશે એ પંનચાતમાં પા. ૧૭૯ થી ૧૯૪ માં આપી છે.) વ્યાજના રૂ. ૯૬૧૮ાા૧૨ ઉપજયા હતા. એનો કેટલોક ભાગ બેંગાલ બેંકના શેરો ૧૫) માં રોકયો હતો તેના દીવીદંડના રૂ. ૧૪૯૨૭ાાા ઉપજયા હતા. એ ૧૫) શેરો ખરીદયા અને પંચાએતના દફતરે જમે કયા તે અરસામાં શેર દીઠ રૂ. ૭૦૬) નો નફો ગણાયો.

---

( ૧ ) ચો. ૧૫, બા. ૬૧, પા. ૧૭. ( બીજો ભાગ ).

( ૨ ) હીસાબની નોંધનો ચોપડો. સંવંત ૧૮૯૦ થી સંવત ૧૯૦૦ સુધી ( સને ૧૮૩૩ થા ૧૮૪૨). સંવંત ૧૮૯૯ ના કારતક શુદ ૧ વાર ગરેઉ તા. ૩ જી નવેમબર ૧૮૪૨ થી શરૂ થતાં વરસનો હીસાબ, પા. ૧૪.

તેના સંબંધના રૂ. ૧૦૫૯૨ાપા ગણવામાં આવેલા છે.ઉપલી રૂ. ૧૨૪૫૨પાા૧ા ની રકમ તા. ૨૩ મી અકટોબર ૧૮૪૩ ને દીને જેનરલ ફંડમાં જમે કરવામાં આવી[1].

૨. કાવશજી એદલજી બીશનીનું દખમું.

ઉપર જણાવવા પ્રમાણે આ અરસામાં અનજુમને એક નવું દખમું બાંધવા ધાર્યું હતું. પણ તા. ૧૪ મી નવેમબર ૧૮૪૦[2] ને દીને "વાડીઆજી હોરમજજી બહમંનજીનાં આતશબેહરાંમ મંધે શંમશત અંનજુમંન મલી હતી તે ઠેકાંણે પારશી કાવશજી એદલજી બીશનીએ પંનચાતનાં અકાબર શાહેબોને અરજ કરી જે એ ધંણી પોતાંના બેહશતી બાવા એદલજી બેહરાંમજી બીશનીની નઇઅતે નવું દોખમું ૧) પંનચાતનાં ડુંગર ઉપર કુલે જરથોશતી અંનજુમંનનાં લોકોને વાપરવાને શારૂં બંધાવાની રજા માંગી તે અરજને પંનચાતનાં શાહેબોએ મોટી ખુશીથી કબુલ રાખી છે અને તે પારશી કાવશજી એદલજી બીશનીને મોટાં માંનથી કેહી શંભલાવેઉં જે એ તંમારૂં ધારેલું નેક કાંમ તંમારી મુરાદ શાથે શરનજાંમ પોહોંચે અને ખોદાતાલા શરવે કોઇને નેક હેદાએત બખશે કે હેવાં પુન ભરેલાં કાંમ કરે અને એ કાંમમો જે કાંઇ હંમારી મદદ જોઇશે તે કરવાને હાજર છેઇએ. એ પરમાંણે શરવે અંનજુમંનને જાહેર કરીને નવું દોખમું બંનધાવાની તંનદરેશતી ભંણુવી છે. બીજું હેવું ઠરાવીઉં છે કે જે કાંઇ આપડી જરતોશતી કોંમ મંધે નવું દોખમું બાંધવાનું ઉધરાંણું કરીને રૂપીઆ એકઠા કીધા છે તે રૂપીઆ વાડીઆજી જાંગીરભાઇ નશરવાંનજીની પેડીએ વેઆજે મેલેલા છે ને પછેથી જે કેઇ પોતાનાં શવાબને વાશતે આપશે તે શરવે એકઠા કરીને તે ઉપર તરશટીઓ ઠરાવીને તે રૂપીઆ શરકારની નોંટો અથવા બેંકના શેરો લેવાનું ઠરાવીઉં છે કે જારે બીજું દોખમું બંનધાવાનું કાંમ પડશે તારે એ રૂપીઆ કાંમમો લાવશે તાંહાં શુધી એ રૂપીઆ વેઆજમો વધારવા શાહી."

---

(૧) સંવંત ૧૮૯૦ થી ૧૯૦૦ (સને ૧૮૩૩ થી ૧૮૪૩) સુધીની ખાતાં વહી, સંવંત ૧૮૯૯ ના વરસની વહી પા. ૧.

(૨) ચો. ૧૫, બા. ૪૬, પા. ૭. (બીજો ભાગ.)

આ દોખમાનો તાણો પુરાવાના બનાવની ખુશાલીમાં તકસીરવારોને મારી.

તા. ૧ લી એપ્રીલ ૧૮૪૧[1] રોજ ૫, માહ ૭ શેહનશાહી, ૧૨૧૦ ય. ઝ. ને દીને એ "નવાં દોખમાંનો તાંણો પુરાઓ તેનું જંશંન કીધું હતું તે ઠેકાંણે શરવે અંનજુમંન મલીને" ૧૧) તકસીરવારો જેઓને તેઓની તકશીર માટે નેઆતબાર મુકવામાં આવ્યા હતા તેઓને અનજુમનનાં શુભ કામનાં બનાવની ખુશાલીમાં તકશીર માફ કરી નેઆતમાં પાછા લેવામાં આવ્યા. એ નોંધમાં જણાવ્યું છે કે એક જણાની "તકશીર માંફ કરી નથી તે ધંણીને હજુર નેઆતબાહેર રાખેલો છે."[2] વધુ આ કે, ૭) તકસીરવારોને ત્યાં મોબેદોને કામ કરવા જતા અતકાવ્યા હતા તેઓને ત્યાં, આ શુભ અવસરની યાદમાં તકશીર માફ કરીને, મોબેદોને કામ કરવા જવાની રજા આપી. બીશનીનાં આ દખમાંનો તાંણો પુરાયો તેનાં જશન વેલાએ ડુંગર પર મલેલી અનજુમનનાં કામકાજની મીનીટ ઉપર વાડયાજી નવરોજી અને બીજા પાંચ સાહેબોની અસલ સહી છે.

આ દખમું તૈયાર થતાં વાયલી ક્રીઆ વેલા વંચાયલો અનજુમન પત્ર.

એ દખમું તા૦ ૭ મી મે ૧૮૪૪[3] ને દીને જશન કરી ખોલ્લું મેલવામાં આવ્યું, તે વખતે કાવસજી બીશનીએ એક અનજુમન પત્ર વાંચ્યો હતો.[4] એ અનજુમન પત્રની હેઠે તાજે કલમ તરીકે જણાવ્યું છે કે દખમાની કુલે ૨૩૭ પાવી છે. એ જશન બાદ એવણુને પંચાએત તરફનું માંનપતર[5] આપવામાં આવ્યું હતું. તેમાં લખ્યું હતું કે "તંમોએ તંમારા બેહેશતી બાવા એદલજી બેહેરાંમજીની

---

(૧) ચો. ૧૫, બા. ૫૫, પા. ૧૦. (બીજો ભાગ.)

(૨) ચો. ૧૫, (સંવંત ૧૮૯૯ નો ભાગ ૪ થો, પા. ૪), બા. ૧૧૪, પેટાં બાબદ ૯ પરમાંણે એ ધણીની તકસીર આ હતી કે તેને પોતાની પરણી ઓરતનું ગુજરાન નહી કરવાથી તેની સાંમે ફરીઆદી કરાવીને તેને એક માશ શુધી 'હાઉશ ઓફ કરેકશન' (house of correction) માં નાખ્યો હતો. સર્વેને આ દખમું બંધાવ્યું તેની ખુશાલીમાં તકશીર માફ કરી નેઆતમાં લેવામાં આવ્યા હતા પણ એ ધણીને લેવામાં આવ્યો હતો નહી. તેને તા. ૧૫ મી નવેમબર ૧૮૪૨ ને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં મલેલી શમસ્ત પંચાતની મીટીંગમાં ઠરાવ કરી નહાન નહવાડી પાછો લેવાનો ઠરાવ થયો હતો.

(૩) ચો. ૧૫, બા. ૧૫૭. પા. ૧૪ (૫ મો ભાગ.)

(૪) એ અનજુમનપત્ર માટે અને એ દખમાની કોઇક હકીકત માટે જુઓ પારસી ધર્મ સ્થળો, પા. ૧૦૧-૧૦૪.

(૫) ચો. ૧૫, બા. ૧૫૮, પા. ૧૪. (૫ મો ભાગ).

નઈ અતે પંનચાતનાં ડુંગર ઉપર એક નવું દોખમું બંધાવી તઈઆર કરાવીને આજ દંને તેહેનું જશંન કરીને એ દોખમું શંમશત અંનજુમંનને વાપરવા શારૂં તંમોએ પંનચા તને હવાલે કીધું છે તેથી હંમો ખોદાએતાલાના શુકર ગુજાર થાએઆ છે અંને હેવું એક દોખમું બાંધવાની ઘંણી જરૂર હતી અંને એ કારંણુશર મુમબઈના શાહેબોએ રૂપીઆ એક લાખની પુંજી એકઠી કરી હતી તે પુંજી તંમોએ એ કાંમ ઉઠાવી લીધાથી શલાંમત રહી છે તેથી શંઘલા જરથોશતીઓ તંમારા હએશાંનમંનદ થાએઆ છે કાંજે એ પુંજી બીજાં ઘણાં એક શારાં ધરંમનાં કામમો વાપરેઆમો આવશે અને ઉમેદ રાખીએચ કે ખોદાએતાલા તંમોએ જે પુંનનું માહાભારત કાંમ કરેઉં છે તેહેંનો બદલો તંમુને આપે. તા૦ ૭ મી મેએ શંને ૧૮૪૪ અંગરેજી રોજ ૧૨ મો માહા ૮ મો શેહંનશાહી."

પેટ ચારેલાંઓને પોતાના દખમામાં નાંખવા કાજે કાવસજી બીસનીનો વાંધો.

એ બાબદનાં સંબંધમાં તા૦ ૩ જી જુલાઇ ૧૮૪૪[1] ને દીને ફરાંમજી કાવશજી સરકયુલર કરે છે, તેમાં બીશનીના એ દખમાના ઉપ્યોગના સંબંધમાં લખે છે કે "આપડી પંનચાતનાં ડુંગર ઉપર પારશી કાવશજી એદલજી બીશનીએ નવું દોખમું બાંધીને ઇજાવેઉં છે પંણ તે વાપરવાને ઢીલમો પડેઉં છે તેનું કારંણુ એ જે પારશી કાવશજી એદલજીએ પંનચાતના શાહેબોને અરજ કરી છે કે પેટ ચીરેલાં રૂવાંનોને એ નવાં દોખમાંમો નાંખવાં નહી. એ વાત હંમારી નજરમોબી દરૂશત આવે છે કાંએ જે હાલમો આપડા લોકોમો પેટ ચીરવાની નઠારી ચાલ જારી થાઇ છે તેથી હેવાં રૂવાંનોને વાશતે આપડી પંનચાતનાં ખરચથી નવાં દોખમાંનાં ફંનડનાં વેઆજનાં ખરચ બાદ જતે આશરે રૂ. ૧૭૦૦૦) થઆ છે તેંમોથી ખરચ કરીને એક નવું દોખમું પાવી ૫૦) શુધીનું બાંધવું અંને તે તઇઆર થાએઆથી હેવો બંનદોબશત કરવો કે પેટ ચીરેલાં તથા બાહેરથી લાવેલાં રૂવાંનોને તેજ દોખમાંમો મુકે વાશતે તંમો શાહેબો મેહેરબાંની કરીને આએ કાગજ ઉપર શહી કરી મોકલજો કે હંમો તેનું ઈશટેતમેંનટ મી. આગુ-શતીન પાશે કરાવીને ઉતાવલેથી કાંમ જારી કરાવીએ." એ ઉપર જીજીભાઇ

(૧) ચો. ૧૫, બા. ૧૬૦, પા. ૧૬, (૫ મો ભાગ).

દાદાભાઈ શેરો કરે છે જે "હાલમો માણેકજી શેઠનાં દખમાંમો હેવાં શેવાંનોને મે લે છે તાંજ ફેલવાં ને નવું દોખમું નહી બાંધવું ને દખમાંનાં ફંનડમોથી આ શરે દખમું બાંધતાં વીશ હજાર રૂપીઆ ખરચ થાશે તે નહી કરવો ને શરવે નશાશાલારોને પંનદરના શાહેબોથી હોકંમ કરવો જે એ દખમાં શવાએ બીજાં દખમાંમો હેવાં પેટ ચીરેલાં તથા બારથી લાવેલાં બોદીનનાં અડકેલાં શેઆંનોને નહી[1] નાખવાં."

તા૦ ૨૦ મી જુન ૧૮૪૫ ને દીને ફરામજી કાવસજીએ વાડીઆ નવરોજી[2] ઉપર અને જમશેદજી જીજીભાઇ[3] ઉપર જુદા પત્રો લખી ઉપલી સભા બોલાવવા બાહેશ દેખાડી હતી કે એ બાબદનો છેડો લાવવાની જરૂર છે. તે ઉપરથી એજ દીને જમશેદજી જીજીભાઇએ "શરવે શાહેબો" ઉપર સરક્યુલર કાહડી એક શભામાં બોલાવ્યા હતા. એ સરકયુલર ઉપર ૧૧ શાહેબોનાં નામો છે.[4] તા૦ ૨૧ મી જુન ૧૮૪૫[5] ને દીને ફરામજી કાવશજીની ઓફીશમાં પંચાએતના સાહેબોની એ સભા મલી હતી. તેના હેવાલમાં લખે છે કે "એ ધંણીની ઉમેદ એક છે તેની અરજ કરે છે જે પંનચાતનાં શાહેબો નશેશાલારોને હોકંમ કરે જે એ નવાં દોખમાં મંધે હરખત ભરેલાં રવાંનને નાંખે નહી." તેઓએ નશેશાલારોને તાકીદ કરાવી જે "હેવાં રવાંનને એ દોખમાં મંધે નાંખે નહી ને આજથી દીન ૭) પછી એ નવું દોખમું વાપરે શહી." એ ઠેડાવ ઉપર પંચાતના ૧૧) સાહેબોની અશલ શહીઓ છે.

તા૦ ૨૦ મી જુન ૧૮૪૫[6] દીને કાવશજી બીશનીએ જીજીભાઈ દાદાભાઈ પર પત્ર લખ્યો હતો, તે ઉપરથી માલમ પડે છે કે કાવસજી બીશનીને એ શભામાં હાજર થવાને કેહવાડયું હતું પણ તેવણે ના કહેવાડયું હતું કે "હંમારૂં કશું કાંમ નથી તંમો શાહેબો હંમારી તારીખ ૭ મી મેએ ૧૮૪૪ ની કુલ અરજી અંનજુમંનની નોંધમો નોંધીને નીચે લખવું." શું લખવું તે બાબે એવણ જણાવે છે કે "કરોનરની જુરીનાં તપાશ કીધેલાં રૂવાંનને એ તંમારાં નવાં દુખમાંમાં અવલમંજલ પોંચાડવાનો હોકમ કરવો નહી."

---

(૧) આ પત્રની આ નકલમાં આ "નહી" શબ્દ ભુલથી લખાયો છે.
(૨) ચો. ૧૬, બા. ૧૦, પા. ૪. (૩) ચો. ૧૬, બા. ૧૧, પા. ૪.
(૪) ચો. ૧૬, બા. ૧૨. પા. ૪.
(૫) ચો. ૧૫ ક. બા. ૧ એ ચોપડામાં ફકત એજ બાબદ છે.
(૬) ચો. ૧૬, બા. ૧૩, પા. ૪.

તા૦ ૨૫ મી જુન ૧૮૪૫[1] ને દીને કાવશજી બીશનીએ જીજીભાઇ દાદાભાઇ ઉપર એક બીજો પત્ર લખ્યો હતો તે ઉપરથી દીસે છે કે તેવણુ પાસે દખમાની કુંચી મંગાવતાં તેવણે ટુંકમાં જવાબ આપ્યો કે "મેહરબાંની કરીને પેલી[2] નકલ મોકલાવો તો હંમો કુંચી મોકલાવીએ."

**૩. આ અરસામાં નશેશાલારો સામે જાસ્તીની ફર્યાદ.**

તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૪૦ [3] ને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં પંચાએતની બેઠક મલી હતી, તેમાં કેટલીક ઘરસંસારી બાબદોનો ચુકાદો કરવા બાદ નશેશાલારોએ પોતાને મલના રૂ. ૫) ના મુસારામાં વધારો માંગવાની અરજની બાબદ રજુ થાઇ હતી. ત્યાં નશેશાલારોને જણાવવામાં આવ્યું કે તેઓ "લોકો ઉપર જાશતી કરીને શરેશતા કરતાં વધારે લીએ છે તેથી ગરીબ લોકોને ગનું ભારી પડે છે." તેથી જો તેઓ રવાંનોનો લવાજમ જે લે છે તે કાંઇ ઓછો કરે તો તેઓનો મહીનો વધારી આપવામાં આવે. બીજું નાવારેશ રવાંનોનો ખર્ચ પંચાએત તરફથી થતો હતો તેનું પણ લવાજમ તેઓ લેતા હતા તે માટે ઠેરવ્યું કે તે માટે એઓને કાંઇ આપવું નહી.[4]

**૪. પંચાએતનાં દખમાની પછવાડેની જગ્યાની ખરીદી.**

સપટેમબર ૧૮૪૪[5] ની બાઇ જરીબાઇ તે કુંવરજી દોશાભાઇનાં વકીલાટણુ વીગેરેની રસીટ ઉપરથી માલમ પડે છે કે પંચાએતનાં દખમાં પછવાડેનો વાલકેસ્વરની તરફનો એવણુનો ડુંગર રૂ. ૧૧,૫૨૫) થી ખરીદવામાં આવ્યો હતો. તેના તેવણુને આ રસીટ વખતે રૂ.૧૨૫) બેઆનાનાં આપવામાં આવ્યા હતા.[6]

તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૪૬ ના મુંબઈ સમાચાર (પા. ૯૬૧) માં પંચાએતનો હીસાબ છપાયો છે તેમાં એ નોંધ નીચે પ્રમાણે જોઇએ છીએઃ

---

(૧) ચો. ૧૬, બા. ૧૫, પા. ૫.

(૨) "પેલી" એટલે પંચાએતવાલાઓએ દખમાનાં ઉપયોગ શારૂ જે ઠેરાવ કર્યો હોય તેની નકલ.

(૩) ચો. ૧૫, બા. ૧૨, પેટા બા. ૧૪, પા. ૧૦.

(૪) આ કામકાજની મીનીટ ઉપર પંચાએતનાં ૮) સાહેબોની અસલ સહીઓ છે.

(૫) ચો. ૧૫, બા. ૧૭૩ પા. ૨૨ (પાંચમો ભાગ).

(૬) એ જગ્યા આપણા ૧૮૮૪ ના ત્રસ્ટડીદ (પા. ૪૭) માં "17thly described" એવી જગ્યા છે અને તે તે સાથના પ્લાનમાં 'M" હરફથી દેખાડેલી જગ્યા છે. તેમાં એ જગ્યાનો વીસ્તાર ૪૩૫૦૦) ચોરસવારનો જણાવ્યો છે. એ બાબેતું એ ત્રસ્ટડીદમાં જણાવેલું ધનડેનગર આપણે હસ્તક છે.

"૧૧૪૦૦) પંનચાતનાં દોખમાનાં ડુંગરની પછવાડેની ડુંગરની જગો પારશી કુવરજી ડોશાભાઇ પુટલીબાઇની વીધવા જરીબાઇ પાશેથી પંનચાતે રૂ. ૧૧૫૨૫) વેચાતી લીધી તેનાં બેઆંનાંમો રૂ. ૧૨૫) આપેઆ હતા ને બાકીનાં રૂ. ૧૧૪૦૦) નો દશકુ ૧) જરીબાઇ જોગનો મી. રીમીગટંનની કંમપની ઉપરનો લખી આપેઓ છે ને એ ડુંગરનું ખત કરાવી લેઇને પંનચાતમો રાખેઉં છે."

૫. નશાખાના મધે નવા ગાલા બાંધવા.

તા૦ ૧૦ મી માર્ચ ૧૮૪૭[1] ની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે નશાખાના મધે નવાં ઘેરનાં ગાલા બે રૂ. ૪૨૦૧ ના ખર્ચથી બંધાવવામાં આવ્યા.[2]

૬. રીમન કપડાં, ગેહાન, વગેરે બહાર દાટવાની બાબદ.

રોજ દપમેહર માહ અસપંદાદ સને ૧૨૧૮ તા૦ ૯ સપટેમબર ૧૮૪૮[3] ની શેઠ જીજીભાઇ દાદાભાઇની "જરતોશી અનજુમનના શાહેબો" જોગી એક યાદી ઉપરથી માલમ પડે છે કે "જુની ગાન તથા જુના તથા બીજા રીમન કપડા શરવે પાર[4] ઉપર લઇ જઇ ખાડો કરી" દાટવાનો હોકમ માંગવામાં આવે છે કે નશાખાના રીમન કપરાંથી શાફ થાય.

V

## અત્રે અને બાહરગામ સ્થાપાયલી દરેહમેહરો, અત્રેની ધર્મશાલા અને બીજી ધર્મની જગ્યા વીગેરેની બાબદો.

આ અરસામાં અત્રે અને બાહેરગાંમ દરેમેહરો, દખમાઓ, વીગેરે બંધાયાં તેનાં સંબંધમાં વંચાયલાં કેટલાંક અનજુમન પત્રો, જે પંચાએતનાં દફતરે નોંધાયલાં છે, તેઓની હકીકત નીચે પ્રમાણે છે.

તા. ૧૫ મી એપરેલ શને ૧૮૪૩[5] ને દીને રૂસતમજી કાવસજી

(૧) ચો ૧૬, બા. ૮૨, ૮૩, પા. ૩૪, ૩૫.
(૨) ક્યાંનું નસાખાનું તે જણાવ્યું નથી, પણ તે કોટનું નશાખાનું દીસે છે.
(૩) ચો. ૧૬, બા. ૧૨૪, પા. ૭૪.
(૪) એ "પાર" શબ્દ "પહાડ" માટે વપરાયો હોય અને ડુંગરવાડીની મતલબ હોય.
(૫) ચો. ૧૫, બા. ૧૨૯, પા. ૧૦. (૪ થો ભાગ).

૧. થાણાનું નવું દખમું બંધાયું તેનો અનજુમન પત્ર.

પટેલે પોતાનાં બાવા કાવશજી રૂસ્તમજી પટેલની નૈયતે એક નવું દખમું બંધાવ્યું તે દીને "શરવે માજદીઅશની દીનની અંનજુમંન આગલ" એક અનજુમન પત્ર વાંચી શંભલાવ્યો હતો. એ દખમાનો તાંણો રોજ ૧૧ ખોરશેદ અને માહ ૮ આવાં શને ૧૨૧૦ ય. જ. તા. ૭ મી મે ૧૮૪૧ ને દીને સવારે કલાક ૭ ને અમલે પુર્યો હતો. ત્યાં એક જુનું દખમું હતું તે નકામું થવાની હાલતમાં આવવાથી આ નવું દખમું બાંધવાનો વીચાર કર્યો હતો. તા. ૫ મી મે ૧૮૪૧ ના "બોંબે ગેઝેટ" માં એક જાહેર ખબર "A Card" રૂપે રૂસ્તમજી પટેલે છપાવી સર્વ ઓશીશોના શેઠો ("The nobility and gentry and native inhabitants of Bombay and Tannah") ને ખબર આપી હતી કે તે દીવસે પોતાના પારસી કામદારોને છુટી આપવી. અત્રેથી દર્યા માર્ગે લોકોને જવાની સગવડ કરી હતી. એ દખમું ઈજવાની ક્રીયા તા. ૧૫ મી એપ્રીલ ૧૮૪૩ ને દીને સવારે ૭ કલાકે થાઇ હતી. તે બાદ અનજુમન પત્ર પંચાએતના મહેતા અરદેશર દાદાભાઇએ વાંચી સંભલાવ્યું હતું. "પારશીની અંનજુમંનની તરફથી વાડીઆજી શેઠ નવરોજી જંમશેદજીએ શેઠ રૂશતંમજી કાવજી પટેલ વતી તેવોનાં બર ખુરદાર[1] દાદાભાઇ રૂશતંમજીને શેઆલ આશરે રૂ. ૩૦૦) ની કીમતની હોરાડી." [2]

૨. સર જમશેદજીની પુનાની દરેહમેહર.

તા૦ ૨૯ મી નવેમબર ૧૮૪૪[3] ને દીને, સર જમશેદજી જીજીભાઇએ પુનામાં જે દરેહમેહર સ્થાપી હતી તે જશન કરી ઉંગાડી મેલી હતી. તે વખતે વાંચેલાં અનજુમન પત્રની નકલ તેવણે પંચાએતનાં દફતરમાં નોંધાવી છે. તા૦ ૧ લી ડીસેમબર ૧૮૪૪ ના મુંબઇ સમાચારના

---

(૧) ફા. "બર ખુરદાર" "happy, enjoying long life and prosperity". એ શબ્દ છોકરાને અર્થે છે.

(૨) એ વેલાએ વાંચવામાં આવેલાં ઉપર જણાવેલાં અનજુમન પત્રની નકલ જે ૧૬ મી એપ્રીલ ૧૮૪૩ નાં મુંબઇ સમાચાર (પા. ૫૦૦) માં પણ છપાઇ છે તે માટે અને એ દખમાંના તાણાની અને દખમું ઇજવાની ક્રીયાની હકીકત માટે જુઓ "પારસી ધર્મસ્થળો," પા. ૯૨-૯૩ અને ૯૫ થા ૯૭.

(૩) ચો. ૧૬, આ. ૧, પા. ૧.

અંકમાં એ દરેમેહર ઈજાવાને લગતી કાંઇક હકીકત આપી છે, પણ ત્યાં વંચાએલા અનજુમન પત્રની નકલ આપી નથી. એ નકલ પારસી ધર્મસ્થલો, જેમાં એ દરેહમેહરની સ્થાપણાની કાંઇક હકીકત આપી છે, તેમાં પણ આપી નથી તેથી તે અનજુમન પત્રની નકલ પંચાએતના દફતર ઉપરથી અંહી આપું છું. તે નકલ "શ્રી પુના મંધે શર જંમશેદજીએ નવી દરેમેહર ઇજાવી તે બાબેનાં કાગજની નકલ છે" એવે મથાલે આપી છે:—

"શ્રી દાદાર હોરમજદની મદદ છે.

"શ્રી પુનાંની શંમશત જરથોશતી અંનજુમંનની ખેદમતમો મુમબઇવાશી શેવક જંમશેદજી જીજીભાઈ નમનતાઇથી અરજ કરૂચ કે હંમોએ શ્રી પુનાંનાં રેહેવાશી જરથોશતીઓને શારૂ એક દરેમેહેર બંધાવી તે મંધે આતશ આદરીઆંન શાહેબને તખતનશીન કરવા શારૂ જે મુરાદ ધારી હતી તે મુજબ પાક પરવરદેગારની મદદથી અંને તેહેનાં મોકલાવેલા બરહક પેગંમબર હજરત જરતોશત અશપંનતમાંન અનોશેહેરવાંનનાં પાક રૂઉની બરકતથી એ આદરીઆંન ઇજવાનું કાંમ રોજ મારાશપંદ ઇજદ અંને માહા અરદીબેહેશ અંમશાશપંદ શેહેનશાહી શને ૧૨૧૪ ઇઅજદેજરદીને દંનેથી જારી કરીઉ હતું. તે કાંમ ખોદાએતાલાની મેહેરબાંનીથી શરંનજાંમ પોહોતું અંને આજ દંને પાક આતશ-આદરીઆંન શાહેબને તખતનશીન કરીને જશંન કરેઉ છે અંને આજથી એ આત-શ આદરીઆંન શાહેબની દરેમેહેર શ્રી પુનાંનાં જરતોશતીઓને દીન ધરંમનાં કાંમમો વાપરવા આપી છે અંને એ દરેમેહેરનાં વાલી મુતવલી હંમો પોતે તથા હંમારા વારશો છે તથા એ દરેમેહેર બાબેનાં હરેક કાંમમો હંમારી તથા હંમારા વારશોની શતા છે. આએ જશંનમો શી પુનાંનાં તથા શી મુમબઇનાં શાહેબો આવીને શાંમેલ થાએઆ છો તેથી શેવક તમારો મોટો હભારી થાએ-ઓ છે. એજ અરજ. મુકાંમ પુનાં રોજ ૩ ને માહા ૩ જો શેહેનશાહી શંને ૧૨૧૪ ઇઅજદેજરદી તા૦ ૨૯ મી નવેમબર ૧૮૪૪ અંગરેજી.

લા૦ શેવક જંમશેદજી જીજીભાઇનો દુવા વાંચજો."

તા. ૧ લી નવેમબર ૧૮૪૪ ના બોંબે કુરીઅર ( Bombay Courier ) ના અંક ઉપરથી માલમ પડે છે કે સર જમશેદજીએ અત્રેથી પુને જવા ધારનારા પારસીઓ માટે મુફતની વગર ખર્ચની મુસાફરી (A free passage ) ની ગોથવણ કરવા ધારી હતી.

આપણે આગલા બાબમાં જોયું કે પુનાના જરથોશતીઓ બે ભાગમાં વેંહચાઇ ગયા હતા. એક ત્યાં પેહલી દરેહમેહર સ્થાપનાર પટેલની બાજુવાલાઓ અને બીજા આ. પેસ્તનજી સોરાબજીની બાજુવાલાઓ. સર જંમશેદજીની આ દરેહમેહર આ. પેસતનજી સોરાબજીની બાજુવાલાઓની તરફની હોય એમ ગણાવા લાગું અને તેથી પટેલની દરેહમેહર તરફવાલાઓ આ દરેહમેહરની સ્થાપણા વખતે તેમાં સામેલ થયા નહી. એ સંબંધમાં આપણે ઉપલાં મુંબઇ સમાચારના અંક (પા. ૧૪૮૯)માં નીચે પ્રમાણે વાંચ્યે છીએ:

"એ જશનની એક દીવશ આગમચ દશતુર જામાશજીને વાશતે શર જંમશેદજીએ શાલ શુધાંનો એક વાગો મોકલેઓ હતો અને જશનમાં બીરાજવાનો એજંન કરીઉંતું. તે વાગો દશતુર મચકુરે શાંહજ શુધી રાખેઓ અને પછે પાછો મોકલાવેઓ અને બીજે દાહડે જશંનની મીજલશમો પણ આવેઆ નહી તો જો કે બીજે દાહડેબી શરેશતા પરમાણે જશંનનું એજન થાઉં હતું અને પેહલે દાહડે દશતુર મચકુરે જશંનની મીજલેશમાં આવવાને કબુલ કરેઉં હતું."

તા. ૪ થી ડીસેમબર ૧૮૪૪ નાં બોંબે તાઈમ્સના અંકમાં ઉપલા મતફેર બાબે લખેછે કે "The majority of the Parsees of that place, for whose benefit it was to have been erected, kept to their resolution previously formed, of not uniting with the rest in the celebration of the consecration if its ceremonies were to be performed by priests whom the late Parsee Punchayet have declared outcaste. Negotiations were pending up to the preceding evening, and Sir Jamsetjee's friends who went with him endeavoured to persuade the Parsees to concede the point, but they did not, and consequently the ceremony was not attended by four-fifths of the Parsees of Poonah."

પટેલની દરેહમહેરની સ્થાપણાની મુરબ્બીગીરી અત્રેની પારસી પંચાએતે કીધી હતી અને આ બીજી દરેહમહેર સામી બાજુવાલાઓની કોઇ હીલચાલનું પરીણામ હતું એમ ગણાયલું દીસે છે. પહેલી દરેહમહેરની સ્થાપણા વખતે અને એવી બીજી દરેહમહેરોની સ્થાપણાંની વખતે અત્રેની

પારસી પંચાએત તરફથી સ્થાપનારને શાલો ઓધાડવામાં આવતી હતી. આ વખતે તેમ થયું નહી યાને શાલ ઓધાડવામાં આવી નહી, તે દેખાડે છે કે એ દરેહમહેરની સ્થાપણા બાબે કાંઇક મતફેર બરપા થયો હતો.[1]

**૩. શેઠ ફરાંમજી નશરવાનજી (પટેલ) ની મજગામની દરેહમેહર.**

આ દરેહમેહર તા. ૭ મી નવેમબર ૧૮૪૫ ને દીને ઇજવામાં આવી હતી. તે વેલાએ વંચાયલો અનજુમન પત્ર પંચાએતના દફતરે "ફરામજી નશરવાનજીએ દરેહમેહર બંધાવી તેહેની અરજીની નકલ છે", એવે મથાલે આપેલો છે.[2] એ અનજુમન પત્રમાં જણાવ્યું છે કે "એ દરેમેહરના વાલી મુતલવી હંમો પોતે તથા હંમારા વારેશો છે. બીજું એ દરેમેહરનાં ખરચને શારૂં રૂ. ૭,૦૦૦) ની શરકારી નોંટ લઇને રાખી છે તેહેનો વજીફો મલેથી લઇશું.[3]

એ દરેમહેરની સ્થાપણાને દીવસે "પંચાતના ફંડ મધે રૂ. ૨૦૧" અને "આંધલા તથા પાંગલાના ફંડ મધે રૂ. ૩૦૧ આપતા કરેઆ છે" એમ જાહેર કરવામાં આવ્યું. એ દરેહમેહર ઇજાઇ તે વખતે "શેઠ ફરાંમજી નશરવાંનજીની તરફથી એક અનજુમન પત્ર તે મીજલશમાં વાંચી શંભલાવ્યું અને તાર બાદ પારશીની અનજુમનની તરફથી એક ઉંચી કીંમતનો શાલ જોડા નામીચા અને ધરમાતુ ખાનદાનના શેઠ ફરામજી કાવજી બનાજીનાએ ઉપર કહેલા શેઠ ફરાંમજીને હોરાડી એ ધરમના કામ કરવાની બુઝેરગી આપી."

એ શાલનો ખરચ નીચે પ્રમાણે ઉધારવામાં આવ્યો છે.[4]

"૨૦૦) પા. ફરાંમજી નશરવાંનજી પટેલે મજગામમો પોતાની વાડી મધે નવી દરેમહેર બંધાવીને આતશ આદરાંન શાહેબ તખતનશીન કીધા તેહનાં જશનને દાહડે શાલ જોડા ૧) પંનચાતની તરફથી શેઠ ફરામજી કાવશજીએ હોરાડેઓ છે તેહેનાં આંકડાનાં હસ્તક શેઠ જીજીભાઈ દાદાભાઇને આપી છે."

---

(૧) ઉપલા અંગ્રેજી પત્રોના ઉતારા બાબે અને દરેહમહેરના સંબંધની કાંઇક હકીકત માટે જુઓ "પારસી ધર્મ સ્થલો" પા. ૧૦૫–૧૦૬.

(૨) ચો. ૧૬, બા. ૨૭, પા. ૧૦.

(૩) એ અનજુમન પત્ર માટે અને તેની સ્થાપણાને લગતી હકીકત તથા તખ્તી માટે જુઓ તા. ૮ મી નવેમબર ૧૮૪૫ નું મુંબઇ સમાચાર (પા. ૧૪૨૪–૨૫) તથા પારસી ધર્મસ્થલો, પા. ૧૧૧ થી ૧૧૩.

(૪) તા. ૧૬–૫–૧૮૪૭ નું મુંબઇ સમાચાર, પા. ૬૮૭.

તા૦ ૧૩ મી માર્ચ ૧૮૪૬[1] નો એક અનજુમન પત્ર "માંણેકજી દાદાભાઇ શાએરે દરેમેહર બંધાવી તેહની અરજીની નકલ છે," એવે નામે પંચાએતને દફતરે નોંધાયો છે, કે જે પત્ર માણેકજી દાદાભાઇ શાહેર તરફથી પંનચાએતના મેહતા અરદેશર દાદાભાઇએ વાંચ્યો હતો. તેમાં જાહેર કીધું હતું કે તેવણે પોતાના ભાઇ હોરમજીનાં વસીએત મુજબ એક દરેમેહર માલખમીની પોતાની વારી મધે રૂ. ૧૩૦૦૦ ના ખરચે બંધાવી હતી. આંદરાનનાં નીભાવ માટે રૂ. ૧૧,૦૦૦) જુદા કાઢયા હતા કે તેમાંથી "કોઇ શારી ઉપજનો વજીફો લેવાને ધારેલું છે." આ કદમી દરેમેહર કદમી દસ્તુર રૂસતમજી કેકોબાદજીની આગેવાની હેઠળ પરઠાઇ હતી. એ દરેહમેહરની સ્થાપણાની ક્રીયાના વર્ણન[2] પ્રમાણે "એ ધરંમનાં કાંમની શેઠ માંણેકજીને બુજરગી આપવા શારૂં પારશીની પંનચાએતની તરફથી શેઠ જીજીભાઇ દાદાભાઇએ એક ઉનચી કીમતનો શેઆલ જોડા હોરાડેઓ. પણ તે શાંભલેઆ પરમાંણે નમંનતાઇ ભરેલી અરજ શાથે પાછો આપેઆમો આવેઓ છે."

૪. મહાલક્ષમીની માણેકજી દાદાભાઇ શાહેરની દરેમેહરનો અનજુમન પત્ર. શેઆલની ભેટ પાછી આપી.

દમણ મધે શેઠ મેરવાનજી નવરોજજી જુજે ફ્રાંશીશના, જેવણ તા૦ ૧લી ફેબરવારી ૧૮૪૬ ને દીને ૮૦ વરસની ઉમ્મરે ગુજર પામ્યા હતા, તેવણે એક દરેમેહર બંધાવી હતી. તે દરેહમેહર ઇ. સ. ૧૮૩૭ માં એવણના દીકરા મંનચેરજી વેપારમાં પડી ભાગવાથી, ત્યાંની સરકાર મારફતે વેચાઇ હતી. એ બાબે તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૮[3] ને દીને જીજીભાઈ દાદાભાઇ અત્રેથી દમણ આ. કાવશજી બેરાંમજી ઉપર એક પત્ર લખે છે, તેમાં શેઠ ખરશેદજી માનેકજી સાથે પોતે લખેલા એક કાગલનો ઈસારો કરે છે અને જણાવે છે કે દરેમેહરના રૂ. ૪૦૬। આપીને દરેમેહર તેવણે (કાવશજીએ) પોતાને સવાધીન લેવી. વધુ લખ્યું કે "જે પરમાણે અશલ આપરા જરતોશતી ફીરકાનુ કાંમ શબબનુ[4] થતું આવે છે તેજ પરમાણે કરાવજો......ભાઇ દોરાબજી વીઆજ માગે તો શોખેથી આપજો......દરેમેહેરના જે કઇ કાગલ તા૦ દશતાવેજ

૫. નાહની દમણની દરેમેહરને લગતી બાબદ.

---

(૧) ચો. ૧૬, બા. ૩૬, પા. ૧૪.
(૨) પારસી ધર્મસ્થલો, પા. ૧૧૬–૧૧૭. મુંબઇ સમાચાર, તા૦ ૧૫ મી માર્ચ ૧૮૪૬
(૩) ચો. ૧૩, બા. ૨૦૦, પા. ૧૫૬.
(૪) સવાબનું.

દોરાબજી પાશે હોએ તે તંમે લઇ શરકારમો નોધાવજો જે ફરીથી કોઇનુ એ દરેમેહેર ઉપર ચાલે નઇ. એ જગા તા૦ ઓચર શરવે ધરમખાતે છે." પારસી પ્રકાશ (I, ૪૯૯, નોટ. ૪) માં લખે છે કે આ દરેમેહરને લગતી ઇમારત "ઇ. સ. ૧૮૩૭ માં શેઠ મેહરવાંનજીના દીકરા શેઠ મનચેરજીનાં દમણ મધે ભાગવાથી ત્યાંની સરકાર મારફતે વેચાઇ હતી તે બાઇ કુકીબાઇ તે શેઠ દારાબશાહ નશરવાંનજી મોદીની ધરીઆંણીએ લેઇ પાછી શેઠ મેહરવાંનજીને રૂ. ૪૦૬) ની કીમતે વેચી હતી, અને તેવણે તે તા૦ ૬ થી મારચ ૧૮૩૮ (રોજ ૮ માહ ૬ (શે૦) ૧૨૦૭ યજદજરદી) ને દીને દમણવાલા શેઠ કાવશજી બેહરાંમજી મારફતે પાછી નવેસરથી ઇજાવી ત્યાંની અંજુમનને સપુરદ કીધી હતી." શેઠ જીજીભાઇ દાદાભાઇના ઉપલા પત્રમાં જણાવેલા દોરાબજી તે અંહી જણાવેલા દારાબશા નશરવાંનજી મોદી હતા.

ઉપલાજ તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૩૮[1] નાં ઉપલા મેરવાંનજી નવરોજીના ઉપલા દોરાબજી નશરવાંનજી જોગનાં પત્ર ઉપરથી દીસે છે કે એ મેરવાંનજીએ પોતે એ રૂપ્યા અત્રે પંચાએતવાલા સાહેબોને આપવાની ગોઠવણ કીધી હતી. તેવણ લખે છે કે તમોએ "મેહેરબાની કરીને હંમારી બંધાવેલી દરેમેહેર તંમારા હશતક લીધી ફરંગી પાશેથી નાણુા આપી ને તે મેહેરબાની કરીને તંમારા નાણુા જે બેથા હોએ તે લઇને ભાઇ કાવશજી બેહેરામના હવાલે આપજો. એ બાબે શેઠ ખરશેદજી માણેકજી (અને) જીજીભાઇ દાદાભાઇ(એ) તંમો શાહેબોને કાગલ લખેઓ છે...... હંમારા મનચેરજીએ જે કઇ નાદાની કીધી હશે પન તંમોએ હંમારી ઉપર મેહેરબાની કીધી તે શત જાણજો ને એ દરેમેહેર બાબે શેઠ ખરશેદજી માણેકજી શરાફે તા૦ જીજીભાઇ દાદાભાઇએ જે તંમુને લખુ છે તે પરમાણે શરવે કાગજ રજીશતર કરાવીને તેની નકલ તંમારી પાશે રાખજો." તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૩૮[2] નો એજ બાબદનો એજ ધણીનો દમણવાલા કાવશજી બેરામજી જોગો એવો એક પત્ર છે. એજ તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૩૮[3] નો અત્રેથી ખરશેદજી માણેકજી અને જીજીભાઇ

---

(૧) ચો. ૧૩, બા. ૨૦૧, પા. ૧૫૬.
(૨) ચો. ૧૩, બા. ૨૦૨, પા ૧૫૯.
(૩) ચો. ૧૩, બા. ૨૦૩, પા. ૧૫૭.

દાદાભાઈ મુગાનાનો દમણુ "મોદી દોરાબશા નશરવાંનજી તા૦ હું'ધારૂ કાવસજી બેરામજી" જોગો પત્ર છે તે ઉપરથી દીસે છે કે સરકાર મારફતે ખરીદનાર દોરાબશાએ "આ દરેમેહેર પોતાની ધણીઆંણીને નામે" રાખી હતી. પણ જ્યારે શેઠ મેરવાનજીએ પોતાની અસલ નેમ પ્રમાણે પોતાનેજ નામે પાછી રાખવા કહયું ત્યારે દારાશાહે તે તેવણુને પાછી સપુર્દ કરવા ખુશી દેખાડી ને પોતે આપેલા રૂ. ૪૦૬) પણ મેલી દેવા મરજી જણાવી. એ મેલી દેવાની માંગણી માટે ઉપકાર માની એ રકમ દોરાબશા ઉપર મોકલતાં એ બે સાહેબો લખે છે કે "દોરાબશાએ એ રૂપીઆ મેલી દીધા બરાબર શરફરાજ કીધા છે." મતલબ કે ત્યારે આ દરેમેહર અસલ બાંધનારના નામેજ ચાલુ રહી[1]

૬. નસરવાંનજી હીરજી કરાંણીની દરેહમેહર. તેના જશન વેળા એક દુર રાખેલા મોબેદને કીયા કરવા છુટ આપવી

પંચાએતને દફતરે તા૦ ૧૬ મી માર્ચ ૧૮૪૭[2] નો એક અનજુમન પત્ર નોંધાયલો છે, જે પ્રમાણે નશરવાંનજી હીરજીભાઇ દલાલે[3] "પોતાની બેહેશતી થાએલી છોકરીઓનાં પુનને શારૂં બંનધાવીને તેહમો ઇઅજદાંપરશતી દીનનો કેબલો આતશ આદરાંન શાહેબને.....માજદીઅશની દીનમો ફરમાવેલી કીરીઆથી તખતનશીન કરેઆ." એ આંદરાંન બહારકોટ કાંદાવાલા મોહુલામાં બાંધ્યું હતું. એ દરેહમેહર ઉપર મુતવલીપણાંનો હક પોતાનો અને પોતાના વારેસ વકીલોનો

---

(૧) આ દરેહમેહર બાબે હાલમાં દમન ખાતે રહેતા શેઠ ધનજીશાહ કાવસજી ધનજુરા જેવણે ત્યાં દેવકા ગામમાં એક હવા ખાવાનું નાનું જેવું પારસી સ્વસ્થાન સ્થાપ્યું છે, તેવણને પત્ર લખી પુછપરછ કરી હતી તેના જવાબમાં તેવણુ તા. ૨ જી મે ૧૯૨૯ ના જવાબમાં લખે છે કે "અગીઆરી પર તખતી નીચે મુજબ છે:—

'ખોદાવંદે એકલો
ખોદાવંદે દાદ
આ અગીયારી મહેરવાનજી
નવરોજી માણેકજીએ બધાવી છે.'

૧૨૯૫ યઝદઝરદીમાં બાઇ કુંવરબાઇ જાલભાઈ ભરડાએ આતસદાદગાહ આગળનો બેસી ભણુતર કરવાનો હૅાલ ઘણોજ સાંકડો હોવાથી જરા મોતો કરાવી દમણુની અંજુમનને સ્વાધીન કર્યો છે. અગીયારીનો કારોબાર દમણુના જરથોસ્તી અંજુમનના ટ્રસ્ટીઓ કરે છે."

(૨) ચો. ૧૬, બા. ૮૧, પા. ૩૩

(૩) એ નશરવાંનજી હીરજીભાઇ દલાલ (૧૭૯૯ થા ૧૮૪૮) પેહલે કરાંણીની નોકરી કરતા હતા તે ઉપરથી કરાંણી તરીકે પણ ઓલખાતા. તે પછી એવણુ અંગ્રેજી લશકરને તથા તેના અસબાબને લાવ લઇ જાવ કરવાનું બોટ કંત્રાકત લેતા હતા, તે ઉપરથી "હોડી-દલાલ" તરીકે પણ ઓલખાતા (પા. પ્ર. I પા. ૫૧૫).

જાહેર કર્યો. એના ચાલુ ખર્ચને વાસ્તે ધોબીતલાવ ઉપર પાંચ ગાલાની ચેહલી ખરીદી અલાહેદી કહાડી હતી. એ અવસરે એવણે રૂ. ૩૫૧) ધરમખાતે આપ્યા હતા જેમાના રૂ. ૩૦૧) પંચાએતના આંધલાં પાંગલાના ફંડમાં, રૂ. ૨૫) બહાર-કોટના મુકતાદના ફંડમાં અને રૂ. ૨૫) નૌસારીના ગંહમબારના ફંડમાં આપ્યા હતા.

જશન બાદ "પારશીની પંનચાએતની તરફથી હોરમત ભરેલાં બુજોરગ ખાંનદાંનના વાડીઆજી શેઠ બહમનજી હોરમજજીએ ઉઠીને નશરવાંનજીને એક ઉનચી કીમતની શેઆલ હોરાડી." આ આદરાંનને તખતનશીન કરવાની કીયા "પેશવાએ જરતોશતીઆંન દશતુર એદલજી દારાબજી શંનજાંણાએ" કરાવી હતી.[1]

એ દરેહમેહરની સ્થાપણાનું જશન તમામ થવા "પછે એક મોબેદ જેહને ઘેઆંનમો આવેલી કોઈ તકશીર ઉપરથી પારશી અંનજુમને દરેમેહરનાં કામકાજથી અટકાવેઓ હતો તે મોબેદ મીજલશમો પંનચાએતનાં અકાબરોની શાંમણે આવી ઉભો અને અદબ બજા લાવી પોતાની તકશીરની માફી મેલવ-વાની અરજ કીધી. તે ઉપરથી તેહના તકશીર માફ કરી તેહનાં વીશે જે અટકાવ નાંખેઆમો આવેઓતો તે કાહાડી નાંખેઆમો આવેઓ."[2]

૭. કોટની મંચેરજી લંગડાની દરેહમેહર.

તા૦ ૯ મી એપ્રીલ ૧૮૪૮[3] ને દીને કોટમાં મંચેરજી ખરશેદજી લંગડાના (૧૭૮૧–૧૮૫૨)[4]એ દરેહમેહર, "કોટમો ગોલવારની શેરીમો" બંધાવી આપી તે વખતે જશન બાદ વાંચવામાં આવેલાં અનજુમન પત્રની નકલ એક ચોપડામાં આપ-વામાં આવી છે. તે દરેહમેહર એવણે પોતાના મરનાર બેટા કેખશરૂનાં પુનને માટે બંધાવી હતી. તેનાં નીભાવ માટે એવણે દરેહમેહરની પાસેનું મોટું બે ગાલાનું ઘર, જેનું માસીક ભાડું

(૧) પારસી ધર્મસ્થળો પા. ૧૨૧ તા. ૧૮ મી માર્ચ ૧૮૪૭ નું મુંબઇ સમા-ચાર પા. ૩૯૫.

(૨) ઉપલોજ હવાલો.

(૩) ચો. ૧૬, બા. ૧૦૯, પા. ૬૨.

(૪) એવણને "ખશી લંગડાના" અથવા "હશંન અબ્દલ્લાનાં" મનચેરજી પણ કહેતા. પારસી ધર્મ સ્થલો, પા. ૧૩૧. પા. પ્ર. I પા. ૫૯૬.

રૂા. ૬૦) ઉપજતું હતું, તે આપેલું જાહેર કર્યું. દરેહમેહરનો ચાલુ ખર્ચ દર માસે રૂ. ૩૫) નો જણાવ્યો છે. વધુ જણાવ્યું છે કે "એ ઘેરનાં ગાલા કોઇથી વેચાએ અથવા મારટગેજ મુકાએ નહીં." એ અવસરની ખુશાલીમાં એવણે રૂ. ૨૫૦) ધર્મ ખાતે આપવાનું જાહેર કર્યું હતું.[1] પોતાનાં અનજુમન પત્રમાં એવણે પોતાની હૈયાતી બાદ આદરીઆનનાં ચાલુ ખર્ચને વાસ્તે આપેલી મીલકત ઉપર પોતાનાં ધણીઆણી સુનાબાઇ અને વહુ ગુલબાઇનો અને તે બાઈઓની કજા બાદ ભાઈઓને અખત્યાર આપ્યો હતો. પણ પછી તા૦ ૨૨ મી મે ૧૮૫૨ ને દીને એક વસ્યતનામું કરી એ ગોથવણ રદ કરી બીજી ગોથવણ કીધી. તે આ કે પોતાની ધણીઆણી અને વહુની કજા રજા બાદ ઘરનો કારોબાર ભાઇઓએ ન કરવો પણ ધણીઆણી તથા વહુ જેઓને ઠેડવે તેઓએ તેઓની કજા બાદ કરવો. વસ્યતનામાંનો એ બાબદનો ફકરો એવણે તા૦ ૧૧ મી જુન ૧૮૫૨ ને દીને માણેકજી લીમજી હાતર્યાની મારફતે પંચાએતનાં દફતરમાં નોધવા મોકલી આપ્યો.[2]

૮. અહમદનગરની પ્લાનટીનની દરેહમેહર.

તા૦ ૧ લી જાનેવારી ૧૮૪૯[3] ના અહમદનગરથી નશરવાંનજી ખુરશેદજી ગોઇપોરીઆ અને બીજા ૬) સાહેબોનો પત્ર આવ્યો, તેમાં જણાવે છે કે જમશેદજી પેસતનજી પ્લાનટીને રોજ આદર માહ આવાં ૧૨૧૬ (ઇ. ૧૮૪૭) ને દીને ત્યાં એક દરેહમેહર સ્થાપી છે અને તેના નીભાવ માટે રૂ. ૮,૦૦૦) જુદા કાઢયા છે. તે નોટો અત્રે ત્રસ્ટી સાહેબોએ રાખી પદમજી પેસ્તનજી પુનેવાલાની મારફતે અહમદનગરની અનજુમન ઉપર વ્યાજ મોકલતા રહેવું કે તેમાંથી તે અનજુમન દરેહમેહરને નીભાવે. ઘટ પડે તો તેવણ ઉમેરશે. એ કાગજમાં વાર્ષીક ખર્ચની જે નીચલી વીગત આપી છે તે તે

(૧) એ દરેહમેહરનું મકાન બીશમાર થઇ જવાથી મજગામવાલા મો૦ પેસતનજી નશરવાનજી ગોડીવાલાએ તે ફરીથી બંધાવ્યું છે અને તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૯૫ ને દીને આવાં અરદુઇસુરનાં જશનને દહાડે જશન કરી તેમાં આતશ પાછા લાવી સ્થાપ્યા છે. (પારસી ધર્મ સ્થલો પા. ૪૩૬).

(૨) ચો. ૧૮, બા. ૧૫, પા. ૨૩.

(૩) ચો. ૧૬, બા. ૧૩૫, પા. ૮૫.

વખતના દરેહમેહરનાં ખર્ચની માહીતી આપે છે.

રૂ. ૬૨ કોપરેલ તથા કડીનું તેલ વરસ ૧)
૫૪ાા લાકડાં વરશ ૧) નાં
૨૩ સુખડ વરશ ૧) નું
૨૧૬ મોબેદ જણુ ૩) નો પગાર વરશ ૧) નો

———

૩૫૫ાા

સેવટે જણાવે છે કે "બાકી રૂ. ૪૪ાા) રહા તે મંધેથી એ અગીઆરીની રપેરશ તથા વઇતવાશ તથા હરેક કાંમ એજ દરેમેરનું હોએ તેનાં ખરચવા... ખરચ થાએલા હશાબનો આંકડો છપાવા થકી" મોકલવો.[1]

૯. કલકત્તાની શેઠ રૂસ્તમજી કાવશજી બનાજીની દરેહમહેર.

તા. ૧૬ મી સપટેમબર ૧૮૩૯[2] ને દીને કલકતા મધે દુમતોલાના મોહલ્લામાં એક દરેહમેહર શેઠ રૂસ્તમજી કાવશજી બનાજીએ સ્થાપી હતી. એ દીને શેઠ રૂસ્તમજીના ભાઇ ફરાંમજી કાવશજી બનાજીએ અત્રે દાદીશેઠનાં આતશબેરાંમમાં એક જશન અને નેઆતનું જમન કર્યું હતું. તે વખતે જશન બાદ "શેઠ ફરાંમજીની તરફથી એક અંજુમન પત્ર પંચાતના મેહતા શેઠ અરદેસર દાદાભાઇએ વાંચી સંભલાવ્યો, જેમાં શેઠ ફરાંમજીએ પોતાના ભાઇ શેઠ રૂસમજીની તરફથી મુંબઇની અંજુમને આ જશનમાં હાજર થઇ તેમને જે બુજરગી આપી તે બાબે તેમનો ઉપકાર માન્યો હતો, તથા શેઠ રૂસતમજીની વતી રૂ. ૪૦૦) પંચાતનાં આંધલાં પાંગલાંનાં ફંડમાં, રૂ. ૩૦૦) જંદ અવસતાની નીશાલનાં ફંડમાં અને રૂ. ૧૦૦) ઇરાનીઓનાં ફંડમાં મલી રૂ. ૮૦૦) આએ સુભ કામની ખુશાલીમાં ધર્મખાતે આપ્યા હતા."

એ જશન બાદ પારસી પંચાએત તરફથી શેઠ નવરોજી જમશેદજી વાડીઆએ રૂશતમજી કાવશજીને બદલે ફરામજી કાવશજીને રૂ. ૨૫૦) ની કીમતની સ્યાલ આપી હતી. તે બાબે આપણે દફતરે નીચે પ્રમાણે નોંધ છે[3] :

---

(૧) આ દરેમેહરનું ખાતું હાલ પારસી પંચાએતના દફતરે નીચલા નામે છે. "શ્રી અહમદનગરની મરહુમ શેઠ જમશેદજી પેસતનજી પલાનટીનની દરેમેહેરનું ફંદ ના. ૧૪૪."

(૨) પા. પ્ર. I. ૩૪૫.

(૩) તા. ૨૪ મી સપટેમબર ૧૮૪૦ નું મુંબઇ સમાચાર, પા. ૧૧૫૨.

"૨૫૦ ભાઇ ફ્રુશતંમજી કાવશજી બનાંજીનાંએ શ્રી કલકત્તા મધે નવી દરેમેહર બાંધીને ઈજાવી તેહતું જશંન મુમબઇમો શેઠ દાદીભાઇ નોશેરવાંનજીનાં આતશ-બેહરાંમમો કીધું તે દાહડે શાલ ફરદ ૧ ભાઇ રૂશતંમજી કાવશજીની વતી શેઠ ફરાંમજી કાવશજીને કીધી તેનાં રૂ. ૨૫૦) હા. વાડીઆજી જાંગીરભાઇ નોશરવાંનજીને આપેઆ છે."

તા. ૨૦ મી ફેબરવારી ૧૮૩૯[1] ને દીને જમશેદજી જીજીભાઇએ બાહેરકોટ ખાતેનું એલાહીબાગ નામનું મકાન જાહેરમાં વાપડવા માટે ધર્મખાતે મુકયું. તે વખતે એક "અંજુમન પત્ર તેવચુની તરફથી પંચાતના મેહતા શેઠ અરદેસર દાદાભાઇએ વાંચી સંભળાવ્યું હતું. તેમાં જણાવ્યું હતું કે શેઠ જમશેદજીએ પોતાનાં ધર્મખાતાંનું એક ફંડ જુદું કાઢયું છે." એ દીને પારશી પંચાએત તરફથી એવણુને સ્યાલનો જોડો રૂ. ૩૨૩) ની કીંમતનો ભેટ આપવામાં આવ્યો હતો તે બાબે નીચે પ્રમાણે નોંધ છે:[2]

૧૦. જમશેદજી જીજીભાઇનો અલાહીબાગ.

" ૩૨૩) શેઠ જંમશેદજી જીજીભાઇએ બાહેરકોટ ધરંમશલા બાંધી તેહનાં મુરતને દાહડે જમંન કીધુ તે ઠેકાંણે મીજલશ મલી હતી તાંહાં શાલ જોડો કીધો છે તેનાં રૂ. ૩૨૩) હા. જીજીભાઇ દાદાભાઇ."

VI.

## ખ્રીસ્તી ધર્મમાં વટલી ગયલાંઓની બાબદ. તેના પરીણામમાં ખાસ પારસી નીશાળો બરપા કરવાનો સવાલ.

ખ્રીસ્તી મીશનરીઓ પારસીઓનાં છોકરાંઓને વટલાવાની કોશેશ કરતા હતા, તેના કેટલાક દાખલાઓ બનવાથી, આ અરસામાં, કેટલીક ચરચા બરપા થાઇ હતી. તે ચર્ચાનાં પરીણુંમમાં જયાં બને ત્યાં પારસી છોકરાંઓ માટે જુદી નીશાલો કાહડવાનો સવાલ બરપા થાયો હતો. એવા વટલી જવાના કોઈક દાખલાઓની નોંધ જે આ અરસાનાં દફતરમાં મલે છે તે નીચલી છે:

(૧) પા. પ્ર. I, પા. ૭૩૨–૩૩.
(૨) તા. ૨૪ મી સપટેમબર ૧૮૪૦ નું મુંબઇ સમાચાર, પા. ૧૧૯૨.

તા૦ ૨૪ મી મે ૧૮૩૯૧ ને દીને અત્રેથી પંચાએતના સાહેબો સુરત મોદી ફરસ્તમજી ઉપર કાગજ લખે છે, તેમાં લખે છે કેઃ"મીશનારી ઇશકોલ ખાતે શીખવા જાનારા પારશીનાં ૨) છોકરાઓ પોતાનો પાક જરથોશતી ધરંમ મેલીને ઇશાઇ ધરંમમો ગીઆ છે તેઓને પાછા લાવા બાબે અતરેનાં શાહેબોએ પઇશા ખરચીને ગંની મેહનત કીધી પંણ અંતે હાકંમે પોતાનાં ધારા પરમાંણે ઇનશાફ કીધો જે છોકરાઓની ખુશીમો આવે તે ધરંમમો પોતાનો મુરબી શોધી લીએ. હેવા ચુકાદા ઉપરથી આખા પારશીનાં ટોલામો ભારે દુખ ઉપજીઉ છે.......મીશનારી લોકો અંગરેજી વીદીઆ શીખવવાને બાંહાંને ધરંમની ઇશકોલ કાડે છે પછે તે ઇશકોલમો પોતાનાં ધરમની કેરવની આપેછે અંને હરેક લાલચથી ફરેબ દેઇને બચાંઓને વટલાવે છે." તે ઉપરથી લખે છે કે અતરે માબાપોએ એવી મીશનરી સ્કુલમાંથી પોતાના છોકરાઓને ઉઠાડી લીધા છે અને તેમ સુરતના પારસીઓએ પણ કરવાને તાકીદ કરે છે. એજ પ્રમાણેનો પત્ર ભરૂચ ખાતે દસ્તુરજી ઉપર પણ લખ્યો છે.

૧. મુંબઇમાં વટલી ગયલા બે પારસી છોકરાઓની બાબદ.

ઉપર જણાવવા પ્રમાણે બે છોકરાઓ ક્રીસચીઅન થયલા તેઓને પાછા કોમમાં લાવવા માટે કોરટ દરબારમાં જવા કાજે ફંડ કરવામાં આવ્યું હતું. તે આશરે રૂ. ૪,૦૦૦) ની ઉપરનું થયું હતું. તેમાં શરૂઆતમાં પંચાએતનાં ફંડમાંથી રૂ. ૫૦૦) ભરવામાં આવ્યા હતા.[2] એ બાબદમાં કોમ તરફનાં વકીલો તરીકે Messrs. Patch & Bainbridge ની પેહેડીએ કામ કર્યું હતું. તેઓનું બીલ રૂ. ૪,૦૦૦) નું થયું હતું. બીજું એક બીલ "મી. લીચનું લાઇબલનું થાશે તે જુદું," એમ જમશેદજી જીજીભાઇના તા૦ ૨૩મી જુન ૧૮૩૯[3] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે. ઉપલા વકીલોની પેહડીને રૂ. ૫૦૦) ની રકમ તા૦ ૨૪ મી જુન ૧૮૩૯ ને દીને બીલને પેટે આપી હતી, તે મેશર્સ રેમીંગટનની કું. ઉપરનાં પત્ર ઉપરથી માલમ પડે છે.[4]

---

(૧) ચો. ૧૪, બા ૪૮, પા. ૨૦. (૨) ચો. ૧૪, બા. ૫૦, પા. ૨૧. (૩) ચો. ૧૪, બા. ૫૨, પા. ૨૨. (૪) ચો. ૧૪, બા. ૫૧, પા. ૨૨. ડા. વીલસનની સ્કુલમાં જતાં આ બે પારસી છોકરાઓ, ધનજીભાઇ નવરોજી અને હોરમજી પેસતનજીની બાબત ઉપરથી બરપા થાયલી ચકચાર, એક અંગ્રેજી વર્તમાન પત્રના હુમલા અને સરકાર સાથના પત્ર વેહેવાર વીગેરે બાબે જુઓ પા. પ્ર. I પા. ૩૩૮–૩૩૯.

એવું દીસે છે કે મીશનરીઓએ કોઇક છોકરાઓને વતલાવા માંડયા તે સાંમેની આ હીલચાલમાં હીંદુઓ પણ સામેલ હતા, કારણકે ઉપલીજ તા૦ ૨૪ મી જુન ૧૮૩૯ ને દીને ઉપલીજ પેહડીને રૂ. ૧,૦૦૦) ની રકૅમ આપવા માટેનો રેમીંગટન કુા. જોગો કાગજ છે, તેમાં ચાર શાહેબોમાં જગનાથ શંકરશેઠની શાહી છે. એ ઉપરથી દીસેછે કે એ કામ્ માટે હીંદુઓ ભેગું પણ એક જુદું ફંડ બરપા કરવામાં આવ્યું હતું.૧

૨. એક વટલી ગયલા છોકરાને પાછો દીનમાં લેવાની બાબદ.

તા. ૨૬ અકટોબર ૧૮૪૧૨ ની વાડીઆ નવરોજી અને જમશેદજી જીજીભાઈની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે "ખશીમાએનો છોકરો ૧) નાંમે શોરાબજી માશ ૪) થઆ પોતાનો ધરંમ મેલી દેઇને કીરશટી ધરંમમો વટલી ગઓ હતો તે પાછો પોતાની ખુશીથી કીરશટીઆંનનો ધરંમ છોડી દઇને પારશીનાં ધરંમમો આવો છે. તેથી તે છોકરાની માંએ તે છોકરાને શ્રી નોશારી બરશનુંમ અપાવાને શારૂં શાથે લેઈ ગેઈ તેથી રશતાનાં ખરચને વાશતે પંનચાતના શાહેબોને અરજ કીધી તે ઉપરથી પંનચાતના શાહેબોએ તે છોકરાની માએને ગરીબ હાલતમો જાંણીને પંનચાતનાં ધરંમ મંધેથી રૂ. ૧૨૪ અંકે એકશો ને શવા ચોવીશ રોકડા આપા છે."

૩. એક પારશી છોકરી વટલી જવાથી બરપા થયલી બાબદ.

રોજ ૪ થો માહ ૯ થો શને ૧૨૧૨૩ (તા. ૧ લી માર્ચ ૧૮૪૩) ને દીને આશરે ૫૦ પારસીઓએ પંચાએતના શાહેબોને અરજી કીધી કે "આપણાં જરથોશતી ફેરકાનાં લોકોની શમાધાંની વીશે તથા આપડા ટોલામો આજ દંન શુધી જે જે ધારાવો છે તે પુખતીથી અંમલમો આવતા નથી તેહને લીધે વારે ઘડીએ આપણુને અડચંનમાં પડવું પડેચ તે વીશે તથા હાલ જમાંનેનાં આપણાં લોકોમાંનાં બેશમજ લોકો અંગરેજ પાદરીઓનો ભુલાવો ખાઇને પોતાનો ધરંમ છોડવાને તઇઆર થાએચ અને તે શાથે તેહવા લોકો પોતાનાં છોકરાઓને હાથમો લેવા માંગેચ અને હેવો એક માંઠો બનાવ હાલમો બનેઓ છે....હેવી શંઘલી અડચંણોને ટાલવા શારૂં...

---

(૧) ચો. ૧૪, બા. ૫૨, પા. ૨૨. મીશનરીઓના આ કામ સામેની આ હીલચાલમાં મુસલમાનો પણ સામેલ થયા હતા. (પા. પ્ર. I પા. ૩૩૮.)

(૨) ચો. ૧૫, બા. ૮૦, પા. ૨૭, (બીજો ભાગ)

(૩) ચો. ૧૫, બા. ૧૨૬, પા. ૯, (ભાગ ચોથો)

તમો શાહેબોએ આપણાં બીજાં આબરૂવાલા શંમજુ લોકોને એખટા મેલવીને દર અઠવાડીએ અથવા દર પખવાડીએ એક મંડલી મેલવીને એ બાબતમો વીચાર કરવો અને તે મંડલીમાં જે જે ઠરાવો થાએ તે ઠરાવને કબુલ રાખવા શારૂં નાંધલી મોહોટી અંનજુમંન કરીને તે શંઘલાઓનો વીચાર લેવો અને તે ઉપરથી એક ધારો બાંધી મંગાવો."

આ અરજી ઉપર પહેલી શહી જીજીભાઈ દાદાભાઈએ કરી છે અને તેવણે આ અરજી તા. ૨ જી માર્ચ ૧૮૪૩[1] નાં પોતાનાં એક પત્ર સાથે વાડીયાજી નવરોજી ઉપર મોકલી આપી અને જણાવ્યું કે "આપણું કાંમ ઘંણું બગડે છે ને કેટલાએક લોક મોડાં ઉપર ચહડીને જે ચાહે તે બોલે છે તેનાંને શું કહીએ. હવે તો આપણી કોંમનું ભલું થાએ તે કરો." ઉપલી અરજી ઉપર નવરોજી વાડયા લખે છે કે[2] "શેવક કઇ વધારે લખી શકતો નથી પંણ એ બાબે તરત ૧૦૦-૨૦૦ શારાં માંણશોની શાથે બેઠક કરીને કઇબી કરવું જરૂર છે." એ અરજીનાં સંબંધમાં વાડીઆજી નવરોજી ઉપર તા. ૨ જી માર્ચ ૧૮૪૩[3] ને દીને એક પત્ર લખી ફરામજી કાવસજી લખે છે કે " દંન ઉપર દંન આપરી જરતોશતી કોંમનો દાડો પરતો જાએચ ને ઘણોજ બીગાડ ચાલે છે ને કશી વાતનો બાંધો આપરી કોંમને નથી ને થાતોબી નથી તે હવે જોવો જે આએ છોકરીને લઇ ગએઆ તેથી આલંમનાં લોકો ઘણુંજ નરશ બોલે છે તે શું કહીએ તેથી તમો શર જંમશેદજીને લખો જો તે શાહેબ આવે તો એ બાબેનો કઇબી વીચાર કરીને શરવે શાહેબોની નજરમાં જે દરૂશ ઠરે તે કરવું જરૂર છે."

૪. એક વટલેલા પારસીએ પોતાની છોકરીને પોતાનાં સવાધીનમા માંગવાની બાબદ.

તા. ૬ થી જાનેવારી ૧૮૪૪[4] ને દીનની એક ઉગરાંણાંની ટીપ ફરતી થઇ હતી જે ઉપરથી દીસે છે કે એક વટલેલા પારસીએ "પોતાની છોકરીને પોતાના શવાધીનમો લેવા બાબે કોરટમો ફરીઆદી કરી હતી," તે બાબે છોકરીની તરફથી કોરટમાં ખરચ થાએઓ હતો. તે માટે મી. આરટન વકીલનું રૂ. ૨,૭૦૦) નું બીલ આવ્યું હતું. તે માટે ઉંગરાણાની

(૧) ચો. ૧૫, બા. ૧૨૬, (ક) પા. ૧૦, બાગ ૪ થો.
(૨) ચો. ૧૫, બા. ૧૨૬, પા. ૧૦, (ભાગ ૪ થો)
(૩) ચો. ૧૫, બા. ૧૨૬, (ખ), પા. ૧૦, (૪થો ભાગ).
(૪) ચો. ૧૫, બા. ૧૬૬, પા. ૧૮ (૫મો બાગ).

ટીપ ફેરવતાં રૂ. ૨,૭૯૯ ભરાયા હતા, જેમાં પેહલી રકમ રૂ. ૧,૦૦૦) ની "ઇનશાફ તથા અરજી કરવા બાબતનાં ફંનડ"નાં વ્યાજમાંથી વાડીઆજી નવરોજીએ ભરી આપી હતી. વધતામાં વધતી રકમ રૂ. ૫૦૦) ની જમશેદજી જીજીભાઇ નાઇટની હતી. ઉપલા વકીલને રૂ. ૨,૬૬૧॥। ચુકવી આપી બાકીનાં રૂ. ૧૩૭॥ પંનચાએતનાં ફંડમાં જમે કરવામાં આવ્યા હતા.

એવું દીસે છે કે આવાં કોઇ પરીણામની ચીંતાથી ખાસ પારસી નીશાલો બરપા કરવાનો સવાલ ઉભો થયો.

૫. આ વટલવાની બાબદ ઉપરથી ખાસ પારસી નિશાળો બરપા કરવાની બાબદ.

(ક) અત્રેના શેઠીઆઓ જમશેદજી જીજીભાઇ, ફરાંમજી કા. બનાજી અને જીજીભાઇ દાદાભાઇએ ૧૧ મી જુલાઇ ૧૮૩૬[1] ને દીને મુંબઇમાં "શ્રી મુંબઇની પારશીની ધરમખાતાંની નીશાલ" એવે નામે નીશાલ ઉંગાડી હતી અને નવરોજી દોરાબજી ચાનદારૂને તેનાં સેકરેટરી નેમ્યા હતા.

(ખ) ઉપર જણાવેલાં સુરત લખેલાં કાગજના જવાબમાં મોદીજીએ લખેલાં કાગજમાં આ બાબદના સંબંધમાં સુચના કરી હતી કે સુરતની આગનાં ફંડની બાકીમાંથી જે ફંડ સ્થાપવામાં આવ્યું હતું તેમાંથી એક નવી નીશાલ સુરત ખાતે બરપા કરવી. તે બાબદનો વીચાર હવે પછી કરવાને અત્રેવાલા સાહેબો પોતાનાં તા૦ ૧૩ મી જુલાઇ ૧૮૩૯[2] નાં પત્રમાં જણાવે છે.

તા૦ ૨૦ મી માર્ચ ૧૮૪૦[3] ને દીને વાડીઆ નવરોજી સુરત મોદી રૂસ્તમજી ઉપર પત્ર લખે છે તે ઉપરથી દીસે છે કે સુરતવાલા કેટલાએક સાહેબોએ તા૦ ૧૩ મી માર્ચ ૧૮૪૦ ને દીને અરજી કરી ઉમેદ રાખી હતી જે "શુરત ખાતે એક વીદીઆવંન અંગરેજને મોકલીને ઇશકોલ કડાવી આપે." તેનાં જવાબમાં જણાવામાં આવ્યું કે તેનો "વીચાર શરવે શાહેબોનાં ધીઆંનમો છે."

---

(૧) પા. પ્ર. I ૨૯૪.

(૨) ચો. ૧૪, બા. ૫૪, પા. ૨૩.

(૩) ચો. ૧૫, બા, ૧૮, પા. ૧૮.

એ પછી પંચાએતનાં ૧૨) શાહેબોએ તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૪૦[1] ને દીને J. Bird, Esq. Secretary to the Board of Education, ઉપર પત્ર લખી સુરત ખાતે "the Native Education Society" નાં સંબંધમાં એક અંગ્રેજી સ્કુલ ઉગાડવાને માટેની સુરતનાં લોકોની ખાહેશ જાહેર કીધી અને તે માટે બોર્ડની બહાલી માંગી.

## VII.

## પારસીઓને લાગુ પડતા ધારા બંધાવી મંગાવવાની બાબદ.

૧. ધારા બંધાવી મંગાવવાની બાબદમાં આ અરસામાં થયલું કામ.

આગલા બાબમાં જણાવ્યું છે કે એ અરસામાં પારસીઓને બરના કાયદા બાંધી માંગવાની હીલચાલ શરૂ થાઈ હતી. આ અરસામાં કાંઇક વધુ કામ થાયું હતું.

તા૦ ૨૩ મી માર્ચ ૧૮૩૬ ને દીને ગવરનર જનરલને કરેલી અરજીનો જવાબ અત્રેની સરકારનાં સેકરેટરી જે. પી. વીલોબી (J. P. Willoughby) એ વાડીઆ નવરોજી જોગા પત્ર સાથે મોકલી આપ્યો હતો. તે જવાબ વડી સરકારના સેકરેટરી (Mr. W. H. Macnaghten)એ તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૩૭ નો કલકતેથી લખેલો હતો.[2] તા૦ ૧૪ મી માર્ચ ૧૮૩૭[3] ને દીને જમશેદજી જીજીભાઈ એક સરકયુલર કહાડે છે કે અત્રેની સરકાર મારફતે ગવરનર જનરલને કરેલું પીટીશનનું જવાબ વાડીઆજીને નામનો આવ્યો છે તે માટે સરકયુલર કરવામાં આવે છે. ખુદ જવાબ અંહી આપ્યો નથી.

તા૦ ૬ થી એપ્રીલ ૧૮૩૭[4] ને દીને નવરોજી જમશેદજી વાડીઆ, ફરામજી કાવશજી, જાંગીરજી નશરવાંનજી, જમશેદજી જીજીભાઈ વીગેરે ૨૪) સાહેબો—જેમાં વીકાજી મેહરજી, હોરમસજી દોરાબજી અને કાવશજી માનેકજી ગુજરાતીમાં સહી કરે છે—ઉપકારનો પત્ર મુંબઇની સરકારના સેક્રેટરી (J. P. Willoughby) ઉપર લખે છે અને ગવરનર ઈન કાઉનસીલને પોતાનો

---

(૧) ચો. ૧૫, બા. ૨૪, પા. ૩૦.

(૨) એ જવાબ માટે જુઓ પા. પ્ર. I. ૨૯૦ નોટ ૧.

(૩) ચો. ૧૨, બા. ૨૭, પા. ૨૭. આ ચોપડાની નકલમો ૧૮૩૬નું સાલ આપ્યું છે તે ભુલ છે.

(૪) ચો. ૧૨, બા. ૭૧ (ક), પા. ૧૦૫.

ઉપકાર જણાવવા અરજ કરે છે. તેમાં તેઓ લખે છે કે "The proposed enactment entirely and most completely meets the views and wishes of the Parsi Community and that we have no objections whatever to urge against it." એ કાયદાનો ખરડો જે પત્ર સાથે મોકલવામાં આવ્યો હતો તેને માટે લખે છે કે કોમને ઘણો કામ લાગશે ("will be of the important service to the whole Parsee Community of India.") તા૦ ૭ મી એપ્રીલ ૧૮૩૭ [૧] ને દીને જમશેદજી જીજીભાઇ આ જવાબ સરકયુલર કરી તે ઉપર સર્વ સાહેબોની સહી માંગે છે.

હવે એવું દીસે છે કે ઉપર જણાવેલા ૨૪) સાહેબોને એ ખરડો પસંદ પડયો તોપણ સરકાર તરફથી ખરડો બહાર પડવા બાદ ઘણાકોનું તેની વીરૂધ મત જણાયું. તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૩૭ ને દીને માનેકજી ખરશેદજી શરાફે અકાબરો ઉપર એક પત્ર લખી તેની ખાંમીઓ ઉપર ધ્યાન ખેંચ્યું. તે ઉપરથી અત્રેના અકાબરોએ પોતાના વીચાર મુજબનો એક બીજો ખરડો તૈયાર કીધો. ૧૮૨૮ માં મી. હારી બોરોડેલે સુરતની પંચાએતને સંસારી બાબદોમાં જે સવાલો પુછયા હતા, તે સવાલોના જવાબોનાં રૂપમાં કેટલીક હકીકત તૈયાર કરીને તા૦ ૨૧ મી નવેમબર ૧૮૩૮ ને દીને ગવરનર જનરલ લોર્ડ આકલેન્ડની કાંઉનસીલ ઉપર એક પત્ર લખી પોતા તરફનો ખરડો મોકલી આપ્યો. તે પત્ર ઉપર ૧૬૦) સાહેબોની શહી હતી. તે અત્રેના કામચલાઉ ગવરનર મી૦ જેમશ ફેરીશ મારફતે મોકલી આપ્યો હતો. આ નવા ખરડાની વીરૂધ અત્રેની સુપરીમ કોર્ટનાં જડજો સર હરબર્ટ કોમપ્ટન અને સર જોન આરડરીએ મીનીટો કીધી હતી. આ સઘલાં કાગજીઆંઓ વડી સરકારે કલકતા ખાતેનાં લૉ કમીશનને સવાધીન કીધાં. તે કમીશને આ પારસીઓ તરફના નવા ખરડા ઉપર કાંઇ ધ્યાન આપ્યું નહી. આ મુજબ આ ધારા મુકરર કરવાની પેહલ વેહલી હીલચાલ નીશફલ ગઇ. પાંચ વરસ બાદ એ હીલચાલ ૧૮૪૩નાં શાલમાં થોડીક પાછી શરૂ થઇ કે જે વખતે અત્રેની સુપરીમ કોર્ટમાં સર અરસકીન પેરી એક જડજ હતો. તેવણે પંચાએતના અકાબરો સાથે કેટલોક પત્ર વેહવાર ચલાવી કેટલાક દસ્તાવેજો એકઠા કીધા હતા. પણ કમ ફુરસદ અને આ બાબદનાં

(૧) ચો. ૧૨, બા. ૭૧, પા. ૧૦૫,

સંબંધમાં કેટલોક ગુંચવાડો હોવાથી તેવણે પણ એ કામ મેલી દીધું.[1]

તા૦ ૧૨ મી અક્તોબર ૧૮૩૯[2] ને દીને ફરાંમજી કાવસજી પંચાએત ઉપર કાગલ લખી જણાવે છે કે "ભાઇ વેકાજી મેરજીએ તા. ૨૮ મી મેએ ૧૮૩૯ ની તેરીખેની ચોપડીવો જરથોશતી દીનનો ધારો બંનાવીને છપાવી છે ને લોકોને તાંહાં મોકલી છે તે પરમાંણે હેવંને હંમોને પંન અંગરેજીમાં કમલીમેનત[3] લખીને મોકલી છે તે બાબે હંમો દલગીર છેઇએ જે હેવંને ગંનુંજ અંનગટારત કીધું છે." ફરાંમજી કાવસજી વધુ લખે છે કે એવું કામ અનજુમને સરવેએ તપાસીને કરવું જોઇએ. તેવણે શદર અદાલતના શાહેબો ઉપર પણ એ ચોપડી મોકલી અને શાંભલવા પરમાંણે તે સાહેબો તેનો અંગરેજીમાં તરજુમો કરાવે છે.

૨. વીકાજી મેહેરજીએ પારસી ધારા બાબે અનઘટતા વીચારની ચોપડી છપાવી એમ જણાવનારો ફરાંમજી કાવશજીનો વાડીઆ નવરોજી અને સમસત અનજુમન જોગો પત્ર.

"તંમો શાહેબોએ એ વાતની કાંઇજ તજવીજ નહી કીધી જે એ રીતે એ ચોપડી ગેલી અકલની બાહાર રેહે ને તેને ગંના વરશ થાએ તારે એજ ધારો કેવાએ છે ને એની મોએ ગંનીજ ભુલ છે. હેવંનની જે હેવંન પોતાનાં તારાપોરમો એ ધારો જોઇએ તો ચલાવે પંન હેવંનને ગતતું નહી હેવી રીતે આબશુલુત[4] થાઇને આએ શેહેરમો જુની વશતી જરથોશતી કોમની વરશ ૧૫૦) ની તે રેવાશીઓ ગંના દાડા થાએઆ મેહનત કરે છે ને હજી તે નકી ધારો થાવાને ગંનીજ મેનત પરે છે ને એ શાહેબે હેવી જલદીથી તે જુની વશતીનાં લોકોનાં વીચાર વગર પોતાની અકલથી એ ધારાની ચોપડી છાપીને બાહેર આપી. એ કાંઇ દાંનાઇનું કાંમ નથી. એ તો એક નવો ફેશાદ ઉભો કીધો છે."

---

(૧) આ હીલચાલ એ પછી આશરે ૧૨) વરસ સુધી પડની નખાઇ અને ત્યાર પછી તા૦ ૨૦ મી આગસત ૧૮૫૫ ને દીને કાવશજી બનાજીનાં આતશબેરાંમમાં એક અનજુમનની મલેલી સભાએ તે પાછી બરપા કીધી. તે નજદીક ૧૦) વરસ ઉપર તરેહવાર તકરારો વીગેરેમાંથી પસાર થઇ સેવટ બહાલ રહી. (પા. પ્ર I, પા. ૨૯૧ નોટ.)

(૨) ચો. ૧૨, બા. ૫૫, પા. ૭૮.

(૩) Compliment.

(૪) Absolute.

એ પત્રમાં ફ્રરાંમજી કાવસજી, વીકાજી મેહેરજીનાં પત્રની કોઇક બાબદો ઉપર જે કાંઇક ટીકા કરે છે તે કોઈ આગલી રસમોની નજરે જાણવા જોગ છે. દાખલા તરીકે (ક) " પનતી વખતે પેહલાં છોકરા તથા છોકરીનો બાપ વરની શારવા બેશે છે. એ ગને ઠેકાંને છોકરા તા. છોકરીનો બાપ વરની શારવાને બેશતાજ નથી ને તે કારી નાંખેઉ છે જે એ હીનદુની ચાલ હશે પંન તેવંન જોઉ જે મોબેદ લોકો પોતાનાં અખીઆનાંમો ચોખા તથા રૂપીઆ લેવાનુ છે ને તેજ રીતે ચોરી શારે છે જે શુતર બાંધીને તે પન કાંઈ તપાશ કરતાં જરથોશતી ચાલ નથી. હીનદુની દેખાદેખીની ચાલ છે તે પંન ગને થેકાંનેથી તે ચાલ પંન કાડી નાંખી છે." વધુ લખે છે કે "એવંન લખે છે જે કલંમ ૩) માં જે એ ચાલ કીધા વગર શાદી તંમામ થાએ નહી એ પંન હેવંનની ભુલ છે એ ચાલ હંમોએ પોતે વરશ ૩૨) થાએઆં શાદી હંમારા છોકરાની કીધી ને તાર બાદ બીજાં છોકરાંવોનાં પંન વરશ ૨૫) થાએઆં (લગન) કીધાં તે વેવાઇઓએ કંઇ વરની પંન નથી શારી ને છોકરા તથા છોકરીને આંમંન શાંમંન બેશાડીને શુતરની ચોરી પંન નથી શારી તારે હેવંનનાં ધારા મુજબ શું લગંન બરાબર નહી થાએઆં. એજ પરમાંણે હંમારે તાંહાં આજ લગી કીધાં ને વરી થાશે ને એ પરમાંણે બીજે ગંને ઠેકાંને થાએ છે તેથી હેવંનને ગંની શંમજ આલંમનાં કાંમને તપાશવી હતી જે હેવંન હેવી ગેલી અકલે ધારો બાંધો તે કાંઇ થવાનો નથી ને તે વતરોગ બીજી શરવે રકંમોમાં એજ રીતે છે. હેવંન મોતા કબીલાનાં છે તો હેવંનનું ગાંમ તારાપોરમાં પોતાનો ધારો ચલાવે પંન આએ શેહરમાંથી એ ચોપડી પાછી મંગાવે નહીતર આપડે શાંમેલ થાઇને હેવંનની ચોપડી બાબે છપાવું જોઇએ." [1]

ફ્રરામજી કાવસજીએ એ પત્ર ફેરવતાં તાકીદ કરી કે સર્વેએ પોતાનો વીચાર તુરત જણાવવો. વાડીઆ નવરોજી લખે છે જે " હંમો કંઇ એ કાંમમો શાંમેલ નથી ને શાહી પંન કરી નથી ને હવે પછેબી કરનાંર નથી." બીજા સાહેબો મીનીટ લખી વીકાજીના વીચાર તરફ નાપસંદગી દેખાડે છે. જમશેદજી જીજીભાઇ લખે છે કે " ગંનું અંનગટારત કીધું છે. ધારેઆમો વીકાજીભાઇ હંમણા નવરા પડેઆ છે તે કંઈબી ઉદંમ શોધી કાડવો તે હેવંણે આએ

(૧) ચો. ૧૨, બા. ૫૫, પા. ૭૮.

વેચાતો કજીઓ લીધો છે." આગલ બધાઓએ સાથે મલી જે કામ કર્યું હતું તેથી વીકાજી ઉલતા ગયા. તે માટે લખે છે કે "તે વાત કદી હેવંનની ધારનાં કરતાં ઉલતી હોએ તો શુખેથી પોતાની મરજી મુજબ પોતાનું વશીએતનાંમુ કરે તો પોતે મુખતાર છે. બાકી પોતે હાવી રીતે કરે જે શરવે દેશાવરે દેશાવર આપડા જરથોશતીઓને તથા અંગરેજોને ચોપડી મોકલી તે કંઇ દરૂશત કાંમ કીધું નથી. નવો કજીઓ ઉભો કીધો છે તેમો કશો શક નથી." વાડીઆ બમનજી હોરમજી, વીકાજીએ એ ચોપડી પરગટ કીધી તેને માટે જણાવે છે કે "તેનું મોટું કારંણ તો હેવંણનું એજ છે કે ઓરતોને વારશામોથી બાટલ મેલવી." જાંગીરજી નશરવાંનજી અને જીજીભાઇ દાદાભાઇ પણ વીકાજીએ પરગટ કરેલી સર્વના વીચારની વીરૂધની ચોપડી માટે અનગમો જાહેર કરે છે. તા. ૨૦ મી જાનેવારી ૧૮૪૨[1] નાં બમનજી હોરમજીનાં જમશેદજી જીજીભાઈ જોગા કાગજ ઉપરથી માલમ પડે છે કે આ બાબતમાં કેટલુંક કામ ચાલ્યું હતું અને આપરી લાહુનાં કાગજો જામે જમશેદનાં છાપખાનામાં છાપવા આપીઆં હતાં.

## VIII.

## કોઈક સંસારી બાબદો.

તા. ૨૮ મી જુન ૧૮૩૯[2]ને દીને મલેલી પંચાએતની મીટીંગમાં એક બાબદ આ હતી કે એક ૧૦) વરસની છોકરી હમાબાઇનું કારજ ૩૮) વરસની ઉમ્મરના નસરવાનજી સુબેદાર નામના ધણી સાથે કરવામાં આવ્યું હતું. "હેવી રીતે વચે કારજની કરનાંરની ગંની ભુલ પડી છે. વાશતે છોકરીનાં માં બાપ તે કારજને કબુલ રાખતાં નથી. વાશતે છોકરીનાં માં બાપને તે છોકરીનું કારજ બીજે થેકાંને કરવાની રજા આપી છે. પંન એ કારજ ટુતું તેનો ગુંનાંહા કારજની કરનાંરને શર છે." પંચાએતનો એ ઠેરાવ તા. ૨૨ મી ડીસેમબર ૧૮૩૯[3] ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં મલેલી સમસત અનજુમને બહાલ રાખ્યો.

૧. કારજ કરેલાં જોડાં વચ્ચે ઉમ્મરનાં મોટા ફરકને સબબે કાજ તોડ્યું.

---

(૧) ચો. ૧૫, બા. ૮૫, પા. ૧. (ત્રીજો ભાગ).
(૨) ચો. ૧૨, બા. ૪૭, પેટાં બા. ૬, પા. ૭૦.
(૩) ચો. ૧૨, બા. ૬૩, પેટાં બા. ૫.

તા. ૨૮ મી જુન ૧૮૩૬[1] ને દીને પંચાએતની મીટીંગમાં એક બાબદ નીચલી હતીઃ—એક પારસી રૂસતમજીની વહુ બાએ ફરીઆદ આવી હતી કે તેણી પોતાના ખાવીંદને તજીને બીજા પારસીને ત્યાં જઇ રહી હતી અને તેણીને હમેલ રહયા હતા. જે કામથી શરમાઇને "તે છોકરીનાં બાપે જાંન ખોઓ છે. ને છોકરીની માંએ પંન એ કાંમમો શાંમેલ છે." માટે ઠેડાવ થયો કે એ ત્રણે જણાને અનજુમન મેલવીને નાત બહાર કાઢવા. અને મરે તારે દોખમાંમાં નાંખવાં નહી. તે છોકરીના વરને બીજું ઘેર કરવાની રજા આપી. તા. ૨૨ મી ડીસેમબર ૧૮૩૬[2] ને દીને વાડીઆજીનાં આતશબેરામમાં સમસત અનજુમન મલી ત્યારે ઉપલાં ત્રણે જણાંઓને નાતબાર મેલવાનો ઠરાવ કરવામાં આવ્યો.

૨. એક બદફેલ છોકરી અને તેણીની સાથવાળાઓને ન્યાત બેહાર મેલવાં.

તા. ૨૧ મી જુન ૧૮૩૬[3] ને દીને ફરાંમજી કાવસજી એક સરકયુલર કહાડી તા. ૨૩ મી જુનને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં પંચાએતનાં કામ માટે ભેગા મલવા અરજ કરે છે. એ સરકયુલર ૨૪) જનનાં નામ લખી તેઓ ઉપર મોકલ્યું છે. એ તા. ૨૩ મી જુન ૧૮૩૬[4] ની સભામાં નીચલી બાબદનો ઠરાવ થયો હતોઃ—

૩. રાંડને પેટનાં છોકરાંઓને સદરો નહી પેહરાવાની બાબદમાં મોબેદોને તાકીદ.

સંવંત ૧૮૮૬ (ઇ. ૧૮૩૦) નાં વરસમાં કરેલા બંદોબસ્તથી ઉલતા ચાલી "જે અંધારૂ લોકો રાંડને પેતનાં છોકરાંવોને પંચાતની બગર રજાએ તથા બગર બરશનુંમ તથા બગર નીરંગદીને શદરો પેહેરાવીઆ છે તેનાંને બોલાવીને જે નશીએત કરવી ગટે તે કરવી." એ પછી તા. ૨૮ મી જુન ૧૮૩૬[5] ની પંચાએતની મીટીંગમાં ૩) મોબેદોને માટે ઠેડાવ કરવામાં આવ્યો

---

(૧) ચો. ૧૨, બા. ૪૭, પેટાં બા. ૫, પા. ૬૯.
(૨) ચો. ૧૨, બા. ૬૩, પેટાં બા. ૧૪, પા. ૯૭.
(૩) ચો. ૧૨, બા. ૪૩, પા. ૬૫.
(૪) ચો. ૧૨, બા. ૪૪, પા. ૬૬.
(૫) ચો. ૧૨, બા. ૪૭, પેટાં બા. ૮–૯, પા. ૭૦.

કે તેઓએ શાંડને પેટનાં છોકરાંને પંચાએતની રજા વગર શદરો પેહડાવ્યો હતો, તેથી અનજુમન મેલવી તેઓને નાતબાહર કાઢવા. એમાં એક પારસી ખરશેદજીના છોકરાનાં સંબંધમાં તો એમ હતું કે મોબેદ કુંવરજીએ વગર નીરંગદીન તથા બરશનુમે સદરો પેહડાવ્યો હતો.

૪. બાઇડી પાસે જુલમથી લીધેલી ફારગતી રદ કરવી.

તા. ૧૦ મી ઓગસ્ત ૧૮૩૬[1] ની મીટીંગમાં એક બાબદ આ રજુ થાઈ હતી કે એક પારસી હોરમજી, જે ચાર વરસ થયાં પોતાની બાઇડીને રાહતતો નહી હતો અને પંચાએતનાં કહેવા છતાં તેણીને પોતાને ઘેર તેડતો નહી હતો, તેણે બાયડીને રૂ. ૧,૫૦૦) આપી બીજી ઓરત કરવાની ફારગતી લખાવી લીધી હતી. તે બાબદ રજુ થતાં ત્યાં કહેવામાં આવ્યું કે "એ ફારગતી જુલ્મ કરીને લખાવી લીધી છે." તે ઉપરથી ઠેરવ્યું કે એ ધણીને બીજી બાયડી કરવાની રજા આપવી નહી.

૫. એક પરણેલી બદફેલ સ્ત્રીને સુધરવાની ટક આપવા કાજે ધર્મ ખાતામાંથી રૂ. ૧૦૦) આપી બીજે મરદ કરાવવવાની બાબદ.

તા. ૧ લી ડીસેમબર ૧૮૪૩[2] નાં બેજન નશેરવાનજી નામના ધણીની અરજી ઉપરથી માલમ પડે છે, કે તેની ૧૮ વરસની ઉમ્મરની પરણેલી છોકરી પોતાના ધણીને ઘેર જતી હતી નહી પણ બાહેર ખરાબ થતી હતી. તેથી તેણીના બાપે અરજ કરી જે એ છોકરી જે પેહલા ધણીને ઘેર જવા ના પાડતી હતી તેણીને બીજું ઘર કરવાની રજા આપવી. તેણીના ખાવીંદે પણ તેમ કરવા ખુશી જણાવી હતી. રખેને "એ છોકરી શદરો કાહડીને બાહેર બીજી જાતમો જાએ," તેથી પંચાએતના શાહેબોએ તેણીને "બીજું ઘેર કરાવાને વાશતે પંનચાતનાં ધરંમ ખાતાંમોથી રૂ. ૧૦૦)" અપાવ્યા. એ રૂ. ૧૦૦) ની રકમ પુરતી ન થવાથી તેણીના નશેરવાનજી બાપે પોતાના મુશારાના એક વરસનાં રૂ. ૬૦) આંગ ઉપર માગ્યા, તે આપવાનો ઠરાવ થયો.[3]

---

(૧) ચો. ૧૨, બા. ૪૮, પે. બા. ૬, પા. ૭૪.
(૨) ચો. ૧૫, બા. ૧૬૧, પા. ૧૭ ( ૫ મો ભાગ. )
(૩) ચો. ૧૫, બા. ૧૬૨-૬૩, પા. ૧, ( ૫ મો ભાગ. )

તા. ૨૧ મી જુન ૧૮૪૫[1] ને દીને ફરાંમજી કાવસજીની ઓફીશમાં મલેલી મીટીંગના હેવાલ ઉપરથી અને બીજાં ત્યાર પછીનાં કાગજો[2] ઉપરથી માલમ પડે છે કે હીરાજી હીરામાનેક નામના એક ગ્રહસ્થે પોતાના મરનાર બેટાની ધણીઆણી અને છોકરાંઓનું કાંઇપણ નામ પાડવા વગર પોતાની પુંજી કોઇ બીજાં પોતાનાં ખેશી બાઇને આપી હતી. તે ઉપરથી પંચાએતના સાહેબો મરનારની વહુ અને તેનાં છોકરાંઓ તરફથી માથે થયા હતા અને એક ઉગરાંણાની ટીપ ઉભી કીધી હતી, જેમાં આશરે રૂ. ૨,૩૦૦ ભરાયા હતા. તેમાં પેહલી રકમ રૂ. ૫૦૦) ની "પંનચાતનાં ફંનડ મંધેથી" એમ ભરાઇ હતી. તે પછી પંચાએતના સાહેબોએ કોશેશ કરી જે બાઇને મરનારે સર્વ બખશેશ કરયું હતું, તેણીનાં ધણીને સમજાવીને ઉપલી વહુ અને તેણીનાં બચ્ચાંઓ માટે રૂ. ૪,૦૦૦) ની રકમ લીધી હતી કે તે રકમનું બ્યાજ તેઓનાં ગુજરાંન માટે આપવામાં આવે. અનજુમનના સાહેબોએ કરેલાં ઉગરાંણામાંથી મરનારની વહુના એક છોકરાને પરણાવી આપવામાં આવ્યો હતો અને બીજાને પરણાવી આપવા માટે ફરીથી ઉગરાંણાંનું લીસ્ટ ફરતું કર્યું હતું.[3]

૬. એક મરનારે પોતાના મરનાર બેટાના વારસોને વારસાથી દુર રાખવાનાં સબબે તેઓ માટે પંચાએતે કરેલું ઉગરાંણું

તા. ૨૮ મી જુન ૧૮૩૬[4] ને દીને વાડીઆજીના તંબુમાં મલેલી પંચાએતની સભાએ ઠેરવ્યું કે નશરવાનજી મીશતરી, જે પોતાની નાતરેની ઓરતને રાહતંતો હતો નહી અને જેની પાસેથી તે સબબે તેની ઓરતને રૂ. ૭) નો મુશારો આગલ પંચાએતે સંવત ૧૮૯૦ (ઇ. ૧૮૩૪)માં કરાવી આપ્યો હતો, તે ધણીએ ૧૦) માસ સુધી મુશારો આપ્યો નહી હતો. તે ઉપરથી ઠેડાવ્યું હતું કે "મોનીટનું તરાંશલેશંન કરાવી તે ઉપર શહીઓ કરીને તે બાઇને આપેઊં તે ઉપરથી તે બાઇએ પોલીશમો ફરીઆદી કીધી હતી," અને તેથી વારંત કાઢીને માશ ૧૦) નાં રૂ. ૭૦ સરકારે અપાવ્યા હતા. તે બાદ તે ધણીએ પંચાએતના સાહેબોને અરજ કરી જે રૂ. ૭) નો મુશારો ભારી પડેછે તેથી કાંઇ ઓછું કરે. તે ઉપરથી ઠેડવ્યું કે તે બાઇના

૭. ધણીઆણીને નહી રાહતનાર પુરૂષ ઉપર ભરણ પોશન માટે સરકારમાં ફરીઆદી કરાવવી.

---

(૧) ચો. ૧૬. બા. ૧૪, પા. ૫. (૨) ચો. ૧૬, બા. ૧૪, ૫૨, ૧૧૦, ૧૨૦,
(૩) ચો. ૧૬, બા. ૧૧૦, પા. ૬૩,
(૪) ચો. ૧૨, બા. ૪૭, પેટાં બા. ૭, પા. ૭૦.

૨૧) માશ ચહડયા હતા, તેના રૂપ્યા દર માસ ૧)નાં રૂ. ૫) લેખે ચુકવી આપવા. તેમાં દર માસે રૂ. ૨) પોતાની ખુશીથી ધર્મખાતે આપવા જમશેદજી જીજી-ભાઇએ કબુલ કીધુ. તે પછીને માટે, એટલે એ મીટીંગના દીન પછીને માટે, ઠેહરાવ્યું કે એ ધણી દર માસે રૂ. ૪) આપે અને જમશેદજીએ પોતા તરફથી દર માસે રૂ. ૨) આપવા કબુલ કીધુ.[1]

૮. એક પારસી સ્ત્રીએ એક ઘાંચણ પાસે છોકરી વેચાતી લઈ તેણીને પોતાની છોકરી ગણાવવાની ઠગાઇ કીધી તે માટે સજા કરાવવી.

તા. ૨૩ મી જુન ૧૮૩૯[2] ને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં મળેલી સમસ્ત પંચાએત હજુર ફરીઆદની એક બાબદ આ હતી કે એક પારસી સ્ત્રીએ એક ઘાંચણ પાસે છોકરી વેચાતી લેઇ તેણીને પોતાની છોકરી ગણાવવાની ઠગાઇ કીધી. મીટીંગમાં ઠરાવ થયો હતો કે તે સ્ત્રીને અને લાગતાં વલગતાંઓને તેડાવીને બીજી મીટીંગમાં પુછપરછ કરવી. તેમ તા. ૨૮ મી જુન ૧૮૩૯[3] ને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં પંચાએતની એક મીટીંગ મલી હતી, તેમાં એ બાબદ વિચાર માટે રજુ થઇ. ત્યાં નીચલી હકીકત માલમ પડી.

પારસી લીમજીની દીન નામની છોકરી ફરંગીનાં દેવળ આગલ જઇ રહી, બદફેલી કરતી હતી. આ મીટીંગમાં તે છોકરી અને તેનાં સગાં અને બાપને તેડવામાં આવ્યાં હતાં. તેઓમાંથી બાપે જણાવ્યું કે તેની છોકરી દીન જે કહે છે કે તેણી એ એક છોકરી જણી છે અને તે છોકરી એક પારસીને પેટની છે તે સર્વ બનાવત છે. પોતે જણેલી કહેવાતી છોકરી તે જીવી ઘાંચન નામની એક જુદદીન સ્ત્રીને પેટની છે, જે ઘાંચણ પાસેથી એક દાઇને વચમાં નાખી થોડાક રૂપીઆ અને જનશ આપી વેચાતી લેવામાં આવી છે. પંચાએતના સાહેબોએ તે છોકરી દીનથી પુછપરછ કીધી, ત્યારે તેણીએ જણાવ્યું કે તે છોકરી રૂશતમજી નામના એક પારસીના પેટની હતી અને જનમ આપ્યા પછી ચાર દીવસ સુધી તેણીએ તે બાલકને દુધ પાયું હતું અને પછી એક ધવાડનારી દાઇ રાખી હતી. ત્યારે ત્રસ્ટી સાહેબોએ એક સ્ત્રી પાસે તેણીની તપાસ કરાવી કે તેણીને "દુધ છે કે નહી તારે તે અૌરતે જોઇને કેઉં જે હેને કાંઇ દુધ નથી તારે પંચાતના શાહેબોની

---

(૧) ઉપર જણાવેલા તરજુમાની નકલ માટે જુઓ ચો. ૧૧, બા. ૫૪, પા. ૫૩.
(૨) ચો. ૧૨, બા. ૪૪, પા. ૬૬.
(૩) ચો. ૧૨, બા. ૪૭, પેટા બા. ૧, પા. ૬૮.

પુરી ખાતરનીશાં થાઇ જે એ દીનને દુધ નહી હતું ને હાલમોબી નથી તારે એ છોકરૂં હેનાં પેતનું નહીં હોએ અને એ વીએની હેનો બાપ શાએતી આપેચ તે વાત ખરી છે વાશતે આજ દીને ઠરાવેઉ છે જે એ બીનાં હાકમને જાહેર કરીને હેને તથા છોકરૂં પેચનાંને તથા જે હાઇગ લાવી આપેઉ તે તંનઘોને શજા અપાવીએ તો ફરીઓ હેવું કાંમ કોઇ કરે નહીં.....એ પરમાંણે થરાવીને એ કામની મેનીજ આ. નવરોજજી દોરાબજી ચાબુકનાં બનાંવનાંરને શોપી છે જે ઉપર કહેલી આશાંમીઓને શમન કરાવે."

૯. દીવાના થયલા પુરૂષની બાઇડીને થોડાંક વખ્તુ વરસ થોભા બીજું ખાવીંદ કરવાની રજા આપવી.

તા. ૨૮મી જુન ૧૮૩૯[1] ની પંચાએતની મીટીંગની હકીકત ઉપરથી નીચલી હકીકત માલમ પડે છે: એક પારસી પસ્તાકયનો છોકરો ૧૧) વરસ થયાં દીવાનો થઇ ગયો હતો. તે ઉપરથી ૭) વરસના દોગાનાપનાં બાદ તેની બાઇડીના બાપે પોતાની છોકરીને બીજું ઘર કરાવવાની રજા માંગી હતી. "પંન પંચાતનાં શાહેબોએ વરશ ૪) શુધી રજા આપી નહી જોઉ જે તે છોકરો કંઇબી શંમરશે પંન હજુર શુધી કંઇ શમરેઓ નહી અંને તે દેવાંનાથી એ પારશી રતંનજીની છોકરાનો શંનશાર ચાલે હેવું કઇ નજર આવું નહી ને હવે તે છોકરીની ઉમર વરશ ૨૪) ની થઇ છે વાશતે તે છોકરી ખરશેદને બીજું ઘર કરવાણી રજા આપી." વધુ ઠેરાવ્યું કે હવે પછી તે છોકરો જો સારો થાય તો તે સુખેથી બીજું ઘેર કરે. છોકરાની તરફથી છોકરીને જે જરીઆંન વીગેરે થયું હોય તે છોકરાની તરફનાને પાછું આપવાને ઠેરવ્યું.

૧૦. એક ધણીએ સંસારી બાબતમાં પંચાએતને વકીલ મારફતે નોટીશ આપવી અને પછી માફ માગવી.

તા. ૨ જી માર્ચ ૧૮૪૦[2] ને દીને ફરાંમજી કાવસજીની ઓફીશમાં મલેલી મીટીંગની હકીકત પ્રમાણે તા. ૨૮ મી ફેબરવારી ૧૮૪૦ ને દીને ફરાજી મામાનાં કુટુંબનાં એક વણીએ "શરવે પંનચાતવાલાઓને મી. લારકીન વકીલને તાંથી નોટીશ લખાની છે જે તંમો ૨૪) કલાકની અંદરમો એ હોકમ (એટલે એ ધણી જીવતી ઓરત ઉપર બીજી ઓરત કરી લાવ્યો હતો તેથી તેના ઘેરનો મોબેદ બંધ કીધો હતો તે બાબેનો હોકમ) પાછો નહી ફેરવશો તો હંમો કોરતમો

(૧) ચ્યા. ૫૨, બા. ૪૭, પેટાં મા. ૩, પા. ૬૯.
(૨) ચો. ૧૫, બા. ૧૪, પા. ૧૪.

જાશું." એ મીટીંગમાં ઠેડાવ થયો કે "હેની નોટીશનો પાછો જવાબ લખવાની કશી જરૂર નથી. એ ધંણી કોરતમો ગીઆ પછી જે કરવું ગટશે તે કરીશું. બીજું એ ધંણીએ નોટીશ મોકલેઆ પછે બીજે દાડે વાડીઆજી નવરોજજી જમશેદજી પાશે ગોડીમો આવીને ગની મીનતજારી કરી ગીઓ જે માહારી તકશીર થાઈ હોએ તે માંફ કરો પંણુ તે વાત પંનચાતનાં શાહેબોએ કબુલ કીધી નહી."

૧૧. જાલ જાબુલી નામના પારસીએ પોતાની બાઇડીને તજીને એક વીધવા બાઇને બાયડી તરીકે રાખી તેની બાબતમાં કોરટે જવુ.

તા. ૨૩ મી જુન ૧૮૩૯[1] ને દીને વાડીઆજી નવરોજીના તંબુમાં મલેલી સમસ્ત પંચાએતની મીટીંગમાં જાલ જાબુલી નામના પારસીની બાબદ તપાસ માટે રજુ થઇ હતી કે તે પોતાની પરણેતર ઓરતને છોડી દઇને એક ઇરાંની નામે નામદાર જાવીદની વીધવાને પોતાનાં ઘેરમાં "પંચાતની બગર રજાએ તથા આશીરવાડ પાડેઆ વગર" રાખે છે. એ બાબે ઠેડાવ થયો કે એ ધણીને તેડાવીને પુછપરછ કરી અનજુમન બોલાવી તેને નાત બાહર કાઢવો. તે પછી તા. ૨૮ મી જુન ૧૮૩૯[2] ની પંચાએતની મીટીંગમાં એ ધણીને તેડાવ્યો. ત્યાં તેના પરણેલી ઓરત તથા તેણીનાં માબાપોએ ફર્યાદ કીધી કે તેણે "પોતાની પરણી ઓરતની પરવશી કરવાનું લંખત કરી આપેઉં છે તે પરમાંણે ચાલતો નથી" ને બીજી ઓરત સાથે રહેલો છે. પંચાએતના સાહેબોએ તે લખત વાંચી જેયું. એ પારસી પોતે હાજર થયો ન હતો અને કેહેવાડીઉ હતું કે "હું અંનજુમંન મલશે તાંહાં આવશ." ઠેડાવ કરવામાં આવ્યો કે તેને બીજી મીટીંગમાં બોલાવીને ફેશલો કરવો. એ મુજબ તા. ૧૦ મી આગસ્ત ૧૮૩૯[3] ની બીજી મીટીંગમાં જાલ જાબુલીને બોલાવ્યો પણ તે આવ્યો નહી. તે ઉપરથી ઠેડવ્યું કે એ ધણીએ પોતાની બાઇડીને દર માસે રૂ. ૪) આપવા. જો તે તેમ નહી આપે તો "પંચાતણી મીનીટ તેણી ઓરતને આપીને તેને નાંમણી ફરીઆદી કરાવવી." તેણે પારકી બીને પોતાનાં ઘરમાં રાખી તે માટે ઠેડાવ કરવામાં આવ્યો કે અનજુમન મેલવીને તેને અને તે રાખેલી ઓરત ખોરશેદને નાત બહાર રાખવી.

---

(૧) ચો. ૧૨, બા. ૪૪, પેઢાં બા. ૨, પા. ૬૬.
(૨) ચો. ૧૨, બા. ૪૭, પેઢાં બા. ૨, પા. ૬૯.
(૩) ચો. ૧૨, બા. ૪૮, પેઢાં બા. ૪, પા. ૭૩.

એ બાબદનાં સંબંધમાં તા. ૧૨ મી સપટેમબર ૧૮૩૯[1] ને દીને ફરાંમજી ભીખાજી અને કાવશજી ધનજીભાઇ એઓએ પારસી પંચાએતને એક અરજી કીધી, તેમાં ઉપલી હકીકત જણાવીને લખ્યું કે તેઓ અને ઉપલા નામદાર ઇરાંનીની વીધવાએ મરનાર નામદારની અસકેઆમતનો પાવર લીધો છે. "તેનાં શીકીઉરીતી તા. મેનીજનાં અધીકારીઓ તેજ બાઇની રાજીથી તથા તેનાં પવર હાફ અતરનીર[2] શાથે થેરવેઆ છે." તે ઉપરથી મી. વેસ્ટ જે ધરમનો વકીલ હતો તેણે તેઓને તેડાવીને પુછયું અને તપાસ કીધી ત્યારે જાણ્યું કે બાઇ "જાલ જોરાબ શંગાડે બરખુદીથી જાઇને રેહી છે તેને પોતાનાં ધારા પરમાંણેનાં લગંન શાબેત કરી આપેઆં નહી અથવા મી. વેશતે તેવો પાશે બીજું ઘેર કરવાની પંચાતની શરટીફીકેત માંગી તે ઓચર[3] દેખાડેઉ નહી અથવા તેવું એક ઓચર મેલ(વ)વાને નાં પાડી તે ઉપરથી મી. વેશતે હંમોને પુછેઉં (કે) તમો પંચાતની હેવી એક શરટીફીકેત મેલવી આપશો (કે) એ ખોરશેદબાઇ અને જાલ જોરાબ જાબુલી વચે ધારા પરમાંણે કદખોદાઇ થાઇ નથી તે આપવાને હંમોએ કબુલ કીધું છે." એમ જણાવી તેઓએ કેટલીક બાબદમાં સરટીફીકેટ માંગી. એ અરજીની બાબદમાં વાડીઆજીએ તા. ૧૪ મી સપટેમબર ૧૮૩૯ નો દહાડો મીટીંગ કાજે ઠેડાવ્યો.

## IX.

## કેળવણી સંબંધી બાબદો.

૧. જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડની સ્થાપણા.

સને ૧૮૪૨ નાં સાલમાં જમશેદજી જીજીભાઇને નાઇટહુડનો ખેતાબ મલ્યો તે બનાવની ખુશાલીની યાદમાં કાંઇ યાદગારીની ચીજ ભેટ આપવાનો વીચાર વાડીઆ નવરોજી જમશેદજી અને દાદાભાઇ પેસતનજીને આવ્યો. તેથી તેઓએ પારસી પંચાએતના અકાબરો અને બીજાઓમાં તા૦ ૧૯ મી એપરીલ ૧૮૪૨[4] ને દીને એવણની યાદગારી રાખવા એક સરકયુલર ફરતો કર્યો. આ સરકયુલરની નકલ નીચે આપું છું:

---

(૧) ચો. ૧૨, બા. ૪૫, પા. ૭૫. (૨) પાવર ઓફ એટર્ની.
(૩) Voucher.
(૪) આવેલાં કાગજોની લોકલ ફાઇલ નં. ૩ (૧૮૩૯ થી ૧૮૪૪).

"શ્રી હાદાર હોરમજદ રાશતી પશંદ.

શી ૧।.

"શરવે શાહેબોની શેવામાં લા૦ શેવક વાડીઆ નવરોજજી જંમશેદજી તા. દાદાભાઇ પેશતનજીની દુવા પોહચેઆ બાદ, અરજ એ છે જે આપરા ગરીબ ટોલાનાં મેહેરબાન શેઠ જંમશેદજી જીજીભાઈ શાહેબ ઉપર આપડી પરતીપાળ કુઈને નાંઇટહુડનો ખેતાબ આપેઓ ને આપરા ફીરકાને આએ વેલાએ મોહટી હોરમત થાઇચ ને એ મોહોટો દરજો એ શાહેબને મળેઆથી આપરા ગરીબ ટોલાનુ કાંમ કોઇ જગોમાં ગહનુ શુધરશે હેમાં કઈ શનધે નથી વાશતે આપરા કોમનાં શાહેબોને શજાવાર છે જે કઈ એઆદગારી હેવી રીતેની એ શાહેબને આપરી અનજુમનને નાંમે આપવી જે ઓળાદ દર ઓળાદ શુધી એ શાહેબનાં નેક કારણુનોની એઆદ રેહે. વાશતે શેવકની નજરમાં એમ ઠરેચ જે એ શાહેબને એબારતનો શોખ પન વધારે છે ને એ શરવે નેક ફળ પંન તેથીજ મેલેઉચ. વાશતે હમારી નાંદાન અકલે એમ જાનુચ જે આતશનુ પાતરૂ ૧ શનાનું ધાંકનાં તા.ખુમચો તા. ચીપીઓ તા. ચમચ શાતે બનાવી આપવુ અથવા શરવ શાહેબોની નજરમા થરે તો પલેત આપવી. તે ઉપર ગહટતી રીતે એબારત કોતરાવીને હરેક મુનાશબ જગામાં એ શાહેબને માનપતર શાથે નજર કરવુ જરૂર છે. એ ઉપર લખેલી જનશ તોલા ૨૫૦) થી ૩૦૦) માં બની શખશે. એ શાહેબને કોઇ રીતેની કમી નથી. મગર આપડી અનજુમને ઉપલી રીત કરવાની મોહોટી શોહોભા છે ને એ ચીજ આપવા ધારીચ તેનો શબબ એ જે બીજી જનશ ગહુની વાપરવામાં નહી આવશે ને આતશનુ પાતરૂ રોજ વાપરશે તો આપરા ટોલા ઉપર હમેશે મેહેર એ શાહેબની રેશે. વાશતે શેવકોને શામેલ થાઇ બધા શાહેબો એ કામને શરનજાંમ પોહચારવો શારૂ જે નેક નજરમાં આવે તે આંક આએજ કાગજમાં ભરવુ ને તમ શાહેબોની મરજી હશે તો એ બાબેની મેનીજ પંન શેવક જેમ તમો શાહેબો ફરમાંવશો તેમ કરવામાં આવશે. ઉમેદ છે જે ખોદાતાલાની બખશીશથી એ કાંમ આરાશનાઇ ભરેલુ થાએ." એ સરકયુલરની નીચે આશરે ૧૧૦ પુરૂપોએ નાની મોટી રકમ ભરી રૂ. ૧૯૦૨૯) ભરી આપ્યા. તેમાં "શુરતનાં ફનડનાં પરભારાં બેંકમાં ભરાં છે." એમ રૂ. ૨૦૦૧) ની રકમ છે.

એ પછી તા૦ ૧૫ મી જૂન ૧૮૪૨[1] ને દીને સર જમશેદજીના મજ-ગામનાં બંગલામાં ઇંગ્રેજ તથા હીંદુ તથા પારસી ગ્રહસ્થોની એક ભેગી મીજ-

---

(૧) પા. પ્ર. I, ૩૯૩.

લશ મલી હતી જ્યાં ફરામજી કાવસજીએ અંગ્રેજીમાં તઇઆર કરેલું માનપત્ર વાંચી સંભલાવાને બમનજી વાડીઆને એલતેમાશ કરી. તેમ એલતેમાશ કરતાં જણાવ્યું કે "આપણા યુરોપ્યન મિત્રોના પણ અતરે આપણી સાથે શામેલ થવાથી." માનપત્ર[1] અંગ્રેજીમાં ઘડવામાં આવ્યું હતું. એ માનપત્રનો અંગ્રેજીમાં ૫) મો ફકરો નીચે પ્રમાણે છેઃ

"To commemorate this auspicious event, we request your permission to apply a sum of money which we have subscribed, in forming a Fund to be designated 'Sir Jamsetjee Jejeebhoy's Translation Fund,' and to be vested in trustees for the purpose of being appropriated in defraying the expences of translating into the Goozerattee language such books from the European and Asiatic languages, whether ancient or modern, as may be approved of by the Committee, to be by them published and distributed gratis, or at a low price, among the Parsee Community, in furtherance of the Education of our people, of which you have ever been a warm friend and zealous patron."

આ ફકરા પ્રમાણે હાલમાં જે "સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડ" નામના ફંડનું ખાતું પારસી પંચાએતના દફતરમાં છે તેની શરૂઆતની સુચના થાઇ. એ માનપત્રનો સર જમશેદજીએ અંગ્રેજીમાં જવાબ આપ્યો અને તેમાં એ ફંડ બાબે નીચે પ્રમાણે જણાવ્યુંઃ[2]

"Nothing could please me more than the purposes to which you propose to devote the funds that have been submitted. I shall ever wish my name to be connected with every endeavour to diffuse knowledge amongst our people; and the surest way to incite them to elevate and improve themselves, to fit them to appreciate the blessings of the Government under which they live, and to deserve those honors which have now, for the first time, been extended to India, is to spread far and wide amongst them, gratuitously or in a cheap form, translations into our own language of the most approved authors."

---

(૧) આ માનપત્રની નકલ માટે જુઓ પા. પ્ર. I, પા. ૩૫૩.
(૨) પા. પ્ર. I, ૩૫૪.

તા૦ ૧૧મી અક્તોબર ૧૮૪૩[1] નાં ઉપલા બન્ને વાડીઆજીઓનાં સરકયુલર પ્રમાણે ત્યાર પછી કોઇક બીજી ભરાયલી રકમો સાથે રૂ. ૧૯૧૪૨) એ કામ માટે વસુલ થયા હતા. તેમાંથી મુંબઇ બેંકના ૧૦ શેર રૂ. ૧૩૦૫૦) નાં લેવામાં આવ્યા અને રૂ. ૬૦૯૨) રોકડા મુંબઇ બેંકમાં રાખ્યા. રૂ. ૧૪૦) હજુર ઉગરાંણીના આવનાર હતા. એ સરકયુલર ઉપરથી દીસે છે કે ઉપર જણાવવા મુજબ રકમ ઘણી મોટી ભરાવાથી તેનું એક જુદું ફંડ "શર જંમશેદજી જીજીભાઇ ટરાંશલેશંન ફંનડ" એવે નામે સ્થાપવાનો વીચાર થયો. તેમ જણાવી એ સાહેબો સરકયુલરમાં લખે છે કે "એ પુંજી શ્રી મુંમબઇની પારશીની પંનચાતની પુંજીનાં તરશટીઓનાં હવાલામો આપીએ કે તે શાહેબો એ પુંજીનું ખાતું આપડી પંનચાતનાં દફતરમો પડાવીને તેહેનો ઘટતી રીતે વહીવાત ચલાવે વાશતે એ બાબે તંમારો શું વીચાર છે તે આએ શરકીકુલર ઉપર મેહુરબાંની કરીને લખી જણાંવજો." સંખ્યાબંદ પુરૂષોમાં એ સરકયુલર ફરતાં શરવેએ બહાલી આપી. એ મુજમ બહાલી મલવાથી તા૦ ૧૪મી ડીસેમબર ૧૮૪૩[2] ને દીને વાડીઆ બમનજી હોરમજી અને વાડીઆ દાદાભાઇ પેસતનજી પંચાએતના ચારે ત્રસ્ટીઓ ઉપર એક પત્ર લખી વસુલ થયલા રૂ. ૧૯૯૫૮) માંથી ખરીદેલા બાંબે બેંકના ૧૦) શેરો, જે ઉપર રૂ. ૧૩૦૫૦) ની લાગત થઇ હતી, તેની અને બાકી રૂ. ૬૨૫૮) મુંબઇ બેંકમાં અનામત હતા તેની હકીકત જણાવી લખે છે કે "એ ફંનડ ખાતે નાંણું ભરનાંર શાહેબોનો વીચાર લેઇને એ ફંનડ હંમો તમારા શવાધીનમો આપીએચ." એમ લખી ઉપલા શેરો અને ઉપલી રકમનો ચેક મોકલી આપે છે અને "શર જંમશેદજી જીજીભાઇનાં તરાંશલેશંન ફંનડનું ખાતું" એવે નામે ખાતું ઉગાડવા કહી લખે છે કે "તેહેનો વહીવાટ ચલાવાને તંમારી નજરમો આવે તેવો બંદોબશત કરીને તે કાંમ ચલાવાને મેનીજરો ઠરાવવા અંને હવેથી એ કામ જારી કરવું."

સંવંત ૧૯૦૨ (ઇ. ૧૮૪૬)[3] નાં સાલની એક નોંધ પ્રમાણે એ સાલમાં એ ત્રાન્સલેશન ફંડને હીસાબે એક કાચની કબાટ ખરીદ કરી ચોપડીઓનો સંગ્રહ કરવાની શરૂઆત કરવામાં આવી. જુદી જુદી ભાષાની તરેહવાર પ્રકારની

---

(૧) ચો. ૧૫, બા. ૧૫૫, પા. ૧૦ (૫ મો ભાગ)
(૨) મુંબઇના લોકલ આવેલાં કાગલોની ફાઇલ નં. ૩, (૧૮૩૯ થી ૧૮૪૪).
(૩) ચો. ૧૬, બા. ૬૬, પા. ૨૬.

૬૧) ચોપડીથી એ સંગ્રહ શરૂ થાયો. તેમાં કોઇકતો સુરતના હીંદુઓનાં ફંદના અને પાંજરાપોલના હીસાબોની ચોપડીઓ છે.[1]

તા૦ ૧૧ મી નવેમબર ૧૮૪૧[2] નો ખરશેદજી હોરમજીનો જીજીભાઈ દાદાભાઇ જોગો પત્ર છે તે ઉપરથી માલમ પડે છે કે પારસી નશરવાંનજી મુકાદમે જામાસપીની ચોપડી છાપવા માંડી હતી તે જીજીભાઇ દાદાભાઇના કેહવાથી "છાપવાનું બંધ કીધું ને જે ખરચ થાઓ તેનો અરધો અરધ લેવાને કબુલ કીધું." એવું દીસે છે કે એ ચોપડી છપાવા માંડવા પછી એવું માલમ પડયું કે તે છપાઇને જાહેરમાં મેલવા લાયક નથી. તેથી પંચાએતવાલા સાહેબોએ તે ધણીને તે બાહાર પાડવાનુ બંધ પાડવાને કહયું અને તેને થયલો ખરચ અરધો અરધ આપવા કહયું અને તેને થયલા ખરચના બદલામાં તે બીજી ચોપડી છપાવે તેમાં કોઈ રીતે મદદ આપવાને જણાવ્યું. આ પત્રમાં લખે કે છે "તે બાબે અરદેશરજીને હોકંમ કરો કે તેટલા રૂપીઆ એ ધણીને આપીને બધી છાપેલી ચોપડીઓ શવાધીનમો લીએ." તા૦ ૨૦ મી એપ્રીલ ૧૮૪૨[3] નો બમનજી હોરમજીનો વાડીઆ નવરોજી જોગો એક પત્ર છે તેમાં જે લખે છે તે ઉપર જણાવેલા હવે પછી છાપવાની બીજી ચોપડીનાં સંબંધમાં છે, એમ દીસે છે. ત્યાં તે ચોપડીનું નામ આપ્યું નથી. ત્યાં ભરમમાં લખે છે કે "હમે તમુને જાહેર કીધું છે તે મુજબ આએ ટીપ મધે અનજુમંનને નાંમે કેતાબ ૧૨૫ ભરીને મોકલજો કે એ ધણી બીજે ઠેકાંણે બાર ભરાત્તો થાએ."

*૨. જામાસ્પી નામની છપાયલી ચોપડીને શકમંદ હોવાથી રદ કરવી.*

તા૦ ૪ થી જાનેવારી ૧૮૪૪[4] ને દીને પંચાએતના સાહેબોને એ ધણી પોહચ લખી આપે છે તે ઉપરથી માલમ પડે છે કે એ જામાસ્પી "તા૦ ૧૨ મી આગશટ ૧૮૪૩ ને દીને છાપી બાહેર કાહાડી હતી પંણ તે કેતાબ દીનની બાબતમો ઘંણી અંનઘટતી હતી અને તે કેતાબ ગલત અને બનાંવત કીધેલી" હતી. એ ધણીએ ૧૧૬) નકલ પંચાએતને શપુરડ કીધી અને

(૧) હાલમા આ સર જમશેદજી ત્રાંન્સલેશન ફંડની કુલે પુંજી ઇ. સ. ૧૯૨૫ ના સાલની શરૂઆતમાં રૂ. ૧,૩૯,૧૦૨-૧૦-૧૦ ની છે.
(૨) ચો. ૧૫, બા. ૭૭ પા. ૨૭. (બીજો ભાગ).
(૩) ચો. ૧૫, બા. ૧૦૦, પા. ૧૪, (૩જો ભાગ)
(૪) ચો. ૧૫, બા. ૧૬૫, પા. ૧૮, (૫ મો ભાગ).

તે વિષે તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૪૩ નાં મુંબઇ સમાચારમાં અને ૨૮ મી ડીસેમબરનાં જામે જમશેદમાં જાહેર ખબર છપાવી. એ ધણીને એના ખર્ચના કુલે રૂ. ૩૦૦) આપવાનું ઠેઠવ્યું હતું તે માટે ઉગરાંણાનું લીસ્ટ ફરતું કર્યું હતું, તેમાં રૂ. ૧૬૮) ભરાયા હતા બાકીનાં રૂ. ૧૩૨) પંચાએતનાં ફંડમાંથી આપવામાં આવ્યા હતા.

રૂ. જીજીભાઇ દાદાભાઇએ પોતા હસ્તકની ધરમ ખાતાંની નીશાળો પંચાએતને સોંપવી.

તા૦ ૨૩ મી મે ૧૮૪૩[1] ને દીને જીજીભાઇ દાદાભાઇ, જમશેદજી જીજીભાઇ તથા સમસ્ત અનજુમન જોગ પત્ર લખે છે કે "હમોએ ધરંમ ખાતે નીશાલો માંડીને તેનો દરમાઓ આપેઓ ને હવે એ શરવે નીશાલ અંનજુમંનના અવાલામો લેઇને તેનો દરમાઓ નીશાલનાં ફંનડમાંથી અથવા બીજાં ફંનડમોથી આપો." તા૦ ૨૬ મી એપ્રીલ ૧૮૪૩ સુધી એ બાબેનો પોતે ખરચ કીધેલો જણાવે છે અને રોજ હોરમજ માહ આવાં ૧૨૧૨ થી નીશાલો પંચાએતને હસતક કરવા જણાવે છે. એ પત્રમાં જે નીચલી યાદી આપી છે તે ઉપરથી તે વખતે કયાં કયાં નીશાલો હતી અને શું ખર્ચ થતો હતો તે માલમ પડે છે :

"૨૦॥ કોટમો મોદીખાંનાં મધે
    ઘરનું ભાડું
    અંનધારૂને
    મેતાને

૧૦) ધોબીતલાવ ઉપર નીશાલમો મોબેદને.

૫) બારકોટ—
    ૨) મોબેદને
    ૩) મોબેદને

૫) કોલાબામો—
    ૩) અંનધારૂને
    ૨) મેતાને

૫) ભીડી બજારમો મોબેદને

૮) અકલેશરમો મોબેદને—શર જંમશેદજી

૧૮) ભરૂચમો નીશાલ બેએના હા. શેરીઆદજીને—શર જંમશેદજી.

૧૩) રશતંમપરાંમો મોબેદને તથા મેતાને.

૫) વરીઆવમો મોબેદને

૫) એરાવ મધે મોબેદને

૫) ગોપીપરાં મધે મોબેદને."

---

(૧) ચો. ૧૫, બા. ૧૪૭, પા. ૨૦ (૪ થો ભાગ).

તા૦ ૧૪ મી નવેમબર ૧૮૪૪[1] ને દીને બે મેહુતાજીઓએ લખી આપેલા પત્ર ઉપરથી માલમ પડે છે કે એ વખતે સર જમશેદજી જીજીભાઇએ નાસારી મધે મલેસર ફલ્યામાં છોકરાઓને શીખવવા શારૂ ધર્મખાતે પેહલવેહલી નીશાલ ઉંગાડી તેના બે મેહેતાજીઓ (અંબાશંકર નરોતમ અને લખમીશંકર રામશંકર) ને બન્નેને સામતો રૂ. ૧૫) નો પગાર કર્યો. શું શીખવવું તે માટે જણાવે છે કે "બીલકુલ ગુજરાતી લખવાનું તથા ભાગાકાર તથા ગુણાંકાર વગરે જે કાંઇ છોકરાઓને શીખવાનો અભેઆશ હશે તે હંમારે શીખવવો." એ પત્રની નોંધ પંચાએતના દફતરે રાખવામાં આવી છે. એવું દીસે છે કે જમશેદજી જીજીભાઇએ એ ધર્મનાં કામ માટે રૂ. ૫૫૧ થી એક ઘર રતનજી નોશેરવાનજી કાઉશજી ઉરફે તલાતી તથા બેહદીન બેહમનજી ચાંદજી ઉરફે શદરી પાસેથી તા૦ ૭–૪–૧૮૪૫ ને દીને વેચાતું લીધું હતું.[2] તેના મોહલાનું નામ અજીઆ શેરી જણાવ્યું છે. એ વેચાણુ ખત ઉપર ૧૭ જણાની શાક્ષી તરીકે સહી છે.

૪. નવસારી મધે સર જમશેદજી જીજીભાઇએ ઉંગારેલી પેહલી નીશાલ.

(ક) સંવંત ૧૯૦૧[3] (ઇ. ૧૮૪૫) ની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે એ શાલમાં સર જમશેદજીએ "જંદ અવશતાની કેતાબ ૧૦૦૦) શંમાચારમો છપાવી તે હા. મંણુચેરશાજી એદલજી મેતાનાંએ દેશાવર ખાતે તથા મુમબઇ મંધેની નીશાલો તથા દરેમેહરોમાં ધરંમ ખાતે વેંહચી" અપાવી હતી.

૫. સર જમશેદજી જીજીભાઇએ પ્રગટ કરાવેલી (ક) જંદ અવસ્તા અને (ખ) સામાન્ય શીક્ષણ માટે છપાવેલી ચોપડી.

(ખ) સંવંત ૧૯૦૨[4] (ઇ. ૧૮૪૬) ની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં સર જમશેદજીએ મુંબઇ તથા દેશાવરનાં બાળકોને શીખવા શારૂ "કકો બાલકરીનાં ચોપાંનીઆં ૧૦૦૦) તથા વીશેઆંકનાં ચોપાંનીઆં ૧૦૦૦) તથા લીપીધારાનાં ચોપાંનીઆં ૧૦૦૦) તથા બોધ વચંનનાં ચોપાંનીઆં ૧૦૦૦)" છપાવીને ધર્મખાતે આપ્યાં.

---

(૧) ચો. ૧૬, બા. ૨, પા ૧.
(૨) ચો. ૧૬, બા. ૨૦, પા. ૭.
(૩) ચો. ૧૬, બા. ૩૨, પા. ૧૨.
(૪) ચો. ૧૬, બા. ૬૨, પા. ૨૩.

તા૦ ૨૩ મી અકતોબર ૧૮૪૫[1] અને ૨૯ મી એપ્રીલ ૧૮૪૬ ની નોંધ ઉપરથી માલમ પડે છે કે તે વખતે "રેહનોમાએ જરથોશતી" નામનું ચોપાન્યું પંચાએતના આશરા હેઠળ પ્રગટ કરવામાં આવતું હતું અને તેની સંખ્યાબંદ નકલો બહારગામ પણ મોકલવામાં આવતી હતી. તે દુરદેશની જગ્યાઓ જેવી કે હેદરાબાદ, ઓરંગાબાદ, જાલા (? જાલનાં,) નગર, નાગપોર, બંગાલા, મદરાસ, ચીન ખાતે પણ મોકલવામાં આવતી હતી. નીચલાં ગામો ખાતે મોકલવામાં આવેલી જે સંખ્યા જણાવી છે તે પરથી દીસે છે કે એ અરસામાં ત્યાં પારસી વસ્તી સારી સંખ્યામાં થઇ હશેઃ હેદરાબાદ તથા ઓરંગાબાદ ૨૪, જાલા ૧૬, નગર ૨૪, બંગાલા ૫૬, મદરાસ ૪૦, ચીન ૫૬.

૬. રેહનોમાએ જરથોશતી નામનાં ચોપાંન્યાંને પંચાએતનો આશરો.

આ મહાવારી ચોપાંન્યાંની શરૂઆત તા૦ ૧લી જુલાઇ ૧૮૪૨[2] થી કરવામાં આવી હતી. જરથોશતી દીન ઉપર ખ્રીસ્તી મીશનરીઓ જે ખોતા ટીકા કરતા હતા તેનો રદીઓ આપવા માટે એ ચોપાંન્યું નવરોજી ફરદુનજીનાં અધીપતીપણાં હેઠળ પ્રગટ કરવામાં આવતું હતું. દસ્તુર એદલજી દારાબજી સંજાના એ કામમાં નવરોજી ફરદુનજીને મદદ આપતા. એ ચોપાન્યું બે ભાગમાં પ્રગટ થતું. "પેહલા ભાગમાં જરથોશતી ધર્મની સંભાલમાં અને બીજા ભાગમાં ઇશાઇ ધર્મની વીરૂધમાં લખાંણ કરવામાં આવતું હતું." એ ચોપાન્યું ત્રણ વરસ સુધી ચાલ્યું હતું. જામે જમશેદના માલેક પેસ્તનજી માણેકજી એ પ્રગટ કરતા હતા. ડા૦ વીલસને પારસીઓનાં ધરમ સાંમે ટીકા કરનારૂં જે પુસ્તક બહાર પાડયું હતું તેનો ૧૮૪૩ નાં સાલથી એમાં રદીઓ આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. તા૦ ૧ લી એપ્રીલ ૧૮૪૫ થી તા૦ ૩૦ મી જુન ૧૮૪૫ સુધીનાં પુસ્તક ત્રીજાના ચોથાથી છઠા સુધીનાં અંકો તા૦ ૧૯ મી મે ૧૮૪૮ ને દીને વેંહચવામાં આવ્યા હતા, તેની ટીપની એક નોધ મલે છે.[3]

આ અરસામાં કોઇ ફારસી ચોપડીનો તરજુમો પ્રગટ કરવાની બાબદમાં ડોશાભાઇ સોરાબજી મુનશીની મશાવરત લેવામાં આવતી

---

(૧) ચો. ૧૬, બા. ૩૦, તથા ૪૪.
(૨) પા. પ્ર. I, ૩૯૭.
(૩) ચો. ૧૬, બા. ૧૧૯, પા. ૬૫.

૭. ડાશાભાઇ સોરાબજી મુનશી હસ્તક પંચાએતે બહાર પાડેલી ચાપડીએ.

અને તેવણુને તેવી ચોપડી તપાસવાને સોંફવામાં આવતી. એમ ડોસાભાઇ મુનશીના તા૦ ૨૧ મી સપટેમબર ૧૮૪૫[1] ના પત્ર ઉપરથી માલમ પડે છે. તા૦ ૧૦ મી જુન ૧૮૪૫[2] ના એવણુના પત્ર પ્રમાણે એવણે કાંઈ ઓનરેરીઅમ લઇ "ખેશતાબ" કેતાબનો તરજુમો કરી આપ્યો હતો અને "જરદહશત અફશાર" નો તરજુમો કરવાનું કામ હાથ ધર્યું હતું.

આ કેતાબ "કેતાબે ખેશતાબ—જરેદશત અફશાર—તથા જીનદેહરોદ, કે જે નાંમીચા અને માહવીદેઆવાંન જરતોશતીઓએ ફારશીમો બનાંવી હતી, તેહેનો ગુજરાતી તરજુમો," એવે નામે સને ૧૮૪૮ ઇ. સ. માં "શર જંમશેદજી જીજીભાઇ નાઇટનાં હોકંમથી" છપાવી બાહેર પડી હતી.

X.

## બેહદીન મોબેદોએ એક બીજામાં છોકરી આપ લે નહીં કરવાના સવાલની વધુ બાબદ.

૧. બેહદીન મોબેદોએ એક બીજાંમાં છોકરી આપ લે કરવામાં મેલાયલી છુટનો ઘેરલાભ.

આ અરસામાં એવા કોઈક દાખલાઓ મલે છે કે આગલા અરસામાં મેલાયલી છુટ પ્રમાણે જો કોઇ મોબેદો બેહદીનને ત્યાં અથવા બેહદીન મોબેદને ત્યાં છોકરી આપ લે કરતા તો પંચાએતને લખી આપતા કે એવાં લગનના બદલામાં તેઓ પોતાનાં અથવા પોતાને લાગતાં વલગતાંઓનાં ફરજંદો છુટથી આપ લે કરશે. એમ લખાંણુ કરી આપનારા ઉપ્રાંત પણ અવારનવાર બીજાઓથી એ છુટનો વધારે ઘેરલાભ લેવાતો હતો. રોજ ૧ લો માહ ૯ મો સંવંત ૧૮૯૯ નાં વઇશાખ શુદ ૨ વાર શોમે[3] (તા૦ ૨૭ મે ૧૮૪૩) ને દીને એક બેહદીન બાઇએ અરજી કરવા ઉપરથી વાડીઆ નવરોજી શેરો કરી લખે છે જે "એ લોકોએ પાછી બરજાતી માંડીચ ને વલી ઉંગાડું બોલેચ જે બેહેદીનની છોકરી લેશું પંણુ આપશું નહી તેથી એ બાબતમો પાછું છપાવા ઠેરવીઉંચ

(૧) ચો. ૧૬, બા. ૨૬, પા. ૧૦.
(૨) ચો. ૧૬, બા. ૨૮, પા. ૧૦.
(૩) ચો. ૧૫, બા. ૧૨૯, પા. ૧૧, (ભાગ ૪ થો)

જે જે કંઇ આગલા બુજોરગોએ મુમબઇમો ધારો બાંધેઓચ તેજ ધારો કાએમ રાખેઓચ." ફરાંમજી કાવશજી તા૦ ૬ થી જુન ૧૮૪૩ ને દીને મીનીટ કરે છે જે "જે મોબેદો જે આશરવાદ પાડેચ તેને નોટીશ આપો જે જે અંધેઆરૂ પંનચાતની રજા વગર આશરવાદ પાડશે તેને શજા એ જે વરશ ૩ નેઆતબાહેર મેલવો તાં વેર કાંમ દરૂશ થાશે નહી." ઉપર જે જણાવ્યું છે કે કેટલાકો થોડીક મેલેલી છુટનો લાભ લઇ લખાંણુ કરી આપના હતા તેનાં કેટલાક દાખલા નીચે પ્રમાણે છે.

(ક) તા૦ ૧૧ મી એપ્રીલ ૧૮૪૩[૧] ને દીને આ. માનેકજી કોટવાલ પંચાએત જોગો પત્ર લખી આપી કબુલ થાએ છે કે તેને બેહદીનની છોકરી સાથે નાતરૂ કરવાની પરવાંનગી આપવી તેના બદલામાં તે પોતાને ત્યાં છોકરી આવે તે બેહદીનને ઘેર આપશે. (ખ) તા૦ ૮ મી મે ૧૮૪૩[૨] ને દીને ફરાંમજી કાવસજીની ઓફીશમાં મલેલી પંચાએતની મીટીંગના હેવાલ પ્રમાણે એક મોબેદ આ. ધનજીભાઇ બુમલા એ પ્રમાણે તા૦ ૮ મી મે ૧૮૪૩ ને દીને લેખીત કબુલાત આપે છે.[૩] (ગ) એવો બીજો દાખલો તા૦ ૧૪ માર્ચ ૧૮૪૩[૪] નો ધનજીભાઇ ફરાંમજીનો છે.

ઉપર જણાવા પ્રમાણે મેલેલી છુટછાટનો લખત લખી આપીને ઘણો લાભ લેવાતો હોવાથી તા૦ ૧૩ મી જુન ૧૮૪૩[૫] ને દીને વાડીઆ નવરોજી, વાડીઆ બમનજી ઉપર એક પત્ર લખે છે કે જે કરવામાં આવ્યું છે "તે આપણી ભુલ છે તેથી તમોને તથા બીજા શાહેઓને શાથે થેરવીઉંચ જે હાલ તરત હેંનડ બીલો છપાવીને કુલ જરથોશતીઓને આપવાં જે હવે પછે કોઇનું લખત લેશે નહી. પંન જે આ. બેહેદીનને છોકરી આપશે તેજ બેહેદીનની છોકરી લેશે તેથી મેરબાંની કરી શહી કરી આપજો ને તમારે તે નહીંજ કરવું હોએ તો શેવકને હવેથી માંફ આપજો."

---

(૧) ચો. ૧૫, બા. ૧૧૯, પા. ૬ (ભાગ ૪ થો).
(૨) ચો. ૧૫ બા. ૧૨૦, પેટાં બા. ૨, પા. ૭. (ભાગ ૪ થો.)
(૩) ચો. ૧૫, બા. ૧૨૧-૨૨ પા. ૭-૮ (ભાગ ૪ થો.)
(૪) ચો. ૧૫, બા. ૧૨૭, પા. ૧૦ (ભાગ ૪ થો)
(૫) ચો. ૧૫, બા. ૧૩૬, પા. ૧૪, (૪ થો ભાગ).

એવા દાખલા વધુ બનતા હોવાથી ઉપર જણાવવા પ્રમાણેની વાડીઆ નવરોજીની સુચના પ્રમાણે એ બાબે એક જાહેર ખબર[1] બાહેર પાડવામાં આવી જેના ખરડા ઉપર જીજીભાઇ દાદાભાઇ અને વાડીઆ બમનજી હોરમજીએ બહાલી આપેલી આપણે જોઇએ છીએ. તે નકલ નીચે પ્રમાણે છે:—

એવી આપ લે બંધ કરવા કાજેનું જાહેરનામું.

"જાહેરખબર

શંમશત મુંમબઇની કુલે જરથોશતી ફીરકાનાં બેહેદીનો તથા મોબેદોને જાહેર થાએ જે અશલ આપડા બોજોરગોનો બંદોબશત કીધેલો છે જે મોબેદ તથા બેહેદીન એક બીજામો છોકરી આપવી તથા લેવી નહી. કેમકે મોબેદ લોકો પોતાની છોકરી બેહેદીનોનાં છોકરાવો શાથે અદરાવતા નથી ને બેહેદીનોની છોકરી શાથે પોતાનાં છોકરાવોને અદરાવે છે તે કારંણ ઉપરથી બંદોબશત કીધેલો હતો જે જાંહાં શુધી કુલે મોબેદો રાજી થાઇને પોતાની છોકરી બેહેદીનોનાં છોકરાઓ શાથે અદરાવાનું કબુલ નહી કરે તાંહાં શુધી કાંઇ બેહેદીન મોબેદને ઘેર છોકરી આપે નહી. તેજ બંદોબશત પરમાંણે ઘણાં વરશથી ચાલેઉં હતું. પંણ જારે આ. હોરમજજી ભીખાજી ચીનાંઇની છોકરીને બેહેદીનને ઘેર પરંણવાની તથા આ. હોરમજજી દોરાબજી લશકરીનાં છોકરાને બેહેદીનની છોકરી શાથે પરણાંવાની રજા આપી તારે શંવત ૧૮૮૮ નાં વરશમો શંમશત અંનજુમંન મલીને નવો બંદોબશત ઠરાવેઓ કે જે મોબેદ પરથંમ પોતાની છોકરી બેહેદીનને ઘેર આપે તે મોબેદ બેહેદીનની છોકરી લીએ. તાર પછે બેચાર કારી પાઘડીઆ અંનઘેઆરૂઓએ પંનચાતમો લખી આપીને બેહેદીનની છોકરી લીધી છે જે તેવોને તાં છોકરીનું ફરજંદ થાશે તે બેહેદીનને ઘેર અદરાવે શહી. હેવું કબુલ કરીને બેહેદીનોની છોકરી લીએ છે પંણ આપતા નથી વાશતે આજ દીને પંનચાતના અકાબરોએ ઠરાવેઉં છે કે શંવત ૧૮૮૮ નાં વરશમો અંનજુમંને નવો બંનદોબશત કીધેલા છે કે જે અંનઘેઆરૂ બેહેદીનની છોકરી લેવા માંગે તે પરથંમ પોતાની છોકરીને બેહેદીનને ઘેર આપે તો બેહેદીનની છોકરી લીએ. તે એજ બંદોબશત કાંએમ રાખેઓ છે તેથી કોઇ મોબેદ અથવા બેહેદીન ઉલટો ચાલશે તે પંનચાતનો તકશીરવાર થાશે શહી."

---

(૧) ઉપલોજ હવાલો.

## XI.

## બહારગામોની અનજુમનોને પંચાએત તરફની મદદ.

તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૩૭ [1] ને દીને સુરતમાં મોટી આગ લાગી હતી, તેનું શંકટ તાલવા કાજે એક મોટું ફંડ બરપા થયું હતું. તે જમશેદજી જીજીભાઇ સન્સ એંડ કુ.માં રાખવામાં આવ્યું હતું. તેમાંથી તે આગમાં સપડાયલા ગરીબોને, અનાજ, કપડાં, ઘર બાંધવાનો સામાન વીગેરે અપાવતાં તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૩૯ નાં દીન સુધીમાં ઉપલી પેહડી પાસે રૂ. ૧,૧૦,૩૦૦) બાકી રહયા હતા. એ બાબે ઠેડાવ થયો કે એ ફંડ હીંદુઓ અને પારસીઓએ ભર્યું હતું તેથી એ બાકી એ બે કોમનાં સુરતનાં ગરીબો માટેનાં ફંડ સ્થાપવામાં વેંહચી નાખવી. તે ઠેડાવ મુજબ હીંદુઓનાં ફંડ માટે રૂ. ૫૧૩૦૦) અને પારસીઓનાં ફંડ માટે રૂ. ૫૯૦૦૦) જુદા પાડવામાં આવ્યા. પારસીઓનાં ફંડને "પારસી સુરત ચેરીટી ફંડ" નું નામ આપવામાં આવ્યું અને તેનું નાણું નવરોજી જમશેદજી (વાડીઆ), ફરાંમજી કાવસજી, બમનજી હોરમજી (વાડીઆ), ખરશેદજી કાવસજી, જમશેદજી જીજીભાઇ, જીજીભાઈ દાદાભાઇ, ખરશેદજી જમશેદજી એઓનાં નામ પર રોકવામાં આવ્યું. એ આગની આફતને વખતે ચીનના પારસીઓએ રૂ. ૨૩૭૩૨) અને ૩૫) રેસ ત્યાં એક ફંડ બરપા કરી ભેગા કર્યા હતા. તે રકમ જે ફરાંમજી કાવસજી પર આવી હતી તે રકમ પણ ઉપલી રકમમાં આમેજ કરવામાં આવી. એ રકમ માટે એક ટ્રસ્ટ દીડ કરવામાં આવ્યું. વલી સુરતની પારસી પંચાએતની પોતાની રૂ. ૧૩૩૪૭) અને ૧૬) રેસની રકમ મેશર્સ ફોર્બસ કું.માંથી મંગાવી તે રકમ પણ ત્યાંની પંચાએતે એ ફંડમાં આમેજ કરવાનો ઠેરાવ કીધો. એ મુજબ કુલે રૂ. ૯૬૦૭૯) ૫૧) રેસની રકમ થાઇ. જમશેદજી જીજીભાઈની પેહડીએ પોતાના કલકતાના એજંટો મેસર્સ કોલવીન એનસલી કોવી એંડ કુ. (Colvin Anislee Covie & Co) ની મારફતે Chartered Bank of Bengal નાં ૧૫) શેરોમાં એ રકમ રોકી. એમ રોકવા બાદ જમશેદજી જીજીભાઈની પેહડી ઉપર એ ખાતાંની રૂ. ૧૭૮૪) ની બાકી રહી.

*૧. સુરત ખાતે લાગેલી મોટી આગ પછી સુરત પારસી ચેરીટી ફંડની સ્થાપણું.*

એનાં પેહલાં ટ્રસ્ટદીડ વખતે એ ફંડની વ્યવસ્થા કાજે સુરતની પંચાએત ૧૩) સાહેબોની બની હતી. તા૦ ૫ મી નવેમબર ૧૮૪૧ [2] ને દીને પંચાએતના

---

(૧) પા. પ્ર. I, ૩૦૩.
(૨) ચો. ૧૫, બા. ૭૬, પા. ૨૬, (બીજો બાગ)

સાહેબો એક જાહેર ખબર છપાવી એ ફંડના સુરતના કારોબારીઓને કેમ ઓલખવા તે બાબે નીચે પ્રમાણે ખબર આપે છેઃ– "શ્રી જરથોશતી અંનજુમંનને માલંમ થાએ જે શ્રી શુરતનાં જરથોશતીઓનાં ધરંમખાતાંનાં ફંનડની ચોપડીઓ શ્રી મુંમબઇનાં શમાચારનાં છાપાખાંનાંમો તારીખ ૬ ઠી મેએ શને ૧૮૪૧ ને દીને છપાઇને પરગટ થાઇ છે તે મધે કેટલીએક જગોએ શ્રી શુરતનાં પારશીની પંનચાત જાંણવી હેવી રીતે છપાઇઉં છે તે મધે કેટલાએક શબબેથી હરકત નજર આવી તેથી તેની જગો ઉપર ધરંમનું કામ ચલાવવાનાં તરશટીઓ જાંણવા શાહી."

આ ટ્રસ્ટડીડ થયું તેની આગમચ અત્રે પંચાએત તરફથી સુરત મદદ જતી હતી. તે મદદના રૂપીઆની વાંટણી દીનશાજી એદલજી હસ્તક થતી હતી. તેવણુની પૈસા સંબંધી હાલત મુશકેલીમાં આવવાથી બીજે હાથે વાંટણી થવા લાગી. તેવાણુના અત્રેની પંચાએત ઉપર નીકલતા રૂપીઆ પંચાએતે તા. ૯ મી જુન ૧૮૩૮ ને દીને રસીદ લઇ સરકારના અમલદાર (Common Assignee Mr. Spencer Compton) ને આપ્યા.[1] તા. ૧૫ મી મે ૧૮૩૮[2] ને દીને પંચાએતના સાહેબો સુરત હોરમજી દાદાભાઇ આલપાઇવાલા ઉપર લખે છે કે હમારી પંચાએતનાં નાવારેસ આસામીઓને હમારી પંચાએતને હીસાબે તમારી પેહડીએથી તા. ૧ લી નવેમબર શને ૧૮૩૭ થી દર મહીને મુશારો આપતા રેહવું.[3]

---

(૧) ચો. ૧૪, બા. ૪, પા. ૭ (૨) ચો. ૧૪, બા. ૪, પા. ૫.

(૩) ઉપલાં પારસી સુરત ચેરીટી ફંડની સને ૧૯૨૯ના સાલની શરૂઆતમાં કુલે પુંજી રૂ. ૫,૯૪,૮૪૦-૧૦-૫ ની છે. તેના હાલના ટ્રસ્ટીઓ નીચલા છેઃ

નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, શેઠ મેરવાનજી મંચેરજી કામા, શેઠ મનચેરજી પેસતનજી ખરેગાત, ખા. બા. ફરદુનજી મંચેરજી દસ્તુર, સર બેરામજી જીજીભાઇ, શેઠ ફરામરોજ હોરમસજી વકીલ, શેઠ હોરમઝદીઆર કુંવરજી કોયાજી. હીંદુઓના રકમના "હીંદુ સુરત ચેરીટી ફંડ" ની રકમ ૧૯૨૯ ની શરૂઆતમાં રૂ. ૪,૬૪,૬૨૨–૫–૪ ની છે. તેના હાલના ટ્રસ્ટીઓ નીચલા છેઃ

શેઠ દાહયાભાઇ તાપીદાસ, શેઠ ત્રીભોવનદાસ નરોતમદાસ, શેઠ હીરાલાલ દાહયાભાઇ નાણાવતી, શેઠ મંગલદાસ વીજભુખણદાસ, શેઠ વરજીવનદાસ મોતીલાલ, શેઠ નગીનદાસ માણેકલાલ. પારસીઓ અને હીંદુઓના સંકટના એ આગલો સંબંધ, ઘણો નહી તો થોડો, હાલમાં પણ જલવાઇ રહેલો છે અને હજુર પારસી પંચાએતના એક મેહતાજી થોડુંક લવાજમ લઇ આ હીંદુ ફંદનું પણ કામ કરે છે.

તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૪૩ર નાં દીને જમશેદજી જીજીભાઇ "શરવે શાહેઓને માલ'મ થાએ જે" એવી શરૂઆતથી એક સરકયુલર કરે છે, તે ઉપરથી નીચલી હકીકત માલમ પડે છેઃ "ઉદવાડેનાં આતશબેહેરાંમ મ'ધે જુનું રૂપા કાંમ ભાગેલુ' પડી રહીઉ' હતું તેહેનાં ભર'મ ને લીધે તાંહાં જરા ચોરોની પણ દેહેશત રેતી હતી તેથી દશતુરજી દારાબજી બેહરાંમજીએ અતરે વાડીઆજી નવરોજજી જ'મશેદજી ઉપર બાકશ ૧) ભરીને મોકલો છે તે કુલ આશરે તોલા ૧૨૦૦ ) છે તથા આતશબેહેરાંમ મ'ધે પેટી છે તે મ ધે જે કાંઇ રૂપીઆ હાલ પડેઆ હતા તે તો શરવે અ'નધે-આરૂઓએ વેહે'ચી લીધા. તાર પછી શરવે જણાં મલીને એમ ઠરાવીઉ' છે કે હવે પછી જે કાંઇ પેટી મ'ધેથી નાણુ' નીકલે તે વે'હે'ચવુ' નહી. એકઠું' કરીને શ્રી મુમબઇ મોકલવુ' તેથી તે પેટી મ'ધેથી રૂ. ૪૩૫) નીકલેઆ તે અતરે વાડીઆજી ઉપર મોકલેઆ છે જે કાંઇ રક'મ થાએ તો વરશ દાહાડે વેઆજનુ' જે ઉપજે તે તથા ભાઇ વીકાજી મેહેરજીભાઇને તાંહાં શ્રી ચીનથી આવેલો અવેજ છે તેનુ વેઆજ થાએ તેની શાથે હરશાલ અનાંજ તથા રોકડાની હુંડી વાલે તો ગરીબ લોકોને કાંમ આવે તેથી એ રૂપાં કાંમ છે તે વેચીને હેનુ' નાંણું આવે તેભી એ ફ'નડ મ'ધે નાંખીને એકઠી રક'મ કરીને શ્રી ઉદવાડાનુ' ધર'મ હેવે નાંમનુ' એક ખાતુ' પાડીને આપડી પ'નચાતની ચોપડી મ'ધે જ'મે કરી રાખવુ' ને તેનુ' વેઆજ ટકા ૬) લખેનુ' જે થાએ તે એ ગરીબ લોકોને હર શાલ પોહોચાડવું તેથી ત'મો શાહેઓના એ રીતે કરવાની રજા જોઇએ છે તે હોક'મ ફરમાવો તો કરીએ."[3] બધા સાહેબોએ એમ કરવાની બહાલી આપી હતી. વીકાજી મેહરજીએ તે ઉપર મીનીટ કીધી છે "કે ચીનનુ' ફ'નડ ઉદવાદેનાં ગરીબો બાબે છે તે પ'નચાતમાં શરવે ફ'નડ હશાબ ચુકતે પ'નચાતમાં રાખવુ'. તે બાબે શરકીઉલર ચીનવાલાને દેખાડયા કરાવેરૂ' છે."[4] એ ખાતાંની પેહલ વેહલી

૨. ઉદવાદેનાં આતશબેહરાંમ સાહેબનાં ફ'ડની સ્થાપણાં.[1]

---

(૧) એ ફ'ડ હાલમાં "શ્રી ઉદવાદા આતશબેહેરાંમ સાહેબનુ' ફ'ડ" ન'. ૭ છે.

(૨) ચો. ૧૫, બા. ૧૫૩, પા. ૩, (૫મો ભાગ).

(૩) આ ફ'ડની બાબદમાં તા૦ ૧૨-૧૧-૧૯૧૭ નાં ન'. ૭૩૦ વાલા સુટ પ્રમાણે કોરટની બહાલી લઇને ઠેરવ્યુ' છે કે "ગરીબ મોબેદો" (poor Mobeds) એવા શબ્દો તા૦ ૪-૧૨-૧૮૫૧ ના ત્રસ્ટદીદમાં વાપડયા છે તમાંથી "ગરીબ" બોલ કાહાડી નાખવો.

(૪) ચો. ૧૫, બા. ૧૫૩, પા. ૩.

રકમ રૂ. ૨૦૦૦) ની સંવંત ૧૯૦૦ નાં સાલમાં તા૦ ૧૧ મી એપરીલ ૧૮૪૪ ને દીને જમે થાઇ છે. એ ખાતાંની હકીકત તા૦ ૨ જી ફેબરવારી ૧૮૪૫ નાં મુંબઇ સમાચારમાં પાને ૧૪૧ માં પણ છપાઈ છે. એ રૂ. ૨૦૦૦) ની રકમ નીચે મુજબ બરપા થાઇ હતી.

૧૦૯૭॥૧) ઉપર મુજબનું રૂપાંકામ તોલા ૧૨૧૧॥ નાં દર તોલા દીઠ રૂ. ૦॥=॥ મુજબ રાસબંધ ઉપજ્યા.

૪૩૫) પેહલા સર જમશેદજી જીજીભાઈ ઉદવાડે ગયા હતા ત્યારે તેવણુનાં રેશાલાનાં ૪૩૫) ત્યાંનાં મોબેદોની પેટીમાં પડયા હતા.

૪૬૭)૮ ઉપલી બે રકમનાં રૂ. ૧૫૩૨॥ ૧૭ ઉપજ્યા તેમાં શર જમશેદજી પોતે રૂ. ૪૬૭)૮ ઉમેર્યા અને એ ખાતાંની શરૂઆતની પુંજી રૂ. ૨૦૦૦) ની થાઇ.

---

૨૦૦૦)

ક. ઉડવાડાના ગરીબોમાં અનાજ વેંહેચવાની શરૂઆત.

તા. ૬ થી ઓગસ્ટ ૧૮૪૫ [1] ને દીને ઉંડવાડા ખાતે ગરીબોને મુક્તાદ તાકણે અનાજ વેંહેંચી આપવાની શરૂઆત થાઇ. દરેક આદમીને “ ડાંગી ફરા ૩॥ તથા શુકીઉં ફરા ૨॥ દમણી લખે આપેઉં.” એમ ૨૧૪ મોબેદોને, ૨૭ મોબેદોની નાવારસ ઓરતોને, બેહેદીનો જંણુ ૮૬॥ નાધલા મોતાને, અને બેહેદીનોની નાત્રારેશ ઓરતો જંણુ ૯) ને આપવામાં આવ્યું. દર નાધલાં બચાં, જનમથી તે સદરો પેહેડે ત્યાં સુધીનાંનો ૦। ભાગ ગણાતો. સદરો પેહેડે ત્યાંથી નાવર થાય ત્યાં સુધીનાનો ૦॥ ભાગ અને તે પછીનાનો ૧) ભાગ ગણાતો. કુલે અનાજ હારા[2] ૬૩) ને ફરા ૩ વેંહેચી આપવામાં આવ્યો. તે પાછલ ખરીદીનો ખરચ રૂ. ૬૨૦॥ થયો હતો.

---

(૧) ચો. ૧૬, બા. ૨૪, અને ૨૪૩, પા. ૮.
(૨) હારો. સાત મનનો એક હારો થાય.

રોજ ૧૧ માહ ૩, સંવંત ૧૮૯૪ ના માગશર શુદ ૧૧ વાર રવેઉ[1] (તા. ૯ મી ડીસેમબર ૧૮૩૭) ને દીને સુંવાલી ગામના પારસીઓ અત્રેના સાહેબોને અરજ કરે છે કે તેઓને "જુલંમગાર હરવંદનાં તા. પતેલનાં લોકોનાં જુલંમથી" ખલાસી અપાવવી. આગલનાં વખતમાં "લોકો પાશેથી ગેરની ખંણુની આગલ રૂ. ૨) લખે લેતા હતા તે ગરીબ લોકોને રૂ. ૨) ભરતાં મુશકેલ પરતી ને પાલવું[2] તા. હરઘો એમ કરીને વરશ ૧) કે ભરી રેતા તેબી પંન દારૂ તા. તારીનો ઇજારો હતો નહી તે શબબથી તે ગરીબ નાંચાર લોકો દારૂ તા. તારી વેચીને પોતાનું ગુજશ કરતું ને શ (ર)કારને પંન ભરતું ને હાલમો વરશ ૭ શાત થાઆં દારૂ તા. તારીનો ઇજારો રૂ. ૭૫૦) અંકે શારી શાતશો કીધો તેથી લોકો ગનુ નાચાર ને નાંકઉવત થાઇ ગીઉ ને ભુખે મરે તે લોકો ઉપર તાલુખદાર પતેલ લોકોએ શરકારથી મોશલ[3] કરાવીને રાંદી રાંદો ઓરત તા. બેવારેશ દોશીઓને જેથી ઉઠીને ઉભુ રેવાએ નહી તેવાં માંનશોને તાંહ શરકા(ર)ના મોશલ બેશારા ને તે નાચાર ઉપર શકતી કરાવી તા. બીજી ઓરતોને બોલાવીને શરકારની ગીઆટ[4] ઉપર ઉભી રાખી એ પરમાંને લીઆંનશી[5] કરીને કારતગ શુદ ૫ ઉપર રૂ. ૫) પાંચ એક દારે લઇ મેલા." એ વીગેરે લખીને અરજ કરે છે કે "પેશવાઇ વખતની બેઠક તા. ખની[6] તા. બીજી બાબદો રૂ. ૫૫૦૦૦) અંકે પચાંવંન હજાર અંગરેજ બાહદરે કારી નાખા ને શાહેબજી હમારાં ગાંમનાં રૂ. ૧૫૦) અંકે દોડશોની કાએનાથ છે. તેમો શરકારનો તકશીર કાંઇ નજર આવતી નહી બધો તકશીર કાહરબારી લોકોનો છે તેથી શાહેબજી બાબદ અંગ ઉપર લઇને હમો ગરીબ નાંચાર લોકોનો છુતકો કરો."

૪. સુમાલીની અનજુમન.

(ક) સુમાલીની અનજુમનની અરજ કે તેઓ પાસેથી લેવાતો વેરો માફ કરાવવો.

એ સુમાલીની અનજુમનના કેટલાક શાહબોએ ૧૭ મી મે ૧૮૪૩[7] ને દીને અત્રેની અનજુમન ઉપર પત્ર લખી અરજ કીધી કે "ઘણું વરશ થઆં હમો ગરીબ માંણુશોએ શ્રી મોરા તથા શુમારી તથા ડામકાના નશેશાલ જણુ બેએને

(ખ) નસેસાલારો માટ કરેલી અરજ.

---

(૧) ચો. ૧૪, બા. ૩, પા. ૨. (૨) પાવશે.
(૩) Ar. "મુહસ્સિલ" એટલે "tax-gatherer, bailiff," કર ઉગરાવનાર.
(૪) Guard. (૫) અપમાન. (૬) ખંડણી.
(૭) ચો. ૧૫, બા. ૧૩૧, પા. ૧૧, (૪ થો ભાગ).

પગાર દર માશ એકે રૂ. ૧૦) દશ આપતા હતા પંણ હમો ગરીબથી હવે નીભાતું નથી ને એ ધરંમ બાબે ઉધરાંણું કરીને અમોએ રૂ. ૭૦૦) શાતશો એકટા કરેલા છે તે પા. જીજીભાઇ દાદાભાઇની પાશે છે તે તમો લઇને તમારી નજરમો આવે તે ધરંમખાતાંમો નાંખીને એ નશેશાલને મહીનો તમો આપો તો તમો મેમબરોને તથા અંનજુમંનને ગણો મોટો શવાબ લાગશે.” એ બાબે જીજીભાઇ દાદાભાઇ શેરો કરે છે કે “એ રૂપીઆ શુરતનાં ફંનડમો નાંખીને તે ફંનડમોથી નશેશાલને દરમાઓ આપો તો એબી શવાબ ને ધરંમનું કાંમ છે.” પારસી પંચાએતના સંવંત ૧૯૦૩ (ઇ. ૧૮૪૮) ના હીસાબમાં (પા. ૯૧) આપણે પેહલ વેહલી એ સુંવાલીની બાબદ જોઇએ છીએ. તેમાં આગલા સાલની બાકી તરીકે ૨૦૦૪॥।૪| ની રકમ જમે થઇ છે.[1]

૫. ભાઠાની અનજુમને નસેસાલારો સંબંધી માંગેલી મદદ.

તા૦ ૨૮ મી મે ૧૮૩૮[2] ને દીને અત્રેવાલા સાહેબો મોદીજી ઉપર પત્ર લખે છે તે ઉપરથી માલમ પડે છે કે ભાઠેના ગરીબ જરથોશ્તીઓએ અત્રે અરજ કીધી હતી કે ત્યાં રવાંન થાય છે ત્યારે ખાંધ્યા નશેશાલારોને પેહડવાનાં જુનાં કપડાં મલી આવતાં નથી અથવા કોઇ વખતે ગેહાંન તથા દાંડો તથા પતરૂં પણ મલી આવતાં નથી. તે ઉપરથી અત્રેવાલા સાહેબોએ મોદીજી ઉપર લખી અત્રેની પંચાએત તરફથી રૂ. ૩૬) સુધીનો ખર્ચ કરવાને જણાવ્યું. તા૦ ૧૦ મી અકટોબર ૧૮૩૮[3] ને દીને અત્રેથી લખેલાં પત્ર ઉપરથી માલમ પડે છે કે મોદીજીએ એ કામ માટે રૂ. ૪૯॥ ખરચ્યા હતા; તેથી એ વરસ તો આપવાનું જણાવ્યું પણ આવતે વરસથી રૂ. ૩૬) શુધીનોજ ખર્ચ કરવાની તાકીદ કીધી.

૬. વલસાડ ખાતે નવાં દખમાંની બાબદ.

તા૦ ૧૩ મી મે ૧૮૪૨[4] ને દીને દમણથી કાવશજી બેરાંમજી, જમશેદજી જીજીભાઇ ઉપર પત્ર લખે છે તે ઉપરથી માલમ પડેછે કે વલસાડ મધે નવાં દખમાંની જરૂરીઆત ઉપર ધ્યાંન ખેંચાવાથી જમશેદજી જીજીભાઇએ પુછપરછ કીધી હતી. તે પુછપરછના જવાબમાં નીચલી હકીકત માલમ પડે છેઃ—

(ક) વલસાડ ખાતે એક જુનું દખમું સંવંત ૧૮૩૩ (ઈ. ૧૭૭૭) નાં

---

(૧) સંવંત ૧૯૩૭ (ઇ. ૧૮૮૨) ના છાપેલા હીસાબ (પા. ૯૨) પ્રમાણે એ રકમ બીજી રકમ સાથે મલી કુલ્લે રૂ. ૨૫૦૦ ની પેટાં રકમથી “શ્રી શુમાલી, મોરા તથા ડાંમકા વીગેરેના જરતોશ્તી રવાંનોને અવલ મંજલ પોંહોચાડવાનાં ફંડ”નું ખાતું પડયું છે.

(૨) ચો. ૧૪, બા. ૭, પા. ૬.

(૩) ચો. ૧૪, બા. ૧૯, પા. ૧૩.

(૪) ચો. ૧૫, બા. ૧૦૪, પા. ૧૫, (૩ જો ભાગ).

સાલમાં, એટલે આ અરસાથી ૬૫ વરશ આગમચ, બંધાયું હતું પણ તે ધણીક જગ્યાએથી ભાંગતુટ થયું હતું. તે પછી ઇ. સ. ૧૮૩૦ માં એટલે આ અરશાની ૧૨ વરશ આગમચ નવુ દખમું બાંધવા માટે મુંબઇની પંચાએતને હીશાબે તાંણો પણ પુરાયો હતો, પણ "વલશાડની અનજુમંન ખાતે એકદેલી નહી, તેના શબબથી જે તાંણો પુરી પાએઓ બાંધેલું છે," તે કામ અધુરૂં રહી ગયું. ઊંડવાહાનાં દખમાંનાં કદનાં જેવાં દખમા કાજે તાંણો પુરેલો હતો. એ ઊંડવાહાનું દખમું ૮૭ કે ૮૮ પાએરીનું છે, તે ઉપર ૯ા હજાર રૂપ્યાનો ખરચ તે બાંધતી વખતે થયો હતો. એ ખર્ચ ઉપ્રાંત લાડી પથ્થર લોહડું શીશું વગેરે મુંબઇથી ગયું હતું તેનો ખર્ચ જુદો. એટલે ૯ા હજાર અને પથ્થર શીશું લોહડું વગેરેનો જુદો ખરચ એ વલસાડનાં દખમા માટે અડસટવામાં આવ્યો. એ બાબે તા. ૧૯ મી ઓગસ્ત ૧૮૪૨[૧] ને દીને વાડીઆ નવરોજી, જમશેદજી જીજીભાઈ પર પત્ર લખી એ દખમાનાં ફંદમાં ભરાયલા રૂપ્યાના સંબંધમાં બે લીસ્ટો મોકલી આપે છે. ૧. જે રૂપીઆ ભરઇને વશુલ થયલા તેનું અને ૨. ભરાયલા પણ વસુલ નહી થયલા તેનું. તેમાં લખે છે કે "માંણેકજી જીનાં પાશેથી એ બાબે લખેઉં કરવું તેનો ખરડો બી અરદેશરને દીન ૫ થાએઆ આપેઓ છે તેબી જોવાને મુરબીજીની નજરમો જે કંઇ આવે તે ફેરફાર કરવું ને પછે શરવે શાહેબોને દેખાડી શરવેનું કંનશુલત લેઇને[૨] દરૂશત કરીએ." વલસાડના દખમાનું ફંદ વીકાજી મેહેરજીને ત્યાં એકથું થાતું હતું. તેના તા. ૨૮ જુન ૧૮૪૫[૩] ને દીને વીકાજીએ કુલે રૂ. ૧૧૦૮૯ાાા૧ પંચાએતના તરસ્તીઓને હવાલે કીધા.

તા. ૮ મી ઓગસ્ટ ૧૮૪૬[૪]નાં જીવનજી રતનજી બીલીમોરીઆના લખત ઉપરથી માલમ પડે છે કે એ ધણીને રૂ. ૧૨૦૦૦) ની રકમથી એ દખમાનું કામ ઉધરૂ સોંપવામાં આવ્યું હતું. અસલ જુનો પાયો નાંખેલો હતો તે ઉપર ૯૦ પાએરીનું દખમું બાંધવાનું ઠેડવ્યું હતું. એજ રકમની અંદર એ ધણીએ અસલ જુની સગડી હતી તે દરૂસ્ત કરી આપવાનું "હક માંફેક દશતુર તથા મોબેદોને ઘટારત છે તે આશોદાદ" આપવાનું અને ઇજાતી વખતે ગામનું જમણ બી કરવાનું કબુલ કર્યું હતું. ધરંમનું કામ સમજી જો રૂ. ૧૨૦૦૦) માં ઉગાલો થાય તો બાકીના રૂપીઆ પંચાએતમાં પાછા આપી દેવાને અને વધારે ખરચ થાય તો પોતે ગાંઠથી ભરવાને ખુશી દેખાડી.

---

(૧) ચો. ૧૫, બા. ૧૦૬, પા. ૧૫, (૩ જો ભાગ)
(૨) Consent લેઇને અથવા Consult કરીને.
(૩) ચો. ૧૬, બા. ૧૬, પા. ૫. (૪) ચો. ૧૬, બા. ૫૪, પા. ૨૦.

તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૪૩[1] ને દીને ખરશેદજી રૂશતમજી દેશાઇ, તેમુલજી જામાજી દેશાઇ, રૂસ્તમજી હોરમજી મોદી વીગેરે

૭. વડોદરા ખાતે દખમું. ૩૨) જન અત્રેવાલા શાહેઓને અરજ કરે છે કે "વરોદરામો ઘણી મુદત થઇ બેહેદીન લોકોની વશતીનો જમાવ થઓ પંણુ કોઇ બેહેદીનની કજા આવી પોંચે છે તારે શ્રી ભરૂચ શેહેર કોશ ૩૦ અશલ મોટું પંનતક છે તાંહાં તે બેહેદીનોનાં રવાંનને ભરૂચને દુખમે પોંચાડવું પડે છે તેથી મોટી તશદી પાંમીએ છેઇએ તે ઉપરથી ઉઘરાંણું કરી તથા તમો શાહેઓની મોટી મદદ પોંચેઆથી દોખમુ તઇઆર થઉં અને ભરૂચના દશતુરજી તથા મોબેદોને બોલાવીને ઇંજાવેઉં છે પંણુ નીચે લખેલી બીનાં વનાં કાંમ ચાલતું નથી." એમ જણાવી દખમાં આગળ બાહરનાં રૂવાંનોને શારૂં એક ગટકો, એક કુવો અને એક નશાખાનું બંધાવાની અને એક નશેશાલારની જોર અને દખમાં આગળ ચોકી કરનાર માણસ, એ શરવની અને શાથે એક દરેહમેહર અને બરશનુમવાળા મોબેદોની એક જોડની સગવડ કરી આપવા અરજ કરે છે. તેઓ જણાવે છે કે એ સર્વની સગવડ ન હોવાથી "દોખમું ઇજાએલું તઈઆર થાએલું બંધ પડી રહેલું છે."

૮. રાંદેલનાં દખમાની બાબદ. સંવંત ૧૯૦૨[2] (સને ૧૮૪૬) ની નોંધ ઉપરથી માલમ પડે છે કે રાંડેલનાં નવાં દખમાં માટે અત્રે ઉગરાંણાની ટીપ ફરતી કરવામાં આવી જેની શરૂઆત સર જમશેદજીએ રૂ. ૧૧૦૦ ભરી શરૂ કીધી.

૯. આ અરસામાં બાહેરગાંમો ખાતે મુકતાદ તાંકણે મદદ મોકલવાની શરૂઆત. આગલાં સાલોની હકીકત ઉપરથી માલમ પડે છે કે મુકતાદ તાંકણે જે અત્રે ફંડ કાજે લીસ્ટ ફેરવવામાં આવતું હતું, તેમાં ભરાતી રકમ અત્રેજ પંચાએતના ધરમખાતાંઓમાં વાપરવામાં આવતી હતી. પણ હવે આ અરસાથી સુરત, ભરૂચ, નૌસારી, બીલીમોરા, ગણદેવી વીગેરે ગામોમાં મુકતાદ તાંકણે મદદ મોકલવાનું શરૂ થયું.

---

(૧) ચો. ૧૫, બા. ૧૨૫, પા. ૯ (૪ થો ભાગ).
(૨) ચો. ૧૬ બા. ૮૦, પા. ૩૦.

તા. ૨૯ આગસ્ત ૧૮૪૧[1] ને દીને "શી દાદાર હોરમજદની મદદ છે" એવાં મઠાળાંથી વગર સહીનો એક સામાન્ય સરકયુલર કાઢ-

(ક) સુરત. વામાં આવ્યું હતું તે ઉપરથી દીસે છે કે ઇ. સ. ૧૮૩૭ નાં સાલથી મુંબઇથી સુરત ખાતે મુકતાદ તાંકણે ગરીબોને નાણું વેંચવાનું શરૂ કરવામાં આવ્યું. એમાં લખે છે કે "શ્રી શુરતમો આ-ફીએતનાં શબબથી ગરીબ આલંમ ઘણીજ નાચારીનાં હાલમો છે તે આજ વરશ ૪ થઆં થી મુંમબઇથી મુકતાદને ટાંકણે કંઇ વેંહચવાનું મોકલતા હતા ને ગીએ વરશ ભાઈ શેઠ જાંગીરભાઇ પાશે એ ટીપ મોકલી હતી તે પાછુ મોકલાવીને કેવડાવીઉં જે શુરતનું ફુંનડ થઉં છે તે મધેથી અપાવાનું લખો. હવે શ્રી શુરતનાં શેઠીઆ એ ધરંમનું કાંમના ચલાવનારાઓ હંમણે વાંણીઆ લોકોનો મેલોર[2] ભરાએ છે તાં જોવા જાએ છે તેથી એ લુલું ધરંમનું કાંમ હજુરની ઘડી શુધી તાં પડી રહીઉં છે ને ગરીબ લોકોને કશું પોંચતું નથી તેથી જે શાહેબને તોફીક પરવરદેગારે આપી હોએ તે આએ ધરંમની ટીપમો ભરે જે તે ભરનાર શાહેબને એનો બદલો બમણો આપશે." એ ટીપમાં વધતામાં વધતી રકમ રૂ. ૨,૫૦૦) ની જમશેદજી જીજીભાઇના છોકરાઓની કુા. એવે નામે છે. બધા મલી રૂ. ૫૧૦૬) ભરાયા છે. સુરતથી ફરાંમજી કુંવરજી અને હોરમજી દાદાભાઇના અત્રેના શાહેબો જોગા વગર તારીખનાં પત્રની[3] એક નકલ છે, તે ઉપરથી દીસે છે કે ઉપલાં વર્ષની આગમચનાં એક વરશમાં "રૂ. ૪૫૦૧) નું ઉઘરાણું કરીને ગરીબ લોકોને મુખતાદ માંડવા શારૂં મોકલેઆ." એ બાબે તેઓ લખે છે કે "તેથી તે ગરીબ લોકોને વેંહચી આપા છે. તે ગરીબ લોકોએ શાહેબનાં હકમાં હજાર હજાર તરાંહની દુવા માંગી તે શેઠજી શાહેઓને આંમીન થાએ." એ ટીપમાં મોહતી રકમ રૂ. ૧૫૦૦) ની જમશેદજી જીજીભાઇની અને રૂ. ૧૦૦૦) ની વાડીઆજી જાંગીરભાઇ નશરવાંનજીની છે. એ ટીપ સને ૧૮૩૯ નાં સાલની દીસે છે.

તા૦ ૨૯ મી ઓગસ્ટ ૧૮૪૨[4] નાં જમશેદજી જીજીભાઇનાં "શરવે શાહેઓની જનાંબમો અરજ" એવી રીતે કરેલાં શરકયુલર ઉપરથી નીચલી

---

(૧) ચો. ૧૫, બા. ૬૯, પા. ૨૨. (બીજો ભાગ).
(૨) ગોકલ અસ્તમીનાં તેહેવાર પર હજુર પણ સુરતમાં મેલો ભરાય છે.
(૩) ચો. ૧૫, બા. ૧૭, પા. ૧૭.
(૪) ચો. ૧૫, બા. ૧૦૮, પા. ૧૭, (૩ જો ભાગ).

હકીકત માલમ પડે છેઃ આગલાં વરસમાં "શુરત ખાતે હુંડી રૂ. ૫૦૦૦) ની ગરીબ જરથોશતી ઓને વેંહચવા બીડી હતી તે પંનચાતનાં ધરંમની મેનીજનાં કરનાર શાહેબોથી બનેઉં નહી." તેથી હોરમજી દાદાભાઇ આલપાઇવાલા મારફતે વેંહચની થાઇ હતી અને કુલે ૧૪૧૯ જણને રૂ. ૦ાા થી ૨૫ સુધી આપવામાં આવ્યા હતા તેમ કરતાં કુલે રૂ. ૫૨૬૭ નો ખર્ચ થયો હતો. એ વધારાના રૂ. ૨૬૭ હોરમજી આલપાઇવાલાએ પોતાની ગીરેહથી ઉમેર્યા હતા. એવણ વધુ લખે છે કે "જે ઘણી ખરી આશાંગીને રૂ. ૦ાા તથા ૧) તથા ૨) તથા ૩) તથા ૪) ની આશાંમી ઘણી છે હેવી રીતની આપડી કોમ ગરીબ છે હમે વીચાર ધારેઓ હતો જે હોંણને વરશ પંણ ટીપ કરીને થોડી હુંડી વાલીએ. પંણ વલી વીચાર કીધો જે ઘણા ખરા શાહેબોનાં ધેઆંનમો હેવું છે જે આપડે શુરતનું ફંનડ[1] કરી આપેઉં છે તે મધેથી શરવે કરશે. પંણ ગરીબી ઘણી ને ઉપજ મધે તો રૂ. ૫૦૦૦) ની વરશ ૧ ની ગણાંએ તે મધે પંનચાતથી ચાલુ ખરચ હંમણે જારી કીધો છે તેથી હમારા ધારેઆમો કંઈ જાહાજે વધારો ફાલતુ નહી પડતો હશે તારે એ બીચારા ગરીઓ તો વાટ જોઇને નાંચારીને લીધે બેશી રેહશે તેવું શ[2] નું ને શેવકની તરફથી રૂ. ૩૫૦૦) પાંતરીશશોની હુંડી એ શાહેબો ઉપર વાલવા ધારી છે તોપંણ એટલા રૂપીઆ એ શરવેને......પુરા નહી પડે તેથી શેવકની અરજ આ છે જે હોંણને વરશ આપડી પંનચાતનાં ફંનડ મધેથી રૂ. ૧૫૦૦) અપાવાની રજા આપો તો એ જેવો મોટો શવાબ બીજો કશો નથી." એમ જણાવી જમશેદજી જીજીભાઇ અત્રેની પુંજીના કેટલાક આંકડા આપે છે એવું દેખાડવા કાજે કે અતરેથી એ રકમ શેહલથી આપી શકાય. એવણ વધુ જણાવે છે કે ભરૂચ, નવસારી, ઉડવાડા વગેરે એવણે પોતાને ત્યાંથી વેંચવાની ગોઠવણ કીધી છે. વાડીઆ નવરોજી આ ગોઠવણ બહાલ રાખી જમશેદજી જીજીભાઇનો ઉપકાર માની જણાવે છે કે "એ શાહેબનો મોટો ઉપકાર ને હેશાંન (જાણ) વું જે આપરા પંનચાતનાં ફંનડ બાબે તથા તેહને વધા-

(૧) એ આગલ જણાંવેલાં સુરત પારસી ચેરીટી ફંડનો ઇશારો છે.

(૨) વચમાંનાં હરફની જગ્યા ખાલી છે તેથી શું શબ્દ છે તે શમજ પડતો નથી. આ ચોપડો અસલ નથી, નકલ છે. કદાચ "તેવું શમજીને."

રવાની તદબીર તથા રીગલેર[1] હીશાબ ઉપર પોતાનું કાંમ વખતે પડતું નાંખીને તે કાંમ શરંનજાંમ પોંચાડેચ તેથી ખોદા તંનદરોશતી બખશી."[2] બીજા શાહેબો પણુ જમશેદજી જીજીભાઇની સુચના પસંદ કરે છે.

(ખ) ભરૂચ.

તા૦ ૧ લી અક્તોબર ૧૮૪૧[3] ની પોંહચવાળી એક નોંધ ઉપરથી માલમ પડેછે જે ૧૮૪૧ નાં વરશમાં "ભરૂચની અંનજુમંનનાં જરતોશતી ટોલાનાં ગરીબ લોકને ધરંમ ખાતે મુખતાદનાં ટાંકણું ખરચને શારૂં મોકલવા વીશેની ટીપ," એવે નામની ટીપ ફરતી કરવામાં આવી હતી જેમાં કુલે રૂ. ૮૦૬ ભરાયા હતા. તે ત્યાં વેંહચવા માટે વકીલ શેરીઆરજી બેરાંમજીને સપુર્દ કરવામાં આવ્યા હતા. એ ટીપમાં "મુંમબઇની અનજુમંનની તરફથી" રૂ. ૭૫) ભરવામાં આવ્યા હતા.

(ગ) નોસારી, બીલીમોરા, ગંદેવી, વીગેરે.

તા૦ ૩૦ મી ઓગસ્ત ૧૮૪૨[4] ને દીને "શરવે શાહેબોની ખેદમતમો અરજ એ છે જે" એવી શરૂઆતથી એક સરકયુલર કરવામાં આવ્યું છે જેમાં લખ્યું છે કે "આપડી જરથુશતી કોમની આલંમ બાહાર દેશાવર મંધે ઘંણી ગરીબી હાલતમો છે તેનાંની કશી રીતે પરવરશી થાતી નથી. હુંમણે શ્રી શુરત ખાતે તથા શ્રી નોશારી તથા શ્રી ઉદવાડે ખાતે આપડી પંનચાતથી ડોશલાંને ટાંકણુંશર રૂા. મોકલા છે ને બીજાં ગાંમ નાહાલાં ઘણાં છે તેનું લીશ આએ કાગલની શાથે છે તેથી વાકેફ થાવું ને જે શાહેબોની મરજી મૂજબ આએ મંધે ધરંમખાતે ભરવું." એ ટીપમાં કુલે રૂ. ૧૫૪૬) ભરાયા તેમાં "૨૨૫) શ્રી પંનચાત ખાતે હા. વાડીઆજી નવરોજજી જંમશેદજી" એવે નામે ભરાયલા છે. તેમાંથી રૂ. ૧૨૧૯–૩–૦ નીચે પ્રમાણે ગામે ગામ વાલવામાં આવ્યા હતા: ૩૩૦) દમણ. ૧૫૦) નવસારી. ૮૨–૬ બીલીમોરા. ૫૦) ગણદેવી. ૬૦૦) સુરતને લગતાં ગામો. ૬–૧૩ હુંડીનો વટાવ થાયો. આ ટીપ ઉપરથી દીસે છે કે સુરત અને ભરૂચ ઉપ્રાંત બીજાં આમોમાં મુકતાદ તાંકણે નાણું વેંહચવાની શરૂઆત ૧૮૪૨ નાં સાલથી થઇ હતી.

---

(૧) Regular. (૨) બખશે.
(૩) ચો. ૧૫, બા. ૮૩, પા. ૨૮ (બીજો ભાગ)
(૪) ચો. ૧૫, બા. ૫૬, પા. ૧૧ (૩જો ભાગ)

તા૦ ૨૮ મી ઓગસ્ત ૧૮૪૩[1] ને દીને મુકતાદ તાંકણું આગમચ બાહેર ગામ રૂપીઆ મોકલવા માટે જમશેદજી જીજીભાઇ બધાં ગામો માટે સામતું સરકયુલર કરે છે. એ કામ માટે તેવણ અનજુમનનાં ફંડમાંથી આ સાલ રૂ. ૩૦૦૦) ની માંગણી કરે છે. એ ઉપરાંત ફરદુનજી પારખનાં મુક્તાદ તાંકણે મદદ આપવાના ફંડમાંથી રૂ. ૩૦૦) અને પોતાના અને ધણીઆણી આવાંબાઇનાં ધર્મખાતાંમાંથી રૂ. ૬૬૦૦) અને વાડીઆજી દાદાભાઇ પેશ્તનજીનાં ફંડમાંથી રૂ. ૩૫૧ એમ મલી કુલે રૂ. ૧૦૨૫૧ મોકલવાની પરવાનગી માંગે છે.

૧૦. સોલાપુરથી એક ગુજરી ગયલા પુરૂષનાં ૬) બચ્ચાંઓને અત્રે પંચાએતપર મોકલી આપવાં.

તા૦ ૧૫ મી એપરીલ ૧૮૪૭[2] ને દીને સોલાપોરના કેટલાએક સાહેબો એક પત્ર લખી ત્યાં ગુજરી ગયલા એક ગરીબ રેહવાસીનાં ૬) બચ્ચાંઓને અત્રે મોકલી આપે છે, એવું લખીને કે, તમો મુરબીજીઓનાં કદંમ આગલ મોકલાવી દીધાં છે કે "તંમો શખી તઓના ખાવંદોનાં ખાશ ખજાંણાથી ઘંણાએક ગરીબ બેવારશીઓ પરવરશ થાએ છે તેહમાં એબી બચાંવોની પરવરશતી થાશે."

XII

## સુરત અને મુંબઇની પારસી પંચાએત વચ્ચેની બાબદો.

૧. શુરતના મુગા-બેહરા દસ્તુર બરજોરજીના છોકરા જમશેદજીની બાબદ.

આગલા બાબ(પા. ૫૯૩) માં સુરતના એક મુગા-બેહરા દસતુરની બાબત જણાવી છે. તા૦ ૨૪ મી મે ૧૮૩૮[3] ને દીને અત્રેવાલા સાહેબો સુરત મોદીજી રૂસતમજી ઉપર પત્ર લખે છે, તે ઉપરથી માલમ પડે છે કે એ દસ્તુરના બેટાને પંચાએતવાલા સાહેબોએ મુંબઇ ખાતે તેડાવ્યો હતો. મુગા દસતુર બરજોરજીએ પોતાના બેટાને લાંબે વખતે મલવાની ખાહેશ થવાથી મુંબઇવાલા સાહેબો તે દસ્તુરજાદાને સુરત મોકલી આપે છે અને લખે છે કે "હેનાં બુજરગોની ઉપર નેગા કરીને જેવી રીતે હેવંનતું ભલુ થાએ તેવો બંદોબશત જરૂર કરી આપજો." એ દસ્તુરજાદા જમશેદજી સુરત ગયા ત્યારે

(૧) ચો. ૧૫, બા. ૧૪૪, પા. ૧૯.
(૨) ચો. ૧૬, બા. ૮૯, પા. ૩૮.
(૩) ચો. ૧૪, બા. ૬, પા. ૬.

તેવણુને તા૦ ૪ થી જુન ૧૮૩૮ ને દીને એક શાલ ફરદ ૧) રૂ. ૫૭) ની આપી હતી અને સાથે આશરે રૂ. ૧૦૦) રોકડ આપ્યા હતા.[1]

મુંબઇવાલા સાહેબોનાં ઉપલા પત્રનાં સંબંધમાં સંવંત ૧૮૯૪ નાં આશાડ વદ ૧૩ ને વાર ગરેઉ[2] (તા૦ ૨૦ મી જુલાઈ ૧૮૩૮) ને દીને સુરતવાલા સાહેબો એદલજી કાવશજી અને બમનજી મંચેરજી, દસ્તુર જમશેદજીનું ભલુ કરવાને માટે મરજી જણાવે છે પણ જણાવે છે કે એવણુને કોઇક સાહેબો "નેક મશલત આપતા નથી."

૨. સુરતની અનજુમનનાં દખમાંની આગલી તવારીખ વીગેરેની નોંધ.

એવું દીસે છે કે સુરતની અનજુમને આ અરસામાં મુંબઇની સરકારને પોતાનાં દખમાને લગતી જમીન બાબે અરજ કીધી હતી કે સરકારે તે જમીનની ખંડણી માફ કરવી. તે અરજીની વગર તારીખની નકલ[3] અત્રેની પંચાએતને દફતરે નીચલે મથાલે છે:—"મોટા દરજાનાં નાંમવર ગવરનર તથા કોનશલના શાહેબોની ખીદમતમાં શૂરતનાં પારશીની અંનજૂમંન નીચે શહીનાં કરનાંરાવો મોટી નમંનતાઇથી અરજ કરીએ છેઇએ જે." આ ઉપરથી દીસે છે કે એ અરજી જે ગુજરાતીમાં છે, તે અસલ અંગ્રેજીમાં હોય અને તે અત્રેની પંચાએત મારફતે રવાંનાં કરવામાં આવી હોય. એ અરજીમાં લખવા પ્રમાણે "આશરે વરશ ૩૦૦) ઉપર દીલ્લીનાં બાદશાહ શરકારે શુરતનાં પરગણે ચોરાશીનાં મોજે ઉમરવાડામાં જમીન વીઘાં ૧૦૦) બખશીશ કીધી" હતી તેનાં અસલ ફરમાંનો ગુમ થવાથી સુરતનાં લોકોએ અરજી કરવા ઉપરથી "આલંમગીર[4] બાદશાહે હીજરી શંને ૧૧૬૭ નાં શાલમાં પાછો નવો ફરમાંન કરીને તેમાં હેવો હોકંમ લખેઓ છે જે એ જમીન મચકૂરની કાંઇબી ખણુની કે ખેરાજ લીએ નહી. જેટલી પેદાએશ આવે તે એજ દખમાંઓ વીગરેનાં ખરચનાં કાંમમાં હંમારા લોકોને શારૂં હંમેશ ને હંમેશ બખશીશ આપી દીધી છે. તેથી તંમો શાહેબોને રોશંન થાવા આએ

(૧) ચો. ૧૪, બા. ૮, પા. ૭.
(૨) ચો. ૧૪, બા. ૧૧, પા. ૯.
(૩) ચો. ૧૬, બા. ૧૦૩, પા. ૫૨.
(૪) આલમગીર બીજો.

અરજી શાથે તે અશલ બાદશાહી ફરમાંનની નકલ શાંમેલ કીધી છે." એ અરજીમાં જણાવે છે કે તે પછી આશરે ૧૮૫ વીઘાં જમીન સુરતનાં લોકોએ વેચાતી લીધી હતી. એ વેચાતી લીધેલી જમીનની ઉપર સરકાર રૂ. ૧૪૨)૫-૭૫ઈ દર શાલ ખંડણી લીએ છે. તે ખંડણી ભરવાની સુરતના પારશીઓની "બેરોજગારીને લીધે" શકતી નથી. આ અરજીમાં વધુ લખે છે કે "કલેકટર શાહેબનાં તાલુકદારોની શંને ૧૮૪૬ ના શાલની છેહલી રશીદની નકલ એ મંધે બીડી છે." વધુ લખે છે કે છેલ્લી "મોટી આફતભરેલી આગ લાગવાને લીધે આખું શેહેર હેવૂં તો પાએમાલ થાઇ ગઉં જે તેંનૂં બએઆંન હંમારે લખવાની જરૂર નથી શરકારને શરવે રોશંન છે." સર જમશેદજી જીજીભાઇ નાઇટની પોતાની ગીરોની મદદથી અને આખી અનજુમનનાં ઉગરાંણુંથી "શેહેરનાં ગરીબ લોકોની લાચારગી ટાલવાને શારી મદદ કરે છે તેહવૂં છતાં પૂરૂં થાતું નથી." વધુ જણાવે છે કે આગલ એ જમીનની આમદાની દર સાલ રૂ. ૭૨૫) આવતી હતી, તે હવે રૂ. ૩૮૫) ની થઇ ગઇ છે. સેવટે અરજ કરે છે કે "જેમ આગલા જંમાંનાંમાં દીલીનાં બાદશાહે એ શારા વખતમાં જમીન મચકૂર બખરીશ કીધી છે તેમ હાવા મોટા શંકટ ભરેલા વખતમાં શરકાર દોલતમદાર એ મૂરદાંવોની જમીનની ખંણુનીનાં શેહેજ રૂા. મચકૂર ને શારૂં રેહેંમ લાવી માંફીનો હોકંમ ફરમાવશો તો એ રૂા. તંમારી ગરીબ રઇએતના મદદ ખરચ વીગરે ધરંમનાં કાંમમો દાખલ થાશે તો તે થાઆથી તંમારી શરકારને ગરીબોની દૂવા લાગશે તો એંમ બનવાને તંમારી હજારીથી કાંઇ અજબ નથી. વાશતે આએ અરજને તંમારાં પવીતર ધેઆંનમાં લેઇ કલેકટર શાહેબ ઉપર માંફીનો હોકંમ લખી મોકલશો......" એ અરજીની હેઠે ઉપર જણાવેલા ૧૮૫) વીઘાંની જમીનની વીગતવાર હકીકત આપે છે.

અહીં આપેલી બીજી હકીકત ઉપરથી માલમ પડે છે કે એ જગ્યા ઉપર "ચાંદલા વેરો" નામના વેરાનાં રૂ. ૮ાા લેવામાં આવતા હતા. વધુ જણાવે છે કે "એ વજીફાની જમીન પરચૂરંણુ લોકો પાશેથી કકડે કકડે પંનચાતની તરફથી જારે વગ ફાવેઓચ તારે વેચાતી લીધી છે ઘંણીખરી નાંનાંભાઇ મોદીનાં વખતમાં ને કેટલીએક તારપછેની ને બાજે જમીન કોઇએ લઈને પંનચાતને નજર આપેલી છે તે આપનાર તથા લેનારનાં નાંમ શુધાંનું કબાલાવોનું લીશટ એ મંધે બીડઉં છે." એ હકીકતમાં આગલું પાદ-

શાહી બખશેશ નામું ગુમ થવા બાબે લખે છે કે "તેહનૂં પાદશાહી ફરમાંન શેવા શંમભાનાં[1] ફીતૂરનાં વખતમાં ગૂંમ થાઇ ગઉં તેથી આલંમગીર પાદશાહની મોહોરનૂં નવૂં ફરમાંન થાએલૂં મોજુદ છે."[2]

૩. સુરત ખાતે જોત લેનારાઓ સંબંધી નોંધ.

આ અરસામાં તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૪૮[3] ની એક હીસાબની નોંધ ખાસ ધ્યાંન ખેંચે છે. એ નોંધ રૂ. ૧૫ "શેહેર બજારની જોત લેનાંર જંણુ ૭) ને રૂ. ૧૫)" એ પ્રમાણે છે. એનાં પેતાંમાં નીચલી ૭ જગ્યાઓનાં બજારની જોત લેનારા ધણીઓનાં નામો અને તેઓને દર માસે અપાતા પગારની રકમો જણાવી છે: ૧. ચઉટાનું બજાર. ૨. ભરણપોરી ભાગલનું બજાર. ૩. વરીઆવા ભાગલનું બજાર. ૪. જાંપાનું બજાર. ૫. નૌસારી ભાગલનું બજાર. ૬. ચોક બજાર. ૭. નાનપોરાનું બજાર. "જોત લેનાર" એ શબ્દો બાબે એવું દીસે છે કે અસલમાં આપણાં લોકોમાં એવી ખાસ ધાર્મીક લાગણી હતી કે ચેરાગ બુજાવવો નહી પણ તેની બલતી જોત, ઉપરથી કાતરે કાપી લઇ તે, ઘરના આતશમાં મેલવી દેવી. ચેરાગ બુજાવવો એ ગુનાહનું કામ ગણાતું હતું. હવે બજારમાં કામ કરનારા પારસી ભાઇઓને દુકાન ઉપર સાંજ પછી કામકાજ માટે ચેરાગ કરવા જોઇએ. તે ચેરાગોની જોત તેઓ કેમ મેલવે? તે ઉપરથી એવો રેવાજ દીસે છે કે અનજુમન તરફથી જુદાં જુદાં બજારો માટે પારસી માણસો ઠેડવી આપેલાં કે જેઓ દુકાન બંધ કરતી વખતે દુકાનો ઉપર જઇ તેઓના ચેરાગોની જોત પોતાનાં કોઇ વાસણમાં એકઠી કરી પોતાના યા બીજા કોઇ ઘરના આતશમાં મેલવે. એવા કામદારોને રૂ. ૨) થી રૂ. ૩) નો માસીક મુસારો આપવામાં આવતો હતો.

૪. સુરતની અનજુમનનાં ખાતાંમાં જમશેદજી

સુરતની અનજુમનના ખાતાંમાં "નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટ સાહેબે ભાઈ મંચેરશાહ એદલજી ધનજીભાઇ મેહેતાના પુનમાં" એવી રીતે રૂ. ૧૫૦૦ની રકમ આપેલી

---

(૧) શીવાજી શંભાજી.

(૨) આ ફર્માનના ગુજરાતી તરજુમા માટે જુઓ સંવત ૧૯૦૩ (સને ૧૮૪૬-૪૭) નો પંચાએતનો છાપેલો હીસાબ પા. ૫૯ થી ૧૦૫.

(૩) ચો. ૧૬, બા. ૧૩૧, પા. ૮૧.

જીજીભાઇએ મંચેરશા એદલજી ધનજીભાઇની નૈયતે આપેલી રકમની બાબદ.

જણાવવામાં આવે છે.[1] તે બાબે જમશેદજી જીજીભાઇએ તા. ૩૧ મી ઓગસ્ટ ૧૮૪૮ ને દીને "શરવે અનજુંમનની ખેદમતમો અરજ" એવી રીતે ઉથમણાંમાં વંચાયલાં પત્રની નોંધ પંચાએતનાં દફતરે મલે છે.[2]

૫. સુરત ખાતે ગરીબોને અપાતી મદદની ની હકીકત.

તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૪૮[3] ની એક નોંધ ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં "શ્રી શુરતનાં ધરમનાં ફંનડ" મધેથી સુરતમાં કુલે ૧૪૯ ધણીઓને દર માસે રૂ. ૩૫૨) નો મુસારો આપવામાં આવતો હતો. તેઓનાં ત્રણ ભાગ કરવામાં આવ્યા હતા.

૧) "હાંધરા માંજુર" કુલે જણ ૨૧.

૨) "લૂલા તથા લંગડા તથા આજારી તથા જઈફ વીગરે જણ ૮૯"

૩) "ગરખૂણીઆ[4] આબરૂવાલા હાલ લાચાર" જણ ૩૯.

એ વખતની વાટણીની નોંધ ઉપરથી દીસે છે કે એ અરસામાં સુરત ખાતે ૬) નસાસાલારો રોકાયલા હતા. તેઓ ઉપ્રાંત એક સગડીવાલો માણસ અને એક નશાખાનાંવાલા બાઇ એમ બીજાં બે માણસો હતાં.

(ચ) શુરતની મોગલાઇની બાબદ.

નવેમબર ૧૮૪૮[5] નાં જમશેદજી જીજીભાઇ અને સુરતવાલા એદલજી હીરજીભાઇનાં પત્રવેહવાર ઉપરથી માલમ પડે છે કે "નાશારીવાલા દશતૂરજી કેકોબાદજી રૂશતંમજી હશતગની મુગલાઇ" બંધ થવાનો સવાલ ઉઠયો હતો. સુરતથી એદલજી હીરજીભાઇ લખે છે કે "બીજું મુરબીજી શાહેબજી શેઠજીએ નોશારીવાલા દશતુરજી કેકોબાદજી રૂશતંમજી

(૧) જુઓ મુંબઇની પારસી પંચાએત સાથ સંબંધ રાખતાં કેટલાંક ખાતાંઓના હીસાબો, ઇ. સ. ૧૯૨૫–૨૬, (પા. ૧૪).

(૨) ચો. ૧૬, બા. ૧૧૮, પા. ૬૮ તથા ચો. ૧૬, બા. ૧૨૩, પા. ૭૩.

(૩) ચો. ૧૬, બા. ૧૩૧, પા. ૭૮.

(૪) ઘેરના ખુણામાં બેસી રહેનાર. આ શબ્દથી થોડાક આબરૂદાર આદમીઓ કે જેઓ તંગદસ્તીમાં આવી પડયા હોય, તેઓની મતલબ દીસે છે.

(૫) ચો. ૧૬, બા. ૧૩૩, પા. ૮૩.

હશતગની મુગલાઇની બીનાં લખી કે તંમારે તાં શરકારની હુરખત ચાલેઆ કરે છે તેનું શમાધાંન શાંભલેઆમાં આવે છે તેનું જાંણવું એ જે શરકારની દીકટ[1] ઘણી ચાલે છે. જે શાહેબ પાશે મુગલાઇ છે તે ધણીઓ આજ વરશ ૬) થઆં રૂ. ૧) પાંમતાં નથી. નીશે[2] શરકારવાલાવોને તે ધણીનાં ઓચરો મંગાવીને તેની નકલ ઉતારી લીધી છે ને તેનો ઉતર વાલેઓ કે અંમો બોલાવીએ તારે આવજો આપાનો દરખ[3] અંમારા હાતમો નથી. કોરટ દરખટરનાં[4] હાથમાં છે. એ પરમાંણે ધારાથી ઉલટું જેવું નજર આવે છે તેથી શરકાર પોતે ધણી થાઇને છીનવી લેવું છે."

"મુગલાઇ"[5] એટલે શું એ બાબે સુરતવાલા અરદેશર ધનજીશાહ ઉપલા શેઠ એદલજી હીરજીભાઇ પર તા૦ ૩ નવેમબર ૧૮૪૮[6] ને દીને પત્ર

---

(૧) અરબી દીક્કત=Difficulty. (૨) કદાચ "નીશચે," Certainly, ચોકશ.
(૩) હેઠે દરખ શબ્દ સમજાવ્યો છે ત્યાં જોવું.

(૪) કોરત દરખટર તે "Court of Directors" દીસે છે. આ દરખતર શબ્દ આગલો "દરખ" શબ્દ સમજાવે છે. એ દરખ તે Direct, Direction શબ્દ દીસે છે.

(૫) "મોગલાઇ" એટલે મોગલ અમલદારોને આપવામાં આવતો લવાજમ. ("fees paid to Moghul or Mohammadan officers;" Wilson's Oriental Langauge Glossary p. 345). મી૦ એફ. આર. એ એચ. એલીઅત પોતાના બરોડા ગેઝેટીઅર (પા. ૩૫૦) માં એ શબ્દ માટે લખે છે કે "Grants for the Moghlai shares of the revenue of a village, are chiefly found in use in the districts of the Surat Atthavisi. There are at present several moghlai allowances paid from the Navsari Division of the Gaikwar's territory. Originally a charge upon land, which the grantees used to collect direct from the villages; the grant since 1865-66 or Samvat 1922, has taken the shape of a purely cash allowance paid from the Government treasury." આ મોગલાઇની બાબદમાં નાસારી ખાતે મી૦ શે. મ. દેશાઇને લખીને પુછાવતાં તેવણ પોતાના તા. ૩-૯-૨૯ ના પત્રમાં લખે છે કે "દશતુરજી કેકોબાદજી રૂશતમજી તે દસ્તુર દારાબજી માહીઆરજીના બપાવાને ના. ગાયકવાડ સરકારમાંથી મોગલાઇ હકકના દર સાલ રૂપિયા મલતા હતા તે બાબત તેમની કારકીરદિમાં વરપાંધાં ઉઠયા હતા, પણ કેકાબાદજીના વડીલોને મલતો એ હકક આજે પણ ગાયકવાડ સરકારમાં કાયમ છે, અને તેમના વારસને હજી એ હકકના રૂપીઆ નવસારી તીજોરીમાંથી મલે છે. એ કિસ્સો ઘણો લાંબો છે. મરહુમ દેશાઇજી મેહેરવાનજી રૂશતમજીના વારશોને ત્યાં એ મોગલાઇ હકક ગીરો મુકાવલો તેનો પતાવટ થવાથી હજી મેરવાંનજી રૂશતમજી દેશાઇનાં વારસોને નવસારીની સરકાર તીજોરીમાંથી એ હકકના વારસિક રૂપ્યા મલે છે."

(૬) ચો. ૧૬, બા. ૧૩૩, પા. ૮૩.

લખે છે કે "એ મુગલાઇ અશલ બાદશાની હજુરથી દરગાનાં લોકોનાં ખરચને વાશતે આપેલી છે તારે એ મીલકત ધરંમખાતે આપેલી ખુલી માલંમ પડે છે ને એને ફારશીમાં વકફ કેહે છે ને જારે મેહેરબાંન શર જંમશેદજી શાહેબનો વીચાર હેવો છે કે એ મીલકતને ખરીદ કરીને ધરંમખાતે આપવી તે હંમારી નજરમો દુરશત નથી. શાથી જે એ મીલકત ધરંમખાતે અપાઇ ચુકી છે ને વલી આગલ કોઇ વખતે તકરાર પડે તારે શરકાર હરકત લેશે કે એ મીલકત વકફની છે તે જાંણીને શ્રું કરવાને ખરીદ કરી તારે તેહેનો જવાબ દેવાને મૂશકેલ પડે." જમશેદજી જીજીભાઇએ "નોશારીવાલા દશતૂરજી કેકોબાદજી રૂશતંમજી હશતગની મુગલાઇની બીનાં લખી" તે ઉપરથી એ પુછપરછ શરૂ થઇ હતી.

આ પત્ર વેહવારમાં તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૪૮ ની મી. ઇદરૂશ (Edroos)ની સહીની જાહેરખબર સુરત જીલ્લાની દીવાની અદાલત તરફથી જે બહાર પડેલી તેની નકલ આપવામાં આવી છે કે "શરકાર કૂટંબનાં પોશણ ઇઆ મદદ માશને વાશતે કોઇને જાગીર આપી હોએ........તે જાગીર દેવાંની શાંનમો[1] આપી શખતા નથી."

## XIII.

## પરચુટણ બાબદો. તેમાં જમશેદજી જીજીભાઇનો પોતાના ખાંનગી ધર્મખાતાં બાબેનો અકાબરો જોગો પત્ર.

૧. ચોપાટીની ધર્મશાલા ફરદુનજી પારખના શાહેબજાદાઓએ ફરીથી બંધાવી આપવી.

રોજ ૧૭ માહ ૭ તા. ૧૨ મી એપ્રીલ ૧૮૪૪[2] ને દીને ફરદુનજી પારખના શાહેબજાદાઓએ ફરદુનજીની વહુ બાઇ પીરોજબાઇને નામે તંદરોસ્તી ભણાવી હતી કે ધરમની ડુંગરવાડીએ આંધલાં પાંગલાંને રેહવાનું ઘેર ઘણું જુનું થઇને ભાંગી ગયું છે તે નવેશરથી બાંધી આપવામાં આવશે. તેમ બંધાયા બાદ, આ ધર્મશાળા, તા. ૧૦ મી એપ્રીલ ૧૮૪૫[3] ને દીને, જશન બાદ અનજુમન પત્ર વાંચી એ બેઉ ભાઇઓએ પંચાએતનાં સવાધીનમાં આપી. એ અરસાની કેટલીક નોંધો ઉપરથી

---

(૧) "દેવાંની સાન" એટલે "કરજને બદલે ગીરવી," "સાન" pawn mortgage.
(૨) ચો. ૧૫, બા. ૧૭૦, પા. ૨૦, (૫ મો ભાગ).
(૩) ચો. ૧૬, બા. ૫, પા. ૨.

દીસે છે કે એ ધર્મશાલા ઉપર ખાસ દેખરેખ રાખવાનું કામ જીજીભાઇ દાદાભાઇને સોંફ્વામાં આવ્યું હતું. ઘણુંખરા તેવણુ ત્યાંનાં કારોબારી ઉપર ચીઠી[1] આપીને ગરીબ લાચારોને ધર્મશાલામાં દાખલ કરાવતા હતા.

ધર્મશાલામાં જઈ રેહવાનો કાંઇક અણુગમો.

રોજ ૧ લો માહ ૧ લો શને ૧૨૧૨[2] (તા. ૩૦ મી સપટેમબર ૧૮૪૨) ને દીનની એક ધણીની પગાર માટેની અરજી ઉપર ખરશેદજી માનેકજીનો જે શેરો છે, તે ઉપરથી માલમ પડે છે કે, હાલની માફક, તે વખતે પણુ કોઇ ધણીઓને ધર્મશાલામાં જઈ રેહવાનો અણુગમો હતો. ખરશેદજી માનેકજી લખે છે જે "હુમે કઉં જે પંનચાતની ઘરંમશરાહમો દાખલ થા પંણુ બુનીઆદી મોએદ છે ને જઇફ માંણુસ કબીલદાર છે તે વાશતે ઘરંમશલા મંધે જઈ રેવા શરખું નથી તે શારૂં એ ધંણીને મુશારો માશ ૧) નાં રૂ. ૫) પાંચ લખે આપવો શજાવાર છે."

બચ્ચાં છોકરાં સાથની એક જવાન બાઇને ધર્મશાલામાં રાખવાની માંગણી.

તા. ૪ થી જાનેવારી ૧૮૪૫[3] ને દીનની એક બાઇની અરજી ઉપરથી માલમ પડે છે કે એક ૩૦) વર્ષની જવાન વીધવા, જેણીને બે છોકરાં,—એક વર્ષ ૮ નું બીજું માસ ૧૬ નું—હતાં અને ગુજરાણુના સાંધન નહીં હતા તેણીને ધર્મ-શાલામાં જવા કહ્યું પણુ "હેંની શાથે બે તંન છોકરાં છે ને ઉમર વરશ ૩૦) ને આશરેની છે તેથી ઘરંમ-શરાહમો જાવાને મલાજો કીધો." ત્યારે તેણીને "ભલામણુ કીધી કે બીજું ઘેર" કરે. તેમ તેણીએ ઘર સોધી કાહાડી નાતરાં માટે રૂ. ૧૦૦) ની મદદ માગી. તેણીને રૂ. ૫૦) આપવામા આવ્યા.

એ અરસામાં ધર્મશાલાનાં રહીશો પાછળ માણુસ દીઠ ખર્ચ.

તા. ૭ મી સપટેમબર ૧૮૪૨[4] ને દીને જમશેદજી જીજીભાઇ પંચાએ-તના મેહતા અરદેશરને માટે શીફારસ કરી સરકયુલર કરે છે જે "એ ધણી ગરીશનું[5] ફરજંન છે ને વલી બચરવાલ છે ને બીજી કશી આએપત પંનચાતનાં અંનધેઆરૂની પખે નથી. વલી હશાબ રાખવાની શેવક

(૧) ચો. ૧૬, બા. ૧૩, ૩૮, ૪૧, ૪૩, વીગેરે.
(૨) ચો. ૧૫, બા. ૧૧૩, પા. ૧૯, (ભાગ ૩ જો.)
(૩) ચો. ૧૬, બા. ૨૩, પા. ૮.
(૪) ચો. ૧૫, બા. ૧૦૫, પા. ૧૭. (૩ જો ભાગ.) (૫) ગ્રહસ્થ.

શારી પખે શાટીશફાઇ[1] છે." એ મેહતા અરદેશર ધર્મશાલાના રહીશો માટેનો ખર્ચ પણ કરતા હતા તેમાં એવણે આગલ કરતાં ઘણો ઓછો ખર્ચ દેખાડયો છે તે બાબે જમશેદજી જીજીભાઇ જે જણાવે છે તે પ્રમાણે સંવંત ૧૮૯૬ (ઈ. ૧૮૪૦) માં ધર્મશાલાનાં માણસોની સંખ્યાની સરાસરી ૨૯ ની હતી. તે દર માણસ દીઠ ખર્ચની સરાસરી રૂ. ૫ાા૩ાા ની આવી હતી. શંવંત ૧૮૯૭ (ઇ ૧૮૪૧) માં રહીશોની સરાસરી ૩૨ાા ની હતી અને ખર્ચની એવરેજ ૫ા૯ ની આવી હતી. તા. ૩૧ મી સપટેમબર ૧૮૪૭[2] ની એક યાદી ઉપરથી માલમ પડે છે કે ૧૮૪૭ નાં સાલમાં એ ધર્મશાલામાં ૪૧) મરદો અને ૧૦) ઓરતો હતાં જેઓ દરેકને મુકતાદ તાંકણે કપડાં કરી આપવામાં આવ્યાં હતાં. એઓની સાથે ધર્મશાલામાં રહેલાં નહી એવાં પગારવાલા નાચાર જન ૯) ને પણ કપડાં કરી આપ્યાં હતાં. તા. ૧૫ મી સપટેમબર ૧૮૪૮ ની એક નોંધ પ્રમાણે ૧૮૪૮નાં સાલમાં ધર્મશાલા ખાતે મરદ ૩૭) અને ઓરત જન ૬) મલી ૪૩) જણ રહેતાં હતાં.[3]

૨. "મેદાંનમાં ઉપજ તથા ખરચ થાઓ છે તે ખાતું."

"મેદાંનમાં ઉપજ તથા ખરચ" વીગેરે એવે નામનું એક ખાતું સંવંત ૧૯૦૨[4] નુ મલે છે, જેની બાબદ સમજ પડતી નથી. એમાં જમે બાજુએ "ગાએ તથા ભેંશ તથા બકરાં મલીને તેંની વીગત" એવાં મથાલાં તલે ૧૮૪૩ થી ૧૮૪૬ સુધીનાં સાલમાં રૂ. ૨૨૭૫૨ જમે દેખાડયા. ધોબી લોકની ઉપજની વીગતનાં ૭૫૦૦ અને "રંગારાવોની ઉપજની વીગત"નાં રૂ. ૧૯૯૨. એ મુજબ રૂ. ૩૨૨૪૪ જમે બાજુએ છે અને ઉપલેજ ત્રણ મહાલે ખર્ચ રૂ. ૪૭૯૭ નો જણાવ્યો છે બાકી રૂ. ૨૭૪૪૭ દેખાડયા છે. એ શાનો આવક-ખર્ચ છે ત માલમ પડતું નથી. કદાચ તે પાંજરાપોલના સંબંધમાં હોય.[5] આ બાબદ પંચાએતનાં દફતરમાં નોંધેલી છે

---

(૧) Satisfied. (૨) ચો. ૧૬, બા. ૯૫, પા. ૫૦.

(૩) ચો. ૧૬, બા. ૧૩૨, પા. ૮૨. (૪) ચો. ૧૬, બા. ૯૫, પા. ૪૭.

(૫) એ બાબે તા. ૨૨ મી સપટેમબર ૧૯૨૪ ને દીને પત્ર લખી પાંજરાપોલના સેક્રેટરીને પુછાવતાં તેવણ તા૦ ૧૦ મી અકટોબર ૧૯૨૪ ના પત્રમાં લખે છે કે "શંવત ૧૮૯૧ થી શંવત ૧૯૦૬ સુધીના ૧૬ વરસના પાંજરાપોલના હીસાબની ચોપડી છાપેલી છે તે ઉપરથી એમ માલમ પડે છે કે શંવત ૧૮૯૪ ના વરસથી તે વખતે પાંજરાપોલની ઉપજ ખર્ચનો હીસાબ નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટની પેઢીમાં રાખવામાં આવતો હતો એટલે તે સંબંધના કાંઇ ચોપડા આંહી જોવામાં આવતા નથી. આપે શંવત ૧૯૦૨ ના વરસના હીસાબમાંથી ઉપજ ખર્ચનાં ઉતારાની જે નકલ મોકલી તે વાંચી જોતાં તે હકીકત પાંજરાપોલને લગતી હોય એમ જણાય છે પણ અમારી પાસે ઉપર જણાવ્યા મુજબ જે હીસાબની છાપેલી ચોપડી છે તેમાં તે સમંધનો કાંઇ દાખલો જોવામાં આવતો નથીજી."

તેનો સબબ આ દીસે છે કે મરહુમ પેહલા સર જમશેદજી અને પંચાએતના બીજા સાહેબો પાંજરાપોલના અધીકારીઓ હતા. એજ પ્રમાણે તા. ૫ મી ડીસેમબર ૧૮૫૩ ને દીને સર જમશેદજીએ એ ધર્મખાતાંનો અધીકાર છોડયો તે જણાવનારૂં અને પાંજરાપોલના કારભારમાં શુધારો કરવા માટે એક મીટીંગ બોલાવા કાજેનું તા. ૨૨ મી ફેબરવારી ૧૮૫૫ નું સરકયુલર આપણે પંચાએતનાં દફતરે જોઇએ છીએ.[૧]

૩. જમશેદજી જીજીભાઇનો પોતાનાં ધર્મખાતાં બાબેનો અકાબરો જોગો પત્ર.

તા. ૨૦ મી ફેબરવારી ૧૮૩૯[૨] ને દીને જમશેદજી જીજીભાઇ "જરથોશતી ફીરકાનાં અકાબરો શાહેબોની ખેદમત મધે" પોતે ધર્મખાતાંનું ફંડ, પાંચ ત્રસટીઓ—જેમ્સ હેનરી કરાફર્ડ, તામસ વીનડગેત હેનડરસન, ખરશેદજી જમશેદજી, મોયાં મહમદઅલી બીન મહમદ હોશન રોગે, અને ફરદુનજી સોરાબજી—ને નામે સ્થાપી તેનું ૭ મી ફેબરવારી ૧૮૩૮ ને દીને ત્રસ્ટદીદ કર્યું તેની ખબર આપે છે. તેમાં જણાવવા પ્રમાણે કુલે રૂ. ૯૧૦૦) ઉપજે તેટલી પુંજીના એપોલો સ્ક્રુ (Screw) અને બેંગાલ બેંકનાં શેરોમાં અને રેમીંગટન કુ.માં મુદલ રકમ રોકેલી જણાવે છે અને ધર્મખાતું ઉંગાડયું છે તેનાં વ્યાજમાંથી નીચે પ્રમાણેનો ખર્ચ જણાવે છે :

રૂ. ૪૮૦૦) મુંબઇમાં ૬) ગહંબારનું આખા ગામનું જમણ કરવા. એ બાબે જણાવે છે કે તે માટે તે વખતે રૂ. ૭૦૦) નો દરેક ગહંબાર પાછલ ખર્ચ થતો, પણ કદાચ વસ્તી વધે તેથી રૂ. ૮૦૦) ની ગણત્રી કરી છે.

૩૭૫) ઉદવાદા મધે એ પ્રમાણે "બેહદીન લોકોને જમાડવા" કાવસજી બેરાંમજી મારફતે. તે વખતે રૂ. ૫૦) નો ખર્ચ થતો, પણ રૂ. ૬૫) ની ભવીશ માટે સરાસરી રાખી.

૬૦૦) નવસારી ખાતે દસ્તુરજી કેકોબાદજી રૂસ્તમજી મારફતે. રૂ. ૭૫) નો ખર્ચ થતો, પણ રૂ. ૧૦૦) ની સરાસરી ગણી છે.

---

(૧) લોકલ આવેલાં કાગજોની ૧૮૫૧–૫૬ ની ફાઇલ નં. ૫.

(૨) ચો. ૧૪, બા. ૪૦, પા. ૧૪, (બીજો ભાગ).

૧૦૦૦) સુરત મધે વરસનો એક ગહંબાર તીર મહીનામાં ભાઇ દાદાભાઈ પેસ્તનજી આલપાઇવાલા મારફતે કરવા કાજે.[1]

ગહંબાર ઉપ્રાંત ચાર આતશબેહરાંમો ખાતે "દીન ધરમનૂં તથા ભણુવાનૂં કામ" કરવા માટે રૂ. ૫૨૫) નીચે પ્રમાણે જણાવ્યા હતા.

૧૨૫) મુંબઇનાં વાડીઆજીનાં આતશબેરાંમ મધે.
૧૨૫) ઉદવાડેનાં આતશબેરાંમ ખાતે.
૧૫૦) નવસારીનાં આતશબેરાંમ ખાતે.
૧૦૦) સુરતનાં દાદાભાઇ મોદીનાં આતશબેરાંમ ખાતે.

તે વખતનાં શેરોનાં ભાવ પ્રમાણે ધર્મખાતે આપેલી પુંજી રૂ. ૧,૬૮,૫૦૦) ની ગણી છે. એ રકમની કુલે ઉપજ તે વખતે રૂ. ૯૧૦૦) ની ગણી છે અને કુલે ખર્ચ ઉપર જણાવવા પ્રમાણે રૂ.૭૩૦૦) નો જણાવ્યો છે. જરૂર પડે તો ગહંબાર પાછલ વધુ ખર્ચ કરવાને છુટ મુકી છે અને ખર્ચ કરતાં બાકી વધે તે સરકારી ફંડમાં રોકવાને અને પોતાનાં વારસોની નજરમાં આવે તેમ ધર્મખાતે ખરચવાની છુટ મુકી છે.

આ પત્ર સાથે એવણે ત્રસ્ટડીદની એક નકલ પંચાએતનાં દફતર સાથે રાખવાને મોકલી આપી અને સાથે જણુંવ્યું કે કોટબહાર પોતાનાં જુનાં

(૧) મુંબઇ ખાતે વધુમાં વધુ રૂ. ૮૦૦) જણાવ્યા છે અને સુરત ખાતે રૂ. ૧૦૦૦) જણાવ્યા છે તે ઉપરથી દીસે છે કે આજથી ૧૦૦) વરસ પર સુરતમાં મુંબઇ કરતાં વસ્તી વધારે હોય, યા કાંઇક વધારે સારૂં ખાનું અપાતું હોય. આ બાબદમાં તા૦ ૪ થી જુલાઇ ૧૯૨૯ ને દીને સુરતની પારસી પંચાએતના સેક્રેટરીથી કાંઇક પુછપરછ કીધી હતી તેના તા૦ ૧૦ મી જુલાઇ ૧૯૨૯ ના જવાબમાં તેત્રણ મેહરબાની કરી નીચે પ્રમાણે ખુલાસો કરે છે :

"સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટ સાહેબનું સુરત ચેરીટી ફંડ નામનું ટ્રસ્ટદીડ સને ૧૮૫૨ માં થયલું છે અને તે મધે સુરત ખાતે તીર માસનો ગાહંબાર કરવા કાજે રૂ. ૬૦૦) સુધીનો ખર્ચ કરવાને ઠરાવવામાં આવેલું છે. સને ૧૮૫૩ નો એ ગાહંબારનો આંકડો જોતાં જણાય છે કે તે વેળાએ એ ગાહંબારમાં ૨૭ મણ આટાની રોટલી થતી હતી તથા ૪૭ મણ ચાવલ રંધાતા હતા અને ૬ મણ ઘી વપરાતું હતું. જ્યારે હાલમાં ૯–૧૦ મણ ચોખા, ૪–૫ મણ આટો અને આસરે બે મણ ઘી વપરાય છે. આ વજન ઉપરથી જણાય છે કે આગળા સાલોમાં આસરે ચારેક હજાર માણુસો ગાહંબારના જમણુમાં ભાગ લેતાં હોતાં જોઇએ. આગળા વખતમાં અને હાલમાં એ ગાહંબારમાં એકજ વાણી થતી હતી અને થાય છે. આગળા વખતમાં અત્રે તેમજ ગામડાંઓ ખાતે જરથોસ્તીઓની વસ્તી પણ વધુ હતીજી. એક બાવરચી કે જે ચારેક સાલ થયાં ગુજર પામ્યા છે અને જેની વય આસરે વરસ ૮૫) ની હતી અને જે ગાહંબારનું ખાણું પકાવતા હતા. તેના તરફથી મેં સાંભલ્યું હતું કે આગળા વરસોમાં આસરે ૪–૫ હજાર માણુસ ગાહંબારના જમણુવારમાં આવતું હતું જ્યારે હાલમાં વધતામાં વધતાં હજાર આસામીએ જમણુવારમાં આવેછેજી. આગળા સાલોમાં સુરતની આસપાસનાં ગામડાંઓનાં ઘણાં લોકો સવાબનું કામ સમજી જમણુવારમાં આવતાં હતાં જયારે હાલમાં ૫૦-૭૫ માણુસો ભાગ્યે આવતાં હોય. ૧૮૫૩ માં એ ગાહંબારનો ખર્ચ રૂ. ૪૬૫) નો થયો હતો જ્યારે હાલમાં રૂ. ૪૦૦) ના અંદરનો થાય છે. આગળા સાલોમાં દરેક ચીજના ભાવ ઘણાજ ઓછા હતાજી."

ઘેરની સાંમે એક મોટી ચાલી બાંધી છે તે "આખી ધરમખાતે પારશી લોકોને જમવા ખાવાની—જમણુ કરવાને વાશતે આપી છે ને એ બાંધણીની શોડે ચીચબંદરનાં રશતા ઉપર એ ધરમની જગાને લગતાં દુકાંન ૪) કાહડેઆં છે ભાડે આપવા તેહનૂં ભાડૂં આવે તે તે જગો ઉપર ચોકીદાર તથા શાફશુફ કરવાને માંણુશનૂં ખરચ કરવાનૂં ઠરાવીઉં છે."

૪. પંચાએતના વકીલ મી. આરીટનને રૂ. ૧૦૦૦૦ ની ભેટ.

આ અરસામાં પંચાએતના વકીલ આરીટનને રૂ. ૧૦૦૦૦) ની રકમ ભેટ આપવામાં આવી. તા. ૧૬ મી અકતોબર ૧૮૪૯ ને દીને ત્રાંન્સલેશન ફંદ ખાતેથી રૂ. ૨૦૦૦) ઉધારી "શરકાર કંમપનીની નોટ રૂ. ૧૦૦૦૦) ની લેઇને અનાંમત રાખવી "[1] એવે નામનાં ખાતાંમાં જમા આપ્યા. એ રકમ પારસી પંચાએતનું કામ કરનારા વકીલ મી. આરીટનને આપવા માટે છુટી પાડી. રૂ. ૫૦૦૦) ઇનશાફ અરજી કરવાનાં ફંડ ખાતેથી રૂ. ૩૦૦૦) જેનરલ ફંદ ખાતેથી અને રૂ. ૨૦૦૦) આ ફંડ ખાતેથી મલી રૂ. ૧૦૦૦૦) ની રકમ છુટી પાડી કે તે ઉપલા વકીલ કે જેણે સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલંટ ઇન્સ્ટીટયુશન, જેમાં પંચાએતે પણ પોતાની રકમ આપી હતી, તેની સ્થાપણા કાજે કેટલુંક કામ કીધું હતું તેવણુને તેના બદલામાં આપવામાં આવે. એ રૂ. ૧૦૦૦૦) ની રકમમાંથી પાછલથી મી. આરીટનને પર્સ આપવા અને પ્લેટ આપવા માટે રૂ. ૮૭૫૭ા૮ાા ની રકમ ખરચવામાં આવી હતી અને બાકીનાં રૂ. ૧૨૪૨ાા૧૬ાા ની રકમ જનરલ ફંડ ખાતે જમે આપવામાં આવી.[2]

---

(૧) જુઓ સંવંત ૧૯૦૫ નાં વરસનો છાપેલો હીસાબ, પા. ૮૦.
(૨) સંવત ૧૯૦૬ નો છાપેલો હીસાબ પા. ૩૮.

# બાબ ૧૨ મો.

## તા૦ ૧ લી જાનેવારી ૧૮૪૯ થી ૧૪ મી એપ્રીલ ૧૮૫૯ સુધી.

આ બાબનો અરસો જાનેવારી ૧૮૪૯ થી એપ્રીલ ૧૮૫૯ સુધીનો રાખ્યો છે. જાનેવારી ૧૮૪૯ થી સર જમશેદજી ઇન્સ્ટીટયુશન જેનું ત્રસ્ટડીડ તા. ૯ મી જાનેવારી ૧૮૪૯ ને દીને થાયું હતું, તેનું ખાતું બરપા થયું હતું કે જે ખાતાંમાં પંચાએતની પુંજીનો મોટો ભાગ રૂ. ૨,૩૪,૫૦૦) આપવામાં આવ્યો હતો. આ બાબની સેવટની તારીખ ઇન્સ્ટીટયુશનનાં સ્થાપક સર જમશેદજીનાં મરણની છે.

આ બાબમાં નીચલાં મોટાં મથાલાં હેઠળ કેટલીક બાબદોની હકીકત આપી છે :—

I. પંચાએતના મેમબરો, ત્રસ્ટીઓ, ફંડ, હીસાબ વીગેરેની બાબદો.

II. સંસારી બાબદો.

III. દરેહમેહરો, ધર્મખાતાં, વીગેરેની બાબદો.

IV. મુંબઇની પારસી પંચાએત ઉપર બહારગામોની અનજુમનો તરફથી મદદ માટે આવેલી માંગણીઓ.

V. ગાંહમબારની બાબદો.

VI. પંચાએત હસ્તક ચાલતી જંદ અવસ્તાની નીશાલો.

VII. સર જમશેદજી જીજીભાઇ ત્રાન્સલેશન ફંડ.

VIII. પારસી કોમ માટે સરકાર પાસે ધારા બાંધી મંગાવવા નેમાયલી કમીટીને પંચાએત તરફની મદદ.

IX. દખમા, નશેશાલાર, સ્વાંન, વગેરેની બાબદો.

X. ધર્મ, ધર્મગુરૂઓ, ધાર્મીક રેવાજો, વીગેરે બાબદો.

XI. નૌસારી, સુરત, ગણદેવી માટે સર જમશેદજીએ કરેલાં ધર્મના કામોની પારસી પંચાએત ઉપર મોકલેલી યાદી.

XII. પરચુટણ બાબદો.

XIII. પેહલા સર જમશેદજી જીજીભાઇનું મરણ.

## I.

# પંચાએતના મેમબરો, ટ્રસ્ટીઓ, ફંડ, હીસાબ, વીગેરેની બાબદો.

૧. મુંબઇની પંચાએત અને સર જમશેદજી ઇન્સ્ટીટયુશનની પંચાએતનું કાંઇક ભેલાઇ ગયલું કામ.

એ અરસાના શરૂઆતનાં ભાગમાં સર જમશેદજી ઇન્સ્ટીટયુશનના ખાતાનાં કામકાજ સાથે પારસી પંચાએતનાં ખાતાંનું કામકાજ ભેલાઇ ગયું હતું અથવા મલી ગયું હતું. તે નીચલી હકીકતો ઉપરથી માલમ પડે છે.

(ક) ૧૮૪૯ માં જેઓ ઇન્સ્ટીટયુશનનાં ટ્રસ્ટદીદ પ્રમાણે તેની પંચાએતના ૧૨ અધીકારીઓ નેમાયા હતા, તેઓજ પારસી પંચાએતના પણ મેમબરો ગણાયા હતા.[1] તેઓ નીચલા હતા :

| | |
|---|---|
| સર જમશેદજી જીજીભાઇ | ખરશેદજી રૂશતમજી (વાડીઆ) |
| નવરોજી જમશેદજી (વાડીઆ) | ખરશેદજી જમશેદજી |
| બમનજી હોરમજી (વાડીઆ) | ખરશેદજી ફરદુનજી |
| દાદાભાઇ પેસ્તનજી (વાડીઆ) | માણેકજી લીમજી |
| હોરમજી બમનજી શેઠ | દોશાભાઇ સોરાબજી મુનશી |
| જીજીભાઇ દાદાભાઇ[2] | માનકજી નશરવાંનજી |

પંચાએતના અધીકારીઓ તરીકે એ સાહેબોને આપણે તા. ૨૫ મી અકતોબર ૧૮૪૯ નાં પત્રમાં પેસ્તનજી જાંગીર લીકીમ તરફથી આવેલા રૂ. ૧૫૦૦૦) ની રકમની પોંહુચ કબુલ કરતા જોઇએ છીએ.[3]

(ખ) એ બન્ને ખાતાંના સેકરેટરી તરીકે એકજ ધણી, પેસ્તનજી માણેકજીને સહી કરતા આપણે જોઇએ છીએ. આ અરસા આગમચ કોઇપણ ધણી સેકરેટરી તરીકે પંચાએતનાં કાગજ પતર ઉપર સહી કરતું હતું નહી.

---

(૧) પારસી પંચાએતની મીટીંગનાં નામો કાજે જુઓ, ચો. ૧૭, બા. ૧, તા. ૧ લી જુન ૧૮૫૦ ની મીટીંગ. ઇન્સ્ટીટયુશનનાં નામો માટે જુઓ, ઇન્સ્ટીટયુશનની પેહલી ૧૮૪૯ ની મીનીટ બુક, તા. ૫ મી ફેબરવારી ૧૮૪૯ ની મીટીંગ.

(૨) ટ્રસ્ટદીદમાં એવણનું નામ નોંધાયા પછી થોડા વખતમાં તા૦ ૧૨ મેહ ૧૮૪૯ ને દાને એવણ હક થયા અને એવણની જગાએ રૂશતમજી નવરોજી નેમાયા. (તા૦ ૨-૮-૧૮૪૯ ની ઇન્સ્ટીટયુશનની મીટીંગ.)

(૩) સંવંત ૧૯૦૫ નો છાપેલો હીસાબ. પા. ૧૬૭.

(ગ) વલી એકજ દીને, દાખલા તરીકે તા. ૧ લી જુન ૧૮૫૦ ને દીને, અને એકજ મકાનમાં, "ઇશકોલવાલા ઘરમાં" બન્ને ખાતાંની ગીટીંગો મલતી હતી.

(ઘ) એ બન્ને ખાતાંના છાપેલા સરકયુલરના ફોર્મો એકજ હતા. તેનું મથાલું નીચે પ્રમાણે છે :—

"શર જંમશેદજી જીજીભાઇએ પારશીઓને વાશતે કરેલી શખાવતનું ધરમ ખાતું.

શ્રી મુમબઇની તારીખ શને ૧૮

રોજ માહા શેહેનશાહી શને ૧૨ ઇઅજદજરદી.

શર જંમશેદજી જીજીભાઇ નાઇટ—પંનચાએતનાં વડા."

એ પછી બીજા ૧૧) નામો છાપ્યાં છે અને પછી "શેઠીઆઓ" એ પ્રમાણે છાપ્યું છે.[1]

ઇન્સ્ટીટયુશનના ત્રસ્ટદીદના ૧૦) મા ફકરામાં જણાવ્યું છે કે "The said Sir Jamsetjee Jejeebhoy shall be the first President of the said Institution, and shall continue such during his life" એ ફકરા મુજબ સર જમશેદજીનાં નામ પછવાડે "પંનચાએતનાં વડા" એવા શબ્દો જે ઇન્સ્ટીટયુશનનાં ફોર્મ ઉપર છે તે બેઉ ખાતાંનાં સંબંધમાં વપડાયલા છે.

(ઙ) ઇન્સ્ટીટયુશનની પંચાએત અને પારસી પંચાએતનું કામ કેટલીક હદે ઉપર મુજબ ભેલાઇ જવાથી આપણે જોઇએ છીએ કે એ બન્ને ખાતાંનાં કોઇ સામાન્ય કામનાં લાભ માટે કોઇ રકમ બખશેશ આપે તો તે કયાં ખાતાંમાં આપે, તેનો ગુંચવાડો ઉઠયો. શેઠ પેસ્તનજી જાંગીરજી લીકીમે રૂ. ૧૫૦૦૦) ની રકમ ધર્મખાતે આપવા કહાડી તે બાબે તેવણે પેહલે સર જમશેદજી ઇન્સ્ટીટયુશનના વડા તરીકે સર જમશેદજી જીજીભાઇ ઉપર પત્ર લખ્યો.[2] પણ પછી દરૂસ્ત ધારવામાં આવ્યું કે એ રકમ પંચાએતને સપુર્દ કરવી અને તેમ તે સપુર્દ કરવામાં આવી અને મુંબઇની પંચાએતના સાહે-

---

(૧) એવાં મથાલાનું ઇન્સ્ટીટયુશનનાં ખાતાંનું પેહલું છાપેલું સરકયુલર તા૦ ૧૮ મી આગસ્ત ૧૮૪૯ નું છે અને એજ મથાલાનું પંચાએતનું પેહલું છાપેલું સરકયુલર તા૦ ૧૨ મી જુલાઇ શને ૧૮૫૦ નું છે.

(૨) ઇન્સ્ટીટયુશનનાં સરકયુલરની ફાઇલમાં તા. ૧૮ મી આગસ્ત ૧૮૪૯ નું સરકયુલર જેમાં એવણને ઘણી શાબાશી આપી ને જવાબ મોકલવાનું ઠેરવ્યું.

ઓએ તા. ૨૫ મી અકતોબર ૧૮૪૯ નાં પત્રથી એ રકમની પેંહચ કબુલ રાખી.[1]

(ચ) જે કેટલુંક કામ આગલ પારસી પંચાએત હસ્તક થાતું હતું તે એ અરસાની શરૂઆતમાં કેટલોક વખત ઇન્સ્ટીટયુશનની પંચાએત હસ્તક થવા લાગું. દાખલા તરીકેઃ—

(a) ચોપાટીની આંધલા લુંલાની ધર્મશાલાનો કારોબાર પારસી પંચાએત હસ્તક થતો હતો, તેનું કામ પણ આપણે ૧૮૪૯ થી કેટલોક વખત સુધી ઇન્સ્ટીટયુશનની પંચાએત તરફથી થતું જોઇએ છીએ. એ ઇન્સ્ટીટયુશનનાં ત્રસ્ટદીદની રૂએ જે કાયદા કાનુનો ( Bye-Laws ) ઘડવામાં આવ્યા છે, તેમાં ૪૬ મો ફકરો એ ધર્મશાલાની દેખરેખ એ ઇન્સ્ટીટયુશનના મેમબરો રાખે એવી મતલબનો છે.[2] ઇન્સ્ટીટયુશનની સર્વથી પેહલીજ મીટીંગ જે તા. ૬ થી ફેબરવારી ૧૮૪૯ ને દીને મલી હતી, તેનાં કામકાજમાં એ ધર્મશાલાનાં કારોબાર બાબે આપણે ૯ મો ઠરાવ નીચે પ્રમાણે જોઇએ છીએઃ—

"ઠરાવ નવમો :—ઠેડવેઉં છે કે રૂલનાં ૪૬) માં કલાશ[3] પરમાંણે આંધલા લૂલાની ધરંમશલામાંની ખબરદારી રાખવા શારૂં એક કેમેટી ઠેડવવી."

એ ખાતાંની તા. ૫ મી માર્ચ ૧૮૪૯ ની બીજી મીટીંગ (ઠરાવ ૭)માં એ કમીટી કાજે ૪) શાહેબોની નેમણુંક કરી અને ઠેડવ્યું કે "તારીખ ૧ લી જાંનેવારી શને ૧૮૪૯ થી એ ખાતાંનો ખરચ આએ ધરમખાતાંમોથી ચલાવવો." એ ધર્મશાલા માટે ઇન્સ્ટીટયુશનની મીનીટમાં જયારે બોલવામાં આવ્યું છે ત્યારે "**આએ** ખાતાંની ડુંગરવાડીની ધરંમશરાહ" એમ બોલવામાં આવ્યું છે.[4]

(b) એજ મુજબ નાવારસ રૂવાંનોને અવલમંજલ પોંહુચાડવાનો ખર્ચ પણ એ ઇન્સ્ટીટયુશનનાં ખાતાંમાંથી થવા લાગો. (ઉપલીજ તા. ૫ મી માર્ચ ૧૮૪૯ ની મીટીંગનો ૮ મો ઠેડાવ.)

---

( ૧ ) સંવત ૧૯૦૫ નો હીસાબ, પા. ૧૬૭.

( ૨ ) જુઓ એ બાબેની છુટી ચોપડી નામે "Correspondence, Deed, Bye-laws, &c., relating to Sir Jamsetjee Jejeebhoy Parsee Benevolent Institution," (1849), p. 100.

( ૩ ) Clause.

( ૪ ) ૧૬-૧૨-૧૮૫૦ ની ઇન્સ્ટીટયુશનની મીટીંગની મીનીટ (ઠરાવ ૬ ઠો). થોડા વખત બાદ ધર્મશાળાનો ખર્ચ ઇન્સ્ટીટયુશનમાંથી થતો બંધ પડયો અને પારસી પંચાએત હસ્તક થવા લાગો.

(c) આપણે આગલા બાબમાં જોયું કે સર જમશેદજી ત્રાન્સલેશન ફંડનું ખાતું પારસી પંચાએત હસ્તક હતું અને તેનો કારોબાર તે ખાતાંના અધીકારીઓ કરતા હતા. પણ આ અરસામાં દીસે છે કે શરૂઆતમાં તેનો વહીવત પણ ઇન્સ્ટીટયુશનના સાહેબો કરતા હતા. તા. ૧૯ મી જાનેવારી ૧૮૫૦ ની ઇન્સ્ટીટયુશનની મીટીંગમાં ૬ થા ઠરાવ તરીકે આપણે જોઇએ છીએ કે તેમાં એક ચોપડી નામે "કાવ્ય ગણીત" માટે ઠેડવ્યું છે કે "તેની કાપી ૧૦) શર જંમશેદજી જીજીભાઇ નાઇટનાં ટરાંશલેશંન ફંનડ મધેથી ભરી આપવી." એજ પ્રમાણે તા. ૨૦ મી જુલાઇ ૧૮૫૦ ની ઇન્સ્ટીટયુશનની મીટીંગમાં ૧૨) ચોપડીઓ ત્રાન્સલેશન ફંડ મધેથી વેલાએતથી મંગાવવાનો ઠરાવ (૧૮ મો) થયો હતો.

(d) લગનની, મરણની અને કોઈ સંકતો તાકરાની બાબદો ઉપર પણ ઇન્સ્ટીટયુશનના સાહેબો ધ્યાંન આપતા હતા અને ઇનસ્ટીટયુશનમાંથી ખરચ થાતો.

ઇનસ્ટીટ્યુશન બરપા થવા પછી પા. પંચાએતનું કામ ફક્ત સંસારી મુકદમાઓ તપાસવાનું.

ઉપલી તપાસ ઉપરથી ત્યારે દીસે છે કે એ અરસાની શરૂઆતમાં, પારસી પંચાએતની પોતાની મીટીંગો થતી હતી, તેમાં ફક્ત ઘરસંસારી મુકદમાઓની તપાસ થતી હતી. એવી નીચલી મીટીંગોની નોંધ આપણે પારસી પંચાએતના દફતરે જોઇએ છીએ કે જેમાં પારસી પંચાએતના સાહેબો (જેઓ ઇન્સ્ટીટયુશનના પણ સાહેબો હતા તેઓ) એ ફક્ત સંસારી મુકદમાઓના ચુકાદા કીધા છે.

૧ લી જુન ૧૮૫૦ ની મીટીંગ.

૧૬ મી ડીસેમબર ૧૮૫૦[1] ની મીટીંગ.

તા. ૧૫ મી નવેમબર ૧૮૫૧ થી આપણે પારસી પંચાએતની ફાઇલમાં નવા છપાયલા સરકયુલરના ફોર્મો જોઇએ છીએ, જેનું મથાલું "પારશીની પંનચાએત ઉપર ચુકાદાને વાશતે આવેલા ઘરગુતા મુકદમાંની બાબતમો" એવી રીતે મથાલું છે. એમાં ૧૦)જ અધીકારીઓનાં નામો છાપ્યાં છે. એ નામોમાં નહી આવેલા બે નામોવાલા સાહેબો, રૂશતમજી નવરોજી અને ફરાંમજી બમ-

(૧) ચો. ૧૭, આ. ૧, ૨.

નજી, આ છાપેલા ફોર્મ ઉપર કોઇ સંસારી મુકદમાઓ પોતે સાંભળેલા તેનો રીપોર્ટ કરે છે. ત્યારપછી છાપેલા ફોર્મ ઉપર નહી, પણ સાધારણ કાગજ ઉપર, તા. ૨૭ મી નવેમબર ૧૮૫૧ નો એક સરકયુલર આપણે જોઇએ છીએ જેમાં રૂશતમજી નવરોજી સાથે ૧૧) સાહેબોના નામો પચાએતના "શેઠીઆઓ" તરીકે આપણે જોઇએ છીએ.

એવું દીસે છે કે ઉપર જણાવેલા ૨) સાહેબો—રૂશતમજી નવરોજી અને ફરાંમજી બમનજી—ને ઘરસંસારી મુકદમાઓની બાબદ તપાસવાને માટે ખાસ નેમ્યા હોય. તેઓ પોતાની બે સહીઓથી ૧૦) જણનાં નામોનાં છાપેલા ફોર્મ ઉપર રીપોર્ટ કરે છે. એવો એક બીજો સરકયુલર તા. ૨૦ મી ડીસેમબર ૧૮૫૧ નો (નં. ૧૭)છે. વલી એ અરસામાં બીજો એક છાપેલો સરકયુલરનો ફોર્મ " શ્રી મુમબઇની પારશીની પંચાએતની બાબદમાં" એવી રીતનો આપણે જોઇએ છીએ. એવો પેહલો એક ફોર્મનો સરકયુલર તા. ૧ લી માર્ચ ૧૮૫૨ નો છે, જેમાં નાણું નામપર ધરાવનાર ૫) ત્રસ્ટીઓનાં નામો—જમશેદજી જીજીભાઇ, વાડીઆજી નવરોજી જમશેદજી, ખરશેદજી જમશેદજી, માણેકજી નશરવાનજી, માણેકજી લીમજીભાઇ—છાપેલાં આપણે જોઇએ છીએ. એમાં જમશેદજી જીજીભાઇનાં નામ પછવાડે " પંચાએતના વડા " એવા શબ્દો આપણે જોતા નથી.

એવું દીસે છે કે નાણાં સંબંધી બાબદો નાણાંનાં એ ૫) ત્રસ્ટીઓ આગલ તેઓનાં ૫) નામોનાં છાપેલા ફોર્મ ઉપર રજુ કરવામાં આવતી હતી. એ પછી ઉપલાજ ૫) ત્રસ્ટીઓને નામના છાપેલા ફોર્મ ઉપર ૧૧) સાહેબોનાં નામે સેકરેટરીની સહીનાં સરકયુલરો આપણે જોઇએ છીએ. તેવું પેહલું સરકયુલર ૨૪ મો ડીસેમબર ૧૮૫૨ નું છે. એ સરકયુલરમાં આપણે કાવશજી જાંગીરભાઇ અને ફરાંમજી બમનજીનાં નામો પેહલવેહલાં જોઇએ છીએ.

ત્યાર પછીનું તા. ૮ મી જાનેવારી ૧૮૫૩ નું સરકયુલર છે જે સર્વ હાથના લખેલાં નામોથી શરૂ થાય છે. તે સર્વ સાહેબો જોગુ છે. એમાં પણ જમશેદજી જીજીભાઇનાં નામ પછવાડે "પંચાએતના વડા" એવા શબ્દો લખાયા નથી. એમાં વાડીઆ દાદાભાઇ પેસ્તનજીનું નામ પહેલવેહલું જોઇએ છીએ. પણ વલી તે પછીનાં તા. ૧૨ મી જાનેવારી ૧૮૫૩નાં નાણાંનાં ત્રસ્ટીઓ જોગા

હાથના લખેલા ફોર્મના શરકયુલર પર પાછું "પંચાએતનાં વડા" એવા શબ્દો આપણે જોઇએ છીએ, અને પછી તા. ૧૭ મી જાનેવારી ૧૮૫૩ નાં હાથના લખેલા ફોર્મવાલા સરકયુલર ઉપર જમશેદજી જીજીભાઇનાં નામ પાછલ "ખુરશીનાં વડા" એવા શબ્દો આપણે જોઇએ છીએ. ત્યારપછી કોઈ સરકયુલરોમાં "પંનચાએતનાં વડા" એવા શબ્દો જોઇએ છીએ. ત્યારપછી વલી છાપી કહાડેલાં ૧૨) નામો સાથનું પેહલું સરકયુલર તા. ૫ મી નવેમબર ૧૮૫૩ નું આપણે જોઇએ છીએ તેમાં જમશેદજી જીજીભાઇનાં નામ પાછલ "પંચાએતનાં વડા" શબ્દો છાપી કાઢયા છે.

આ સર્વ હકીકત ઉપરથી આપણે જે અનુમાન ઉપર આવી શકયે છીએ તે નીચે પ્રમાણે છે:—

(૧). એ અરસાની શરૂઆતમાં મુંબઇની પંચાએતના અધીકારીઓ અને સર જમશેદજી ઇન્સ્ટીટયુશનના અધીકારીઓ એકજ હતા.

(૨). પેહલાઓ ઘરસંસારી મુકદમાઓ ચુકવતા અને રવાંન ખાતાંનું કોઇ કામ કરતા; અને બીજાઓ લગન, મરણ અને ધર્મશાલા વીગેરેની બાબદ ઉપર ધ્યાંન આપતા.

(૩). એ અરસાનાં બીજાં વરસમાં, એટલે સને ૧૮૫૧ માં, પહેલવેહલું પંચાએતનાં નાણાંનું ત્રસ્ટદીદ થયું અને તે પાંચ સાહેબોનાં નામનું થયું. ત્યારે નાણાંની બાબદ તેઓ હજુર આવતી અને બીજી ઘરસંસારી બાબદ સર્વ સાહેબો હજુર જતી.

(૪). આસ્તે આસ્તે પંચાએતનું અને ઇન્સ્ટીટયુશનનું કામ પાછું છુટું થવા માંડયું.

૨. શેઠ રૂસ્તમજી જમશેદજીને પંચાએતના વડા ઠેડવવાની સુચનાની બાબદ.

તા. ૨૦ મી જાનેવારી ૧૮૫૭[1] ની મીટીંગમાં "કાવશજી જાંહાંગીરભાઇએ દરખાશત કીધી કે આએ મંડલીનાં વડા દાખલ શેઠ રૂશતંમજી જંમશેદજીને ઠેડવવા. તે વાતને હાજર થાએલા બીજા શાહેબોએ ટેકો આપીને" ઠેડવવામાં આવ્યું કે એ બાબેનું સરકયુલર કરવું. તા. ૨૦ મી એપ્રીલ ૧૮૫૭[2] ની મીટીંગની હકીકત પ્રમાણે તા. ૨૨ મી

(૧) ચો. ૨૨, બા. ૨, પા. ૧૨, (પે. બા. ૧૮).
(૨) ચો. ૨૨, બા. ૩, પે. બા. ૧૩, પા. ૧૫.

જાનેવારીએ એ બાબે સરકયુલર કહાડયું હતું. પણ "શેઠ રૂશતંમજી જંમશેદજીએ એ શરકીઉલર મંધે પોતાંનો વીચાર લખી જણાંવેઓચ કે હુંમારા કરતાં બીજા શાહેબો લાએક છે તેવોમાંથી એ કારંણશર હરેક શાહેબને ઠેડવવા. એ બાબે ફરીને આજ દંને તકરાર ચાલેઆ પછે" ઠેહવવામાં આવ્યું કે "કોઇ બીજા શાહેબને મુકરર કરવા." પણ તેમ કરવામાં આવેલું દીસતું નથી. એ અરસામાં પેહલા સર જમશેદજીની તબીએત નાદરૂસ્ત ચાલતી હોવાથી તેવણ પંચાએતનાં કામમાં ભાગ લઇ શકતા ન હતા. સરકયુલર ઉપર પણ તેવણનાં નામની જગ્યાએ શેરો કરી તેવણના બેટા ખરશેદજી જમશેદજી તેવણ તરફથી સહી કરતા. આ સબબે ઉપલી સુચના કાવસજી જેહાંગીરે કરેલી દીસે છે.

૩. પંચાએતનાં ફંડનું ત્રસતદીદ કરવાની બાબદ.

આ અરસાનું જે પહેલવહેલું સરકયુલર દફતરે છે તે તા. ૧૨ મી જુલાઇ ૧૮૫૦ નું છે.[૧] તેમાં ત્રસટદીદ કરવાની જરૂરીઆત માટે લખે છે કે "મુમબઇની પારશીની પંનચાએતનાં ફંડનૂં તથા પંનચાએતનાં દફતરમો પાડેલાં કેટલાંએક જૂનાં ખાતાંવાલાઓની પૂંજીનૂં એક તરશટ ડીડ કરવાની ઘણી જરૂર છે અને એ તરશટ ડીડ બાર અધીકારીઓને નાંમે કરવાની ડીક(ત)[૨] જણાંવેઆમો આવી છે. વાશતે પાંચ શાત શાહેઓને નાંમે કરવાનો વીચાર રાખેઓ છે." એ સરકયુલર ઉપર જુદા જુદા નામોનાં સેરા થયા છે. હવેથી આપણે સરકયુલર ઉપર સેકરેટરી તરીકે પેસ્તનજી માનેકજીની સહી જોઇએ છીએ.

૪. પારસી પંચાએતના ત્રસ્ટીઓની સંખ્યા ૪) ને બદલે ૫) ની થવી.

સંવંત ૧૯૦૫ (ઇ. ૧૮૪૯) સુધી પંચાએતના ત્રસ્ટીઓની સંખ્યા ૪) જણ (જમશેદજી જીજીભાઈ, વાડીઆ નવરોજી જમશેદજી, ફરાંમજી કાવશજી બનાજી અને વાડીઆ બમનજી હોરમજી) ની હતી.[૩] ત્યારપછી સંવત ૧૯૦૬ નાં સાલના હીસાબનાં સરવાયાંમાં ફકત ત્રણ જણ (જમશેદજી જીજીભાઇ, વાડીઆ નવરોજી અને વાડીઆ બમનજી)

(૧) સ. ફા. ૧, નં. ૧. આ નાણાનાં પહેલાં ત્રસ્ટ દીડમાં જણાવેલાં ૧૫) ફંદોની મારી ઉપજાવેલી તવારીખ માટે જુઓ તા૦ ૨૮-૪-૧૯૦૬ નો ના. ૨૨૭ વાળો સરકયુલર. (૨) મુશકેલી.

(૩) જુઓ સંવંત ૧૯૦૫ (ઈ. ૧૮૪૯) નો છાપેલો ચોપડો, પા. ૮૪.

ની સહી જોઇએ છીએ.[1] એનો સબબ આ છે કે એ હીસાબ સને ૧૮૫૧ માં તૈયાર થઇ બહાર પડયો ત્યારે સહી કરતી વખતે શેઠ ફરાંમજી કાવશજી યા તો ઘણાં બીમાર હોય અથવા તો ગુજરી ગયા હોય સબબ કે તેવણનાં મરણનો દીવસ તા. ૧૨ મી ફેબરવારી ૧૮૫૧ નો છે. સંવત ૧૯૦૭ (ઇ. ૧૮૫૧) ના હીસાબમાં[2] આપણે ૫) ત્રસ્ટીઓ (જમશેદજી જીજીભાઇ, વાડીઆ નવરોજજી જમશેદજી, ખરશેદજી જમશેદજી, માણેકજી લીમજી, અને માનેકજી નશરવાંનજી) ની સહીઓ જોઇએ છીએ. એ નામોમાં આપણે બમનજી હોરમજી વાડીઆનું નામ ત્રસ્ટી તરીકે નથી જોતા, તેનો સબબ આ કે એવણે ૨૫) વરસ સુધી ત્રસ્ટીનો ઓહ્દો (૧૮૨૬ થી ૧૮૫૧ સુધી) ચલાવી ૧૮૫૧ માં છોડયો હતો. આ હકીકત ઉપરથી આપણે જોઇએ છીએ કે ૧૮૫૧ નાં સાલથી ૪) ને બદલે ૫) ત્રસ્ટીઓ નેમાવા લાગા. ફરાંમજી કાવશજી, જેવણ તા. ૧૨-૨-૧૮૫૧ ને દીને ગુજરી ગયા હતા, અને વાડીઆ બમનજી હોરમજી, જેવણે ૧૮૫૧ માં રાજીનામું આપ્યું હતું, તે બે સાહેબોની જગ્યાએ અને નવા ૫) મા ત્રસ્ટી તરીકે ત્રીજી જગ્યા કાજે ખરશેદજી જમશેદજી, માણેકજી લીમજી, અને માણેકજી નશરવાંનજીની નેમણુક થઇ હતી. તા. ૨૨ મી અકતોબર ૧૮૫૧[3] નાં સરકયુલર સાથે ઉપર જણાવેલો ત્રસ્ટડીદનો ખરડો વીચાર માટે રજુ થતાં તે બહાલ રાખવામાં આવ્યો. ઉપર મુજબનું પેહલું ત્રસ્ટડીદ તા. ૪ થી ડીસેમબર ૧૮૫૧ નું થયું છે તેમાં એક હાથ ઉપર જમશેદજી જીજીભાઇ, નવરોજી જમશેદજી વાડીઆ અને બમનજી હોરમજી (વાડીઆ) નીચલા પાંચ ત્રસ્ટીઓનાં નામો ઉપર સર્વ પુંજી ત્રાન્સફર કરે છે : જમશેદજી જીજીભાઇ, નવરોજી જમશેદજી (વાડીઆ), ખરશેદજી જમશેદજી (જીજીભાઇ), માણેકજી લીમજી, માણેકજી નશરવાંનજી પીતી. એ ત્રસ્ટડીદની પુંજીની રકમ નીચે પ્રમાણે જણાવી છે :—

૧. રૂ. ૮૯૬૭૧ અને ૮૨ રેસ

૨. રૂ. ૬૪૮૮૧-૮-૧૧

---

(૧) સંવત ૧૯૦૬ (ઇ. ૧૮૫૦) નો છપાયલો હીસાબ, પા. ૮૨.

(૨) સંવત ૧૯૦૭ નો છપાયલો હીસાબ, પા. ૬૪.

(૩) સ. ફા. ૧, સ. નં. ૧૩.

ત્રસ્ટદીદમાં એમાંથી પેહલી રકમને માટે ફક્ત જણાવે છે કે તે ઉપલા પેહલા ત્રણ સાહેબોની પાસે ( in their custody or power ) હતી અને બીજી રકમ માટે જણાવે છે કે તે એ સાહેબો પાસે પારસી પંચાએતના ત્રસ્ટીઓ તરીકે ( in their custody or power as Trustees of the Parsi Punchayet ) હતી. એ બાદ જે પહેલો સરકયુલર દફતરે છે તે તા. ૧ લી માર્ચ ૧૮૫૨ નો છે જેમાં પાંચે ત્રસ્ટીઓનાં નાંમો છાપી કહાડયાં છે. એ છાપેલા ફોર્મનું મથાલું "શ્રી મુમબઇની પારશીની પંનચાએતની બાબદમાં" એ પ્રમાણે છે. એ સરકયુલર સાથે સંવંત ૧૯૦૭ નાં વરસનો છપાવા ધારેલો હીસાબ રજુ કીધો છે. તા. ૨૦ મી એપ્રીલ ૧૮૫૨[1] ને દીને સર જમશેદજી એઓ ઉપર પત્ર લખે છે તેમાં એઓના નામ પાછલ "શ્રી મુમબઇની પારશીની અંનજુમંનનાં ફંનડનાં હાલનાં તરશટીઓ" એમ લખે છે.

એવું દીસે છે કે કોમની સામાન્ય કોમી બાબદો માટેનાં સરકયુલરો બારે અધીકારીઓને નામે થતાં હતાં, પણ નાણાં સંબંધી અથવા ખર્ચ સંબંધી બાબદનાં સરકયુલરો ફક્ત ત્રસ્ટીઓનાં નામે થતાં હતાં. એવું તા. ૧૨ મી જાનેવારી ૧૮૫૩[2] નું એક સરકયુલર ૪) ત્રસ્ટીઓને નામનું આપણે જોઇએ છીએ, સબબ કે ૫) માં ત્રસ્ટી, માનેકજી લીમજી, તા. ૨૯ મી અકટોબર ૧૮૫૨ ને દીને હક થયા હતા. ત્યારપછી તા. ૨૫ મો જુલાઇ ૧૮૫૩[3] નાં સરકયુલરમાં એવણની જગ્યાએ કાવશજી જાંગીરભાઇ રેડીમનીનું નામ દાખલ કરવામાં આવ્યું. એ બાબે ત્રસ્ટદીદ મધે લખવાની બાબદનો ખરડો મી. ઓકલેંડ વકીલે તૈયાર કર્યો અને તે તા.૨૭ મી સપટેમબર ૧૮૫૩[4] ના સરકયુલરમાં બહાલી માટે રજુ કરવામાં આવ્યો. એ સરકયુલર ઉપર શેઠ બમનજી વાડીઆનું પણ નામ હોવાથી અને તેવણે રાજીનામું આપેલું હોવાથી તેવણનો શેરો છે કે "શેઠ કાવશજીના આપેલા રૂા. પનચાતના તરશતી શાહેબોની નજરમો આવે તેવો બંનદોબશઠી કરવો ને આએ મંદલી શાત તાલુખો નથી તેથી હમારૂ નામ ભુલથી લખાઉ છે તે કાડી નાખવું."

---

(૧) ચો. ૧૮, બા. ૧૪, પા. ૧૫.
(૨) સ. ફા. ૧, નં. નથી.
(૩) સ. ફા. ૧, સ. નં. ૧૬.
(૪) સ. ફા. ૧, સ. નં. ૨૧.

પંચાએતનાં દફતર મધે જુદા જુદા ધણીઓનાં ખાતાં પાડવાં કે નહી અને પાડવાં તો કેટલી રકમનાં પાડવાં, તે વીશે અવારનવાર ફેરફાર થતો રહયો હતો તેની હકીકત નીચે પ્રમાણે છેઃ

૫. પંચાએતનાં દફતર મધે ખાતાં પાડવાની બાબદ.

(ક) તા૦ ૮ મી જાનેવારી ૧૮૫૩[1] સરકયુલર ઉપરથી દીસે છે કે આગલ એવો શીરસ્તો હતો કે લોકો "પોતાનાં બેહેશતી થાએલાં રવાંનોનાં પુંણને વાશતે પંનચાએતનાં દફતર મંધે ખાતું" પડાવે.

(ખ) ત્યાર પછી "ખાતું પાડવાની ચાલ અથવા રીત શવંત ૧૯૦૬ નાં વરશથી પંનચાએતનાં ફંનડનાં તરશટી શાહેબોએ કાહાડી નાંખી"[2] હતી પણ તે વીશેની ખબર અનજુમનને જાહેર રીતે આપવામાં આવી હતી નહીં. તેવી ખબર આપવા કાજે એક યાદી તૈયાર કરી તેનાં ચોપાંનીઆં છપાવાને માટેની યાદી રજુ કરવામાં આવી. તે મુજબ તા. ૧૧ મી જાનેવારી ૧૮૫૩[3] ની તેરીખનાં ચોપાંનીઆઓ પંચાએતના સાહેબોએ છપાવી બાહેર પાડયાં કે પંચાએતનાં ફંડનાં દફતર મધે જુદાં નવાં ખાતાં પાડવાં નહી. તા. ૧૧ મી જાનેવારી શને ૧૮૫૩[4] નું, પંચાએતના ચાર ટ્રસ્ટી સાહેબોની અશલ સહીનું, એવું એક જાહેરનામું દફતરે છે જે જાહેરનામાંથી પંચાએતના સાહેબો "જરતોશતી પીરકાની અનજુમનની ખીદમતમો" જાહેર કરે છે કે પંચાએતનાં ફંડમાં જુદા જુદા ધણીઓને નામે ખાતાં પાડવામાં આવશે નહી. જેઓએ એ આગમજ પાડયાં હતાં તેઓની રકમ પણ તેઓને પાછી સપુર્દ કરવાનું જાહેર કરવામાં આવ્યું કે તેઓએ તે રકમ પોતાને હસતક લઇ Accountant-General ને ત્યાં અનામત રાખવી અને ફકત તેનું વ્યાજ પંચાએતના સાહેબોને મલતું રહે એમ કરવું કે તે વ્યાજમાંથી તેઓ જણાવે તે ધરમખાતાંમાં ઉપયોગ કરવામાં આવે. દાખલા તરીકે (ક) સર જમશેદજી જીજીભાઇએ સંવંત ૧૯૦૫ (ઈ. ૧૮૪૯) માં પોતાનાં માતાજી જીવનબાઇનાં ધર્મનાં ફંડનું એક ખાતું પડાવ્યું હતું તે સંવંત ૧૯૦૭ (ઈ. ૧૮૫૧) માં પંચાએતનાં દફતરમાંથી કહાડી નાખીને

(૧) સ. ફા ૧, સ. નં. ૪.
(૨) ઉપલોજ સર. નં ૪.
(૩) ચો. ૧૮, આ. ૨૭, પા. ૨૯.
(૪) ચો. ૧૯, આ. ૧, પા. ૧.

તે નોટો મુંબઈના Accountant-General તથા સબ-ત્રેઝરરની ઓફીશમાં પોતાને નામે અનામત મેલીને તેનું વ્યાજ પરબારું સુરતના મેનીજરોમાંથી ૩) જણુ ઉપર વાલવાની ગોઠવણ કીધી કે સુરતવાલાઓ એ વ્યાજ પોતાને ત્યાં ખાતું પાડીને જમે કરી રાખે અને તે વ્યાજમાંથી હર શાલ શ્રી ગણુદેવીના નશેશાલાર જાણુ ૪) નાં મુશારાના રૂપીઆ ગણુદેવીનાં મેનેજરો જણુ ૬) ઉપર વાલે.[1] (ખ) એજ મુજબ ખરશેદજી અરદેશર દાદીના રૂ. ૨,૦૦૦) ની રકમ પંચાએતમાં ખાતું પાડી રાખવા તા. ૨૯ મી માર્ચ ૧૮૫૧ ને દીને પત્ર લખવામાં આવ્યો હતો. પણ પંચાએતના સાહેબોએ તેમ જુદુ ખાતું પાડવા તે રકમ નાકબુલ રાખી, તેથી તે રકમ Accountant-General ને ત્યાં મેલવામાં આવી.

એ જાહેરનામાંમાં વધુ જણાવે છે કે[2] "હરેક શાહેબ ઉપર લખીઆ પરમાંણેનાં શવાબનાં કાંમમો ધરંમખાતે રૂપીઆ આપીને તેહેનાં પોતે અથવા પોતાનાં લાગતા વલગતાઓને તરશટી કરવાની ખાહેશ રાખતા હોએ તો તે વીશેનાં તરશટ ડીડનો અંગરેજી મુશદો[3] તેહેનાં ગુજરાતી તરજુમાં શુધાં હેઠલ છાપી જાહેર કીધો છે કે હેવી વખતે વકીલને તાંહાં જાઈને તરશટ ડીડ કરાવવાની જરૂર પડે નહી."

(ગ) કાવસજી જાહાંગીરે દર દશ હજારનાં પડાવેલાં ત્રણ ખાતાંઓ.

તે પછી કાવશજી જાહાંગીરે રૂ. ૩૦,૦૦૦) ની મોટી રકમ આપવા કહાડી, ત્યારે તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૫૩[4] ને દીનની પંચાએતની બેઠકમાં ઠેડવવામાં આવ્યું કે રૂ. ૧૦,૦૦૦) યા વધુ રકમનાં ખાતાં પાડવાં, પણ તેથી અંદરની રકમનાં નહી પાડવાં. કાવશજી જાહાંગીરે આપેલી રૂ. ૩૦,૦૦૦) ની રકમની બાબદ નીચે પ્રમાણે છેઃ

તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૫૩[5] ના પત્રથી કાવશજી જાહાંગીર પોતાનાં ૬) બેશીઓનાં પુન માટે રૂ. ૩૦,૦૦૦) ની રકમ દરેક માટે રૂ. ૫,૦૦૦) પ્રમાણે આપવાને મરજી જણાવે છે. તેનું રૂ. ૧૨૦૦) વ્યાજ ઉપજે તેમાંથી

(૧) સંવત ૧૯૦૬ નો છાપેલો હીસાબ, પા. ૧૬૧.
(૨) ચો. ૧૯, બા. ૧, પા. ૪,
(૩) ફા. મુસત્દદ draft.
(૪) ચો. ૧૫, બા. ૩, પે. બા. ૮, પા. ૭.
(૫) ચો. ૧૮, બા. ૨૬, પા. ૨૮.

રૂ. ૬૦૦ ) જરથોશ્તી નાચાર તથા આંધલાં પાંગલાંની પરવરશીનાં ફંડમાં અને રૂ. ૬૦૦) ત્રસ્ટી સાહેબોને દુરૂસ્ત દીસે તેવાં "અગતનાં જરથોશતીઓનાં હરેક ધરંમનાં કાંમમો વાપરવા તથા હરેક જરતોશતી ધરંમ ફંનડ' ખાતામાં વાપરવા જણાવે છે.[1]

કાવશજી જાહાંગીરની એ માંગણી ઉપરથી ઉપર જણાવવા મુજબ પંચાએતના ત્રસ્ટી સાહેબોની એક બેઠક તા. ૨૭ મી જુલાઇ ૧૮૫૩[2] ને દીને મલી અને ઠેડવવામાં આવ્યું કે રૂ. ૧૦૦૦૦) થી ઓછી રકમનાં ખાતાં પંચાએતનાં દફતરમાં પાડવાં નહી. તે પ્રમાણે ઉપર જણાવવા પ્રમાણે દશ દશ હજારનાં ત્રણ ખાતાં પાડવામાં આવ્યાં. આ ગોથવણ મુજબનો બીજો પત્ર તા૦ ૬ થી ઓગસ્ત ૧૮૫૩ ને દીને કાવશજી જાહાંગીર પંચાએતના શાહેબો ઉપર લખે છે.

પંચાએતના ૧૦) અકાબરો તા૦ ૨૦ મી એપ્રીલ ૧૮૫૪[3] ને દીને પત્ર લખી એ રકમની પોંહચ કબુલ કરતાં લખે છે કે " આપડી અંનજુમંનનાં ફંનડની આમદની હાલમાં શરવે વાતે ઘટી ગેઇચ તેહેવે વખતે તંમોએ તંમારી પોતાની ખુશીથી હાચી મોહોટી રકંમ પારશીની અંનજુમંનનાં ધરંમખાતાંમો આપી છે માટે હંમો હંમારી તરફથી તથા આપડી અંનજુમંનની વતીથી તંમોને મોહોટી શાબાશી આપીએચ એટલુજ નહી પંણ તંમારી મોંટી હીમતની વખાવંણુ કરીએચ".

(ઘ) રૂપીઆ પાંચ હજાર થી ખાતું પાડવાની હીલચાલ.

એ પછી મરહુમ બરજોરજી સોરાબજી સુમારીગરાના એકઝીક્યુતરોએ વીલમાં ફરમાવવા મુજબ રૂ. ૫,૦૦૦) પંચાએતને આપવાને માંગણી કીધી[4]. આગલ જણાવવા પ્રમાણે ત્રસ્ટીઓએ ઓછામાં ઓછા રૂ. ૧૦,૦૦૦) નું ખાતું પાડવાનો ઠેડાવ કીધો હતો તે ઉપરથી તેવણુને જણાવવાનું ઠેડવવામાં આવ્યું કે તેઓએ તે રકમ એકાંઉન્ટંટ જેનરલની

---

(૧) આ પત્ર તા. ૧૯ મી જુલાઇ ૧૮૫૩ નાં સરક્યુલર (સ. ફા. ૧, સ. નં. ૧૫) સાથે રજુ કરવામાં આવ્યો છે હાલમાં એ રૂ. ૩૦,૦૦૦) ની રકમ દર રૂ. ૧૦,૦૦૦) ની રકમનાં ત્રણ ખાતાંઓ (નં. ૨૨૬, ૨૨૭ અને ૨૨૮) મા જમે બોલે છે. એ દરેક ખાતાંની આવકમાંથી અરધું બ્યાજ મુંબઇનાં ગરીબ ફંડ નં. ૧૫ માં અને અરધું બ્યાજ અવરસ્તા નીશાલ ફંડ નં. ૩૬ માં જમે આપવામાં આવે છે.

(૨) ચો. ૧૯, બા. ૩, પા. ૭, પેટાં બાબદ ૮.

(૩) ચો. ૧૮, બા. ૩૭, પા. ૪૨.

(૪) સ. ફા. ૧, તા૦ ૪ થી જુલાઇ ૧૮૫૭ નો સર. નં. ૩૨.

ઓફીશમાં તથા બોંબે બેંકમાં પોતાને નામે અનામત રાખી તેનું વ્યાજ પંચા-એતને હવાલે કરવું કે પછી મરનારનાં જણાવવા પ્રમાણે અરધો ભાગ મુક્તાદનાં ફંડમાં વાપરવામાં આવે અને અરધો ભાગ આંધલાં પાંગલાંનાં ફંડમાં વાપર-વામાં આવે. તા૦ ૨૨ એપ્રીલ ૧૮૫૮[1] નાં સરકયુલર પરથી દીસે છે કે માનેકજી નોશરવાંનજી પીટીટે સરકયુલર ઉપર શેરો કીધો કે "આપરા તરશતીઓની મીતીંગ કોઇ દારે થાતી નથી. જે કામ થાએચ તે શરકુલરથી થાએચ વાશતે એ ખાંતા પરવા બાબે અમારે થરૂં[2] એક બોલવું છે પંન અતરે લખવાને બંનતું નથી." તેવણુની મકસદ એ કે એક બીજા ધણી તરફથી પણ રૂ. ૬,૦૦૦) ની રકમથી ખાતું પાડવાની બાબદ રજુ થાઇ હતી પણ ફકત રૂ. ૧૦,૦૦૦) થીજ ખાતું પાડવાનો ઠરાવ થવાને લીધે "ધરંમના કામને ગની મુકશાંની થાએચ ને અમારી નજરમો કશી મેનત જેવું છે નઇ." વાશતે મીટીંગ બોલાવી વીચાર કરવા જણાવે છે.

પંચાએતે જુદુ ખાતું પાડવા નાની રકમો નહી કબુલ રાખવાના ઠેડાવ ઉપરથી બેંકમાં રકમ મેલવાના કોઇક દાખલા આપણે જોઇએ છીએ. દાદાભાઇ પેસ્તનજીનાં તા. ૫ મી ઓગસ્ટ ૧૮૫૮[3] નાં રૂશતમજી જમશેદજી જોગાં પત્રમાં લખે છે કે "એલાવના નશરશલારનો મુશારો આપવા શારૂ જે રૂ. ૨ ૪૦૦) ની શરકારી નોત હમારી બેહેન જરીબાઇના ધરંમ વાશતે........હમરાં બોમબે બેનકમાં મેલીચ." રૂશતમજી જમશેદજી તા. ૫ મી ઓગસત ૧૮૫૮[4] ને દીને એ પત્રની પોંહચ કબુલ રાખી જણાવે છે જે "એ વીશેનો ખોલાશો આવતે વરશે પંનચાતનો હીસાબ શંવત ૧૯૧૪ નો છપાશે તે મંધે નીકલશે." એની સાથનાં જોડેલાં તા. ૨૧ મી જુલાઇ ૧૮૫૮[5] નાં બોંબે બેંકનાં દાદાભાઇ પેસ્તનજી જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે એ રૂ. ૨,૪૦૦) નું વ્યાજ સુરત ખાતે બેજનજી બરજોરજી એંટી વીગેરે સાહેબો ઉપર મોકલવાનું ઠેડવ્યું હતું. ઉપલી રકમની પહેલી નોંધ સંવત ૧૯૧૩ નાં છાપેલા ચોપડામાં મલે છે.[6] હાલમાં સુરતની અનજુમનનાં ખાતાંમાં એ રકમની રૂ. ૨,૮૦૦) ની જામીનગીરી બોલે છે.[7]

---

(૧) સર. ફા. ૧, સ. નં. ૧૬. (૨) થોડુંક.
(૩) લોકલ કાગજોની ફાઇલ ન. ૬, ૧૮૫૬–૬૧ ની.
(૪) ઉપલા પત્રની પછવાડેની નકલ. (૫) ઉપલોજ હવાલો.
(૬) પા. ૧૭૪. (૭) ૧૯૨૧ નો સુરતનો હીસાબ પા. ૧

હાલમાં કેટલીકવાર ફરીઆદ થાય છે કે સખાવત માટે સ્થાપાયલાં ધર્મ-ખાતાંઓનો, થોડા વખત બાદ, કારોબાર બરાબર ચાલતો નથી અને કેટલાંક ગેરવલ્લે જાય છે, તેથી Charity Endowment Act યા એવી મતલબનો કોઇ કાયડો ઘડાવવો. તે બાબે અવારનવાર સુચના થાય છે અને હીલચાલ પણ થાય છે. એવું દીસે છે કે એ ફરીઆદ આગલના વખતમાં પણ હતી. પેહલા સર જમશેદજીએ તા૰ ૧લી મે ૧૮૫૦ ને દીને નોસારીના દસ્તુરજી દેશાઇજી વીગેરેની અનજુમનની જનાબમાં પોતાનાં કેટલાંક ધર્મખાતાંઓ જાહેર કરવાનાં સંબંધમાં લખેલાં પત્રમાં એ બાબે આપણે નીચલો ફકરો જોઇએ છીએ:[1] “ શ્રી મુમબઈનાં શાહેબોએ આજ આશરે માશ ૪) ઉપર એક અરજી શ્રી બંગાલાનાં મોટા દરજાનાં લારડ શાહેબને કીધી છે તે મંધે એટલુંજ માગેઉં છે જે તંમો કુલ હીનદુશથાંની લોકોને વાશતે એક પકા બંદોબશત શાથેનો ધારો બાંધી આપો જે હરએક ઇનશાન પોતાનાં ધરંમને શારૂં ધરંમખાતે ખરચવાને મોહોટી રકંમ મુકી જાએ છે અને તે ઉપર તેહેની જાલવણીને શારૂં પોતાનાં ખાશ ઇતબારૂ માંણુસને ઉપરી કરે છે પંણુ એ કંઇ લાંબા દાહાડા નીભતું નથી અને શરવે પુંજી થોડી મુદતમો બારેવાટ થાએ છે તેહેનાં કેટલાએક શબબો છે તે અતરે બએઆંન કીધામો આવતા નથી. તેહેવું ધારીને અરજ શ્રી બંગાલાનાં લારડ શાહેબને કીધી છે તેથી ઉમેદ છે જે એ અરજ ઉપર લારડ શાહેબ ધેઆંન પોંહોંચાડશે કાંએજે એ શરવે ધરંમનું કાંમ છે ને એ શાહેબ કંઇબી હેવો ધારો બાંધી આપશે તો એ અશલ પુંજીને કોઈ બીગાડી શકશે નહી. એ પુંજી જાવેદાંન શુધી ચાલશે. હવે એ લારડ શાહેબનો ઉતર ફરી વલેઆથી એ ઉપલી ૨) રકંમોની નોટો કુલ રૂપીઆ ૧,૫૦,૦૦૦) અંકે એક લાખ ને પચાશ હજારનીનો જે કંઈ બંદોબશત હમારા મુમબઇનાં શાહેબો કરી આપશે તે શરવે પાછલથી તંમારા જાંણેઆમો આવશે.”[2]

૬. ધર્મખાતાંની પુંજીની જાલવણી દાજે કાંઇ યોજના રચવા બાબે ગવરનર જનરલને કરેલી અરજી.

---

(૧) ચો. ૧૮, બા. ૧, પે. બા. ૭.

(૨) સર જમશેદજીએ સુરત અને નોશારીનાં ધર્મનાં કામો માટે રૂ. ૧,૫૦,૦૦૦ ની રકમ આપી હતી તેનાં સંબંધમાં આ પાછલો ઇશારો છે.

તા. ૧૫ મી સપટેમબર ૧૮૫૧[1] નાં જમશેદજી જીજીભાઇનાં પત્ર ઉપરથી માલમ પડે છે કે એ અરસામાં જેઓ પંચાએતનાં ફંડમાં નાણું ભરવાનું જાહેર કરતા હતા, તેઓની રકમ અગાઉથી જમે કરવામાં આવતી હતી અને પછી, વરસની સેવટે જો નાણું નહીં ભરી દીધું હોય તો, તેઓનાં નામપર બાકી કાહાડવામાં આવતી હતી. એમ થતાં કેટલાકોની રકમ વસુલ થવા વગર રહેતી હતી, તે બાબે ફરીઆદ કરી સર જમશેદજી " શરવે શાહેબોની શેવામો અરજ " કરે છે જે " જે ધણીની પાશે બાકી હોએ તે મેહેરબાની કરીને પંનચાતનાં માંણુશને બોલાવીને આપે." આ પછી પંચાએતના મેહતા અરદેશર દાદાભાઇએ સર જમશેદજીનાં ઉપલાં અરજ પત્રનો ઇસારો કરી આશરે ૨૩ ધણીઓ, જેઓ ઉપર કુલે રૂ. ૧૦૧૫ ની રકમ નીકલતી હતી, તેઓ ઉપર તા. ૧૫ મી સપટેમબર ૧૮૫૧[2] ને દીને પત્રો લખ્યાં. કેટલાંક વરસ સુધી એજ પ્રમાણે ચાલ્યું પણ પછી તા૦ ૭ મી એપ્રીલ ૧૮૫૫[3] ને દીને એ બાબદ રજુ કરતાં માનેકજી નશરવાંનજીએ શેરો કર્યો કે રૂપીઆ આવે નહી ત્યાં સુધી જમે દેખાડવા નહી પણ " દર વરશે જારે અશાબ છપાવીએ તે ચોપાનીઆમો બાકી રેએલા આશામીના નામ શાથે ઉગરાની દેખારવી કે જેથી ભરનાર ધનીને શરંમ પરે તો તે ગરી તે ભરે."

*૭. પંચાએતનાં ફંડમાં નાણું ભરવાનું કબુલ કરનારાઓની રકમ પુરાંત બાકીમાં દેખાડવાની રીત.*

તા૦ ૧૨ મી જુલાઇ ૧૮૫૩[4] નો પંચાએતના સેકરેટરી પેસ્તનજી માણેકજીનો એક જાહેર પત્ર દફતરે છે જેમાં " શરવે શાહેબોની ખીદમતમો અરજ " કરી સંવત ૧૯૦૮ (ઇ. ૧૮૫૨) ના હીશાબની છપાયલી ચોપડી ઉપર ધ્યાંન ખેંચે છે અને જણાવે છે કે " મુમબઇ મંધે પંનચાતનાં ફંનડ વતરેગે બીજાં ધરંમનાં નવાં ફંનડ ૨૦) હાલમાં ઉભાં થાએલાં છે તે મંધે લોકો પોતાની

*૮. પંચાએતની આવક કમી થવા બાબે જાહેર અરજ. પંચાએતનાં ઉપરાંત તે વખતે બીજાં ૨૦) ફંડો.*

---

(૧) ચો. ૧૮, બા. ૧૩, પા. ૧૧.
(૨) ચો. ૧૮, બા. ૧૩ક, પા. ૬૨.
(૩) સ. ઠા. ૧, સ. નં. ૯.
(૪) ચો. ૧૯, બા. ૨, પા. ૫.

વગવાલી આશાંમીઓની ભલાંમંણુ ઉપરથી તંનદરોશતી ભણુંવીને આપે છે ને પંનચાતનાં ફ્રંનડમાં જાહાજુ આપતા નથી ને હરેક કંઇ જરતોશતી કોમમાં ખરચ જારી છે તથા બીજું નીકલી આવેચ તેહેવારે તે ખરચ પંનચાતથી આપવાને કેહે છે પંણ પંનચાતની હાલની આવગ ઉપર કોઈ ધેઆંન પોંહોંચાડતું નથી અને ખરચ તો જેમનો તેમ ચાલેઓ જાએચ તેવારે એ કાંમનો નીભાવ કી રીતે થાઇ શખશે તેહેનો વીચાર તમો શાહેઓને અગાઉથી રાખવો જોઇએચ .....વાશતે હરેક વાતે પંનચાતનું ફ્રંનડ વધે તેહેવી તજવીજ રાખવાની ઘણી જરૂર છે અને હરેક કાંમ કરવાનો હોકંમ આપતી વખતે પંનચાએતની આએપત તથા પુંજી ઉપર જરૂર ધેઆંન પોંહોંચાડવું."

૯. ખાતાં ખાતાંવાલાઓને સેંકડે પાંચને બદલે ચાર ટકાનું વ્યાજ જમે આપવું.

તા૦ ૧૪ મી નવેમબર ૧૮૫૩[૧] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે પંચાએતની તથા જુદા જુદા ખાતાંની રકમો મલી કેટલીક રકમ બેંગાલ બેંકનાં શેરમાં રોકવામાં આવી હતી. તે શેરોનું વ્યાજ ઓછું વધતું આવતું હતું પણ ખાતાંવાલાઓને શરેશાસ ૫) ટકાનું વ્યાજ જમે આપવામાં આવતું હતું.[૨] આ વરસમાં શેરોનાં ડીવીડંડનો ઘટાડો થવાથી ખાતાંવાલાઓને ૫) ટકાનું વ્યાજ જમે આપતાં ખુદ પંચાએતનાં ખાતાં ઉપર ઘસારો પડયો તે ઉપરથી અને હવે એ શાલમાં સરકારે ૫) ટકાનાં વ્યાજનું નાણું પગાર કરી ૩ાા ટકાની લોન ઉંગાડવાને જાહેર કર્યું હતું તેથી હવે પંચાએત હસતકનાં જુદા જુદાં ખાતાંઓને ચાર ટકાનું વ્યાજ આપવાનો ઠરાવ થયો.

૧૦. ગરીબોને પગાર. તે આપવાની બાબદ કાજે પંચાએતના સાહેબોએ પોતામાંથી બે જનની અને સેક્રેટરીની નેમણુંક કરવી.

તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૫૧[૩] ને દીને મલેલી પંચાએતની સભામાં એવો ઠરાવ કરવામાં આવ્યો હતો કે "શેઠ માંણેકજી નશરવાંનજી તથા શેઠ રૂશતંમજી નવરોજજી અને શેકરેટેરી પેશતંનજી માંણેકજીએ તેવોની નાંચારીની તજવીજ કરીને એ મધેથી ઘણુંજ નાંચાર હોએ તેવોને પંનચાએતથી જુજબી મુશારો કરી આપવો." તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૫૩[૪] ની સર જમશેદજીનાં ઘરમાં મલેલી પંચાએતના શાહેઓની મીટીંગની હકીકત ઉપરથી માલમ

---

(૧) સ. ફા. ૧, સ. નં. ૨. (૨) સને ૧૮૫૧ ના પુંજીનાં પહેલ વહેલાં ત્ર્સ્ટદીદમાં જણાવેલાં ૧૫ ખાતાંઓને સેંકડે ૫) ટકાનું વ્યાજ, તેઓની પુંજી પ્રમાણે, આપવા લખ્યું છે તેનો ખુલાસો આ બાબદ ઉપરથી મલે છે.

(૩) સ. ફાઇલ નં. ૧, તા૦ ૨૨–૧૦–૧૮૫૧ ના સર. નં. ૧૩ ની આગમચ છુટું કાગજ. (૪) ચો. ૧૯, બા. ૩, પા. ૭.

પડે છે કે એ વખતે કુલે ૩૬ ગરીબોને પગાર મલતો હતો, તેમાં જણ ૧૧) મરદો, અને ૨૫) ઓરતો હતાં. તેમાં જણ ૧) ને રૂ. ૮), જણ ૧૧) ને રૂ. ૬), ૧૮) ને રૂ. ૫), અને ૬) ને રૂ. ૩) લેખે મલતા હતા. ઉપલે દીવસે ઠેહવવામાં આવ્યું કે એ સર્વ પગારદારોને "ડુંગરવાડીની ધરંમશરાહ મંધે બોલાવીને" તે લોકોની "હાલત કેહવી છે ને તેવોની ઉમર શું છે તથા તેવોની પરવરશી કરનાંર કોઇ છે કે નહીં તે વીશેની આગમચથી તજવીજ કરીને" એઓની બાબદ ઉપર ફરીથી વીચાર કરવો. તા૦ ૧૩ મી આગસ્ત ૧૮૫૩[1] નાં સરકયુલર પ્રમાણે એ "લોકોના હાલતની તપાશ કરવા શારૂં" તા૦ ૧૬ મી ઓગસ્ટ ૧૮૫૩ ને દીને પાછલ પોહરે ૬॥ કલાકે સર્વ શાહેબોની મીજલશ બોલાવામાં આવી હતી.

૧૧. પંચાએતના હીસાબો ઓડીટ કરાવવાની સુચના.

તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૬[2] ની મીટીંગમાં કાવશજી જાહાંગીરની દરખાસત ઉપરથી ઠરાવ થયો કે "પંનચાએતનો હીશાબ આડીટરો પાશે તપાશેઆમો આવતો નથી તે હવેથી તપાશવા શારૂ આડીટરો મુકરર કરવા." પણ એ બાબે કાંઇ વેહેવારૂ પગલું લેવામાં આવેલું દીસતું નથી.[3]

## II.

## સંસારી બાબદો.

આ અરસામાં પંચાએત હજુર ચુકાદા માટે સંસારી મુકદમાઓ કેવા અને કેટલા આવતા હતા તેનો ખ્યાલ આપણને સને

---

(૧) સ. ફ્રા. ૧, સ. નં. ૧૯.

(૨) ચો. ૨૨, બા. ૧, પે. બા. ૧૧, પા. ૪,

(૩) મારી પોતાની જાણ મુજબ, ૧૮૯૩ માં મેં સેક્રેટરી તરીકે ઓધો લીધો ત્યારે જે જાણ્યું, તે ઉપરથી માલમ પડે છે કે પંચાએતના એકાદ ટ્રસ્ટી વરસની સેવટે હીસાબનું સરવાયું વીગેરે તપાસતા. મારી નેમણુંકનાં શરૂઆતનાં શાલમાં એ કામ મરહુમ શેઠ મંચેરજી હોરમસજી કામા, જેવણ તે વખતે ટ્રસ્ટી હતા, તેવણ કરતા હતા. પંચાએતના લવાજમ લેતા એ ઓડીટરો, શેઠો પાલનજી ફરાંમજી મેહતા અને ફરદુનજી અરદેશર ખરશેદજી પારખની નેમણુંક પહેલવહેલી સને ૧૮૯૪ નાં સાલમાં બન્ને મલી રૂ. ૪૦૦) થી થાઇ અને તેઓએ પેહલો હીસાબ સંવત ૧૯૪૯ (૧૮૯૨-૯૩) નો તપાસ્યો (૧૧-૪-૧૮૯૪ નો સર. નં. ૧૦૦. જુઓ સંવત ૧૯૫૦ નો છપાયલો હીસાબ પા. ૨૩૩).

**૧. સંસારી મુકદમાનાં તરેહવાર પ્રકારો.**

૧૮૫૫–૫૬ ના સાલની કેટલીક હકીકત, જે એ સાલના ચોપડામાં[1] નોંધાયલી છે, તે ઉપરથી માલુમ પડે છે. એ ૧૮૫૫–૫૬ નાં સાલવાલાં સંવંત ૧૯૧૨ નાં સાલમાં પંચાએતના સાહેબોની ૧૧) મીટીંગો મલી હતી. ઘેરઘતું મુકદમાની ૮૪) અરજીઓ આવી હતી. તેની બાબદોના મુકદમાઓ નીચે પ્રમાણે હતા:—

- ૨૯ મુકદમાઓ રાહત વાતના હતા.
- ૨૦ મુકદમાઓ માંહોમાહેનાં રાજીખુશીથી ફારગતીના હતા.
- ૬ મુકદમાઓ ઓરતો પોતાનાં ખાવીંદોને ઘેરનું જરીઆન નહી આપતાં હતાં તેના હતા.
- ૧૪ મુકદમાઓ પરચુટણ બાબદના હતા.
- ૮ મુકદમાઓ ગરીબ લાચારોનાં પાલણ કરવાની તપાસના હતા.
- ૭ સેવટનો ચુકાદો અપાયા વગરના.

આ અરસાના પાછલા ભાગમાં સંસારી મુકદમાઓ તપાસવાનું કામ જરા થંડુ ચાલતાં તા૦ ૨૭ મી નવેમબર ૧૮૫૭[2] ને દીને બમનજી જીજી-ભાઇએ ખરશેદજી જમશેદજી ઉપર પત્ર લખ્યો કે "મીતીગ માશ તન થવા આવેઆ કીધી નથી........વાશતે તમો ભાઇજીને તશદી શેવક આપેચ જે એ બાબે ગીતગ કરવાનો થરાવ કરીને શરકુલર કરવાનો ઓકમ કરો."

આ અરસામાં પંચાએતના સર્વ કારોબારીઓએ ઘર સંસારી મુકદમાનુ જે કામ કર્યું હતું, તે કેમ કર્યું હતું, તેનો ખ્યાલ તા૦ ૧ લી જુન ૧૮૫૦[3] ની બેઠકના હેવાલ ઉપરથી આવે છે. સંસારી ઘરગતુ કજીઆઓની પેહલી તપાસ એ અરસામાં બે સાહેબો કરતા હતા અને તેઓ "પંનચાતનાં શાહે-બોને રપોરટ" કરતા અને પછી પંચાએતના શાહેબો ચુકાદો કરતા.

એ અરસામાં ઘરસંસારી મુકદમાઓ કેવા પ્રકારના બરપા થતા, તેનો ખેઆલ પેહલી સભાની હકીકત ઉપરથી નીચે પ્રમાણે માલમ પડે છે:—

(ક) ખાવીંદ ગુજરાંન નહી કરતો, એવી કોઇ બાઇઓની ફરીઆદની બાબ-દમાં કોઇ કેસમાં પંચાએત મદદ કરી બાઇનાં ખાવીંદ ઉપર પોલીસ કોર્ટમ પરવરશીની ફરીઆદી મંડાવતા અને તેટલાં બાઇને જરૂરી મદદ આપતા.

---

(૧) ચો. ૨૦ નું સેરટ.
(૨) મોકલ આવેલાં કાગજોની ફાઈલ નં. ૬, ૧૮૫૬–,૧.
(૩) ચો. ૧૭, આ. ૧–૨, પા. ૧ થી ૫.

(ખ) જો જણુસની આપ લે વીગેરેની બાબદમાં કજીઓ બરપા થવાથી બેઉ બાજુવાલા લગન થવા આગમચ કારજ તોડવા કહેતા તો પંચાએત કારજ તોડવાની રજા આપતી હતી નહી.

(ગ) ઓરતની બદફેલી ઉપરથી મરદને છુટાછેડા આપતા અને તે ઓરત માટે ઠેડવતા કે કજા રજાએ દખમામાં નાંખવી નહી.

(ઘ) જો મરદ અથવા સ્રી મરદપણામાં યા સ્રીપણામાં નહી હોય તો છુટાછેડાની પરવાંનગી આપવામાં આવતી. ઓરતનાં સંબંધમાં દાઇ પ.સે તપાસ કરાવામાં આવતી અને છુટાછેડા આગમચ ખાવીંદ તરફથી તેણીની પરવરશીનો બંદોબશત કરવામાં આવતો.

(ડ.) જો કારજ થતી વખતે સ્રોની કોઇ ખામી સાંબી બાજુવાલાને માલમ હોય નહી અને પછી માલમ પડે તો કારજ કરનાર વીગેરેની જબાની લઇ કારજ છુટું કરવામાં આવતું.

(ચ) મરદ ઘણું વરસ બાહેર જઇ રહયો હોય અને બાઈડીનાં ગુજરાંન માટે કાંઇ ગોઠવણ નહીં કરી હોય તો બાઇને બીજું ઘર કરવાની રજા આપવામાં આવતી હતી. પણ તેટલાં ખાવીંદનાં ખેશીઓ પાસે બાઇનાં ગુજરાંન માટે ગોઠવણ કરાવી લેવામાં આવતી.

(છ) રાખેલી રાંડને પેટનાં છોકરાંઓને પંચાએતની રજા વગર સદરો પેહડાવવામાં આવતો તો તે ધણીને શજા કરવામાં આવતી અને સદરો પેહડાવનાર મોબેદને દરેહમહેરનાં કામથી દુર કરવામાં આવતો.

(જ) તા૦ ૮ મી સપટેમબર ૧૮૫૮[1] ની મીટીંગની એક હકીકત ઉપરથી માલમ પડે છે કે એક બાઇએ ફરીઆદ કરી કે એક ધણીએ ફરેબ કરી નાંતરાંનાં આશીરવાડની કબુલાત આપી તેણીની સાથ રહી તેણીને છ માસની આશાવંતી હાલતમાં લાવ્યો અને હવે તે ફરી ગયો, તેથી તેણીએ દાદ માંગી. પંચાએતના સાહેબોએ ઠેડવ્યું કે તેણીને "કેહેવાડવુ કે તુએ પોતે

---

(૧) ચો. ૨૩, બા. ૭, પે. બા. ૧૩, પા. ૫૪.

આડી રીતે ગનુજ નરશું અને નક્ષાજરૂ ખરાબ કાંમ કરેઉ છે વાશતે તાહારૂ ઘેર નેઆતબાહેર આજ દંને મેલેઉ છે." એ ઠેડાવ પ્રમાણે તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૫૮ થી તેણીનાં ઘરને ન્યાતબાર મેલવામાં આવ્યું. એ કામને તા૦ ૧૨ મી અકતોબર ૧૮૫૮[1] ની પંચાએતના સાહેબોની મીટીંગની પાછી મંજુરી આપવામાં આવી.

(ઞ) તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮[2]ની મીટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે એક ધણીએ પોતાની ધણીઆણી સાથે "રાજીથી ફારગતી કરીને નાતરૂ બીજી ઓરત શાથે કીધુ છે પંન પંનચાએતની શરેશતા પરમાંનેની રજા લીધી નથી." તે ઉપરથી તેણે એક વરસ સુધી નેઆતબાર મેલવામાં આવ્યો હતો. વરસ બાદ "આશરવાદનાં પંનચાએતનો જે લવાજમ થાએ છે તેહેનાં રૂ. ૪ાા તથા દોટીનો રૂ. ૧ાા મલીને રૂ. પાાા લેવો." એવો ઠેડાવ કરી તેને ન્યાતમાં લેવામાં આવ્યો. એ નાંતરાંનાં આશીરવાડ શારનાર મોબેદો અને નહાન નહેવાડનારા મોબેદને પણ ન્યાતબાર મેલવામાં આવ્યા હતા. તેઓએ તા૦ ૧૨ મી આગસ્ત ૧૮૫૭ ને દીને પત્ર લખી માંફી માંગી હતી. તેથી તા૦ ૩ જી સપટેમબર ૧૮૫૭ ની મીટીંગના ઠરાવ પ્રમાણે એક વરસ પુરૂં થયા પછી તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮ થી તેઓને પાછા નેઆતમાં લેવામાં આવ્યા હતા.[3]

(ટ) તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮[4] ની મીટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે એક બાઇએ પોતાનાં ખાવીંદને ત્યાં જવા ના પાડવાથી પંચાએતે સમજાવ્યા છતાં ના કહ્યું તે ઉપરથી ખાવીંદે પોલીસમાં ફરીઆદી કરીને સ્ત્રીને પોતાને ઘેર લઇ જવા માટે પગલાં લેવા મંજુરી માંગવાથી, મંજુરી આપવામાં આવી.

---

(૧) એજ ચોપડો, બા. ૮, પે. બા. ૭.

(૨) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૩૮, પા. ૧૩.

(૩) ઉપલોજ ચોપડો, પે. બા. ૩૫.

(૪) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૩૬, પા. ૧૨.

(૮) તા૦ ૧૩ મી મે ૧૮૫૪[1] ને દીને મલેલી પંચાએતની સભાની હકીકત ઉપરથી માલમ પડે છે કે તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૫૪ ની તેરીખે દસ્તુર ફરદુનજી દારાબજી જામાસ્પઆશાનાએ પોતાની ઓરત "અશલથી ઘેલી તથા ચરેલી અને શંઘે રહજલતી ફરેચ ને એવંણુની ખીદમત કરનાંરો એવંણુનો છોકરો ૧) હતો તે ગુજરેઓ વાશતે જઇફીનાં વખતમાં કોઇ ખીદ-મત કરનાંર નથી તેથી બીજી ઓરત કરવાની રજા માંગી." એ અરજી બરાબર સહી સાથની નીયમસર નહી હોવાથી તે કબુલ રાખવામાં આવી નહીં. તે ઉપરથી એ દસ્તુરજીએ તા૦ ૨૧ મી જુન ૧૮૫૪[2] ની તારીખે ફરીથી અરજી કીધી અને જણાવ્યું કે પેહલી અરજી જે તેવણે પોતાનાં "શાગેરદ પાશે લખાવેલી" તેને બદલે તેવણે હવે પોતાનાં હરફથી બીજી અરજી કરી છે.

તા૦ ૧૩ મી મે ૧૮૫૪[3] ની મીટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે આ દસ્તુરજીની સાંમે તા૦ ૨૯ મી એપ્રીલ ૧૮૫૪ ની તેરીખની અરજી તેવણુની ધણીઆણીએ કીધી હતી કે એ ધણીને બીજી ઓરત કરવાની પરવાંનગી આપવી નહી સબબ કે વગર તકશીરે અને ચાકરી કીધા છતાં નાહક તેણીને ઘેરમાંથી કહાડી મુકી છે. એ બાઇના ખાવીંદ તે ઉપલા દસ્તુર-જીને બીજી મીટીંગમાં તેડવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે પ્રમાણે તા૦ ૪થી જુલાઇ ૧૮૫૪[4] ની મીટીંગમાં એ દસ્તુરજી હાજર થયા હતા. ત્યાં "તેવંણુને ઘણી તરાંહથી શહંમજાવી બીજી ઓરત કરવાથી મને કરીને એ બાઇને બોલાવવાને કહેઉં," અને બાઇને પોતાના ખાવીંદને ઘેર મોકલવાનું ઠેડવવામાં આવ્યું. ઉપલા ઠરાવ પ્રમાણે બાઇ પોતાના ખાવીંદને ત્યાં ગયાં હતાં. તે બાબ-દમાં લખે છે કે "પંણ દશતુર શાહેબ તેવંણુ શાથે કાંઇ બોલેઆ નહી,"[5] તેથી પાછાં આવ્યાં છે તે ઉપરથી ઠેડવવામાં આવ્યું કે આગલા ઠેડાવ પ્રમાણે બાઇને પોતાના ખાવંદને ઘેર પાછાં મોકલવાં.

---

(૧) ચો. ૧૯, બા. ૫, પેટાં બા. ૩, પા. ૧૨. (૨) ચો. ૧૯, બા. ૬, પેટાં બા. ૧૭, પા. ૧૯. (૩) ચો. ૧૯, બા. ૫, પા. ૧૧.
(૪) ચો. ૧૯, બા. ૬, પા. ૧૬, (પેટાં બાબદ ૬). (૫) ચો. ૧૯, બા. ૭, પેટાં બા. ૪, પા. ૨૨. આ બાબદવાલા દસ્તુર તે મુંબઇના આગલા દસ્તુર ખોરશેદજી જમશેદજીના બાપ દારાબજીના બેટા દીસે છે. જુઓ ઉપર પા. ૩૫૩.

(ઠ) તા૦ ૨૩ મી ડીસેમબર ૧૮૫૩[1] નાં સરકયુલર પ્રમાણે એક બાઇનો ધણી તે બાઇને તજીને તેની પરવરશી નહી કરતો હતો, તે ઉપરથી તેણીને માંથે થાઇ પંચાએતે સુપ્રીમ કોર્ટમાં ફરીઆદ કરી તે ધણીને જેલમાં નખાવ્યો. તે પછી તે ધણીએ નાદારીના ધારાનો આશરો માંગ્યો. તે વખતે પણ પંચાએતના સાહેબો તેના છુટકારાની રજાની સાંમે થયા.[2] એવીજ એક સંસારી બાબદ કોર્ટમાં લડવા કાજે મી૦ આકલેંડ વકીલને શોંપવામાં આવી હતી.[3]

(ડ) તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૭ ની મીટીંગની હકીકત પ્રમાણે સુરતવાલા કેખશરૂ દસ્તુરના છોકરા ભીખાજી પોતાની ધણીઆણી સાથે રાહતવાત ન કરતા હતા અને તેણીને કહાડી મેલી હતી. તે ઉપરથી એ ધણી જેવણુ મુંબઇમાં હતાં તેવણુને પંચાએતના સાહેબોએ કેહવાડયું કે તેવણે પોતાની ધણીઆણીની પરવરશી કરવી. તેમ નહી કરશે તો "બાઇની તરફથી પંનચાએતના ખરચથી એવંણુ ઉપર ફરીઆદી કરેઆમો આવશે." એ બાબેની ફરીઆદ એવણુની ધણીઆણીનાં માતાજી માણેકબાઇએ કરી હતી. તે બાબદ તા૦ ૨૦ મી એપ્રીલ ૧૮૫૭[5] ની મીટીંગમાં નીકલી તેટલાં ફરીઆદ કરનાર બાઇ માણેકબાઇ ગુજરી ગયલાં હોવાથી "એ મુકરદમો ફરીને કોઇ નહીં લાવે તાંહાં શુધી બંધ રાખવો," એવો ઠરાવ થયો.

૨. જાુદદીનના હાથનું ખાનું ખાનારને સજા.

તા૦ ૨૩ મી એપ્રીલ ૧૮૫૭[6] ની મીટીંગમાં એક મરદ અને બાઇની એકમેક સાંમે વીચીત્ર ફરીઆદ હતી. બાઇએ જણાવ્યું કે મરદે તેની ઉપર જાસ્તી ગુજારી છે. મરદે જણાવ્યું કે "એ પોતાની ખુશીથી માહારે શાથે પરની છે ને પાંચ દાહાડા માહારે ઘેરમાં રહીને પછે નામકર જાએચ જે હું પરનીજ નથી." પંચાએતના સાહેબોએ બેઉ બાજુનું સાંભલીને મુકદમો

---

(૧) સ. ફા. ૧.
(૨) એ છુટકારાની સાંમે થવાનાં કામનું બીલ રૂ. ૭૪=)૭૫ રેશનું મી. વોકર વકીલનું થાયું હતું.
(૩) સ. ફા. ૧, તા. ૨૧-૩-૧૮૫૪ નો સરકયુલર નં. ૬.
(૪) ચો. ૨૨, બા. ૨, પે. બા. ૧૪, પા ૧૦.
(૫) ચો. ૨૨, બા. ૩, પેટાં બા. ૧૨, પા. ૧૬.
(૬) ચો. ૨૨, બા. ૪, પે. બા. ૧૦, પા ૨૩.

મુલતવી રાખ્યો કે આશીરવાદ સારનારા મોબેદોને તેડાવી સેકરેટરી પેહેલે પુછપરછ કરે. આ મુકદમો તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૫૭[1] ની મીટીંગમાં પાછો આવ્યો. તેની હકીકત ઉપરથી માલમ પડે છે કે એ મુકદમો પોલીસ મધે ગયો હતો. ત્યાં એ છોકરીએ શાક્ષી આપી હતી કે "એને તથા હેનાં બાપ જાલ જોરાબ જાબુલીએ શ્રી થાંનાં મધે મુશલમાંનનુ રાંધેલું ખાંનું ખાધુ હતુ. તે ઉપરથી તા૦ ૨૯ મી જુન ૧૮૫૭[2] ની તેરીખે શરકીઉલર કરી શરવે શાહેબોનો હોકમ લઇને એ જાલ જોરાફ જાબુલીને તથા તેહેની છોકરી જરબાહાનુને શરવે આતશબેહેરાંમ તથા આદરીઆંનો તથા ગહમબારમો જવાનો અટકાવ કરેઓ." એ મીટીંગમાં એ અટકાવ બહાલ રાખવામાં આવ્યો. એ ઠેડાવના સંબંધમાં બમનજી જીજીભાઇએ મારજીન પર શેરો કરી વાંધો લીધો હતો કે "આએ આથમી કલમ ઇરાની જાલ જાબુલી વીશે લખીચ તે કઇ મીતીગમો થરેઉ નથી ને એના જેવા બીજા ગના બેધીનો પણ બારેવાત છે તે વીશે શરકુલરમો અમે તા. ભાઇ બીરજીભાઇએ મીતીગમો થરાવ કરવા લખુતુ તે કીધુ નઇ તેથી એ રદ છે અમારે કબુલ નથી, જેવો એનો ઇનશાફ કરોચ તેવો બીજાનો કરવો જોઇએ."

૩. સંસારી બાબદો અને સરકાર દરબાર. (ક) એક અરજદાર 'પોપર' તરીકે અરજ કરવા લાયક છે કે તે બાબે કોર્ટ તરફથી પુછપરછ.

તા૦ ૧૪ મી મે ૧૮૫૩[3] ના સરકયુલર પ્રમાણે એક સંસારી મુકદમો, જે પંચાએતે મરદની તરફેણમાં અને તેની બાઇડીની વીરૂધમાં ચુકવ્યો હતો, તેનાં સંબંધમાં બાઇએ ખાવીંદ સાંમે સુપ્રીમ કોરટમાં ખોરાકી પોશાકીની ફરીઆદી માંડી હતી. તે ઉપરથી ખાવીંદે પોતાનો બચાવ એક ગરીબ તરીકે (Attorney for Paupers) મારફતે કરવાની અરજ ગુજારી હતી. તે ઉપરથી તેની પાસે "રૂ. ૧૦૦ નું વીટ[4] નથી" એ ખરૂં છે કે તે જાણવા માંગ્યું હતું. પંચાએતના સાહેબોએ તેમ જણાવ્યું હતું.

---

(૧) ચો. ૨૨, બા. ૬, પે. બા. ૮, પા. ૨૮.

(૨) સરકયુલરની ફાઇલ, નં. ૧ માં એ સરકયુલર નથી.

(૩) સ. ફા. ૧, સ. નં. ૧૨. (૪) વીત્ત, પૈસા, મીલકત.

તા૦ ૧૨ મી મે ૧૮૫૫ ની મીટીંગમાં એક બાબદ આ હતી કે એક ધણીનું ઘર, સંસારી તકસીર માટે ન્યાત બાહાર મેલ્યું હતું અને ત્રણ માસ સુધી મોબેદ બંધ કરવામાં આવ્યા હતા.[1] તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૫૫[2] ની તેરીખની એક નોટીસ જેફરસન તથા રેમીંગટન વકીલો તરફથી આવી હતી. એ વકીલોએ પોતાનાં એક બાઇ કુલ તરફથી જણાવ્યું કે એ બાઇએ પોતાનાં જણસ તથા ખોરાકી પોશાકી માટે પોતાના ઊપલા નાત બાહાર મેળેલા ખાવીંદ ઉપર એકલીશી-આશટીક શાઇડ[3] માં ફરીઆદી નોંધાવી છે, તેથી તેનું સેવટ આવે ત્યાં સુધી તેનું ઘર જે "અનજુમંનથી દુર કરેલું છે" તે તેમજ રાખવું. એજ બાબદમાં બાઇના સસરાએ તા૦ ૯ મી આગસ્ત ૧૮૫૫[4] ને દીને અરજી કીધી કે "માહરા ઘેરનાં અંધેઆરૂ તંમ શાહેબોએ બંધ કીધેલા છે તેહેંને પાછું કાંમ કરવાની મેંહેરબાંની કરીને રજા આપવી." એ બાબદ એક મીટીંગમાં વીચાર કરવાનો ઠેડાવ થયો. વખતસર જવાબ ન મલવાથી એ ધણીએ તા૦ ૨૨ મી આગસ્ટ ૧૮૫૫[5] ને દીને ફરીથી અરજ કીધી કે "મુકતાદના દીવશ નજદીક આવેઆચ તેથી મેંહેરબાંની કરીને હંમારા મોબેદને કાંમ કરવાની રજા આપવી." એ ધણીએ પંચાએતના સાહેબોને ૪ થી જાનેવારી ૧૮૫૬[6] ને દીને પોતાની બાબદમાં એક પત્ર લખી વહુએ સુપ્રીમ કોર્ટમાં કરેલી અરજીની નકલ મોકલી આપી.

(ખ) પંચાએતના સાહેબોને એક સંસારી બાબદમાં વકીલો તરફથી મલેલી નોટીસ.

પારસી સંસારી મુકદમાઓ કોર્ટ હજુર રજુ થાય તો તેના સંબંધમાં કોઇ ચોકકસ ઘડેલા ધારાઓનો ખરડો હોય તો સારૂં, એવો સવાલ અવાર નવાર બરપા થતો હતો, તે આપણે આગલા બાબોની હકીકતમાં અવાર નવાર જોયું છે. આ અરસા દરમીઆંન આપણે જોઇએ છીએ કે એ બાબદે

(ગ) સંસારી મુકદમાઓ માટે ધારાનો ખરડો.

---

(૧) ૨૨-૮-૧૮૫૫ નું સર. નં. ૧૬, માનેકજી નશરવાંનજી પીટીટની મીનીટ.
(૨) સ. ફા. ૧, તા૦ ૨૬-૭-૧૮૫૫ નો સર. નં. ૧૫.
(૩) Ecclesiastical side.
(૪) તા૦ ૧૦-૮-૧૮૫૫ નો સરકયુલર નં. ૧૬, સ. ફા. ૧.
(૫) તા૦ ૨૨-૮-૧૮૫૫ નો સ. નં. ૧૬, સ. ફા. ૧.
(૬) ૨૧-૧-૧૮૫૬ નો સ. નં. ૯, સ. ફા. ૧.

થોડુંક વધુ રૂપ લેવા માંડયું હતું. તા૦ ૨ જી મે ૧૮૫૪[1] ને દીને મલેલી પંચાએતના સાહેબોની મીટીંગમાં "પારશીની કોમમાં મરદ તથા ઓરત વચેનાં મીનાંકેશાનાં ઘણીએક તરેહનાં ટંટાઓ આવે છે તેહેનો ચુકાદો કરવાનાં ધારાનો ખરડો વાંચી શંભલાવેઓ. તે વીશે ઠેડવેઆમાં આવેઉ છે કે એ ધારાનો ખરડો મી૦ આકલેનડ વકીલને[2] તપાશવા શારૂં આપવો."

(ઘ) એક મરનારનાં ધર્મખાતાં માટે પંચાએત તરફથી ત્રસ્ટીઓ નેમવા બાબેની કોર્ટની ડીક્રી.

મનચેરજી ફરદુનજી વજીફદારે ધર્મખાને કહાડેલાં ફંડના ત્રસ્ટીઓના સંબંધની બાબદ કોર્ટ તરફથી તા૦ ૯ મી એપ્રીલ ૧૮૫૬ ને દીને થાયલી ડીક્રી પ્રમાણે પંચાએત હજુર આવી હતી. એ ધર્મ ખાતાંના બે ત્રસ્ટીઓ—મેહેરવાનજી જીજીભાઇ, જેવણ હક થયા હતા, અને આ. હીરજીભાઇ હોરમજી, જેવણે રાજીનામું આપ્યું હતું, તેવણ—ની જગોએ બીજા નવા બે ત્રસ્ટીઓ ઠેડવવાને પંચાએતને અરજ કરવામાં આવી હતી.[3] એ બાબે દાવશજી જાંગીરભાઇએ મીનીટ કીધી કે "પંનચાએતને એ બાબે વચમો નઇ પડવું. શર ઇઆદલી[4] શંમજીઓ અશે કે પારશીના ધરંમ બાબે અશે પંન એતો માતર મંનચેરદારૂના પોતાના રૂત્રાન બાબે છે, તે પંનચાતને માથે નઇ લેવું."

(ડ) એક મરનારનાં મરણ ખર્ચની હદ બાબે અદાલતે પંચાએતને કરેલી પુછપરછ. મરણ ખરચ મરનારની હાલત (position) પ્રમાણે.

તા૦ ૨૯ મી અકતોબર ૧૮૫૦[5] ને દીને મુંબઇની દેવાની અદાલતના રેજીસ્રાર મેતકાફ લારકીને[6] પંચાએતના સાહેબો ઉપર એક પત્ર લખી પુછાવ્યું હતું કે "મરનાર દોરાબજી માંણેકજી (ચીનાંઇ) ની જીનદગીનાં મરતબા ઉપર તથા ગુજરતી વખતની હાલત ઉપર વીચાર કરીને જોઇને રૂ. ૧૧૮૯) ૭ આંનાની રકમ એ ધણીનાં મઇઅત ખરચને થવી[7] મૂનાંશેબ આવે છે કે નહીં." તેનો જવાબ આપવામાં આવ્યો હતો કે "હંમારા પારશી ટોલામો મઈએત ખરચ કરવાની હદનૂં મૂકરર પરમાંણ નથી.

---

(૧) ચો. ૧૯, બા. ૪, પા. ૧૦.

(૨) એ નોંધમાં પહેલે "હાવરડ બારીશટર" લખ્યું હતું તે છેકીને ઉપર સુખડ પેને "આકલેનડ વકીલ" એમ લખ્યું છે.

(૩) સ. ફા. ૧, ૯–૧૨–૧૮૫૭ નો સર. નં. ૩.

(૪) એ ઇઆદલી તે Sir William Yardley છે જે તે વખતે જડજ ( Puisne Judge of the Supreme Court ) હતો ( Bombay Calender and Almanack, 1850, p. 982.)

(૫) સ. ફાઇલ નં. ૧, સને ૧૮૫૧ ના સ. નં. ૧૨ ની પછી એ બાબદનો કાગજ છુટો બાંધી લીધો છે.

(૬) એ લારકીન તે Metcalfe Larken છે, જે Court Sudder Dewannee and Sudder Foujdaree Adawlut નો રેજીસ્રાર હતો ( East India Register of 1850, બોંબે નો વીભાગ, પા. ૯ ).

(૭) થવી.

તોપંણ મરનાંર મચકૂરનાં મઇએત પછવાડે જે ખરચ કરેઆમો આવેઓચ તે તેહેની મરતી વખતની હાલત પરમાંણે કાંઇ ઘણો નથી." આ બાબદમાં કોઇક અકાબરે શુખડપેને નીચલી મતલબનો જવાબ સુચવ્યો છે: "માતબર તથા ગરીબો પોત પોતાની નજરમો આવેચ તેમ કરેચ."

પુનાની અદાલતમાં જડજ હારીશને તા૦ ૨૭ મી એપ્રીલ ૧૮૫૭[1] ને દીને એક પત્ર લખી જાણવા માંગ્યું કે "એક પારશી પોતાનું વશીઅતનાંમું કરેઆ વનાંએ ગુજરી ગએઓ છે તેહેની કેટલીએક અશકેઆમત લેવા શારૂં પારશીનાં એક ગુરૂ અથવા મોબેદે દાવો કરેઓ છે તે દાવો મોબેદપણુંનાં હક દાખલ કબુલ રાખી શકાએચ કે નહી અને રાખી શખાતો હોએ તો તે વીશે શું શતા છે."

(ચ) એક મરનારની મીલકત ઉપર એક મોબેદનાં દાવા માટે સરકાર તરફથી પુછપરછ.

એ બાબે વીચાર કરવાને તા૦ ૭ મી મે ૧૮૫૭[2] ને દીને સભા મલી હતી. એ સભામાં ઠેડવવામાં આવ્યું કે "હરેક ધંની પોતાનુ વશીએતનાંમું કરેઆ વનાંએ ગુજરી જાએ તેહેની અશકેઆંમત ઉપર પારશીઓનાં એક ગુરૂ અથવા મોબેદનો કશો દાવો પોહોચતો નથી." પુનાના જડજ હેરીસને પુછેલા સવાલોનો તા૦ ૩૧ મી મે ૧૮૫૮[3] નો અસલ પત્ર એ બાબદનાં તા૦ ૨ જી જુન ૧૮૫૮ નાં સરકયુલર સાથે જોડવામાં આવ્યો છે. પુનાની અદાલતે તા૦ ૧૫ મી જુન ૧૮૫૮ ને દીને એ બાબે બીજા પણુ કોઇક સવાલો પુછયા હતા.[4] આ તા૦ ૧૫ મી જુન ૧૮૫૮[5] નો પત્ર તા. ૧૮ મી જુન ૧૮૫૮ નાં સરકયુલર સાથ રજુ થયો છે.[6] એવું દીસે છે કે અત્રેથી ત્રસ્ટીઓએ મરનારે જે કાંઇ દીદ કર્યું હતું, તેની નકલ જોવા માંગી, તે નકલ આપવા સાંમે સાંમી બાજુએ વાંધો લીધાથી જડજ તરફથી આગલાં તા૦ ૩૧-૫-૧૮૫૮ નાં કાગજમાં જણાવેલી હકીકત ઉપરજ મડાર રાખી મત ( an opinion on the data contained in my former communication ) માંગવામાં આવ્યું. આ

---

(૧) સ. ફા. ૧, ૨૮-૪-૫૭ નો સ. નં. ૧૭. તથા ચો. ૨૨, બા. ૫, પા. ૨૫.
(૨) ચો. ૨૨, બા. ૫, પા. ૨૫.
(૩) સર. નં. ૨૬, સ. ફા. ૧.
(૪) એ અદાલતનો તા૦ ૧૫ મી નવેમબર ૧૮૫૮ નો પત્ર. લોકલ કાગજોની ૧૮૫૬-૬૧ ની ફાઇલ નં. ૬.
(૫) સર. ફા. ૧, સર. નં. ૨૭.
(૬) ચો. ૨૩, બા. ૫, પે. બા. ૨૦, પા. ૩૮.

બાબત કાંઈક નવા પ્રકારની છે તેથી તેના એ અસલ કાગજની નકલ નીચે આપું છું :—

No. 416 of 1858.

Poona Court of Adalat.
31st May 1858.

From

C. M. Harrison Esquire,

Acting Judge.

To

The President of the Parsee Punchayat

Bombay,

Sir,

A Parsee Priest has applied to me to obtain possession of certain property left by a deceased person of his creed. He states that the deceased died intestate, that the usual practice in such cases is for him to perform the funeral obsequies of a person who happens to die heirless and that the property is then made over to him, that the Parsee residents of this place have executed a deed to him which bears the deceased's signature, and that, he has in the present case, incurred some expense in performing the funeral ceremonies. The applicant has produced the said deed and proved having incurred the expense referred to. I therefore beg to be favoured with an opinion as to whether, according to custom, it is competent for the grantors to pass such a deed as the one in question, and whether the right advanced to the estate of the deceased is good owing to the deed having been signed by him & the applicant having incurred the expense above alluded to.

I have the honor to be,

Sir,

Your most obdt. servt.,

( Sd. ) C. M. Harrison,

Acting Judge.

તા. ૨૬ મી જાનેવારી ૧૮૫૮[1] ની મીટીંગની હકીકત ઉપરથી એક દાખલો મલે છે કે જ્યારે એક સંસારી મુકદમામાં મીટીંગમાં સરખા મત પડયાં ત્યારે સરકયુલરથી બીજા સાહેબોનાં પણ મત લેવામાં આવ્યાં. એ મીટીંગમાં પારસી રૂસ્તમજી સોરાબજી નારીએલવાલાની સંસારી બાબદ હતી. એ ધણીએ નાંતરાંના આશીરવાડ પાડવાની રજા માંગી હતી. તે મીટીંગમાં હાજર થયલા બે સાહેબો—માનેકજી નશરવાનજી અને દોશાભાઇ મુનશી—એ હા પાડી અને બે સાહેબો—બમનજી જીજીભાઇ અને હીરજી-ભાઇ શેઠ—એ ના પાડી. તે ઉપરથી તા. ૨૦ મી જાને-વારી ૧૮૫૮ ને દીને સરકયુલર કીધો. તે સરકયુલર પ્રમાણે બમનજી જીજીભાઇ તરફ વધારે વીચાર પડવાથી ઠેડાવ્યું કે જયાં સુધી એ ધણી કોઇ જસ્તીસ ઓફ ધી પીસ હજુર શોગંડ ખાઇ એફીડેવીટ ન કરે ત્યાં સુધી આશીરવાડ પાડવાની રજા આપવી નહી. આ એક અગતનો લાંબો મુકદમો છે તેની હકીકત નીચે પ્રમાણે છેઃ

૪. પંચાએતના સાહેબોની મીટીંગમાં એક સંસારી બાબતમાં સરખાં મત પડવાથી સરકયુલરથી સર્વે ગેરહાજર વીગેરે સાહેબોનો વીચાર લેવાનો દાખલો.

તા. ૨૩ મી આગસ્ત ૧૮૫૭[2] ને દીને પંચાએતના સેક્રેટરી પેસ્તનજી માનેકજીની જાણમાં આવ્યું કે ઉપલા ધણી પોતાની પરણી ઓરત છે, તે છતાં રૂશતમજી ગણદેવ્યાની છોકરી સાથે નાતરૂં કરે છે. તે ઉપરથી તેવણે પંચા-એતના મોબેદ ભીખાદારૂને બન્ને બાજુવાલાઓને ત્યાં મોકલી તાકીદ કરાવી કે કોઇએ પણ એ કામ કરવું નહી અને તેમાં સામેલ થવું નહી પણ ખબર મલી કે તે દીને નાતરૂ કરનાર છોકરીનો બાપ તેણીને સવારથી કોઇ વાડીમાં લઇ ગયો. પંચાએતના મોબેદ પાસે સર્વ મોબેદોને ખબર કરવામાં આવી કે કોઇ આ કારજના આશીરવાડ શારે નહી. તોપણ તા ૨૫ મી આગસ્તે ચોકસ ખબર મલી કે નાતરૂં કરવામાં આવ્યું છે. તે ઉપરથી તા. ૨૭ મી આગસ્ટે સરકયુલર કરી પરવાનગી માંગવામાં આવી કે એ ધણી રૂશતમજીને, તેના નવા સસરા રૂશતમજી ગંનદેવીઆને, એ બન્ને ઘેરના પંથકીઓને,

(૧) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૧૧, પા ૪,
(૨) ચો. ૨૨, બા ૭, પે. બા. ૩૭, પા. ૫૮. તા. ૩-૯-૧૮૫૭ ની મીટીં-ગની હકીકત.

તથા આશીરવાડ સારનારા મોબેદો, કે જેઓનાં નામ હજી સુધી મલ્યાં હતાં નહી, તેઓને આતશ બેહરાંમો, આદરીઆંનો, ગહંબરનાં જશનો વીગેરેથી દુર રાખવામાં આવે અને મોબેદોને યોજદાથ્રગરીથી અટકાવવામાં આવે. તા. ૧ લી સપટેમબર ૧૮૫૭ ને દીને બન્ને બાજુવાલાઓને કેહવાડયું કે તા. ૩ જી સપટેમબરની મીટીંગમાં હાજર થાય. તે ઉપરથી મીટીંગની એક દહાડો આગલથી એટલે ૨ જી સપટેમબરે ઉપલા ધણીઓ તરફથી ત્રણ જણા પંચાએતના સેકરેટરી હજુર આવી "ફરી ફરીને કેહેવા લાગા કે હા એટલી ચુક થાઇચ," અને માફ માંગી. સેકરેટરીએ અરજી કરવા કહયું અને તેમાં આશીરવાડ સારનારા મોબેદોના નામ લખવા કહયું. બીજે દીને મીટીંગમાં ઉપલા રૂસ્તમજી નારીએલવાલા અને તેઓની સાથવાલાઓએ હાજર થઇ ખોલલી રીતે એવું કહી જનાવ્યું કે "હમોએ કંઇ દાંનાં પારેઆ નથી પંન પંનચાએતવાલાઓનુ માજનું જોવા શારૂ હમોએ એ રીતે કહેછે છે." કેટલીક હા ના થવા બાદ ખરી હકીકતની અરજી લખી લાવવા એઓ સાથવાળા વડા ભાઇ ધનજીભાઇ સોરાબજી નારીએલવાલાને જણાવવામાં આવ્યું, અને ઠેડવ્યું કે દાણા પાડવાની બાબદમાં સેકરેટરી પેસ્તનજીને જે કાંઇ ખબર મલી હોય તેની એક ઇઆદદાસ્ત તેવણે ફરતી કરવી. ત્યાર પછીની ૨૧ મી સપટેમબર ૧૮૫૭[1] ની મીટીંગમાં એ બાબદ ઉપર ફરીથી વીચાર કરવામાં આવ્યો. એ ધણીઓએ ૧૪ મી સપટેમબરની અરજી કીધી હતી તે, અને સેકરેટરીએ તયાર કરેલી યાદદાશ્ત, જે સરક્યુલરમાં ફેરવવામાં આવી હતી તે ઉપર વીચાર કરવામાં આવ્યો. તે પછી ઠરાવ થયો કે "એ ધંની કેહેચ કે દાંનાં પાડવાનાં આશરવાદ શારેઆ નથી. તે વાતને મંનજુર રાખવી નહી, કાંએજે એ બાબદમાં જે ઇઆદદાશત તઇઆર કરેઆમો આવીચ તે ઉપરથી શાબેત થાએચ કે એ ધંનીએ પોતાનાં આશરવાદ શરાવેઆચ. એમ કરતાં......તે વીશેની એક આફીડેવીટ શુલેહનાં અંમલદાર પાશે જઇને કરે." સેવટે ઠડયું કે એઓએ સેકરેટરી પેસ્તનજી સાથે જઇ આકલેંડ વકીલને ત્યાં એફીડેવીટ કરવી. એ મીટીંગમાં એ ધણીની પહેલી બાઇડીની અરજી પણ રજુ થઇ હતી, જેમાં તેણીએ ફર્યાદ કરી હતી કે ૭ વરસ થયાં તેણીને અને તેણીનાં બે છોકરાંઓને પડતાં મેલવામાં આવ્યાં છે અને હાલમાં તેણે બીજી સ્ત્રી સાથે દાણાં પાડયા છે.

---

(૧) ચો. ૨૨, બા. ૮ પા. ૬૧,

ત્યાર પછી તા. ૨૬ મી જાનેવારી ૧૮૫૮[1] ની ઉપલી મીટીંગમાં એ બાબદ પાછી નીકળી. ત્યાં જાહેર થયું કે એ ધણીએ હજુર સુધી એફીડેવીટ કરી મોકલાવી નથી. એ ધણીનાં ઘેરનાં પંથકી હોરમજદારૂ માંડણ તથા ભીખાદારૂ કાંગાને તા. ૧ અકતોબર ૧૮૫૭ થી અતશબેહરાંમ, આદરીઆન, દરહેમેહરો, જશન, યેજદાર્શ્નગરીનાં કામો વીગેરેથી અતકાવ્યા હતા. બીજું માલમ પડયું કે તા. ૨૦ મી જાનેવારી ૧૮૫૮ ને દીને એ ધણીએ પોતાની આગલી ધણીઆણી સાથની ફારગતીની નકલ સાથ એક અરજી કરી "તે મધે માંગેઊ કે પોતાનાં નાતરાંનાં આશરવાદ રોજ ૨) જો માહા ૫) માંને દીનેની રજા માંગી." તે અરજી સરકયુલર થવા પછી આ મીટીંગમાં તેનો ફડચો કરવાનું ઠડયું હતું. તેમ ફડચો થતાં ઉપર શરૂઆતમાં જણાવવા પ્રમાણે ચાર હાજર રહેલા સાહેબોમાં બબે સરખાં મત પડવાથી સરકયુલર થતાં તેના ચુકાદા પ્રમાણે આશીરવાડ શારવાની રજા આપવામાં આવી નહી. ઠેડવામાં આવ્યુ કે જો તે ધણી આગલા ઠેડાવ પ્રમાણે એફીડેવીટ રજુ કરે કે નાતરાના આશીરવાડ સાર્યામાં આવ્યા હતા નહી તો હાલ તે સારવાની રજા આપવી. જો તેમ નહી રજુ કરે તો રજા નહી આપવી. ત્યાર પછી એ બાબદ તા. ૬ થી ફેબ્રુઆરી ૧૮૫૮[2] ની મીટીંગમાં પાછી નીકલી. ત્યાં પાછો આગલો એફીડેવીટનો સવાલ ઉભો થતાં એ ધણીએ કહયું કે "જેવી રીતે તંમો શાહેબો આફેદેવીટ લખાવો તે ઉપર હુ શહી કરીને શોગંન ખાઇને તંમોને આપુ. એ ઉપરથી શેઠ માંનેકજી નશરવાંનજીએ પોતાને આતે આફેદેવીટ લખી તે ઉપર રૂશતંમજી શોહોરાબજી નારીએરવાલાએ પોતે શહી કરી શોગંન ખાધા. તે શોગંન પારશીની પનચાએતના મોબેદ નશરવાંનજી ખરશેદજી વાછાએ આપેલા છે. તે શોગંન લીધો તે શેઠ માંનેકજી નશરવાનજીએ જોઇને પોતે જશતીશ અપ દી પીશની શહી કીધો." તે ઉપરથી ઠેડાવ કરીને તેને નાંતરાનાં આશીરવાડ શારવાની રજા આપવામાં આવી. ઉપલી મલેલી રજા પ્રમાણે ઉપલા ધણીએ તા૦ ૧૭ મી ફેબરવારી ૧૮૫૮[3] ને દીને આશીરવાડ પડાવ્યા. "તે વખતે પંનચાએતના મોબેદ ભીખાજી દાદાભાઇ કાંગા તે ઠેકાંને હાજર હતા." એ ઉપરથી માલમ પડે છે કે કોઇ વાંધાવાલી બાબદમાં લગનની ખાતરી કાજે પંચાએતના મોબેદ હાજર થતા.

---

(૧) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૧૧, પા. ૪.

(૨) ચો. ૨૩, બા. ૨ પે. બા. ૨, પા ૧૬.

(૩) ચો. ૨૩, બા. ૩, પેટાં બા. ૯, પા. ૧૯.

૫. આ અરસામા ઘર સંસારી બાબતોમાં પંચાએતની મીટીંગનો કોરમ.

એ અરસામાં પંચાએતની મીટીંગ માટે ૧૨ માંથી ૫ નો કોરમ રાખવામાં આવ્યો હતો, પણ તા. ૧૫ મી અકતોબર ૧૮૫૬[1] થી તેની સંખ્યા ૪ ની કરવામાં આવી.

૬. પંચાએતે સંસારી ફરીઆદ બાબે ખોલાસો કરવા કાજે નહી આવવાથી તેડેલા ધણીને આપવામાં આવેલી તાકીદ.

તા૦ ૧૬ મી મે ૧૮૫૫[2] ને દીને પંચાએતના સેકરેટરી એક ધણી, જેવણને ત્રણ ત્રણ વખત તેડાવ્યા હતા તે છતાં નહી આવ્યા હતા તેવણને, તાકીદ કરી જણાવે છે કે હવે પછી મંડળીની બેઠકમાં નહી આવશે તો, અથવા પત્રનાં દીનથી દીન ૧૫ માં છોકરીને સાસરે નહી મોકલશે તો "આપડી પંનચાએતનાં શરેશતા પરમાંણે તંમારે ઘેરનો મોબેદને દીન આઇનનું કાંમ કરવાથી અટકાવેઆમો આવશે તથા શારે રૂડે તંમારે તાંહાં નશાશાલરને મોકલેઆમો આવશે નહી."

૭. પંચાએતના સાહેબોએ ઘરગતુ મુકદમાઓ પોતાની સાથે તપાસવા નેમેલા ૩૫ સાહેબો.

એવું દીસે છે કે સને ૧૮૫૮ નાં સાલમાં એવો વીચાર રાખવામાં આવ્યો કે ઘરઘતુ મુકદમા, જે પંચાએતના ૧૨ સાહેબો સાંભળતા હતા, તે કામમાં કોટ, બહારકોટ, મજગામ, મહાલક્ષમીના કેટલાક સાહેબોને સામેલ કરવા. એવા આશરે ૩૫ જણનાં નામોની ટીપ ઉપજાવેલી આપણે જોઇએ છીએ.[3] એ નામો નીચલાં છેઃ—

૧. જાંહગીરજી નસરવાનજી જશાવાલા. ૨. દીનશાહ દાદાભાઇ ગાંધી. ૩. જમશેદજી પેદ્રીકાકાના. ૪. ફરાંમજી નશરવાંનજી ફરીથનાં. ૫. બેજનજી ફરાંમજી આલબલેશ. ૬. રતંનજી ખરશેદજી કેરાંવાળા. ૭. જમશેદજી ખરશેદજી બાટલીબોઇ. ૮. બમનજી સોરાબજી મેવાવાલા. ૯. પેશતનજી માંકા બચાના ૧૦. રૂસ્તમજી જીવનજી અપુ. ૧૧. પેશતનજી મંચેરજી ચીજગર. ૧૨. માનેકજી મેહરવાંનજી શેઠ. ૧૩. હોરમજજી રતનજી ચેનના. ૧૪. અરદે-

---

(૧) ચો. ૨૦, બા. ૧૧, પે. બા. ૨૨, પા. ૬૦.
(૨) ચો. ૧૮, બા. ૪૫, પા. ૪૮.
(૩) લોકલ કાગજોની ૧૮૫૬–૬૧ ની ફાઇલ નં. ૬.

શરજી ખરશેદજી શેઠના. ૧૫. હીરજીભાઇ હોરમજજી શેઠના. ૧૬. મનચેરજી ફરાંમજી શેઠના. ૧૭. ધનજીભાઇ ખરશેદજી શરાફ. ૧૮. ધનજીભાઇ નશરવાનજી કાંમા. ૧૯. નશરવાનજી મનચેરજી કામા. ૨૦. દાદાભાઇ હોરમજજી શેંચી. ૨૧. માનેકજી દાદાભાઇ શાહેર. ૨૨. નાનાભાઇ નવરોજી શેઠના. ૨૩-૨૪. બહમનજી તથા બેરાંમજી જીજીભાઇ. ૨૫. નાનાભાઇ જમશેદજી ગજધર. ૨૬. નવરોજી અરદેશર દાવર. ૨૭. કાવશજી નાનાભાઈ દાવર. ૨૮ ધનજીભાઇ નસરવાંનજી બનાજી. ૨૯. વાડીઆ મનચેરજી જમશેદજી. ૩૦. વાડીઆ દોશાભાઇ જમશેદજી. ૩૧. (ધોબીતલાવની દરેમેહરના મુતવલી). ૩૨. દોરાબજી ઉસ્તાદ. (કોટ બહાર). ૩૩. રૂસ્તમજી મેરવાંનજી (મજગાંમ). ૩૪. પેસ્તનજી ખરાશ, ૩૫. રૂસ્તમજી રતનજી વાડીઆ. એ નામોની યાદી ઉપર આપણે નીચે પ્રમાણે નોંધો જોઇએ છીએ.

"એદલજી નશરવાંનજી...નો[1] રાખવા કે તેવો બંધે પારટીઓની તરફથી મુકરદમો તઇઆર કરે.

"ભીખાદારૂને રાખવા."

"પાંચનો કુવોરમ કરવો."

III

## દરેહમેહરો, ધર્મ ખાતાં વીગેરેની બાબતો.

આ અરસામાં પણ, આગળા અરસાઓ માફક, પારસી પંચાએત હજુર કોઇક દરેહમેહરો અને બીજાં ધર્મ ખાતાંઓનાં સંબંધની અવાર નવાર બાબદો રજુ થાઇ હતી. દરેહમેહરોના સંધંબમાં આપણે નીચલી બાબદો જોઇએ છીએ :—

ભીંડીબજારની મેહલા પટેલની દરેહમેહરના સંબંધમાં જણાવ્યું છે કે દોશાભાઇ પેસ્તનજી ભરૂચાએ પોતાની હૈયાતીમાં એ દરેહમેહરની સાંમેનો એક જમીનનો કટકો ધરમખાતે આપ્યો હતો. તે બાબેનો લેખ તા૦ ૩૦ મી અકતોબર ૧૮૪૧ નો હતો. તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮[2] ની મીટીંગની હકીકત

૧. ભીંડીબજારની મેહલ્લા પટલની દરેહમેહરના સંબંધની જગ્યાની બાબદ.

(૧) એ આખર બરાબર ઉકલતી નથી.
(૨) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૨૪, પા. ૯

ઉપરથી દીસે છે કે એ જમીન મુંબઈના કલેકતર મારફતે હોરમજી તથા જમશેદજી બતીવાળાએ થાળી પીટાવો વેચવા કહાડી હતી અને માગણી કરી હતી કે તે ઉપર "જેહેનો હક પોહોચનો હોએ તે ધંની દીન ૧૪ ની અંનદર પોતાનો દાવો ખરો કરવા" બાહેર પડે. તે ઉપરથી મરનારની માસીના છોકરા બરજોરજી બમનજી ભરૂચાએ પંચાએતના સાહેબોને તા૦ ૫ મી નવેમબર ૧૮૫૭ ને દીને અરજી કીધી હતી જે તા૦ ૯ મી નવેમબર ૧૮૫૭ નાં સરકયુલરમાં રજુ થાઇ હતી. તે અરજીમાં પંચાએતના સાહેબોને વચ્ચે પડવા જણાવ્યું હતું. તે ઉપરથી ઉપર જણાવેલાં સરકયુલરપર ઠેડાવ થાયો અને તે ઉપલા દીવસની મીટીંગમાં મંજુર રહયો કે "એ બાબે આપંનને એ વચે પડવાનુ કારંન નથી."[1]

૨. વાડીઆજી દાદાભાઇ તથા મંચેરજી પેસ્તનજીની લાલબાગની દરેમેહરની બાબદ.

પરેલ ખાતેની વાડીઆની દરેહમેહરની સ્થાપણાં બાબે આપણે ૧૦) માં બાબ (પા. ૬૪૨)માં હકીકત જોઇ છે. તે પછી આ દરેહમેહર જે સને ૧૮૩૪ માં સ્થાપાઈ હતી તેના સંબંધમાં તા. ૨૦ મી ફેબરવારી ૧૮૫૨[2] ને દીને મુંબઇની સુપરીમ કોર્ટમાં એક મુકદમો નીકળ્યો હતો. તેનો સબબ આ હતો: ઇ. સ. ૧૮૫૦ માં ઉપલા ભાઇઓને નાણાંની ગરજ પડવાથી તેઓએ પોતાના લાલબાગની જગ્યાનો એક ભાગ, જે ઉપર દરેમેહર બાંધી હતી, તે રીચી સ્ટુઅર્ટની કુા. ને રૂ. ૯૦) હજારથી મારગેજ મુકયો. તા. ૩૦ મી ડીસેમબર ૧૮૫૦ ને દીને એ ભાઇઓની પેહડી નાદાર થવાથી તા૦ ૪ થી અકતોબર ૧૮૫૧ ને દીને લાલબાગ રૂ. ૪૨,૦૦૦) ની કીંમ્મતે વેચાયો. પણ વેચાંણ વખતે પારસી પંચાએતે આ દરેહમેહરની જગ્યાના સંબંધમાં વાંધો ઉઠાવ્યો હતો. તે ઉપરથી ઉપલા ભાઇઓની મીલકતના ત્રસ્ટીઓએ પંચાએત ઉપર ફરીઆદી માંડી, કે "આએ જગોપર એ દરેમેહરને રેહવા દીધાથી આએ મીલકતની કીમતમાં ઘણો ઘટાડો થાય છે." પ્રતીવાદી (પારસી પંચાએત) તરફથી જણાવવામાં આવ્યું કે "દરેમેહરમાં જવાનો રસ્તો લાલબાગના મોટા દરવાજાથી તદન એલાહેદો છે. વાદી તરફથી એ દરેમેહર પર

(૧) ઉપલોજ હવાલો.

(૨) પા. પ્ર. I પા. ૫૭૧.

પંચાએતની સતા વિષેનો સવાલ કાઢવામાં આવ્યો હતો. બંને બાજુની તકરાર સાંભલી કોરટે વાદીના લાભમાં ચુકાદો કીધો, અને તે દરેમેહર તયાંથી ઉઠાવી લઇ જવાનો હુકમ આપ્યો." તે ઉપરથી ત્યાંથી આતશનો કેબલો ઉઠાવી લઇ જઇ કેટલીક મુદત સુધી શેઠ હોરમસજી વાડીઆનાં આતશ બેરાંમમાં રાખવામાં આવ્યો હતો. તા૦ ૧ લી મે ૧૮૫૨ નો પંચાએતના પાંચ ત્રસ્ટીઓ જોગો પેસ્તનજી માનેકજીનો સરકયુલર છે, તેમાં જણાવે છે કે એ "દરેમેહેરની બાબદમાં પંનચાએતની તરફની કોરટમો કજીઓ લડેઆ હતા તેહનાં ખરચનાં બેએ બીલ તેહેમાં ૧) બીલ મી. આકલેનડનું રૂ. ૪૦૮) નું અને બીજૂં મી. બરંનનું રૂ. ૭૫૧) નું મલીને રૂ. ૧૧૫૯) નાં બીલો" આવ્યાં હતા.[1]

આપણે આગલા એક બાબ[2]માં જોયું કે પંચાએતના સાહેબોએ તા૦ ૨ જી ફેબરવારી ૧૮૨૬ ને દીને ઉંગરાતથી અને પોતાના ફંડમાંથી એક દરેહમેહર ગોદાવરા મોબેદોની સગવડ કાજે બંધાવી આપી હતી. તા. ૨૪ મી મે ૧૮૫૪[3]ના સરકયુલર ઉપરથી માલમ પડે છે કે "પારશીની પંનચાએતની કોટ મંધેની દરેમેહેરનાં આતશ આદરીઆંનને બોએ દેતી વખતે આગલ પરભાડા લોકો શુખડ પોંહોંચતૂં પાડતા હતા." તેમ હવે કોઇ આપવાનું બંધ કરવાથી પંચાએતના ખરચથી દરરોજ સવાશેર સુખડ અપાવવાનું ઠેડાવ્યું. સને ૧૮૫૬ નાં અરસામાં દરેમેહરનો લાકડાં કોપરેલ અને સુખડનો ખર્ચ નીચે પ્રમાણે હતો:—[4]

૩. ગોડાવરાની દરેહમેહરના સુખડ વીગેરે પોંહચાડવાના ખર્ચની બાબદ.

---

(૧) સ. ફા. ૧, સ. નં. નથી આપ્યો. સંવત ૧૯૦૮ નો હીસાબનો છાપેલો ચોપડો પા. ૪૩. એ પછી તા. ૯ મી ઓગસ્ટ ૧૮૬૩ ને દીને શેઠ મંચેરજી વાડીઆના બેટાઓ નશરવાનજી અને બરજોરજીએ એવણના મરહુમ બાવાએ બંધાવેલા માંડેવી દરેમેહર પરેલ ખાતે તૈયાર થવાથી ઉપલાં આતશ આદરાંનને ત્યાં લાવી પરચવામાં આવ્યા હતાં (પા. પ્ર. II પા ૭૧). આ દરેમેહરને સને ૧૯૨૩ માં રીપેર કરવાના કામના ખર્ચમાં પારસી પચાએતના ત્રસ્ટી સાહેબોએ તા. ૧૧ મી જુલાઇ ૧૯૨૩ ની મીટીંગના ઠરાવ મુજબ રૂ. ૫૦૦૦) ની મદદ કરીછે.

(૨) બાબ ૯, પા. ૬૭૬

(૩) સ. ફા. ૧, સ. નં. નથી આપ્યો.

(૪) સ. ફા. નં. ૧, ૧૯ મી મે ૧૮૫૬ નો સ. નં. ૨૨.

૧. કોપરેલ મન ૧૮ નાં દર રૂ. ૩ાાં લેખે રૂ. ૬પા

૨. લાકરાં ખાંડી ૧૨) નાં દર રૂ. ૩ાા લેખે રૂ. ૪૨

૩. કોપરેલની મજુરી રૂ. ૦ાા

૪. દરરોજ બોય દેતી વખતે ચહડાવવા સારૂં રોજનું ૧ા શેર સુખડ લેખે દર મહીને મણુ ૦ાા ૭ા શેર દર રૂ. ૪ાા લેખે.[1]

આ અરસામાં તા૦ ૮ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને મરહુમ મોદી સોરાબજી વાછાગાંધીની નૈયતે એવણુના બેટાઓ રૂસ્તમજી, માનેકજી, અને ખરશેદજીએ એક દરેહમેહર સ્થાપી.[2] એની સ્થાપણુંની બે દીવસ આગમચ તા૦ ૬ થી ફેબરવારી ૧૮૫૮ ને દીને માનેકજી નશરવાંનજી (પીટીટ) એ ત્રસ્ટીઓ ઉપર પત્ર લખી સુચનાં કીધી કે ૮ મી ફેબરવારી ૧૮૫૮ ને દીને વાછાગાંધીની દરેહમેહર ઇજાય છે તે વખતે એ ધણીને રૂ. ૧૦૦) ની શીયાલ આપવી. તેમ આપવામાં આવી.

૪. સોરાબજી વાછાગાંધીની ચે.પાટીની દરેહમેહર.

(૧) એવું દીસે છે કે પહેલા સર જમશેદજીએ પોતાની હયાતીમાં એ દરેહમેહરનું મકાન, જે પુરાણું થયું હતું તે, નવેસરથી બાંધવાનો વીચાર રાખયો હતો. એવણે આ સબબે આગલાં મકાનની ઉતરે આવેલું એક મકાન બાઇ બચુબાઇ બેરાંમજી ફરાંમજી જશાવાલા પાસેથી રૂ. ૬૦૭૫ ની કીંમતે પેસ્તનજી માનેકજી (નામે જમશેદવાલા) મારફતે ખરીદયું હતું. તેવણે નવું મકાન બાંધવા માટે મરજી દેખાડી હતી, પણ તેમ કરે તે આગમચ તેવણુ તા. ૧૪ મી એપ્રીલ ૧૮૫૯ ને દીને હક થયા. તેથી તેવણુના ઉઠમણાં વેલાએ તેવણુના બેટા સોરાબજીએ એક અનજુમન પત્ર વાંચી ચાર ધર્મના કામો કરવાનું મરનારના ઉથમણાંમાં જાહેર કર્યું. એ કામોમાં એક આ જોડાવવાની દહેરમેહરનું મકાન ઉખેડી નવેસરથી બાંધવાનું હતું. (પા. પ્ર. I પા. ૭૮૮). તેમ તે બાંધવામાં આવ્યું અને મરનારની વરસીને દીવસે તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૬૦ ને દીને ત્યાં આતશ આદરાંન પરથવામાં આવ્યાં. તેના જશનની મીજલશમાં સોરાબજી જમશેદજી જીજીભાઇએ પોતા અને ભાઇઓ તરફથી એક અનજુમન પત્ર વાંચી જાહેર કર્યું હતું કે દર સાલ સર જમશેદજી જીજીભાઇ ચેરીટી ફંડમાંથી તેના ચાલુ ખર્ચ માટે રૂ. ૭૫૦) પંચાએતના જનરલ ફંડમાં આપવામાં આવશે કે તે મધેથી ત્રસ્ટીઓ એ દરેમેહરનો ખર્ચ ચલાવે (પા. પ્ર. I ૮૧૪). સને ૧૮૯૦ ના સાલમાં આ રકમ રૂ. ૭૫૦) ઉપરથી વધારી રૂ. ૮૫૦) કરવામાં આવી છે.

(૨) એ દરેહમેહરની સ્થાપણુ વીગેરે માટે જુઓ પારસી ધર્મસ્થલો પા. ૧૪૭-૪૮.

# IV.

# મુંબઇની પારસી પંચાએત અને બહારગામોની અનંજુમનો. મદદ માટે આવેલી અરજો, વીગેરે.

આ અરસામાં બહારગામોની અનજુમન તરફથી મદદ માટે કેટલીક અરજીઓ આવી હતી, તેની વીગત આપણે નીચે પ્રમાણે જોઇએ છીએ.

૧. અમરોલી હતરાંનના જરથોરતીઓની નશેશાલાર બાબે અરજી.

અમરોલી ઉતરાનના જરથોશતીઓ, જણ ૨૮) ની સહીની તા૦ ૩ જી આગસ્ટ ૧૮૫૮[1] ની અરજી "માંનેકજી નશરવાંનજીને પડખીડે" આવી હતી કે અસલનાં વખતથી તેઓની ગામની આસપાસનાં પાંચ ગામો—વેસુ, ખજોત, ઉમરા, વરીઆવ, ડુમશ—જે સુરતથી આશરે ૧૨) માઇલ દુર છે, ત્યાં રવાંનો માટે સુરતથી નશેશાલારો બોલાવવામાં આવતા હતા. હવે એઓનાં ગામ મધે નવું દખમું બંધાયા બાદ એક રવાંન થતાં સુરતથી નશેશાલારોને બોલાવતાં ના પાડવામાં આવ્યું. તે ઉપરથી તેઓ સુરતની પંચાએતના અધીકારી નશરવાનજી પેસ્તનજી વકીલ પાસે ગયા તેઓએ નશેશાલારો આપવા ના પાડી. તેથી નશરવાંનજી બાબે ફરીઆદ કરી જણાવે છે કે નાચાર થાઇને તેઓ પાછા ફર્યા અને ગામના લોકોએ ખાંધ મારીને બીજે દીને રવાંનને દખમે ચડુડાવ્યું. એઓ જણાવે છે કે એઓનાં ગામમાં દર વરસ ૩ થી ૪ રવાંન થાય છે. તેઓ કાજે જુદા નશેશાલાર કરવાની એઓની "શમપજ તથા જરૂર નથી." એ અરજી તા. ૯ મી ઓગસ્ટ ૧૮૫૮ ની મીટીંગમાં રજુ થતાં મીટીંગમાં વીચારવા આગમચ તે સરકયુલેટ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો. આ મીટીંગની મીનીત ઉપર અસલ સહીઓ છે અને તેમાં માણેકજી નોશરવાનજી (પીટીટ)ની પેહેલી સહી છે.

તા૦ ૮ મી સપટેમબર ૧૮૫૮[2]ની મીટીંગમાં એ બાબદ પાછી રજુ થતાં ઠરાવ થયો કે એ અરજીની નકલ સુરતવાલા મેનેજરો ઉપર મોકલાવી ખોલાસો મંગાવવો. તેમ તા૦ ૧૦ મીએ પત્ર લખી ખોલાસો મંગાવવામાં આવ્યો

---

(૧) ચો. ૨૩, બા. ૬, પે. બા. ૨૦, પા. ૪૫.

(૨) ચો. ૨૩, બા. ૭, બા. ૯, પા. ૫૩.

હતો. એ બાબદ તા૦ ૧૨ મી અકતોબર ૧૮૫૮[1]ની મીટીંગમાં પાછી નીકલી હતી પણ સુરતથી ખોલાસો નહી આવ્યાથી મુલતવી રેહેવા બાદ એ બાબે સુરતવાલા સાહેબોનો તા૦ ૨૦ અકટોબર ૧૮૫૮ નો ખુલાસો તા૦ ૧૨ નવેમબર ૧૮૫૮[2] ના સરકયુલરમાં રજુ થયો. તેમાં ઠરાવ થયો કે એ બાબે મીટીંગમાં વીચાર કરવો. રૂશતમજી જમશેદજીની એ બાબેની મીનીટ એક બાબદમાં અગતની દીસે છે કે જેમાં તેવણુ કહે છે કે સુરતના નશેશાલારો વીગેરેનાં કામમાં વીચાર આપવાનો મુંબઈની પંચાએતને હક છે, સબબ કે "પારસી સુરત ચેરીટી ફંદ" જેના ખાતામાંથી એઓનો પગાર અપાય છે, તે મુંબઈવાલા સાહેબોએ બરપા કર્યું છે.[3]

એ બાબદ તા૦ ૧૪ મી માર્ચ ૧૮૫૯[4] ની મીટીંગમાં રજુ થાઈ ત્યાં ફકત ૫) સાહેબો હાજર હોવાથી ઠેડવ્યું હતું કે "એ બાબે હવે પછેની મંડલીમો બીજા શાહેબો પંણુ આવેલા હોએ તેવારે ઠેડાવ કરવો."

૨. ભાંહેના એક પારસીએ સંસારી મુકદમામાં સેવટની અપીલ કરવા કાજે માંગેલી મદદ અને તેને ના પાડલું.

તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮[5] ની મીટીંગની હકીકત પ્રમાણે ભાંહેના એક પારસીએ તા૦ ૨૪ મી અકતોબર ૧૮૫૭ ને દીને અત્રેના સાહેબોને એક અરજી કીધી કે તેની પરણી ઓરતે મુંબઈનાં તેનાં ઘર મધેથી નાહસી જઇને સુરત મધે બીજા સાથે નાતરૂં કીધું હતું. તેને અતરે પંચાએતના સાહેબોને અરજી કરવાથી સેકરેટરીએ તા૦ ૧૮ મી માર્ચ ૧૮૫૭[6] ને દીને એ ધણીને સુરતની અનજુમનના સાહેબો પર એક કાગજ આપ્યો કે તે સાહેબોએ તેને મદદ કરવી, અને સમજુતી કરાવી આપવી. તે પછે તેણુ સરકારમાં ફરીઆદી

---

(૧) ચો. ૨૩, બા. ૮, પે. બા. ૬, પા. ૫૭.

(૨) સરકયુલર ફાઇલ ના. ૨, સર. નં. ૩.

(૩) હાલમાં તો એ નશેશાલારોનો પગાર સુરત પારસી અનજુમનનાં ધરમતું ફંડ, જે અત્રે પંચાએત હસ્તક છે, તેમાંથી અપાય છે.

(૪) ચો. ૨૪, બા. ૪, પે. બા. ૧૬, પા. ૧૮.

(૫) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૧૪, પા. ૭.

(૬) એ કાગજ માટે જુઓ ચોપડો નં. ૨૬, બા. ૧૫.

કરતાં તેની તરફેણમાં ચુકાદો આવ્યો અને તેની ધણીઆણી અને તેણીની સાથ નાતરૂં કરનારને રૂ. ૯૦) નો દંડ અને ત્રણ માસની સજા થાઇ. વધુ ચુકાદો મલ્યો કે જેલમાંથી નીકળતાં બાઇડીએ પેહલા ધણી સાથ રેહવું. આશીરવાડ સારનાર મોબેદોનાં જામીન લેવામાં આવ્યા હતા કે તેઓનો હવે પછી ઇનસાફ કરી તેઓને સજા કરવામાં આવે. તેટલામાં એક મોબેદે નહાસી મુંબઇ આવી શદરમાં ફોજદારી કીધી (એટલે અપીલ કીધી); તે ઉપરથી પેહેલો ચુકાદો રદ થયો. તે ધણીએ તે ઉપરથી સુરતનાં કલેકટરને અરજ કરતાં તેણે મુંબઇની સદર અદાલતનો હવાલો આપ્યો. તે ઉપરથી એ ધણી તરફથી અતરેના સાહેબો પાસે નાણાંની મદદ માગવામાં આવી કે બીજી કોરટના ચુકાદા સાંમે પાછી અપીલ કરવામાં આવે. પંચાએતના સાહેબોએ ઠેડવ્યું કે "હેવા શરકારી મુકરદમાંની વચે પડવાને તથા નાંનાંની મદદ કરવાને પંનચાએત વચે પડે નહી."

૩. ભાઠાની અનજુમન તરફથી લગતનું કારજ તોડનારાને અટકાવ કરવા બાબેની આવેલી અરજી.

આ ઠેથી ૫૭ જણની સહીનો કાગજ તા૦ ૨૮ મી આગસ્ટ ૧૮૫૭ નો તા૦ ૮ મી સપટેમબર ૧૮૫૭ નાં સરકયુલરમાં ફરતો કીધો હતો, તેનો તા૦ ૨૬ મી જાનેવારી ૧૮૫૮[1] ની મીટીંગમાં નીકાલ કરવામાં આવ્યો. ભાઠાવાલા સાહેબોની અરજ આ હતી. કે "પોતાનાં લગંનનુ કારજ તોડીને બીજુ ઘેર પંનચાએતની વગર રજાએ કરે છે તેહેનો અટકાવ કરવા તથા તેવાં લોકોને અંનજુમંનથી દુર કરવા" વીગેરે. એઓની વધુ ફરીઆદ આ હતી કે[2] "હમારા ગરીબ ટોલાંનાં કેટલાએક આદમીઓ એક બીજાની અદાવતને લીધે ઓરત બીજો મરદ કરવા ચાહે છે તથા મરદ પોતાની ઓરતને છોડી બીજી ઓરત કરવા ચાએ છે. હવડાં કેટલાએક એવાં નલાજરાં કાંમ કરનારાવો મુમબઇનાં બેલ[3] ઉપર કુદીને મેહેજબથી ઉલટુ કરવા ચાએ છે તથા હમારા કદીમ ધારા તોડવા ચાએ છે. મુમબઇ જઇને જીતતી

---

(૧) ચો. ૨૩, બા. ૧, પે. બા. ૧૬, પા. ૬.

(૨) ચો ૨૬, બા. ૨૫, પા. ૪૪.

(૩) બલ અથવા જોર એટલે કે મુંબઇમાં કોઇ બલજોરીથી કાનુનનો અનાદર કરે છે તેનો દાખલો પકડીને. કદાચ એ શબ્દ "બેલ" હોય એટલે મુંબાઇવાળાઓના કહેવા પ્રમાણે. ત્રીપથી "બેલ" શબ્દનો અર્થ "a help-mate" આપે છે ત્યારે અર્થ કદાચ "કુમક" તરીકે લેવાય.

બાઇરીએ બીજી બાઇરી કરે ને જીવતા મરદે બીજો મરદ કરે ને ખોલલુ બોલે છે જે તમો નેઆતબાહાર મુકશો તો મુમબઈ જઇને કરશું તે જગો ઉપર કોઇ કાંઈજ પુછતુ નથી ને મુમબઇમો એહેવાં ગંનાં થાએ છે તે પંનચાએત કાંઇ પુછતી નથી." મુંમબઇવાલા સાહેબો એઓને જવાબ આપતાં મુંમબઇને બદનામ કરવામાં આવતી ઉપલી વાત ખોતી જણાવે છે અને કાયદા કાનુનને વલગી રહેવા જણાવી કહે છે કે એવું કામ કરનારાઓ જો મુંબઇમાં આવું કામ કરશે તો મુંમબઇવાલા સાહેબો તરફથી તેઓને તથા આશીરવાડ સારનાર મોબેદોને ઘટતી સજા કરવામાં આવશે.[1]

૪. સુરતનાં ધર્મખાતાંના કામ ચલાવનારા મેનેજરોની નેમનુકની બાબદ.

તા૦ ૧૧ મી માર્ચ ૧૮૫૬[2] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે સુરતનાં ધર્મનાં ફંડના કામ ચલાવનારા મેનીજર સાહેબોમાં કોઇ જગ્યા ખાલી પડતી તો અતરેના સાહેબો તે જગ્યા પુરતા હતા. એ સરકયુલરમાં લખે છે કે "શુરતનાં ધરંમનાં ફંનડનાં મેંનીજરો મંધેથી શેઠ અરદેશરજી ધંનજીશાહાજી ખાંનબાહાદોર તથા શેઠ જાંહાંગીરભાઇ દાદાભાઇ પારખ એહેશતી થાએઆ છે તેવોની જગોએ બીજા બેએ નવા અધીકારી ઠેડવવાને વાશતે શુરતવાલા મેંનીજર શાહેબોએ તંમ શાહેબો ઉપર રાખેઉં છે." એ સરકયુલરમાં ઉપલા બે સાહેબોની જગ્યાએ નીચલા સાહેબોના નામ સુચવવામાં આવ્યાં:— ૧. શેઠ માનેકજી પેસ્તનજી મુનશફ જેવણ આગલ મેનેજર હતા પણ બહારગામ જવાથી "એ અધીકાર છોડેઓ હતો." ૨. જાંહગીરશા અરદેશર. સરકયુલરમાં જણાવે છે કે "હાલ તરત કોઇ તેહવા બીજા શાહેઓ નંજર આવતા નથી." એ સાહેબોની નેમણુંક કરવામાં આવે છે.

૫. ખંબાતની અનજુમનની પોતાનાં રોહરની ૯ હાજતો તાલવા બાબેની અરજી.

તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૫૬ ને દીને ખંબાતથી આવેલો એક પત્ર તા૦ ૪ થી ફેબરવારી ૧૮૫૬[3] નાં નં. ૮ વાલા સરકયુલરમાં રજુ થયો હતો. એ પત્ર પ્રમાણે ખંબાતનાં લોકોએ નીચલી ૯ બાબતો માટે અરજ કીધી :

---

(૧) ઉપલોજ ચોપડો અને પાનું. આ જવાબના પત્ર ઉપર "કાવશજી જાંહાગીરભાઇ રેડીમનીનાં"ના પેહલી સહી છે.
(૨) સ. ફા. ૧, સ. નં. ૧૨. (૩) સર. ફા. નં. ૧.

૧. નવાં દોખમાંની આસપાસ દીવાલ અથવા વાડ બંધાવવી અને ચોકી માટે બે આદમીઓ રાખવા.

૨. ફરવરદીઆંનના દહાડા પર મેજ કરવા તથા પાદશેથી આવનારાઓને વીશામો લેવા માટેની સગડી પડી ગઇ હતી તે નવી બંધાવવી અને કુવો સમરાવી આપવો.

૩. કાઠીઆવાડ તથા ઘોલારા વીગેરેથી આવતાં રવાંનોને ચહડાવવા માટે જે જુનું દખમું હતું તે ભાંગી ગયું હતું અને તેમાં "કુતરા કોહોલાં જાઇને રવાંનોને ખરાબ કરેચ તેથી" તે નવેશરથી મજબુત બનાવવું અથવા તો "હેની આગલ કાંમચલાઉ નાંધલું દોખમું" બાંધી આપવું.

૪. નશેશાલાર બે તથા બાધીઆ બેની ગોથવણ કરવી.

૫. જંદ અવશતાની એક નીશાલ ઉઘાડવી.

૬. મીઠાં પાણીનો કુવો બંધાવી આપવો.

૭. ધર્મશાલા બંધાવી આપવી.

૮. "બરશનુંમગાહ શેહેરની બાહેર ઘણું દુર છે તેથી આતશઆદરીઆંનની પડોશમાં પરતલ જમીન છે તાંહાં" બંધાવી આપવું.

૯. વરશના છ ગંભાર કરાવવા.

એ બાબદ તા૦ ૧૭ મી મે ૧૮૫૬[1] ની મીટીંગમાં નીકલતાં ઠેરાવ થયો કે જવાબ લખવો કે "પંનચાએત હેવાં કાંમો કરી શખતી નથી વાશતે જો તંમોને શેજશાજ અગત જેવાં કાંમો કરાવવાં હોએ તો તંમારાં પોતાનાં દેશ મંધે ધરમખાતાંની ટીપ ઉભી કરી અંને તંમારી તરફનાં લોકો પાશે તે મધે ભરાવવુ અને એમ કરતાં નજર પોંહોચે તો તે ટીપ મુમબઇ ખાતે તંમારા કોઇ ઓલખીતાં માનશ ઉપર મોકલશો તો અલબત્તે અતરેનાં લોકો તે મધે પોતાની ખુશીથી ભરી આપશે." એ પ્રમાણે જવાબ તા૦ ૨૨ મી મે ૧૮૫૬[2] ને દીને ૧૦) શાહેઓની શહીનો લખવામાં આવ્યો. તે તા૦ ૫ મી જુન ૧૮૫૬[3] ની મીટીંગમાં વાંચી બહાલ રાખવામાં આવ્યો.

---

(૧) ચો. ૨૦, બા. ૬, પેટા બા. ૧૧, પા. ૨૭.
(૨) ચો. ૨૬, બા. ૩, પા. ૭.
(૩) ચો. ૨૦, બા. ૮, પેટા બા. ૫, પા. ૩૬.

તા૦ ૧૧ મી ડીસેમબર ૧૮૫૨[2] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે તા૦ ૧ લી નવેમબર ૧૮૫૨ ને દીને કાદર આબાદનાં સુપ્રીનટેન્ડંટ મી૦ જે. બી. ફલેમીંગે ત્યાં મરણ પાંમેલા એક પારસી હોરમજી એદલજીનાં વસીએતનામાં બાબે ઉઠેલો વાંધો અત્રે પંચાએતના સાહેબો ઉપર ચુકાદા માટે મોકલ્યો હતો. એ વાંધો એકઝીકયુતર દાદાભાઇ ધનજીભાઇ ભાભા તથા મરનારની વીધવા વચ્ચે ઉઠયો હતો. બન્ને બાજુવાલાઓને પંચાએત હજુર હાજર થવાને જણાવ્યું હતું. વસીએતનામાના ઠેડવેલા વકીલ પારશી દાદાભાઇ ધનજીભાઇ હાજર થયા હતા.

૬. કાદર આબાદ[1] તરફથી લવાદી માટે આવેલા એક મુકદમો.

તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૫૨[3] નાં સરકયુલર પ્રમાણે ઉપલા મરનાર હોરમજી એદલજી બાશતાવાલાની જાલનાં ખાતે વશનાર ધાણીઆણી અને બહેને પણ ૧૯ મી ડીસેમબર ૧૮૫૨ ની અરજી મોકલી ફરીઆદ કરી કે ઉપર જણાવેલા એકઝીકયુતર દાદાભાઇ ધનજીભાઇ ભાભા "વીલનાં લખેઆથી ઉલટું કરવા ચાહે છે તે હંમારે કબુલ નથી." એ સરકયુલર ઉપર જુદી જુદી મીનીટ થવાથી કાંઈ ચોકકસ નીવેડા ઉપર અવાયું નહી.

એ બાબદમાં તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૫૩[4] નાં સરકયુલર પ્રમાણે, જાલનેવાલા શાહેબો પણ તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૫૩ ને દીને એક પત્ર લખી એકઝીકયુતર દાદાભાઇ ધનજીભાઇ ભાભા બાબે ફરીઆદ લખે છે. તે પછી તા૦ ૩૧ મી જાનેવારી ૧૮૫૩[5] નાં સરકયુલર સાથે એ બાબદનાં સંબંધમાં આગલ જણાવેલાં અને બીજાં સર્વે પત્રોની વીગત આપી એક યાદી રજુ કરવામાં આવી. પછી તા. ૮ મી ફેબરવારી ૧૮૫૩[6] નાં

---

(૧) આ કાદીરાબાદ ગામ નીઝામના રાજ્યમાં આવેલું જાલના તાલુકા, અને અઊરંગાબાદ દીસ્ત્રીકત મધેનું એક ગામ, અને રૂ, અનાજ વગેરેના વ્યાપારનું મથક છે. જુઓ Imperial Gazetteer 1911, Vol. XIV, p. 259.

(૨) સ. ફા. નં. ૧, સ. નં. ૧.
(૩) સ. ફા. ૧, સ. નં. ૩.
(૪) સ. ફા. ૧, સ. નં. ૫.
(૫) સ. ફા. ૧, સ. નં. ૬.
(૬) સ. ફા. ૧, સ. નં. ૭.

સરકયુલર પ્રમાણે એ કામ માટે સર જમશેદજી જીજીભાઈએ પારશીઓને વાશતે કરેલી શખાવતનાં ધર્મખાતાંની ઇશકોલ મધે શકુવારના દશ કલાકને અમલે સર્વ કારોબારીમાંથી ત્રણ (વાડીઆજી બમનજી, માંનેકજી નશરવાંનજી, ફરાંમજી બમનજી) ની કમીટીની એક મીટીંગ બોલાવવામાં આવી હતી. આ બાબદનો અને એની પછી કોઇક બાબદોના શું ચુકાદા થયા તે માલમ પડતું નથી.

૭. ઓલપાડ પરગણાનું ગામ. અમરોલીની અનજુમનની દખમું બાંધવા બાબેની અરજી.

તા૦ ૧૧ મી ફેબરવારી ૧૮૫૩[1] નાં સરકયુલરમાં "પરગણે ઓરપાડનું ગાંમ મોજે અમરોલીનાં જરતોશની અંનજુમંન" ની તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૫૩ ની અરજી રજુ કરવામાં આવી હતી. તેમાં જણાવવા પ્રમાણે તે ગામમાં ૪૧ ઘરનાં આશરે ૨૫૦ માણસની વશતી હતી. મરણ વખતે અવલમંજલ પોંહોચાડવાને અડચણ પડવાથી ૩૫ પાએરીનું એક નાંધલું દખમુ બાંધવા તથા બે નશેશાલાર અને એક સગડીવાલો રાખવા અરજી કીધી હતી. એ બાબે તેઓએ તા૦ ૨૨ મી માર્ચ ૧૮૫૨ ને દીને સુરતવાલા સાહેબોને પણ અરજી કીધી હતી પણ તેનો કાંઈ જવાબ તેઓને મલ્યો ન હતો.

૮. ઓલપાડ પરગણાંનાં મંડરોઇનાં રેહવાસીઓની પોતાનાં ગામની હાજતો માટેની અરજી.

ઓલપાડ તાલુકાના મંડરોઈ ગામના પારશીઓએ તા૦ ૭ મી આગસ્ત ૧૮૫૨[2] ની અરજી કરી નીચલી મદદ માંગી હતી:—આશરે રૂ. ૭ અથવા રૂ. ૮ નાં પગારની ગોથવણ કરી એઓનાં ગામ માટે એક મોબેદ ઠેરવી આપવો. તેઓ જણાવે છે કે રવાંન વખતે છેક ત્રણ કોશ દુર આવેલાં કરંજ ગામથી મોબેદ "ગણી ખુશાંમત કરવેથી આવે" છે. વલી વરસાદનાં દીંગામ પર પાણી તથા કીચલને સબબે મોબેદને આવતાં વાર લાગે તો છેક ઉઠમણાંને દહાડે રવાંન ચહુડાવવામાં આવે છે. "આજે વખત તો ગેબે શારેઆ વીગરે રૂવાંનને દુખમાં

(૧) સ ફા. ૧. સ. નં. ૮.
(૨) સંવંત ૧૯૦૮ ના સર. નં. ૧૮. એનાં મથાલાંથી એ કાગજ મલે છે પણ તે સાથનું સરકયુલર દીઠું નથી એ કાગજ તા. ૧-૩-૧૮૫૨ ના સરકયુલર પછી છે. સ. ફા. ૧.

આગલ લેઇ જાવુ પડે." વલી રોજગાર, દીશા, ગાંમબારને દીવસે મોબેદ "શાંહાંજનાં પોતાની ફરશૂદ પરમાંણે આવે તેવારે દરૂન, આફેરગાંન થાએ ને બાજે વખત તો મોબેદને પોતાનાં ગાંમમાં કાંમ હોએ તો નહીજ આવે. તેવારે લાચાર થાઇને દરૂન ગોશફંદને મુકવા પડે." તે ઉપરથી પોતાનાં ગામનાં બેહદીનોની શકતી નથી એમ જણાવી એક મોબેદની મદદ માંગે છે. વધુ લખે છે કે ' હંમારાં બચાંઓને પંણ કશી તરેથી કેળવંણી મલતી નથી તેથી જંદ અવશતા કશી તરેથી પંણી જાંણુતા નથી હેવા હંમો તા૦ હંમારાં બચાં બેખબર છઇએ કે કુશ્તી કરવાનાં શૂં અવશતા છે એ પંણ હંમોને ખબર નથી."

૯. શીંગાપોરની જેલ મધેનાં પારશી બંધવાઓની અરજીની બાબદ.

તા૦ ૧૩ નવેમબર ૧૮૫૫[1] નાં સરકયુલર પ્રમાણે તા૦ ૧૦ મી અકતોબર ૧૮૫૫ ની તેરીખે શીંગાપોરની જેલના ૧૦ પારશી બંધવાઓ જેઓને જનમ–ટેપ એટલે જીંદગી સુધીની ટેપની શજા થાઇ હતી (કુલે જનમ–ટેપના ૧૫ બંધવાઓ હતા) અને જેઓને સખત મજુરી કરવી પડી હતી, તેઓએ જમશેદજી જીજીભાઇ જોગી એક અરજી કીધી હતી કે "પોતાનો બંધ ખોલાશ કરવા શારૂં નાંમદાર રાંણીને ભલાંમંણ કરવી." એ અરજીમાં ૧૦) જણાઓ લખે છે કે "પાચ જન શકતા છે...ગેરથી પઇશો તકો આવેચ તેથી શુખી છે ને અમો ૧૦) જન નાચાર બેચાર છેઇએ. અમુ લોકોને ચીનવારાં શાહેઓ વરશ બે લગીન દાલર હેક દરમાશે હાપેઆ કરતાતાહા તેબી હે લોકોની લુચાઇ શોદાઇથી બનથયુ તેથી અમો ગરીબનુ મરન થહુ ને કશતી વીના નાચાર થહા ને હમારાથી દીન ધરમ કઇ શચવાંતો નથી. હમો નાચાર બેચાર. હમારા બચા છોકરાવોબી મુમબાંઇમો તા૦ ગામરામો ભુખે મરે ને હમો શરકારની હતરે શકત મજુરી કરીએચ...... તમારીથી એતલી મુરાદ ચાઇહેચ જે તમારા મુબારક આતના હેક દશકદથી રાની શાહેબની શઆમો હમોને માંગી લેશો તો તરત અમારા લોકનો બનદ ખલાશ થાશે તો હમારો આતમા તા. હમારા બચા કચાનો હાતમાં[2] ઓલવાશે[3] તો હે જેવો બીજો મોતો ધરમ દુનીઆમાં છેજ નઇ........નશરવાન જેવો હદલ બાદશા[4] હાતમ જેવો શકાવત ખેરખાહા બાદશાવોનુ નામ રેઇ ગીઅુ છે

(૧) સ. ફ્રા. ૧, સં. ન. ૧.
(૨) આતમાં, સ્થાન.
(૩) ઠેકાણે પડશે, જલવાશે.
(૪) અદલ બાદશાહ.

હેજ પરમાને તમારૂ નામણી દુનીઆમા રેઇ જાશે જે.....રાની શાહેબની શભામાથી જે ચાન મલેહા છે તેની વાખવાણી તા. હાબરૂ હાખી[1] પરથવીમો ફેલાશે." [2]

૧૦. નાશકમાં એક પારસી છોકરાને એક પાદરીએ પોતાના ઘેરમાં રાખવાની બાબદમાં પંચાએતને થયલી ફર્યાદ.

તા૦ ૧૬ મી જુન ૧૮૫૬ નાં સરકયુલરમાં[3] નાશકના ત્રણ જરથોશતીઓની શહીનો તા. ૧૪ મી જુન ૧૮૫૬ નો પત્ર રજુ થયો છે તેમાં તેઓએ અરજ કીધી કે એક છોકરો નામે રતનજી નવરોજી તે નવરોજી ખરશેદજી નસરવાંનજી ગોપીપરીઆનો છોકરો, જેની ઉમ્મર ૧૭ાા વરસની છે અને જે ત્યાં પોતાના "શશરા દાદાભાઇ દોરાબજીની દુકાંન ઉપર માશ ૫) થઆ" આવેલો, તેને ત્યાંનાં "પાદરી પરાઇશે તા. ૩૧ મી મેએ ૧૮૫૬ ને દંનેથી પોતાનાં ઘેર મંધે રાખેઓચ અને તેહુને પોતાનાં કોઇ શગાંઓને મલવા દેતો નથી તેહેની ગોઠવંણુ કરવા બાબે તાંહાંનાં જાઇનટ માજીશટરેટ મી. ગરાંટને અરજ કીધી તે ધણીએ હુંમારી પાશે હેવો પુરવાશે માગેઓ કે પારશીનો છોકરો કેટલાં વરશની ઉમરમાં આપઅખતેઆરીથી કાંમ ચલાવી શકેચ તે વીશેની શરટીફીકેટ તંમારી પંનચાએતનાં અકાબરોની તથા દશતુરોની મંગાવી આપો." એ સરકયુલર ઉપર કેટલાક શાહેબોએ દશતુરો, દીનની કેતાબો અને અંગ્રેજી લો પ્રમાણેની ખબરની હકીકત જાણવાને વીચાર જણાવ્યા. ખરશેદજી જમશેદજીએ શેરો કર્યો કે "શું દાખલો આપવો તે કઇ શમજ નથી પડતી." વાડીઆજી ખરશેદજી રૂસ્તમજીએ જણાવ્યું કે "દશતુરો પાશેથી ખબર મેલવી જરૂર છે." માનેકજી નશરવાંનજીએ જણાવ્યું કે "કશોબી

---

(૧) આખી.

(૨) સને ૧૯૨૨ માં બરમા, ચીન, જાપાન તરફની સફર દરમ્યાન ફેબરવારી માસમાં મારી સીંગાપોરની મુલાકાત વખતે તા૦ ૨૬ મી ફેબરવારીએ ત્યાંની પારસીની અવલમંજલ ગોંઢ્યાડાની જગાની મેં મુલાકાત લીધી હતી, તે વખતે મને કેહવામાં આવ્યું હતુ કે જ્યારે સીંગાપોર મોટી ટેપ પામેલા ધણીઓનું મથક (Convict Settlement) હતું ત્યારે ત્યાંના પારસી મરણ પામેલાઓને ત્યાં ભુમીદા કરવામાં આવતા હતા. કબરનો જુનામાં જુનો સને ૧૮૩૭ નો વાંગ્રો હતો. તે પછીનો સને કબર ઉપર તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૪૯ નો હતો કે જે ફરામરોજ સોરાબજી નામના ત્યાના એક આબરૂદાર પારસી વેપારીની કબર પર હતો.

(૩) સા. ફા. ૧, સ. નં. ૨૬.

દાખલો ઉમર વીશેનો મલે તો શરટીફીકત આપવી જરૂર છે." કાવશજી જાંગીરભાઇ લખે છે કે "ભાઇ પેશતંજી કઇ જુનો દાખલો પંનચાતના દફતરમો ઓએ તે શોધી કારી આપુને બતાવુ પછે વીચાર આપવો." દોશાભાઈ સોરાબજી મુનશી, જેવણુ ફારશી જાણનાર એક ભણેલા મોબેદ હતા, તેવણુ લખે છે કે "આપણી દીનની કેતાબોમાંથી કાંઇ દાખલો મલી આવે તેવી તજવીજ કરવી અને એ ખરાબી ટાલવાની કાંઇબી તદબીર કરવી જોઇએ." એ બાબદમાં શું નીવેડો આવ્યો તે માલમ પડતું નથી.

૧૧. ભરૂચથી ત્યાંના હુલડના સંબંધમાં એક બેરીસ્ટરની માંગેલી મદદ.

તા૦ ૨૬ મે ૧૮૫૭[1] નાં સરક્યુલર ઉપરથી માલમ પડે છે કે ભરૂચવાળા દસ્તુર પેશોતનજી અસંદીઆરજી તથા બીજા શાહેઓએ તા૦ ૨૨ મી મે ૧૮૫૭ ને દીને એક કાગજ લખી ત્યાના જરથોશતીઓએ ગવરનર ઇન કાંઉનશીલને કરેલી અરજીની નકલ મોકલી આપી હતી. તેઓએ પોતા ઉપર "પડેલા જુલમાતની તજવીજ એક ખાશ કમીશનરની માંરફતે થાએ તેહવા ઉપાએ કરવા તથા તે તજવીજની વેલાએ મુંમબઇથી એક બારીશટરને મોકલવો" એમ જણાવ્યું. તેનો ખર્ચ એઓએ આપવા જણાવ્યો. વલી ભરૂચના માજીસ્ત્રેટ પાસે તેઓ તપાસ નહી કરાવવા માંગતા હતા. "શંને ૧૮૨૭ નાં કાએદા ૧૩ માની કલમ ૨૪ મી તથા કાએદા ૧૪ માની કલમ ૧૩ મી તથા શંને ૧૮૪૧ નાં આકટ ૫ માં પરમાંણે એ વીશેનો ઇનશાફ માજીશટરેટનાં હાથથી થવો જોઇતો નથી પંણ કમીશનંરની મારફતે એ ઇનશાફ કરવો જોઇએચ." એ સરક્યુલર ઉપરથી એ શું ફરીઆદ છે તે બરાબર સમજ પડતી નથી. એની ઉપર એક સાહેબ શેરો કરે છે કે "કા૦ વાચી આખમાંથી આશુ પડાં વાશતે એની મદદ કરવી શજાવાર છે". સર્વ સાહેબો એ બાબદ મીટીંગમાં રજુ કરવા જણાવે છે. એ ફરીઆદની બાબદ નીચે પ્રમાણે છે:[2]

"ભરૂચ મધે કેટલાક મુસલમાંનોએ બેજનજી શેહરીઆરજી ભરૂચા ઉરફે ગાંડા નામનાં પારસીએ ત્યાંની બાહેરકોટની એક મસજીદમાં જનાકારી કરી તે મકાંન અપવીત્ર કીધું એવું તોહમત લાવી આજ દીને (૧૫ મી મે ૧૮૫૭) પારસીઓના રેહવાનાં લટા પર એક મોટું હુલડ મચાવી લૂટફાંટ ચલાવી હતી. તઓની એક મોટી સંખીઆ ગઇ રાતથી બાબારેહાંનની દરગાહ આગલ એકઠી થાઇ, અને ત્યાંથી આજે સવારનાં પ્રથમમાં બાહેરકોટ નાંગોરીવારને ઝાંપે

---

(૧) સ. ફા. ૧, સ. નં. ૨૪. (૨) પા. પ્ર. I, ૭૨૮-૨૫.

ધસી આવી પારસીવારમાં દીન દીન પોકારતા દાખલ થઇ પારસીઓનાં ઘરો લૂટયાં, તથા ત્યાંની મરહુમ દસ્તુર કામદીનજીવાલી દરેમેહરમાં ટોળેટોળાં ભરાઇ પવિત્ર આતશ બુજાવી નાખી તે મકાંનના બુજરગ પંથકી દસ્તુર અરદેસર હોરમજજી કામદીનજીના જેઓ આતશની નેગેહબાંની કરતા હતા તેમને ઠાર કરી નાખ્યા. તે પછી મજકુર બેજનજી શેહરીઆરજીનાં ઘરમાં જાઇ તેને બાહેર કાઢયો, અને હેઠાંનાંની ખાડી આગલ લઇ જાઇ તેને પણ શેંહકડોનાં ટોળાંએ આવી બેજાંન કીધો, તથા તેની લ.શને પગમાં દોરડું નાખી ઘસડતા વેજલપોરને મોરચે લઇ ગયા. એ ઉપરાંત બીજા ૧૫ પારસીઓને સખ્ત જખમી કીધા, તથા બાહેરકોટની કાંઠા પરની અગીઆરીમાં જઈ ત્યાંના આતશ બુજાવી સઘળું ભાંજફોડ કરી નાખ્યું, તથા ત્યાંના જઇફ પંથકી દસ્તુર મેહરવાંનજી મનચેરજી કામદીનજીનાને જખમી કીધા.” આ પછી ઇંગ્રેજી લશકરની એક ટુકડીએ આવીને હુલડખોરોને વીખેરી નાખ્યા તથા ઘણાકોને પકડી બંદીખાંને નાખ્યા.

**૧૨. આલપાઇની દરેહમેહરનાં પંથકીની પોતાના બેટાને વતલાવા બાબેની ફરીઆદ.**

તા૦ ૩ જી સપટેમબર ૧૮૫૭[1] ની મીટીંગની હકીકત ઉપરથી માલમ પડે છે કે એ વખતે આલપાઇ ખાતે એક દરેહમેહર હતી. તે દરેહમેહરના પંથકીએ તા૦ ૨૬ મી જુલાઇ ૧૮૫૭ ને દીને ત્યાંના બીજા હીંદુ રેહવાસીઓની સહી સાથે અરજી કરી ફરીઆદ કરી કે તેના ૧૨) વરસની ઉમરનાં છોકરાને ત્યાંનાં મેમાનો તથા કોઇ વતલેલ પારસી કુસલાવીને લઇ ગયાછે, ને આપતા નથી. તે સેવટે અરજ કરે છે કે “માહારા પોતાનાં છોકરાને પાછો લાવવાનાં ખરચને શારૂ રૂ. ૧૦૦૦) તથા તાંહાંનાં રેશીડેનટ ઉપરની ભલાંમંનનો કાગજ મોકલાવોતો હુ માહારા છોકરાને પાછો લાવુ.” એ બાબે તા૦ ૧૩ મી આગસ્ટ ૧૮૫૭ નો સરકયુલર કર્યો હતો અને તે પર શું જવાબ મોકલવો તેનો વીચાર નોંધાયો હતો. તે વીચાર મુજબ આ મીટીંગમાં જવાબ મોકલવાને ઠેડવ્યું.[2]

એ અરસામાં આલપાઇ ખાતે જેમ દખમું તેમ દરેહમેહર પણ હતાં.[3] અને તે ૧૮૦૭ માં નવરોજી કાવશજી નાલીએરવાળા તરફથી સ્થાપવામાં આવ્યાં હતાં.

---

(૧) ચો. ૨૨, બા. ૭, પે. બા. ૩૩, પા. ૫૭. (૨) એ સરકયુલર ફાઇલમાં મલતો નથી, તેથી શું જવાબ મોકલવાનું ઠેડવવામાં આવ્યું, તે કહી શકાતું નથી.
(૩) પા. પ્ર. I, ૮૮૫.

દેવીઅરવાલા કેટલાક સાહેબોએ મુંબઇના સાહેબોને અરજ કરી કે ત્યાંના મોબેદ ત્યાંનાં રેહવાસીઓ સાથે ચાલુ અનબનાવ રાખેછે માટે એક નવા મોબેદની ગોઠવણ કરી આપવી.[1] એ સાથની અરજી ઉપરથી માલમ પડે છે કે એ ગામમા એ વખતે ૩૦ છોકરાંઓ શીક્ષણ લીએ એવાં હતાં. ઉપલા મોબેદ પાલનજી હોરમજી, જેવણ માટે ફરીઆદ થાઇ છે, તેવણે તા૦ ૧૫ મી એપ્રીલ ૧૮૫૯[2] ને દીને એક પત્ર લખી છોકરાંઓને ભણાવા સારૂં કેટલીક ચોપડીની માંગણી કરતાં તે પત્ર સાથે "શેહેંનશાહકરૂતનાં આશરવાદ તેહેનાં અશલોક તથા અરથ શાથેનું ચોપાંનીઉં ૧) તથા એ બાબેનાં કાગજનું ચોપાંનીઉં ૧) મલી લખેલાં ચોપાંનીઆં ૨) બીડી મોકલીને શેહેંનશાહકરૂતનાં આશરવાદ છપાવી પરગટ કરવાની ભલાંમણ કીધી." એ ચોપાંનીઆ એ શરકયુલર સાથ રજુ કીધેલાં જણાવે છે પણ કમનશીબે તે તે સરકયુલર સાથ મલતાં નથી.

૧૩. દેવીઅરથી નવા મોબેદ રાખવા માટે આવેલી અરજી.

શાપુરજી પેસ્તનજી મોરેનાએ તા. ૨૮ મી માર્ચ ૧૮૫૯ ની એક અરજી પંચાએતના સાહેબો જોગી કરી, જે તા. ૯-૪-૧૮૫૯[3] નાં સરકયુલરમાં રજુ થાઇ છે. તેમાં તેવણ જણાવે છે કે મોરા મધે એક અંધીઆરૂની ઘણી જરૂર છે, તેને માટે તેવણે રૂ. ૧૦૦૦) ઉંગરાણું કરી એકઠા કીધા છે તે સવાધીનમાં લઇ રૂ. ૫) ના મુસારાનો એક મોબેદ રાખવો.[4] એ સરકયુલર ઉપર કેટલાક સાહેબોએ પોતાની મીનીટ લખી છે.

૧૪. મોરેના પારસીઓની એક મોબેદ માટે અરજ.

તા૦ ૯ મી આગસ્ત ૧૮૪૯[5] ને દીને આગલા બાબ (૧૧, પા. ૮૩૩)માં જણાવવા પ્રમાણે ઉદવાડામાં જે ભાત વેંહચી આપવામાં આવતું હતું, તેની એ સાલની વાટણીની ટીપ દફતરે મલે છે. એ વાટણી પરથી દીસે છે કે દરેક આદમી દીઠ દાંગીનું ભાત ફરા ૩ા, શુખીઉ ભાત ફરો ૧, એ પ્રમાણે કુલે ૪ા ફરા ભાત અપાવામાં આવતું હતું. કુલ ૧૦૪ કુટુંબને એમ ભાત અપાવામાં આવ્યું હતું.

૧૫. ઉડેપોર (ઉદવાડા) ભાત વેંહચી આપવાની બાબદ.

(૧) સ. ફા. ૨, તા૦ ૯—૪—૧૮૫૯ નો સર. નં. ૨૪.
(૨) તા૦ ૪થી મે ૧૮૫૯ નો સર નં. ૨૫, સ. ફા. ૨.
(૩) સર. ફા. ૨, સર નં. ૨૩
(૪) એ બાબે શું થયું તે ચોકસ માલમ પડતું નથી.
(૫) ચો. ૧૬, બા. ૧૪૬, પા. ૧૦૪.

તા૦ ૯ મી એપ્રીલ ૧૮૪૯ ને દીને વાડીઆજી બમનજી હોરમજીનાં બેટી બાઇ જાઇબાઇ બેહેશતી થયાં તેઓનું ઉથમણું તા૦ ૧૧ મી એપ્રીલ ને દીને થતાં ઉથેઆણાંમાં વંચાયલાં પત્રની નકલ[1] ઉપરથી માલમ પડેછે કે તે ઉથમણાંમાં વાડીઆજી બમનજીનાં ધણીઆણી ધનબાઇજીએ પોતાની બેટીની નેયતે રૂ. ૧૦૦૦) ની તંદરોરતી ભણાવી હતી કે "શ્રી શીંગંનપોર મંધે અશલ દરેમેહેર બંધાવેલી હતી તે જુની દરેમેહેર વાડીઆજી નવરોજજી જંમશેદજીએ પોતાનાં ખરચથી દરૂશત કરાવી છે અને તેહેનાં ચાલુ ખરચને શારૂં વાડીઆજી લવજીનાં કુટંમબનાં શાહેબોએ પોતપોતાંમો ઉઘરાણાંનું એક ફંનડ કરીને વાડીઆજી નવરોજજી જંમશેદજીનાં હવાલામો રાખેલું છે હેનો બંદોબશત થાએ તાંહાં શુધી તે ફંનડ મધે આજ દંને રૂપીઆ એક હજાર વાડીઆજી નવરોજજી જંમશેદજીનાં હવાલામો આપતા કરેઆ છે."

૧૬. શીગનપોર શંડેરનાં ધર્મખાતાં માટે, લવજી વાડીઆનાં કુટુંમ્બનાં રવાનોનાં પુન કાજે પંચાએતને આપવા કહાડેલી રકમ.

તે પછી એવું દીસે છે કે તા૦ ૨૯ મી અકટોબર ૧૮૫૬[2] ને દીને વાડીઆજી નવરોજજી જમશેદજી એ એક પત્ર લખી રૂ. ૧૦૦૦૦)ની ૪ ટકાનાં વ્યાજની નોટ આપી "બેહેશતી લવજી વાહાડીઆનાં કુટંમબનાં રવાનોનાં પુંનને શારૂં કરેલું ધરંમખાતુ" એવે નામનું ખાતું પાડવા જણાવ્યું અને તેના વ્યાજનાં રૂ. ૪૦૦) સુરતના કારોબારીઓ ઉપર મોકલવા જણાવ્યું કે તેમાંથી રૂ. ૨૩૪) શીગનપોર મધેની એવણની અગયારીનાં ચાલુ ખર્ચ માટે ખર્ચે અને રૂ. ૧૨૦) રાંદેલનાં નશાશાલારોનાં મુશારા માટે ખરચે. રૂ. ૪૦૦) વ્યાજ ઉપજે તેમાંથી એ ખર્ચ બાદ બાકી રૂ. ૪૬) રહે તે સુરતનાં દફતરમાં જમે રાખવા જણાવ્યું.[3]

---

(૧) ચો. ૧૬, બા. ૧૪૦, પા. ૯૧.

(૨) તા૦ ૩૦-૧૦-૧૮૫૬ નો સર. નં ૧. સ. ફા. ૧.

(૩) એ રકમના સંબંધમાં આપણાં હીસાબનાં દફતરમાં કાંઇ પણ ખાતું યા કોઇ ખાતાનાં પેતાંમાં નોંધ નથી. માટે એ બાબે તા૦ ૨૦-૧૦-૧૯૨૪ને દીને સુરત શેઠ કાવશજી બરજોરજી વકીલ ઉપર પત્ર લખી તેવણ સાહેબ મારફતે શીગનપોરથી ખબર મેલવતાં જાણવામાં આવ્યું કે એ રકમની જામીનગીરીઓ હાલ શેઠ નાનાભાઇ રતનજી વાડીઆ પાસે છે. તેમ એવણ સાહેબ ઉપર તા૦ ૮-૧૧-૧૯૨૪ને દીને પત્ર લખી પુછપરછ કરતાં તેવણે મેહરબાની કરી આવીને મલીને એ રકમ બાબે નીચલી હકીકત આપી:-

એ જામીનગીરીઓ નવરોજી વાડીઆના બેટા ખરશેદજી અને ખરશેદજી પછી એવણના પીતા રતનજી અને બીજા વાડીઆ કુટુંબના પુરૂષોનાં હસ્તકમાં હતી. હાલ નીચલા ચાર સાહેબોનાં નામ ઉપર એ રૂ. ૧૦૦૦૦) ની જામીનગીરી ઇમપીરીઅલ બેંકમાં છે કે જેનું વ્યાજ દર સાલ તેઓ શીગનપોર ખાતે મોકલેછે.

૧. શેઠ નાનાભાઇ રતનજી ખરશેદજી નવરોજી વાડીઆ.
૨. શેઠ બમનજી અરદેશર જાંગીરજી નવરોજી વાડીઆ.
૩. શેઠ સોરાબજી રતનજી ખરશેદજી નવરોજી વાડીઆ.
૪. ડા. જાંગીરજી માણેકજી રતનાગર (તે રતનજી વાડીઆની છોકરીના છોકરા).

તા૦ ૧૪ મી મે ૧૮૫૮[1] નાં સરક્યુલર ઉપરથી માલમ પડે છે કે તા૦ ૯ મી અકટોબર ૧૮૫૧ ની તેરીખે મદરાસમાં ખરશેદજી જમશેદજી નકીના નામના પારસી ગુજરી ગયા હતા તેવણે પંચાએતમાં આપવા પોતાના વીલમાં લખી રૂ. ૪૦૦૦) જણાવ્યું હતું. એ ધણીનાં વીલની નકલ મંગાવવાનું દરૂસત ધારવામાં આવ્યું હતું અને તે કાજે ત્યાં રેહનારા અરદેશર કાત્રશજી પારખ ઉપર ખર્ચ શારૂ રૂ. ૩૦) મોકલવાનું ઠહ્યું હતું.[2] માંગવા મુજબ એ ધણીએ વીલની ખરી નકલ તથા એ બાબદને લગતાં બીજાં અંગ્રેજી કાગળો પોતાના તા૦ ૨૨ જુન ૧૮૫૮ ના પત્ર સાથે મોકલી આપ્યા હતાં.[3]

૧૭. મદરાસ ખતે ગુજરી ગયલા એક પારસી-એ પંચાએતને આપવા જણાવેલી રકમની બાબદ.

તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૫૩[4] ને દીને સર જમશેદજી ના રહેવાના ઘેર મધે સવારે ૧૦ કલાકે પંચાએતના અધીકારીઓની એક મંડલી મલી હતી. તે મીટીંગની હકીકત પ્રમાણે "પંનચાતની આવગમો ઘટારોછે તે બાબેની ઉપજ નીપજનાં કાગજ કરીને શરવે મેમબરોને વાકેફ થાવા શારૂ મોકલેઆં હતાં." એ સાલમાં "મુકતાદને ટાંકણે દેશાવરવાલા કદમી તથા શેહેનશાહીનાં ગરીબ જરતોશતીઓને વેંહેંચી આપવા શારૂ" આગલે વરશ રૂ. ૮૭૮૪॥ ભરાયા હતા. એ રૂપીઆની વીગત નીચે પ્રમાણે આપીછે. "૩૦૦૦ શરકારી ખાતાંનાં શ્રી શુરત તથા ઉદ્દેપોરનાં હાંધરાં પાંગલાની પરવરશીનાં ભાગ ......[5] ના દર ભાગ ૧) નાં રૂ. ૭૫)લેખેનાં વરશ ૧) નાં.

૧૮. સુરત અને બીજાં બહાર ગામો ખાતે મુકતાદ ટાંકણે જતી મદદ.

---

(૧) સર. ફા. ૧. સર. નં. ૨૧. જુઓ સરક્યુલરની ઉપર નામો આગલ થાયલી મીનીટ.

(૨) જુઓ સ. ફા. ૧, ૧૮-૬-૧૮૫૮ નો સર. નં. ૨૮, ઉપર શરૂઆતમાં જમશેદજી જીજીભાઇની દસ્ત ખત રૂસ્તમજીનો સેરો.

(૩) ૩૦-૬-૧૮૫૮ નો સ. નં. ૩૧, સ. ફા ૧.

(૪) ચો. ૧૯, બા. ૩, પા. ૭. આ ચોપડો અસલ છે અને આ બાબદની સેવટે અસલ સહીઓ છે.

(૫) અંકવાલો ભાગ ફાટી ગયો છે. કદાચ એ આંક ૪૦) હોય.

"રૂ. ૩૩૮૪ાા મુમબઇ મધે ઉધરાંણુંની ટીપ"માં ભરાયદા.

રૂ. ૩૦૦) ફરદુનજી સોરાબજી પારખના ધરમખાતાંના વ્યાજના પંચાએતના લસ્તીઓએ આપેલા.

રૂ. ૨૧૦૦)ચીન કનતાંનના જરથોસ્તીઓએ વાલેલા. એ ભરાયલી રકમમાંથી રૂ. ૭૭૫૦) જુદાં જુદાં ગામો ખાતે દરેક ગરીબને રૂ. ૧) થી રૂ. ૧૦) સુધીના હીસાબે વેંહેંચી આપવામાં આવ્યા હતા. તેમાં ઉદેપોર (ઉદવાડા) ખાતે રૂ. ૧૪૦૦), નાસારી રૂ. ૨૦૦૦), ભરૂચ રૂ. ૯૦૦) અને સુરત રૂ. ૩૪૫૦) આપવામાં આવ્યા હતા. દરેક જણને મલતી રકમની સરાસરી રૂ. ૪ાા૩ા ની આવી હતી.

એ મીટીંગની હકીકતમાં જણાવે છે કે મીટીંગના દીવસ સુધી બીજા સાલ માટે ચીનથી રૂપીઆ આવ્યા હતા નહી.

તા૦ ૨૭ મી જુલાઇ ૧૮૫૩[1] ની ઉપલી મીટીંગના હેવાલ પ્રમાણે એ અરસામાં સુરત ખાતે જણ ૨૪૦) ને દર માસ ૧) ના રૂ. ૨) થી રૂ. ૫) સુધી મુસારો આપવામાં આવતો. તેમાં "શ્રી શુરતનાં પારશીની અંનજુમંનનાં ફંનડ મંધેથી જંણ ૧૫૪) ને વરશ ૧) ના રૂ. ૫૦૧૮ાા" અને સર જમશેદજી જીજીભાઈના સુરતના પારસીઓને વાશતે કરેલાં ધરમના ફંનડમાંથી જણ ૮૬) ને વરસ ૧) ના રૂ. ૨૪૦૦) આપવામાં આવતા હતા.

૧૯. આ અરસામાં સુરત ખાતે ગરીબોને અપાતી માસીક મદદ.

એ મીટીંગમાં વધુ ઠેડાવ થયો કે સુરતવાલા સાહેબોને જણાવવું કે "જે લોકોનો પગાર રૂ. ૩) ની ઉપરનો છે તે બીલકુલ કાહાડી નાંખીને ઓછો કરવો અને રૂ. ૩) નાં પગારવાલી આશાંમીઓ" નો રૂ. ૨) લેખેનો મુસારો કરવો. તેનો સબબ આ કે "આમદનીમો ઘટારો થાએઓ છે." તેનાં સંબંધમાં તા૦ ૮ મી સપટેમબર ૧૮૫૩[2] ની તારીખની, શુરતવાલા ૮) સાહેબોની

---

(૧) ચો. ૧૯, બા. ૩, પા. ૭.

(૨) ચો. ૧૮, બા. ૨૯, પા. ૩૨.

સહીની, આશરે ૧૦) પાનાની એક લંબાંણ હકીકત અત્રેના પંચાએતવાલા સાહેબો ઉપર આવી કે જેમાં તેઓ અત્રેના સાહેબોની ખાહેશ પ્રમાણે ત્યાંનો ખર્ચ ઓછો કરવાને કાજે કેટલીક ઘટાડા કાજેની સુચનાઓ રજુ કરે છે. એ હકીકત ઉપરથી માલમ પડે છે કે અગલમાં મુકતાદ તાંકણે જે મદદ આપવામાં આવતી હતી, તે મુખ્ય કરી એવી નેમથી, કે ગરીબોને મુકતાદ માંડવાનાં કામમાં મદદ થાય. પણ કેટલાકો તે મુકતાદ માંડવાને બદલે તેવી રકમનો કુ-ઉપયોગ કરતા હતા. કોઇ દારૂ પીવામાં યા ખરાબ લખમાં એ રકમ વાપડતા હતા. તે ઉપરથી સુચના કરવામાં આવી કે ત્યાંનાં પંચાએતના કારોબારીએ ઘરેઘર જઇ જોવું અને જેને ઘેર મુકતાદ માંડયા હોય તેનેજ ઘર મદદ આપવી.

V.

## ગહંબારની બાબદો.

આ અરસામાં વરસના ગહંબારોની સંખ્યા, અને ગહંબારના ફંડ વીગેરેની જે કેટલીક હકીકત મલે છે તે નીચે પ્રમાણે છે:

૧. ગહંબારની સંખ્યા.

એક ઇઆદદાશત[1] "શવંત ૧૯૦૫ (ઇ. ૧૮૪૯) નાં વરશથી પંનચાતથી ગહંમબાર ૧) વધારે કરવા બાબેની ઇઆદદાશ છે," એવા મઠાલાં હેઠળ છે. તે ઉપરથી નીચલી હકીકત મલે છે. સંવંત ૧૮૯૪ (ઇ. ૧૮૩૮) નાં વરસથી વરસ એકના બે ગહુંબાર— અરદીબેહુશત અને દે મહીનાના --થતા હતા. તે પછી તા૦ ૧૯ મી એપ્રીલ ૧૮૪૮ નાં સર જમશેદજીનાં સરકયુલરમાં ઠેડાવ કરવા પ્રમાણે ઇ. ૧૮૪૯ નાં વરસથી એક ગહુંબાર શેહરેવર મહીનાનો--વદયો. એજ અરસાની બીજી યાદી ઉપરથી દીસે છે કે એજ સાલ સંવંત ૧૯૦૫ (ઇ. ૧૮૪૯) માં પાછો ઠેડાવ કરી ચાર ગંહમ્બારો કરવાનું ઠેડવ્યું.[2] આગલા ત્રણમાં મેહર મહીનાના ગહંબારનો વધારો કરવામાં આવ્યો. ત્યાર પછી બીજેજ વરસે એટલે સંવંત ૧૯૦૬ ઇ. ૧૮૫૦ થી છએ છ ગહંબારો કરવાનું શરૂ થયું.[3]

(૧) ચો. ૧૬, બા. ૧૨૫, પા. ૭૪.

(૨) ચો. ૧૬, બા. ૧૩૭, પા. ૮૭. (૩) ચો. ૧૮, બા. ૨, પા. ૧.

૨. ગહંબારના ફંડની પુંજી.

આ અરસામાં ગહંબારનાં ફંડની પુંજી, જે ઇ. સ. ૧૭૯૪ માં રૂ. ૪૩૬૬૭) ની હતી, તે ઇ. સ. ૧૮૪૯ માં રૂ. ૪૧૩૨૯)॥। ૨॥ ની થાઇ.[1]

૩. ભગર સાથના મોબેદોએ પોતાના ગંહબાર ફંદનું ત્રસ્ટ-डीड માનેકજી શેઠ પાસે કરાવવા પંચાએતને કરેલી અરજી.

તા૦ ૩ જી જાનેવારી ૧૮૫૬ ની ભગરસાથના મોબેદો જણ ૧૦૧) ની સહીની અરજી તા૦ ૪ થી ફેબરવારી ૧૮૫૬ નાં નં. ૭ વાલા સરક્યુલર સાથ રજુ થાઇ હતી.[2] તે ઉપરથી દીસે છે કે એ અરસામાં અત્રે મોબેદોના પણ ગહંબાર થતા હતા. તેમાં અરજ કીધી હતી કે "'શ્રી નંવશારીની વડી દરેમેહેરને તાએએનાં ભગર શાથનાં મોબેદોનાં ગહંમબારનું ફંનડ' જે શવંત ૧૮૯૯ નાં શાલમાં ઉભું કરેઆમો આવેઉં હતું તે ફંનડની પુંજી હાલમાં

---

(૧) એ પછીના હાલ સુધીના દાહેકાઓના આંકડા નીચે પ્રમાણે છે.

સંવંત ૧૯૧૫ રૂ. ૪૩૬૯૭) ૯॥ દોકડા.
સંવંત ૧૯૨૫ રૂ. ૮૯૭૫૫)
સંવંત ૧૯૩૫ રૂ. ૯૨૬૦૦)
સંવંત ૧૯૪૫ રૂ. ૯૯૩૩૪॥-૧૪ દોકડા.
સંવંત ૧૯૫૫ રૂ. ૧૦૨૬૨૩॥-૪ દોકડા.
સંવંત ૧૯૬૫ રૂ. ૧૦૫૦૩૧—૦—૩
સંવંત ૧૯૭૫ રૂ. ૧૧૦૩૫૯—૧—૭
સંવત ૧૯૮૪ રૂ. ૧૧૯૭૫૦—૪—૮
(ઇ. સ. ૧૯૨૮)

એ ગહંબારનાં ફંડ ખાતે જુદા જુદા ધણીઓએ પોતપોતાનાં નામના પડાવેલાં ખાતાંઓમાં રકમો આપી વ્યાજ ગહંબારના ફંડમાં જમે કરવા જણાવ્યું છે તેની કુલે રકમ સને ૧૯૨૮ અંગ્રેજીનાં સાલમાં રૂ. ૧૧૯૭૫૦-૪-૮ ની હતી. એ ફંડની કુલે આવક ૧૯૨૮ નાં સાલની રૂ. ૫૯૬૩ ની છે અને ખર્ચ રૂ. ૫૦૩૬-૧૪-૩ નો છે.

એ ગહંબારોના વારાદારોને ગહંબાર કરવા માટે અપાતી રકમની વીગત નીચે પ્રમાણે છે.

ઇ. સ. ૧૮૪૬ થી ઇ. સ. ૧૮૬૩ સુધી રૂ. ૬૦૦) દરેક ગહંબાર માટે આપવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૮૬૪ થી ઇ. સ. ૧૯૧૬ સુધી રૂ. ૭૫૦) દરેક ગહંબાર માટે આપવામાં આવ્યા હતા.

ઇ. સ. ૧૯૧૭ થી હાલ સુધી (૧૯૨૯ સુધી) રૂ ૭૮૦) દરેક ગહંબાર માટે આપવામાં આવે છે.

(૨) સરક્યુલરની ફાઇલ નં. ૧. જુઓ ચો. ૨૦, આ. ૫, પે. આ. ૧૨. પા. ૨૭.

રૂ. ૫૦,૦૦૦) ને આશરેની થાઇ છે અને તે મંધે વધારો થાતો જાએચ વાશતે એ પુંજીનું 'તરશટ–ડીડ' કરવા તથા તે મંધેથી ખરચ કરવાનાં ચોકશ બંદોબશત કરવા તથા મેનીજરો વધારવા એ ફંનડનાં આગેવાંન શેઠ માંણેકજી મેહેરવાંનજી શેઠનાંને ભગર શાથનાં આશરે ૫૦૦) મોબેદોએ અરજી કરી હતી." તેનાં જવાબમાં શેઠ માનેકજીએ ના પાડી અને જણાવ્યું કે "તંમો જે કાંઇ કરવા માંગોચ તે પરમાંણે હું કાંઇ કરી આપનાંર નથી. તંમારે કોરટમાં જાવાની જરૂર હોએ તો દરવાજા ઉઘાડા છે. કોરટ જે દાહાડે મહને હોકંમ કરશે તે દાહાડે એ ફંનડની જે નોટો માહારી પાશે છે તે હું કોરટને હવાલે કરશ કોરટ જેહને ગમે તેહને આપે." તેમ કોરટે જવા તે મોબેદોએ ના પાડી પંચાએતના સાહેબોને અરજી કરી કે શેઠ માણેકજીને તથા એ ફંનડના મેનીજરોને બોલાવીને એઓની પુંજીની રખેવાલીને વાશતે કોઈ સારો બંદોબશત કરાવી આપે તથા તરશત દીદ કરાવી આપે.

તા૦ ૨૬ મી ફેબરવારી ૧૮૫૬[1] ની બેડકમાં એ બાબે વીચાર કરવામાં આવતાં એ બાબદ બીજી શભા ઉપર મુલતવી રાખી. તે પછી તા૦ ૧૭ મી મે ૧૮૫૬[2] ની મીટીંગમાં એ બાબદ ઉપર વીચાર થતાં ઠરાવ થયો કે એ અરજીની નકલ શેઠ માનેકજી મેહેરવાંનજી ઉપર પંનચાએતના શાહેબોએ કાગજ લખીને મોકલવી અને તેનો ખોલાશો કરવાની શેઠ માંનેકજી મેહેરવાંનજીને ભલાંમન કરવી. તેમ તા૦ ૨૦ મી મે ૧૮૫૬ ને દીનનો સર્વ સાહેબોની સહીનો એક કાગજ એવણ ઉપર મોકલવામાં આવ્યો. તેનાં જવાબમાં તેવણનો તા૦ ૭–૬–૧૮૫૬ નો પત્ર આવયો.[3] જેમાં તેવણે સને ૧૮૪૨ તથા ૧૮૪૪ નાં સાલના એ ગહુંબારો બાબેના બંદોબસતોની નકલો મોકલી. એ એવું દેખાડવાને માટે મોકલેલી દીસે છે કે એવણ બંદોબસ્તો પ્રમાણે કામ કરે છે. તે પછી માણેકજી શેઠ તરફથી આવેલા જવાબની નકલ ભગર સાથવાલા મોબેદો ઉપર તા૦ ૫ મી જુલાઈ ૧૮૫૬[4] ને દીને મોકલવામાં આવી હતી.

---

(૧) ચો. ૨૦, બા. ૫, પેટાં બાબદ ૧૨, પા. ૨૪.
(૨) ચો. ૨૦, બા. ૬, પેટાં બા. ૯, પા. ૨૬.
(૩) ૧૭ મી જુન ૧૮૫૬ નો સં. નં. ૨૮, સ. ફા. ૧.
(૪) ચો. ૨૦, બા. ૯, પેટાં બા. ૪, પા. ૪૦.

# VI.

## પંચાએત હસ્તક ચાલતી જંદ અવસ્તાની નીશાલો.

આ અરસામાં મુંબઇની પારસી પંચાએત હસ્તક અત્રે છોકરા અને છોકરીઓની અને બાહેરગામ છોકરાઓની નીશાલો ચાલતી હતી, તેની હકીકત નીચે પ્રમાણે છેઃ—

૧. મુંબઇની નીશાલો.

(ક) મુંબઇની છોકરાઓની નીશાલો.

તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૫૨[1] નાં પંચાએતના સેકરેટરી પેસ્તનજી માણેકજીનાં દસ્તુર જમશેદજી બરજોરજી[2] જોગા પત્ર ઉપરથી દીસે છે કે એ અરસામાં પંચાએતના સાહેબોએ "જંદ અવશતા શીકવવાની છોકરાવોની નીશાલ ૧) તથા બાલક છોકરીઓની નીશાલો તરંણ" સ્થાપી હતી. તે નીશાલો તપાશવા પંચાએતના સાહેબોએ એ દસ્તુરજીને અરજ કરી હતી કે "તે નીશાલો મંધે જંદ અવશતા શીખવવામાં કેહેવી મેહેનત લીધામો આવે છે તથા બાલકોએ કેટલો અભેઆશ કીધો છે તે વીશેની ......શારી પઠે તપાશ કરવી અને તે નીશાલો કેહેવી હાલતમાં છે તે વીશેનો મુખતેશર હેવાલ પંનચાએતનાં શાહેબોની જાંણુને શારૂં લખીને......મોકલવો."

મુંબઇ ખાતે ચાલતી નીશાલો નીચલી હતી :—૧. મંચેરજી વાડીઆનાં ઘરમાં, ૨. અલાહીબાગમાં, ૩. ધોબીતલાવ ખાતે.

એ નીશાલોનાં શીક્ષકને સને ૧૮૫૪ નાં સાલમાં વધતાંમાં વધતો રૂ ૫૪ નો પગાર મલતો હતો. એ પછી ૧૮૫૪[3] ના સાલમાં દસ્તુર મંચેરજી

---

(૧) ચો. ૧૮, બા. ૨૩, પા. ૨૬.

(૨) દસ્તુર જમશેદજી બરજોરજી સુરતવાલા (મરણ ૭૯ વરસની ઉમરે તા૦ ૧૧ મી સપટેમબર ૧૮૫૫). આગલા બાબ (પા. ૫૯૩ અને ૮૪૧) માં જણાવેલા મુંગા દસ્તુરના છોકરા. તા૦ ૨૧ આગસ્ટ ૧૮૩૬ ને દીને એવણને બાપના કાકાના છોકરા દસ્તુર કેખશરૂ સાથે દસ્તુર નેમવામાં આવ્યા. એવણ નૌસારી જઇ જંદ પેહલવી શીખ્યા હતા. સને ૧૮૫૦ માં સર જમશેદજીએ એમને હસ્તક જંદ, પેહલવી-ફારસી શીખાડવાનો વર્ગ ઉઘાડયો હતો. ત્યાર પછી ૧૮૫૫ માં સુરત જઇ એવો વર્ગ એવણે ઉઘાડયો. સુરતની મદરેસા જેનું ખાતું પારસી પંચાએતને દફતરે (ખાતુ નં. ૪૧) છે તેની શરૂઆત એવણના વર્ગથી શરૂ થયલી છે. (પા. પ્ર. I., ૬૯૦).

(૩) સ. ફા. ૧, તા૦ ૬-૭-૧૮૫૪ નો સ. નં. ૧૯, તથા તા૦ ૩ જી ઓગસ્ત ૧૮૫૪ નો સ. નં. ૨૩.

એદલજી જામાસ્પઆશાનાને રૂ. ૨૫ નાં પગારે રોકવામાં આવયા હતા. જેમાં રૂ. ૨૦ સર જમશેદજી ઇન્સ્ટીટયુશનમાં ફારશી શીખવવા માટે અને રૂ. ૫ જંદ અવસ્તા ભણાવવાનું શીખવવા માટે ઠેડવ્યા હતા. પણ ત્યાર પછી ઇન્સ્ટીટયુશનની સ્કુલમાં ફારસી શીખવવાનું તા૦ ૧૭ મી માર્ચ ૧૮૫૪ થી બંધ થાવાથી ત્યાંથી મલતા રૂ. ૨૦ બંધ થયા. તે પછી એવણનાં છોકરા "ભાઇ જાંમાંશજીએ નીશાલનાં છોકરાવોને જંદ અવશતા" શીખવવા માંડયું અને તે માટે પંચાએતે તેવણને રૂ. ૯ નો પગાર આપતો કીધો.[1]

(ખ) પંચાએત હસ્તક ચાલતી છોકરીઓની નીશાલ.

તા૦ ૨૦ મી ડીસેમબર ૧૮૫૨[2] નાં સરકયુલર ઉપરથી દીસે છે કે એ અરસામાં કોટ મધે રૂસતમજી આરીટનવાલા ઘેરમાં છોકરીઓ માટે પણ જંદ અવસ્તા શીખવવા માટે એક નીશાળ ચલાવવામાં આવતી હતી. ત્યાં શીક્ષણ આપવા માટે નૌસારીવાલા દસ્તુર સોરાબજી ફરાંમજી[3] (મેહેરજીરાના) ને ઇ. સ. ૧૮૪૯ માં નેમવામાં આવ્યા હતા[4]. એ દસ્તુર પોતાના બે છોકરાઓ સાથે એ નીશાળ ચલાવતા હતા, સબબ કે, એવણના જણાવવા પ્રમાણે, "છોકરીઓ હાલ જીઆદા" થવાથી એખલાથી નીભાતું નહી હતું[5]. એવણે એક વરસ માટે નૌસારી જવા રજા માગી પોતાના બે છોકરાઓને નેમવા જણાવ્યું. તા૦ ૨૫ મી ફેબરવારી ૧૮૫૩[6] નાં સરકયુલર મુજબ એવણનાં રૂ. ૨૫ નાં પગારને બદલે રૂ. ૧૫ નાં પગારે દસ્તુર ફરદુનજી જામાશઆશાની તા૦ ૧ લી માર્ચ ૧૮૫૩ થી નેમણુંક કરવાનો ઠેડાવ થાયો.

---

(૧ ઉપલોજ હવાલો.

(૨) સ. ફા. ૧, સ. નં. ૨.

(૩) આ દસ્તુર સોરાબજી ફરાંમજી નૌસારીના, ઉપલા વખત બાદ, જાણીતા થયલા એક દસ્તુર હતા. એવણના રોજ ૨૪ માહ ૫, ૧૨૪૦ ય. જ. ને દીને થયલાં મરણ બાદ તેવણના છોકરાઓ દસ્તુરો ફરાંમજી તથા જમશેદજી સોરાબજી મેહરજીરાનાએ મરનારનું જંદ, પેહલવી, ફારસી કેતાબખાનુ નૌસારીને ભેટ આપ્યું છે.

(૪) જુઓ ઉપલા સરકયુલરની પછવાડેની ખ. જમશેદજીની મીનીટ.

(૫) જુઓ ઉપલાં સરકયુલર સાથની અરજી.

(૬) સ. ફા. ૧, સ. નં. ૪.

તા૦ ૨૩ મી જુન ૧૮૫૮[1] ના સરકયુલર ઉપરથી માલમ પડે છે કે તે અરસામાં ધોબીતલાવના મોહલ્લામાંની છોકરીઓની નીશાલમાં શીખવનારની રૂ. ૯ નાં પગારની જગ્યા દસ્તુર રૂશતમજી માનેકજી[2]નાં મરણથી ખાલી પડી હતી. તે માટે ચાર અરજીઓ આવી હતી. તેમાંથી દસ્તુર એરચજી શોરાબજી દશતુરને નેમવામાં આવ્યા હતા. તે બાબે

(ગ) દસ્તુર એરચજી શોરાબજીની જંદ શીક્ષક તરીકે નેમણુંક.

ખરશેદજી જમશેદજીએ શેરો કર્યો હતો કે "હમારા શાંભલેઆ(મો) આવીઊ છે જે દશતુરજી એરચજી શોરાબજી શારી માહેતગારી રાખે છે. ફારશી તા૦ થોડી પેહલવીબી જાંણે છે......પગાર રૂ. ૯) નો ગણો થોડો છે તેથી રૂ. ૧૧) અંકે અગીઆર કરી રાખવો જરૂર છે." ખરશેદજી જમશેદજીના કેહવાને હીરજીભાઇ શેઠે નીચે પ્રમાણે ટેકો આપવાથી એવણને રાખવામાં આવ્યા. "એ દશતુરને અમો શારી તેરેથી જાંનીએ છઇએ. એ ધની ફારશી તા. પેલવી જાંણે છે ને શારૂ માંનશ છે તેથી એનેજ રાખવો."

એ અરસાની શરૂઆતથી પંચાએત હસ્તકથી દેશાવરોમાં પણ જંદ અવસ્તાની અને સામાન્ય કેળવણીનો નીશાલો ચાલતી હતી. એ નીશાલોનો ખર્ચ વધી જતો હોવાથી બીલીમોરા, નાંધલી દમણ અને નારગોળની નીશાલો તા. ૩જી જાનેવારી ૧૮૫૪[3] નાં સરકયુલરના ઠરાવ મુજબ એ સાલમાં બંધ કરવામાં આવી અને નૌસારી અને તારાપોરની નીશાલોના મોબેદોનો પગાર કમી કરવામાં આવ્યો. તા. ૨૪ મી જાનેવારી ૧૮૫૪[4] નાં કાવશજી જાંગીર જોગા સેકરેટરી પેસ્તનજી માણેકજીના પત્ર ઉપરથી દીસે છે કે એ બાહેરગામોની નીશાલોની સામાન્ય બાબદની (secular) કેળવણીની તપાસ મી. ગ્રીન[5] પાસે કરાવી હતી.

ર. બહારગામની નીશાલો.

---

(૧) સર. કા. ૧, સર નં. ૨૯.

(૨) આ દસ્તુર રૂસ્તમજી માનેકજી તે "મદારે દાંનેશ એટલે જે શંધલી દાંનાઇ અથવા ગણેઆણનો મદાર ઇઆને પાએઓ" નામનું પુસ્તક છપાવનાર એરવદ રૂસ્તમજી માનેકજી દીસે છે. એવણે તા૦ ૧ લી જુલાઇ ૧૮૪૬ ને દીને એ પુસ્તક છપાવ્યું હતું. (પા. પ્ર. I, ૪૭૬).

(૩) સ. કા. ૧, ૧૮૫૪ નો સ. નં. ૩, જુઓ એની ઉપરની અને પછવાડેની મીનીતો.

(૪) ચો. ૧૮, બા. ૩૨, પા. ૪૧.

(૫) આ મી. ગ્રીન કેળવણી ખાતાંના એક અમલદાર હતા, જેવણની "Greens' Phrases" નામની અંગ્રેજી ગુજરાતી વાકયોની ચોપડી મારી જવાન વયે પણ જાણીતી હતી.

એ પછીનાં તા. ૩૦ મી એપ્રીલ ૧૮૫૬[1] નાં સરકયુલરની હકીકત ઉપરથી દીસે છે કે ૧૮૫૬ નાં સાલમાં જંદ અવસ્તાની બાહરગાંમની નીશાલોની તપાસ સુરતવાલા દસ્તુર અસપંદીઆરજી ફ્રામજી[2] પાસે કરાવવામાં આવી હતી. તેવણે દેશાવરનાં ગામેગામ જઇ રીપોર્ટ કર્યો હતો. બાહેરગામની નીશાલોમાં ભરૂચ ખાતે એક નીશાલ ચાલતી હતી, તે ડીસેમબર ૧૮૫૪ થી બંધ કરવામાં આવી હતી. પણ ત્યાંના લોકોએ અરજ કરવાથી મે ૧૮૫૬ થી તે પાછી ચલાવવા માંડી હતી. ત્યાં ૩૪ છોકરાઓ શીખતા હતા. તે પાછી ઉંગાડેલી નીશાલ માટે આગલ માફક રૂ. ૫) નો મુશારો આપવાને ભરૂચના મેનેજરોએ અરજ કીધી[3]. તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૮[4] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે થોડાક અરસા માટે તે પાછી બંધ થાઇ હતી અને તે માટે તા૦ ૨૧ મી અકતોબર ૧૮૫૮ ની ભરૂચના પારસીઓની અરજી આવવાથી પાછી ઉંગાડવામાં આવી હતી.

આ અરસામાં હાંસોટ ખાતે પણ એક નીશાળ ઉંગાડવામાં આવી હતી તે થોડાક અરસા બાદ બંધ થાઈ હતી. તે પાછી ઉંગડાવાને તા૦ ૫ મી જુન ૧૮૫૬ [5] ની મીટીંગમાં ઠરાવ થયો.

૧૮ મી મે ૧૮૫૮[6] નાં સરકયુલર ઉપરથી માલમ પડે છે કે એ અરસામાં સુરત ઉપ્રાંત નીચલાં ગામોમાં પંચાએત તરફથી જંદ અવસતાની નીશાળો ચાલતી હતીઃ તારાપોર, દેવીઅર, સરોંડા, વલસાડ, ગણદેવી, નોસારી. એ નીશાલોની વારશીક તપાસ લેવા માટે સુરતથી દસ્તુર અસપંદીઆરજી (રબાદી) જતા હતા. તેવણે એ સાલમાં શીખવનારા મોબેદોનાં અશુધ્ધ શીખ-

(૧) સ. ફા. ૧, ૧૮૫૬ નો સ. નં. ૨૦.

(૨) એ અસપંદીઆરજી તે સુરતવાલા રૂસતમપુરાવાલા દસ્તુર ફ્રાંમજી અસપંદીઆરજી રબાદીના બેટા થતા હતા. એવણની નેમણુંક એવણના બાવાની જગ્યાએ તા૦ ૧૮ મી ડીસેમબર ૧૮૩૫ ને દીને થઇ હતી. એવણનું મરણ રોજ ૧, માહ ૨, ૧૨૫૪ ય. ઝ. તા૦ ૧૮ મી અકતોબર ૧૮૮૪ ને દીને ૭૫) વરસની ઉમરે નીપજ્યું હતુ (પા. પ્ર. III, પા. ૧૨૯). એવણે "હાદીએ ગોમરેહાંન" અને "ઇજશને બા માએની"ની ચોપડીઓ પ્રગટ કરી હતી.

(૩) સ. ફા. ૧, તા૦ ૩ જી જુન ૧૮૫૬ નો સ. નં. ૨૪.

(૪) સ. ફા. ૨, સ. નં. ૭.

(૫) ચો. ૨૦, બા. ૮, પેટાં બા. ૧૪, પા. ૩૫.

(૬) સ. ફા. ૧, સ. નં. ૨૩.

વાનાં ઉપર અને અજ્ઞાનપણા ઉપર સુરતવાલા સાહેબો ઉપર પત્ર લખી રીપોર્ટ કરી ધ્યાંન ખેંચ્યું. તે ઉપરથી રૂશતમજી જમશેદજીએ લાંબો શેરો કરી તારાપોરની નીશાલ માટે જણાવ્યું કે એ ગામોમાં "પઢેલા દશતુરોની માંરફતે તજવીજ કરાવીને તેહેવા શુધ પઢાવનાંર મોબેદને તે જગોએ મોકલવો ને કદી એ કરતાં વધુ પગાર આપવો નંજરમેં દરૂશત આવે તો શુખેથી નંજર પોંચાડીને આપે."

એ અરસામાં (૧૮૫૩ ના સાલમાં) સુરતમાં મોબેદોથી ચાલતી નીચલી ચાર નીશાલો હતીઃ ૧. નાહનપોરાની. ૨. બીબીની વારીના જીલ્લાની. ૩. રૂસ્તમપુરાની ૪. માછલી પીટની. એ અરસામાં મેહુતાજીની નીચલી ચાર નીશાલો ચાલતી હતીઃ ૧. માછલી પીટ, ૨. નહાનપોરા, ૩. વાંકી બોરડી અને ૪. રૂશતમપોરા. એ ઉપ્રાંત શુરત બાહેર એલાવમાં મેહુતાજીની એક નીશાલ ચલાવવામાં આવતી. એ વરસમાં શુરતમાં એક અંગ્રેજી શીખવવાની નીશાલની ગોથવણ થાઇ[1].

---

(૧) આ અંગ્રેજી નીશાળ હાલમાં સર જમશેદજીના નામે ચાલતી મોટી હાઇ સ્કુલ છે. આ બાબે પુછપરછ કરતાં સુરતની પારસી પંચાએતના સરનશીન મી૦ કાવશજી બરજોરજી વકીલ તા૦ ૫-૧૨-૨૮ ના પત્રમાં લખી જણાવે છે કે "અત્રેની સર જે. જે. ઈંગ્લીશ સ્કુલ તા૦ ૧-૪-૧૮૫૨ થી પ્રથમ સર જમશેદજી જીજીભાઇ પારસી બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુશન ખાતાંમાંથી ખોલવામાં આવેલી અને એ ખાતાંમાંથી સને ૧૮૭૩ ની આખર સુધી એ સ્કુલનો ખર્ચ ચાલેલો. બાદ એ ખાતાંના ટ્રસ્ટી સાહેબોએ પોતાના ખાતાંમાંથી ખર્ચ પુરતો ન પડવાથી એ સ્કુલ બંધ કરવાને ઠરાવ કર્યો અને તે મુજબ ૧૮૭૩ ની આખરથી એ સ્કુલ એ ખાતાંમાંથી ચાલતી બંધ થઇ; પરંતુ તે વેળાના એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે એ નિશાળ ચાલુ રાખવાને મજબુત ભલામણ કરેલી અને અત્રેની બોર્ડે પારસી સુરત ચેરીટી ફંડમાંથી એ સ્કુલનો તમામ ખર્ચ કરી એ સ્કુલ કાયમ રાખવાને અને એ સ્કુલ સાથે નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ સાહેબનું નામ જાવેદાન કાયમ રાખવાને ટ્રસ્ટી સાહેબોને લખેલું, કારણ એ પારસી સુરત ચેરીટી ફંડે એવો સાહેબની મદદ, મહેનત અને બક્ષેસથીજ જન્મ લીધો છે વિગેરે જણાવેલું અને તે મુજબ તે સાહેબોએ અત્રેની બોર્ડની ભલામણ બહાલ રાખવાથી સને ૧૮૭૫ થી તે પ્રમાણે અમલ કરવામાં આવે છે અને એ નિશાળનો ખર્ચ હાલમાં ગવર્મેન્ટ તરફથી મલતી ગ્રાન્ટ તેમજ લાયક છોકરાઓ પાસેથી લેવામાં આવતી ફીઝ તથા જુદા જુદા ગ્રહસ્થોએ એ નિશાળના ખર્ચ તરફ વ્યાજ વાપરવાની શરતે આપેલી સીકયુરીટીઝના વ્યાજમાંથી તથા આપના તરફથી ફારસી ભાશાની કેળવણી આપવાના ખર્ચમાં વાપરવા માટે આવતા વાર્શીક રૂ. ૫૦૦) તથા ઇન્સ્ટીટયુશન ખાતેથી વેપારી બરની કેળવણી આપવાના ખર્ચમાં વાપરવા માટે આવતા વાર્શીક રૂ. ૪૦૦) માંથી નિભાવવામાં આવે છે અને બાકી જે ખોટ જાય છે તે પારસી સુરત ચેરીટી ફંડની આવકમાંથી પુરવામાં આવે છે."

ઉપર જે જુદા જુદા લત્તાઓની નીશાલો જણાવી છે તેમાં સાધારણ કેળવણી સર જમશેદજી જીજીભાઇ પા. બે. ઇન્સ્ટીટયુશન તરફથી અપાય છે. તેમાં ધર્મ કેળવણી સુરતવાલા સાહેબોના પોતાના ખાતાંમાંથી અપાય છે.

## VII.

## સર જમશેદજી જીજીભાઈ ત્રાન્સલેશન ફંડ.

આગલા બાબમાં આપણે જોયું કે તે બાબવાલા અરસામાં સર જમશેદજી ત્રાન્સલેશન ફંડની સ્થાપણા થાઇ હતી. આ બાબના અરસામાં આપણને તેના કામની કાંઇક હકીકત મલે છે.

૧. એ ફંડની શરૂઆતમાં રાખેલી નેમ.

જો કે ૧૮૫૧ નાં પુંજીનાં ત્રસ્ટડીડમાં એ ફંડની નેમ બહોલી રાખી છે, તોપણ એવું દીસે છે કે શરૂઆતમાં તેની આવકમાંથી બનતાં સુધી જરથોશ્તી બાબદો ઉપરનાં પુસ્તકો પ્રગટ કરવાનો વીચાર રાખ્યો હતો. તેનો એક દાખલો તા. ૩ જી ઓગસ્ત ૧૮૫૪ નાં[1] સરકયુલર ઉપરથી મલે છે. તા. ૨૮ મી જુલાઇ ૧૮૫૪ ને દીને એક પત્ર લખી બેરામજી ફરદુનજી મરજબાંનજીએ પોતાની એક ચોપડી નામે અશીમનાં વેપારની ચોપડી[2] નમુના તરીકે મોકલી હતી. તે ઉપર જમશેદજી જીજીભાઇ તરફથી ખરશેદજી જમશેદજીએ શેરો કીધો જે "એ ચોપડીઓ કઇ ઇશકોલને[3] કાંમની નથી તેથી હમો નહી ધારતા જે એને ફંનડમાંથી આશારો આપવો." માનેકજી નસરવાંનજીએ શેરો કર્યો કે "શેઠજી ખરશેદજીના મતને અમો મલતા છઇ (એ). એ ફંનડ દીન આનના કામ તરાશલેશંન કરવાને કીજે છે તેથી લેવી નઇ." આ શેરાઓ ઉપરથી દીસેછે કે તે વખતે એ ફંડની મતલબ જરથોશ્તી ધર્મ સંબંધી સાહીત્યને મદદ આપવાની ધારી હોય.

એ પછી મી૦ સ્ટોડર્ટ (S. J. Stodart) નામના સેકરેટરી ખાતાંવાલા એક ધણીએ તા.૧૯ મી જાનેવારી ૧૮૫૫[4]ને દીને પત્ર લખી "અશતરીઓની કેલવણી" બાબેનાં એક પુસ્તક માટે આશારો માંગ્યો. પંચાએતના સેકરેટરીપર પત્ર લખતાં એ ધણી સર જમશેદજી જીજીભાઇ પાસે પરવાંનગી મેલવવા પણ લખે છે કે

---

(૧) સ. ફા. ૧, સ. નં. ૨૨.

(૨) ઉપલાં સરકયુલર સાથનો પત્ર.

(૩) આ "ઇશકોલ" તે ઝંદ અવસ્તાની નીશાલો જે આ બાબવાલા અરસામાં સ્થાપાઇ હતી, તે દીસે છે.

(૪) સ. ફા. ૧. તા. ૨૫-૧-૧૮૫૫ નો સરકયુલર નં. ૫.

તે ચોપડી તેવણુને અર્પણુ કરવા દેવી, કે તેમ કરવા દેવાથી તેને પોતાનેજ માન મલશે એટલુંજ નહી પણુ લોકોની નજરમાં એ ચોપડીની અગત્યતા વધશે[1].

૨. એ અરસામાં ખરીદાયલી ચોપડીઓ.

એ અરસામાં ખરીદાયલી કોઇક ચોપડીઓની હકીકત આપુછું કે તે ઉપરથી તે વખતનાં પારસી સાહીત્યનો, ખાસ કરી ધાર્મીક સાહીત્યનો, કોઇક ખ્યાલ આવે.

(ક). "ખરીશટી ધરંમનું ખોરાક", નામના મહાવારીની ૨૦)[2] નકલ.

(ખ). "શરૂશટી ગનેઆંન નીબંધ." કર્તા–પીરોજશા મહેરજીભાઇ. કીમ્મત રૂ. ૨) નકલ ૧૫[3].

(ગ). અરદેશર ફરાંમજી તથા નાનાભાઇ રૂશતમજી રાંણીનાએ પ્રગટ કરેલી અંગ્રેજી ગુજરાતી ડીક્ષનરીનો પેહલો ભાગ. નકલ ૧૫[4]. એ બાબેનાં સરકયુલર ઉપર ખરશેદજી જમશેદજીએ શેરો કર્યો છે જે "અમારી નજરમે આવેચ કે એ ધનીને મોતો આશરો આપવો ને ઈશકોલ ખાતે કાપી ૫૦) ૧૦૦) લેવી તો એ આગલ જાતા ગની કામ લાગશે." એ પછી એ ચોપડીનાં સેટની કીંમ્મત ઓછી કરવામાં આવી તેથી કર્તાએ વધુ નકલ ખરીડવાને અરજ કરી પણ તે નામંજુર કરવામાં આવી.[5]

---

(૧) એવણુ લખે છે કે. "My work...would acquire additional importance in the eyes of the Community at large, if distinguished by the encouragement of a gentleman who not only ranks the Highest in Society, but who is universally known for the valuable service rendered by him in the cause of education and practical philanthropy."

(૨) સ. ફા. ૧. તા. ૩–૯–૧૮૫૬ નો સર. નં. ૩૬. એ સરકયુલર સાથની તા. ૧ લી નવેમબર ૧૮૫૬ ના પત્રની નકલ; ચો. ૨૦. બા. ૧૧. પે. બા. ૧૨.

(૩) સ. ફા. ૨. તા. ૧૮–૧૧–૫૮ નો સર. નં. ૬. પંચાએતના મેહતાનો તા. ૨૧ ડીસેમબર ૧૮૫૮ નો કર્તા જોગો પત્ર, લોકલ કાગજોની ૧૮૫૬–૬૧ ની ફાઇલ નં. ૬.

(૪) તા. ૧૨–૬–૧૮૫૮ નું સર. નં. ૨૬. સ. ફા. ૧.

(૫) સ. ફા ૨. તા૦ ૧૨–૧૧–૧૮૫૮ નો સ. નં. ૨. આ શબ્દકોષનો ૧ લો ભાગ ઇ. સ. ૧૮૫૭ માં નીચલે નામે બહાર પડયો હતો: "A Dictionary, English and Gujráti, compiled by Nánábhái Rustamji Ránina, Master, S. L. and S. ( Students' Literary and Scientific ) Society's Girls' School, corrected and enlarged by Ardesar Frámji, Assistant Master, Elphinstone Institution." એના દરેક ભાગની કીંમત રૂ. ૩ ). એ ૧૯ ભાગમાં તમામ થાય છે.

(ઘ) હોરમજી દાદાભાઈ પ્રીનટરે પ્રગટ કરેલી "રમુજે કુરશન." ૧૦ નકલ. કીમ્મત રૂ. ૧।।.[1]

(ચ) "કીશશે શંજાણ." પ્રગટ કરનાર હોરમજી દા. પ્રીનટર.[2] એ બાબેની મદેહ નજર ઉપરથી માલમ પડે છે કે અત્રેની બોંબે બ્રાંચ રોયલ એસાઆટીક સોસાયતીનાં જર્નલના[3] (ઇસ્તવીકનાં તરજુમા) ઉપરથી એક "પારશી" એ ગુજરાતીમાં તરજુમો કર્યો હતો. એ મેદેહનજરમાં જણાવે છે કે "ભાઇ ડોશાભાઇ ફરાંમજીએ હાલ ઇંગલંડમાં પારશીઓની તવારીખનું પુશતક બનાવીઊછે કે જેહેમાં કેટલોએક ભાગ કીશશે શંનજાંણ ઉપરથી લીધો છે, તે આપણા જરતોશતીઓ વાંચવાની ખાહેશ ઘણી રાખે છે." તે ઉપરથી એ પુશતક પરગત કરવામાં આવ્યું છે.

એ અરસામાં નીચલા બે પ્રસંગે ઇનામના રેસાલા માંગવામાં આવ્યા હતા:[4]

ક. એ ફંડ ખાતેથી માંગેલા ઇનામના રેસાલા. તા. ૨ જી ફેબરવારી ૧૮૫૭ નાં સરકયુલર પ્રમાણે નીચલી બાબદ ઉપર જાહેરમાં ઇનામના રેસાલા માંગવામાં આવ્યા હતા: "આપડા પાક જરતોશતી મહજબનાં પુશતકો તથા એ મહજબને લગતી બાબદની બીજી કેતાબો તેઓની ભાશા અને પુરાતમપણું તથા એ પુશતકો વીશે આજ તલગ થાએલી શોધ કેટલી તથા કેહવી રીતે કરેઆમો આવી છે તેહની વીગત તથા એ કેતાબો વીશે બીજી વધારે ખોલ કરવા શારૂં આપડે કહેઆ બીજા ઉપાએઓ કરવા જોઇએચ તથા આપડા જરતોશતી લોકોમાં પોતાનાં ધરંમની શારી માહીતગારી બેશાડવાને વાશતે કેહેવા એલાજો કરવાને ઘટારત છે." તા. ૨૧

---

(૧) સર ફા. ૧, તા. ૨૬ જુન ૧૮૫૮ નો સર. નં. ૩૦.

(૨) સર. ફા. ૨, ૧૦-૧-૧૮૫૯ નું સર. નં. ૧૪.

(૩) જર્નલ વો. ૧, પા. ૧૬૭ થી ૧૯૧. અંગ્રેજીમાં થયલો આ પહેલવેહલો તરજુમો હતો. તે આગમચ આંકીટીલ દુ પેરોં (૧૭૬૧)એ તેનો સાર ફ્રેંચ ભાષામાં પોતાના "Zend Avesta" નામના પુસ્તક (વૉ. ૧, ભાગ ૧, પા. ૩૧૮ થી ૩૨૩)માં આપ્યો છે.

(૪) સ. ફા. ૧, સ. નં. ૯.

મી આગસ્ત ૧૮૫૬ ને દીને પંચાએતના ત્રસ્ટીઓએ પોતાની સહીથી એ બાબે જાહેર ખબર છપાવી રેસાલાઓ તા. ૧ લી ફેબરવારી ૧૮૫૭ સુધીમાં માંગ્યા હતા. તેમ ત્રણ રેસાલા આવ્યા હતા. તા. ૧૧ મી ફેબરવારી ૧૮૫૭ ની મીટીંગમાં એ રેસાલાઓ તપાશવા માટે નીચલા ૫) સાહેબોની કમીટી નેમી: સોરાબજી જમશેદજી, દોશાભાઈ શેરાબજી મુનશી, વાડીઆજી દોશાભાઈ જમશેદજી, દસ્તુરજી પેશોતનજી બેરાંમજી શંજાણા અને ધનજીભાઈ ફરાંમજી. એ પરીક્ષક સાહેબો જોગો એક સરકયુલર તેઓની નેમનુકની તેઓને જાણ આપવા કાજે તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૫૭[1] ને દીને કાહાડવામાં આવ્યો હતો. આ સરકયુલર ઉપર શેરાબજી જમશેદજીએ સુચનાં કીધી કે નવરોજી ફરદુનજી અને કૈખશરૂ હોરમસજી ( આલપાઇવાલા ) નાં નામો ઉમેરવાં. ધનજીભાઈ ફરાંમજીએ રોકાણને સબબે ના પાડયું. એ ભલામણ ત્રસ્ટીઓ હજુર રજુ થતાં ઉપલા પાંચ ધણીઓમાંથી નાપાડેલા ધણી ધનજીભાઈ ફરાંમજીની જગ્યાએ કૈખશરૂ આલપાઈવાલાને નેમવાને ઠેડવ્યું. પણ તેવણે રોકાંણને લીધે ના પાડી.[2]

---

( ૧ ) સ. ફા. ૧. તા૦ ૧૪–૨–૧૮૫૭ નો સ. નં. ૧૦.

( ૨ ) દસ્તુર પેશોતનજી બેરામજીએ પેહલે ઉપર જણાવેલા સરકયુલર નં. ૧૦ ઉપર હા પાડી હતી, પણ ત્યાર પછી તા૦ ૨૩ મી માર્ચ ૧૮૫૭ ને દીને પત્ર લખી ના પાડી. ( સ. ફા. ૧, સ. ન. ૧૩ ). તેવણે એ બાબેનાં પોતાનાં રોજ ૨ માહ ૭ શને ૧૨૨૬ ( ૨૫ મી માર્ચ ૧૮૫૭ ) નાં પત્રમાં કારણ એ જણાવ્યું કે, વર્તમાનપત્રોમાં એવણ બાબે વાંધો લેવામાં આવ્યો હતો કે એવણે " રેસાલા લખનારાઓ મધેના એકને તે રેસાલો લખવામાં ઘણી મદદ કરેલી છે." એવણ લખે છે કે એવણે તે લખનારને "ફરજ શાહમજીને તેહના માંગવા મુજબ ધરમ પુશતકોનો કાંઇએક સાર આપેઓય તેહેને હમો ઘણી મદદ તરીકે વીચારી સકતા નથી." તેથી કાંઇ પણ વેહમ યા શક ન રહે તે માટે એવણે કામ કરવાને ના પાડયું.

એ બાબદમાં " હમાજોર હમા અશોબેહ " અને " ઉદીઓગ એ શારા નશીબની મા છે ", એવી નીશાનીવાલા બે લખનાર ઉમેદવારોએ પણ તા૦ ૨૩ મી માર્ચ ૧૮૫૭ ને દીને ત્રસ્ટી સાહેબો પર એક પત્ર લખ્યો હતો કે " હેવું કેહેવાઇ સકાએય કે દસતુર પેસતનજી એ રીસાલો લખવામાં સામેલ છે, વાસતે એ રીસાલા તપાસવાના કામમાં દસતુર મજકુરે સામેલ રેહેવું ઘટારત નથી." (સ. ફા. ૧ સ. ન. ૧૩). પેહલી નીશાનીના શબ્દોમાં છેલ્લો શબ્દ "બેહ" 'બેદ" હોવો જોઇએ. નકલ કરનારની એ ભુલ દીસે છે.

એ કમીટીએ "હમાજોર હમા અશો બેહ" એવી નીશાંનવાલો રેસાલો ઇનામ લાયક ઠેડવ્યો. એ ઇનામ રૂ. ૫૦૦)ની રકમનું હતું. એ રેસાલો લખનાર ભાઇ સોરાબજી શાપુરજી (બંગાલી) હતા. એની ત્રાન્સલેશન ફંડ ખાતેથી ૧૦૦૦) નકલો છપાવવાનો ઠડાવ થયો હતો. એ ૧૦૦૦) નકલ ખપી જવાથી સર જમશેદજી જીજીભાઇના પોતાના ખર્ચે ૧૫૦૦) નકલ બીજી વાર છાપવામાં આવી હતી[1]. એ રેસાલો તપાસનારાઓનો રીપોર્ટ તા૦ ૯ મી જુલાઇ ૧૮૫૭ નાં સરકયુલર[2] સાથ રજુ કરવામાં આવ્યો હતો[3]. કેટલીક હકીકત ઊપરથી માલમ પડે છે કે આ ત્રાંસ્લેશન ફંદ, તેની સ્થાપણાં પછી નજદીક ૧૫) વર્ષ સુધી કોઇ ઊપયોગી કામ કરવા વીના પડી રહયું હતું.

---

(૧) ઉપલી પાછલી કેટલીક વીગત "જરતોશતી લોકોનાં ધરમ પુશતકો તથા એ પુશતકોની ભાશા અને પુગતમપણા વીશે નીબંધ" એવે નામ ાા સોરાબજી શાપુરજીની ૧૮૫૮ ની બીજી વારની આવૃતીમાંથી આપી છે.

(૨) સ. ફા. ૧, સ. નં. ૩૩.

(૩) વાડીઆ દોશાભાઇ જમશેદજી અને દોશાભાઇ સો. મુનશીએ તા૦ ૨૭ મી જુન ૧૮૫૭ નો સહી કરી રીપોર્ટ કર્યો અને તેની હેઠે સોરાબજી જમશેદજીની તા૦ ૭ મી જુલાઇ ૧૮૫૭ ની તારીખનો રીપોર્ટ છે. એઓના રીપોર્ટમાં લખે છે કે "એ તરંણે રશાલાઓમાં એક શરખી બીનાં લખેલી છે. ગોએઆ એ તરંણે રશાલાનાં લખનારાવો એક બીજા શાથે મલી મશલત કરી લખી કાહાડેલ હોએ. એ તરંણે રશાલાના... પાછલા ભાગમાં કેતલીએક અનધટતી વાતો લખેલી છે અને પોતાનાં ધરંમ આચારી ઉપાધીઓ વીશે નીલાજરા શબદો વાપરેઆ છે તેઓને અપડ તા. હલકા ભીખારી ભીખ માંગતા દલદરી કરી લેખેલા છે અને આંક ૩જા વાલા રશાલાનાં લખનારે આપનાં ધરંમ પુશતકોને દુધાંની દરીઆમાં બાગેલાં વાંહાંણના કકડા તા૦ બલી ગએલા મેડેલનાં બારવડીઆ તા૦ વાશાનો ખેતાબ આપેલો છે અને આપનાં જરતોશતીઓને એકથી વધારે ઓરત શાથે નીકાહ કરવાની છુત આપવાની ભલાંમંન કરે છે. હવે તમ શાહેબો લાબો વીચાર કરી જુઓ કે જારે એવી વાતો છપાઇ બાહેર પડે અને પરગનેઆતવાલા તા. મીશનેરીઓ વાંચશે તારે આપનાં ધરંમની ઠેકરી કરેઆ વીનાં રેહેશે નહી અને મીશનેરીઓનાં હાથમાં વટલાવાનુ હથીઆર થાશે. હવે એ બાબે અમો વધારે બોલવા ચાહાતા નથી." તે પછી ઉપલા બે સાહેબો આ ત્રણુે રેસાલાનો સાર આપે છે. એ સાર પ્રમાણે એ લખનાર મોબેદોની હાલત સુધારવા વીશે કેટલાક ઇલાજોમાં એક ઉપાય એ દેખાડે છે કે "એક મોટુ ફંદ ઉભુ કરવુ જેમાંથી વરશ દાડે રૂ. ૧૦,૦૦૦)

નુ વીઆજ ઉપજે તે વીઆજનાં રૂપીઆમાંથી મોબેદોનાં ફરજંદોને ધરંમ શાશતરની કેલવની આપવી તેઓને જંદ પાઝંદ પેહેલવી શંશકરત ગરીક લાતીન ફરેચ અંગરેજી એતીઆદી બાશાઓ શીખવવી."

બીજા આંકવાલા રસાલાનો જે સાર આપ્યો છે તે પ્રમાણે તે ધણીએ "આપનાં લોકોને મીશનેરીઓની કાંની વાએજી કરવાનો તા. પારકા ધરંમવાલાવોને વટલાવી અને આપનો ધરંમ કબુલ કરાવાની ભલાંમન કરી છે."

ત્રીજા લખનારના રેસાલાના સાર તરીકે જણાવે છે કે તે ધણી બે ચીજની ભલામણ કરે છે. "પેહેલું મીશનેરીઓની પએ જુંદદીનવાલાઓને આપનો ધરંમ શમજાવી વટલાવી આપનો ધરંમ કબુલ કરાવવો કે જેથી હમજાતનો વધારો થાએ અને પરાઇ દીન તુને. બીજુ પોતાનાં હમદીનોને એકથી વધારે ઓરત શાથે નીકાહા કરવાની છુત આપવી કે જેથી કોમનો વધારો થાએ."

સેવટે લખે છે કે એ લખનારાઓએ "આપનાં ધરંમની ખુબી વીશે કશુ લખી દેખાદેઉ નથી અને હેવી વાતો લખી નથી કે જેહેનાં વાંચેઆથી આપનાં જરતોશતીઓને પોતાનાં ધરંમ શંબંધી શારી અશર પેદા થાએ......આપનાં બોજઓની તા. પાક જરતોશત પેગંમબ્બર શાહેબનાં જનમારાની તા. તેહેનાં મોજેજાની અને પાહાડશાહા ગુશતાપની જાહોજલાલીની તવારીખ લખી દેખાડી નથી કે જેથી જરતોશતીઓ વાંચી પોતાનાં પવીતર ધરંમ ઉપર એતેકાદ લાવે."

આ રીપોર્ટ પછી બીજી વખતે જુદી સાહીથી નીચે પમાણે લખેલુ આપણે જોઇએ છીએ: "હવે જે તંમ શાહેઓની નેક નીગાહામાં આવે તે ખરૂં. અમારી નજરમાં આંક ૧ લા વાલો રીશાલો બીજા ૨ રીશાલા કરતાં શારો છે."

સોરાબજી જમશેદજી જીજીભાઇ પોતાનાં મતમાં પોતાના બીજા "હમ ઓહદેહ" (એટલે "સરખો ઓધ્ધો ધરાવનાર" યાને હમશરીક) સાથે મલતા થાઇ અંક પેહલાવાલા લખનાર, જેની નીશાની "હમાજોર હમા અશો બેહ" છે, તે પસંદ કરે છે અને જણાવે છે કે તે નીશાનીવાલું પરબીડું ઉખેડતાં "તે મધેથી અપડા પરખેઆત થાએલા 'રસાલા નવીસ' બાઇ સોહરાબજી શાહપુરજીનુ નામ મલેઉ છે." તેવણુ એ રેસાલો સર જમશેદજી ત્રાન્સલેશન ફંડને હીસાબે "કાંઇ જુજ કીમત તે ઉપર લેતી કરીને" બાહર પાડવા જણાવે છે અને લખે છે કે એ ફંડ "જો આજ પંદર વરશ વેર નકામુ પડી રહેઆ પછે પણ પોતાના શીરીન ફલ આલમના લોકોની હજુર રજુ કરસે તો તેથી આપડા નામીચા ટોલાને તા૦ જે નામવર ધરસથનુ પનોતુ નામ કાંએમ રાખવાને કીજે જે ફંનડ ઉભુ કરવામાં આવેલુંચ તેહને જેબ મલેઆ વના રેહનાર નથી."

તા૦ ૧૮મી જુલાઇ ૧૮૫૭[1] નાં સરક્યુલર ઉપરથી માલમ પડે છે કે, એ ત્રણ લખનારાઓમાંના એક ભાઇ મંચેરજી શાપુરજી લંગડાના હતા, જેવણે ૧૫ મી જુલાઇ ૧૮૫૭ નો પત્ર લખી પોતાનો નકામો ઠેડવેલો રેસાલો પાછો માંગ્યો હતો. ત્રીજો રેસાલો લખનાર આ. કાવશજી નશરવાંનજી (કાંગા) હતા[2]. તા. ૧૫ મી આગસ્ત ૧૮૫૭ ના[3] સરકયુલરમાં ભાઇ સોરાબજી બંગાલીને રૂ. ૫૦૦) નું ઇનામ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. ઉપલો ફતેહમંદ રેસાલો છપાવવા કાજે ૧૨) છાપાખાનાંઓ ઉપર લખ્યું હતું તેઓમાંથી મુંબઇ સમાચાર, પારશી રીફોરમર અને દફતર આશકારા મલી ત્રણ છાપાખાનાંનાં ટેનડરો આવ્યાં હતાં. એવું દીસે છે કે એ વખતે પેસ્તનજી માનેકજી પંચાએતના સેકરેટરી તરીકે કામ કરવા ઉપ્રાંત પોતાનું છાપાખાનું "જામે જમશેદ" પણ ચલાવતા હતા. તેવણને દફતર આશકારાના સર્વથી ઓછા ભાવ—રૂ. ૮૧૬–૪–૦–થી એ કામ સોંપવાનું ઠરયું, એવા સબબે કે એવણ "આજ દંન શુધી પંનચાતનું કાંમ કરતા આવેઆ છે[4]." આ રેસાલો "જરતોસતી લોકોનાં ધરમ પુસતકો તથા એ પુસતકોની ભાશા અને પુરાતમપણા વીસે નીબંધ" એવે નામે ઈ. સ. ૧૮૫૮ માં છપાવી બહાર પાડવામાં આવ્યો હતો.

તા૦ ૧૪મી આગસત ૧૮૫૮ ની તારીખની જાહેરખબરથી નીચલી પાંચ બાબદનાં ઇનામનાં રેસાલાઓ માંગવામાં આવયા હતા:[5]

૧. ઇરાંનનાં સાસાની તબકકાનાં છેલ્લા પાદશાહ યઝદઝર્દના અમલમાં જરથોશ્તીઓની પાદશાહી આખર થાઇ ત્યારથી તે હવડાં સુધી હીંદુસ્તાંન તથા ઇરાંનનાં જરથોસ્તીઓની તવારીખ. પેહલું ઇનામ રૂ. ૫૦૦) નું. બીજું ઉતરતું ઇનામ રૂ. ૨૫૦), રેસાલો મોકલવાની મુદત તા૦ ૧ લી જુલાઇ ૧૮૫૯.

૨. ઇયુજેન બરનુફ (Eugène Burnouf) નાં ઇજશનેની સરેહ (Commentaire Sur le Yacna) ના પુસ્તકનો મુખતેશર તરજુમો. એ

---

(૧) સ. ફા. ૧, સ. નં. ૩૪

(૨) એવણુનો તા૦ ૨૭–૮–૧૮૫૭ નો પત્ર. લોકલ આવેલાં કાગજોની ફાઇલ નં. ૬, ૧૮૫૬—૭૧. (૩) સ. ફા. ૧ સ. ન. ૩૭

(૪) તા૦ ૨૪ અને ૨૮–૧૨–૧૮૫૭ નાં સ. નં. ૪, અને ૫ તથા ૨૦–૧–૧૮૫૮ નો સ. નં. ૫.

(૫) એ બાબેની મદેહનજર તા૦ ૯–૮–૧૮૫૮ નાં સરકયુલર નં. ૩૩ પછી છે.

બાબદમાં એકદમ રેસાલો માંગવાને બદલે ઉમેદવારોનાં નામો ૧ લી જાનેવારી ૧૮૫૯ ની આગમચ માંગવામાં આવ્યાં હતાં કે તેઓએ નમુના તરીકે પેહલા ૨૦) સફાનો તરજુમો કરી મોકલવો અને આખાં પુસ્તકનાં તરજુમાં માટે શું કીંમ્મત લેશે તે અને કેટલી મુદતમાં ગ્રંથ સંપુર્ણ કરી શકશે તે જણાવવું[1].

૩. "ઇરાંની ખીલારોકા હરૂફો જે પાહુડો અને બીજી કેટલીએક જગોએ મેજર રાલીનસન અને ઇઉરોપ ખંડના બીજા ઓલમાઓએ ઉકલાવીઆ છે તે ઉકલાવા તથા વાંચી સંહમજવાનો કાએદો તથા તેહેનું વેઆકરંણ તથા એ વીદવાંનોએ ઉકલાવેલી તખતીઓના તરજુમા તથા તે સાથે આપેલી ફરહંગ અને એ વગરે એ પુરાતમ લેખોને લગતી બીજી સંઘલી હકીકત." ઇનામ રૂ. ૫૦૦), મુદત તા૦ ૧ જુલાઇ ૧૮૫૯. આ રેસાલો મી૦ જેહાંગીરજી બરજોરજી વાછાએ લખી ઇનામ મેલવ્યું હતું અને તે પારસી પંચાએતના ત્રસ્ટીઓ હસ્તક "ઇરાંની ખીલારોકી તખતીઓ વીશે ઇનામનો રીસાલો" એવે નામે છપાઇ બહાર પડયો છે.

૪. "જરથોસત બેહરાંમનાં બનાવેલાં પેગંમબર સાહેબ હજરત જરતોસતનાં જનમારાની હકીકતનાં 'જરતોશત નામાં' નાંમના ફારશી પુસતકનો ગુજરાતી તરજુમો જે જે જગોએ સરેહ ઇઆ નોટની અગત પડે તે સાથે." ઇનામ રૂ. ૩૦૦. મુદત તા૦ ૧ લી એપ્રીલ ૧૮૫૯. આ રેસાલો દસ્તુરજી પેશોતનજી બેરાંમજીએ લખી ઇનામ મેલવ્યું હતું અને તે ત્રસ્ટી સાહેબોએ છપાવી બહાર પાડયો છે. તેની બીજી આવૃતી પણ નીકલી છે.

૫. "જરતોશતી બચાંઓને વાસતે ધરંમ નીતી. જરતોસતી બચાંઓને નીશાલોમાં વાંચવાને કીજે ૨૦) ઇઆ ૨૫) ટુકા પાઠનું એક નાંધલું પુસતક બનાવવું. તેહમાં થોડાએક પાઠ જરતોસતી મજહબની ઉતપનતી તથા તવારીખને લગતા દાખલ કરવા અને બાકીનાં ભાગમાં અવસતાનાં દફતરો મંધેથી ફકરા ટાંકીને તેહેના આધાર ઉપરથી નીતી સંબંધી નાંધલા ઠડા બચાંઓની સહમજમાં ઉતરે હેવી રીતે લખવા." ઇનામ રૂ. ૧૫૦. મુદત ૧ લી ફેબરવારી ૧૮૫૯.

---

(૧) પારસી પંચાએતના દફતરખાનામાં બર્નુફના ઉતલાં પુસ્તકના થોડાક ભાગનુ અંગ્રેજી તરજુમાનુ હસ્તલેખ પુસ્તક મલે છે. તે ઉપરથી દીસે છે કે એક શહરથે તે તરજુમાનો નમુનો મોકલ્યો હતો. પણ પછી તે કામ બંધ પાડયું હતું. એ નમુનાનો તરજુમો મી૦ કોમબસ ( Mr. T. A. Combes ) નામના ધણીએ કર્યો હતો.

## VIII.

## પારસી કોમ માટે ધારા બાંધી મંગાવવા નેમાયલી કમીટીને પંચાએત તરફની મદદ.

તા૦ ૯ મી સપટેમબર ૧૮૫૫[1] દીને નવરોજી ફરદુનજી અને સોરાબજી શાપુરજીએ પોતાને "કારોબાર મંડલીનાં શેકરેટેરીઓ" જણાવી પારસી અનજુમનના પાંચ ત્રસ્ટી સાહેબો (જમશેદજી જીજીભાઇ નાઇટ, વાડીઆજી નવરોજી જમશેદજી, ખરશેદજી જમશેદજી, માનેકજી નશરવાંનજી અને હીરજીભાઇ હોરમસજી) ઉપર ધારા બંધાવી મગાવવા બાબે એક પત્ર લખ્યો. તેમાં જણાવ્યુ કે ૨૦ મી ઓગસ્તને દીને કાવશજી બેરાંમજીવાલાં આતશબેરાંમમાં "જરથોશતી કોંમનાં લોકોને વાસતે ધારા બંધાવી મંગાવવાની ગોઠવંણુ કરવા શારૂ અતરેનાં જરતોસતીઓની એક જાહેર સભા...ભરાઇ હતી તે વેલાએ નીચે લખી જણાંવેલો ઠરાવ થાએઓચ :—'ધારાની માંહેતગારી ધરાવનાંર વકીલ બારેશટરની મદદ લેવાની કારોબાર મંદલીને અગત પડે તથા લખનાંરા અને તે શવાએ બીજા મુશારેદાર માંણુસો એ મંદલીને રાખવા પડે તથા તેહેવોજ બીજો ખરચ કરવો પડે તે ખરચનાં રૂપીઆ પારશીની અંનજુમંનનાં ફંદનાં તરશટી શાહેબો પાશેથી માંગી લેવાની અરજ કરવી.'" એમ જણાવી એઓ અરજ કરે છે કે "કારોબાર મંડલીને ઉપલાં કારંણુ શર જે ખરચ થાએ તે ખરચનો આંકડો કારોબાર મંડલીનાં શરનસીન તથા શેકરેટેરીઓની શહીનો તમારી ઉપર મોકલેઆમો આવસે તે જાંહાં શુધી એ કાંમ ચાલું રેહે તાંહાં શુધી વખતે વખત પગાર કરવાની તમો શાહેબોએ મેહરબાંનગી કરીને કબુલત આપવી." પંચાએતના પાંચે ત્રસ્ટી સાહેબોએ તા૦ ૪ થી અકતોબર ૧૮૫૫ ને દીને જવાબ લખાવી રૂ. ૧૫૦૦) શુધી આપવા જણાવ્યા. એ પત્રની પોંહચ તા૦ ૧૪ મી અકતોબર ૧૮૫૫[2] ને દીને કબુલ રાખી જણાવવામાં આવયું કે "અગરજો એટલા રૂપીઆ બશ નહી થાશે અને એ ખરચને વાશતે વધારે નાંણાંની જરૂર પડશે તો તમો શાહેબોને આએ સભાની તરફથી ફરીથી અરજ કરેઆમાં આવશે." એ પછી તા૦

(૧) ચો. ૧૮, બા. ૪૧ પા. ૪૭.
(૨) ચો. ૧૮, બા. ૪૨ પા. ૪૭.

૩૧ મી અકતોબર ૧૮૫૫[1] ને દીને પત્ર લખી ઉપલી રૂ. ૧૫૦૦) ની રકમ-માંથી હાલ તુરત રૂ. ૫૦૦ માંગવામાં આવ્યા. પછી તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૫૮[2] ને દીને એક પત્ર ધારા બંધાવી મંગાવનારા મંડલના સેકરેટરીઓ ઉપર લખી રૂ. ૨૦૦૦) વધુ આપવાનું કબુલ કરવામાં આવ્યું. તા૦ ૧૯ મે ૧૮૫૭ નાં સરકયુલર પ્રમાણે બીજા રૂ. ૨૦૦૦) આપવામાં આવ્યા હતા.[3]

ધારા બંધાવા મંગાવનારી સભાની સબ-કમીટીમાં સેકરેટરીઓ અવાર-નવાર પોતાનાં કામનાં સંબંધમાં પંચાએતનાં દફતરમાંથી આગલી હકીકતો બાબે પુછપરછ કરતા હતા. એવો એક પત્ર તા૦ ૧૬ મી એપ્રીલ ૧૮૫૬[4] નો તા૦ તા૦ ૧૭ મી એપ્રીલ ૧૮૫૬ નાં સરકયુલરમાં રજુ થયો છે. એ પત્રમાં "શુરત તથા મુમબઈની અદાલતોથી આપણું ટોલાનાં વારશા હીશશા બાબે પુછેલા શવાલો તથા તેહેનાં જવાબો વીગરે" માંગવામાં આવયા હતા. એ સરકયુલર ઉપર કાવશજી જાંગીરભાઈએ શેરો કર્યા હતો કે "આએ કાગજ જે ધારા બાધવાવારી કામેતીએ લખું છે એ પરમાને શરવે તરેથી તેઓને મદદ કરવી જોઈએ ને આપરી તરફથી શરવે કાગજીઆ દેખાડવાં જોઇએ." એ વીચાર સાથ સર્વ શાહેબો મલતા થયા હતા.

તા૦ ૨૮ માર્ચ ૧૮૫૮[5] નાં સરકયુલર પ્રમાણે ઉપલી મંડલીના સેકરેટરી-ઓએ બીજા રૂ. ૨૦૦૦) ની માંગણી કીધી, તે આપવાનો ઠેડાવ થયો. માનેકજી નશરવાંનજી જેવણે એ મંડલીના પાછલથી સરનશીન થયા હતા તેવણે શેરો કીધો કે "એ કામ નેક છે ને જે ખરચ થાએચ તે ગની કશરથી થાએચ તોપંન જરૂરીઆત જેવો ખરચ કરવો પરેચ તેથી આપા જોઇએ." આ હકીકત મુજબ આ કામ માટે બે વખત મલી રૂ. ૩૫૦૦) આપવામાં આવ્યા.

IX.

## દખમા, નશેશાલાર રવાંન, વીગેરેની બાબદો.

૧. પંચાએતનાં દખમાં ને લગતી જમીનોની બાબદ.

આ અરસામાં દખમાઓની આજુબાજુની જગ્યાઓ હાથ કરવાની બાબદ એકથી વધુ વખત બરપા થાઇ હતી. તેની હકીકત નીચે પ્રમાણે છે:

(૧) ચો. ૧૮, બા. ૪૪, પા. ૪૮.
(૨) લોકલ કાગજોની ફાઇલ ન. ૬, ૧૮૫૬-૬૧.
(૩) સ. ફા. ૧, સ. ન. ૨૩. (૪) સ. ફા. નં. ૧, સ. ન. ૧૫.
(૫) સ. ફા. ૧, સ. ન. ૧૩ તથા ૭-૪-૧૮૫૮ નો નં. ૧૪.

વાડીઆજી બમનજી હોરમજીએ બાબુલનાથનાં દેહડાં આગળની પોતાની જગ્યા વેચવા કાઢી હતી. તે જગ્યા દખમાનાં ડુંગરને લગતી હોવાથી ખરીદી લેવાની સુચનાં થાઇ. તે ઉપરથી તા૦ ૨૨ મી અકતોબર ૧૮૫૪[1] ને દીને સરકયુલર થયો. પંચાએતના કેટલાક સાહેબો તે જગ્યા જોવા ગયા અને તે જગ્યા જોઇ એવા વીચાર પર આવ્યા કે "ડુંગર વાડીઆજી શાહેબ પાશેથી વેચાતો લેવો અને પંનચાએતનાં ડુંગરને લગતી દેવાલની પડોશમાંની ઠોડીએક હદ તથા બાબુલનાંથ ઉપર જવાને વાશતે હાલમાં દોખમાંની શીહીડીની ડાહાબા બાજાએથી હીનદુ લોકો આવજાવ કરેચ તે આવજાવ બંધ કરવાનો બંનદોબશત કરીને બાકીની વાડીઆજીનાં ડુંગરની શઘલી જગો કેટલાએક હીનદુ ઘરહશથો વેચાતી માંગેચ તેવોને વેચાતી આપવામાં કશી હરકત નથી."

(ક) ડુંગરવાડી પાસે બમનજી વાડીઆની થોડીક જગ્યા લેવાની બાબદ.

તા૦ ૨૧ મી નવેમબર ૧૮૫૫[2] ને દીને મંચેરજી રેડીમનીનાં વીધવા બાઇ માનેકબાઇએ પત્ર લખી અરજ કરી કે પંચાએતનાં દખમાંની દેવાલની પાસે આવેલી એવણની જગા વેચવા ધારી છે તે પંચાએતવાલા સાહેબોએ ખરીડવી. તા૦ ૨૭ મી નવેમબર ૧૮૫૫ નાં સરકયુલરમાં એ પત્ર રજુ થતાં જગા જોઇ વીચાર કરવાનો ઠેહાવ થયો હતો. તા૦ ૨૦ મી જાનેવારી ૧૮૫૬ ને દીને માનેકજી નશરવાંનજીની વાડી આગલ ભેગા મલી ત્યાંથી એ જગા જોવાનું ઠેડવવામાં આવ્યું હતું.[3] તેમ ત્રણ સાહેબો ગયા હતા અને તેઓએ પોતાના વીચારો તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૫૬[4] નાં સરકયુલરમાં નોંધ્યા છે. તે સાહેબોએ એ ખરીદવાનો કાઇ ખાસ અગતનો સબબ જોયો નહી, પણ પડોશમાં હોવાથી ભવીશમાં કાંઇ અડચણ નહી થાય તે કાજે લેવાનું દરૂસ્ત ધાર્યું[5].

(ખ) મંચેરજી ધનજી-ભાઇ રેડીમનીનાં વીધવાની બનાજીનાં દખમાં પાસેની જગ્યા.

(૧) સ. ફા. ૧, સ. નં. ૧.
(૨) સ. ફા. ૧, સ. નં. ૨.
(૩) તા૦ ૨૦-૧૨-૧૮૫૫ નો સં. નં. ૩ સ. ફા. ૧.
(૪) સ. ફા. ૧, સ. ન. ૪.
(૫) તા૦ ૨૦-૧૨-૧૮૫૫ નો સ. નં. ૩, સ. ફા. ૧.

એવું દીસે છે કે ઉપર જણાવવા મુજબ બની શકે તો તે લેવાનો વીચાર અમલમાં આવ્યો નહી અને તે જગ્યા માસ્ટર ઇન એકવીટી ( Master in Equity ) નાં સવાધીનમાં ગઇ. તે ઉપરથી નવરોજી નાનાભાઈ ફરામજી બનાજીએ તા૦ ૨ જી અકતોબર ૧૮૫૬ ને દીને પત્ર લખી તે જગ્યા લીલાંઉમાંથી અથવા ઘેરમેલે લેવાની ભલામણ કરી[1]. એ જગ્યા ત્યાં જઈ નજરે જોવાનું ઠેડવવામાં આવયું અને તા૦ ૧૬ મી અકતોબર ૧૮૫૬[2] ને દીને તે જોવામાં આવી. એ જગ્યા જોઇ એવો વીચાર ઠડયો કે "ફરાંમજી કાવશજીનાં દોખમાંની હેઠલ જે કટકો આવેઓ છે તેહેંનો પલાંન મંગાવવો તથા જે વખતે એ કટકો વેચાએ તે વખતે પેશતંનજીએ[3] હાજર રેહેવું અને શશતો જાએ તો લેવો." માનેકજી નશરવાંનજીએ શેરો કર્યો કે જગા લેવામાં આવે તો "રશતા વીશે પાકો બંનદોબશત જો વોએ તો એ જગો લેવી જરૂર છે........કોઇ વખતે કોઇ નવું દખમું બાધે ને તેનો શામંન લેઇ જાવો વોએ તે વખતે ગારા તા. શામંન જાવાને બીજાવો અરખત કરે નઇ એવો પાકો બંનદોબશત અગાઉથી માશતરને મલી ફરાવાની જરૂર છે."

તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૬[4] ની મીટીંગમાં ઠરાવ થયો કે "એ જગોનાં પલાંન મંગાવી જોઇને જેવારે માશતર વેચશે તેવારે જે લેવા જોગ હોએ તે ઉપર વીચાર કરવો." એવું દીસે છે કે એ જગ્યાનાં ૪) લાત એ પછી શેરાબજી પેસ્તનજી ફરાંમજી (બનાજી) એ વેચાતા લીધા હતા. તે એવણે પોતાનાં તા૦ ૬ થી નવેમબર ૧૮૫૮ નાં પત્રથી પંચાએતને લીધે ભાવે આપવાની મરજી જણાવી[5]. આ શેરાબજી પેસ્તનજી બનાજીનાં પત્રનાં જવાબમાં ત્રસ્ટીઓએ નવેમબર ૧૮૫૮ નો એક પત્ર લખી અરજ કરી કે મેહેરબાંની કરી લીધે ભાવથી રૂ. ૧) ને અરધે ભાવે આપો. "તમારા મોટા મુંરબીજી બેહેશતનશીન

(૧) ૩ જી અકતોબર ૧૮૫૬ નો સ. ન. ૩૯, સ. ફા. ૧.

(૨) ૧૩ મી અકતોબર ૧૮૫૬ નો સ. નં. ૪૦, સ. ફા. ૧. ચો. ૨૦, બા. ૧૧ પેટાં બા. ૧૬.

(૩) આ ધણી તે પંચાએતના સેકરેટરી પેસતનજી માનેકજી છે.

(૪) ચો. ૨૨, બા. ૧, પેટાં બા. ૭, પા. ૩.

(૫) ૧૮૫૬-૬૧ ની લોકલ કાગજોની ફાઇલ નં. ૬, જુઓ રૂસ્તમજી જમશેદજીનો માનેકજી નશરવાંનજી જોગો તા૦ ૧૭-૧૧-૧૮૫૮ નો પત્ર.

શેઠ ફરાંમજી કાવશજી બનાંજીનાં દોખમાંની પાશે એ જગો આવી છે તેથી હંમો ઉમેદ રાખીએચ કે એ નેક ધરંમનાં ફાંમશર તંમો ઘશારો ખાશો."[1]

(ગ) સને ૧૮૫૮ માં પંચાએતના ડુંગર આગલની જગ્યાની અંકાયલી કીંમત.

તા૦ ૬ થી અકતોબર ૧૮૫૮ નાં માનેકજી નશરવાંનજીનાં રૂશતમજી જમશેદજી જોગાં પત્ર ઉપરથી માલમ પડે છે કે તે વખતની ડુંગરની પાશેની ૨૦,૦૮૦) વાર જગ્યા વેચાવાની હતી (લાત ૧૦, ૧૧ અને ૧૪ ની), તેની કીંમત તે વખતે તેવણે વાર દીઠ ચાર આનાની આંકી હતી.

(ઘ) એ અરસામાં પંચાએતની જમીનની ઉપજની બાબદ.

એ અરસામાં સને ૧૮૫૬[2] નાં સાલમાં ડુંગરવાડીનાં ઝાડપાંનો, ખજુરાં વીગેરેની આવક રૂ. ૫૬૧ ની ઉપજતી હતી. ૧૮૫૬થી તેનો ઇજારો રૂ. ૬૫૦) ની રકમે ૧૦) વરસ સુધી માનેકજી દોરાબજી તાડીવાલાને આપવાનો વીચાર કરવામાં આવયો.

૨. ફરાંમજી કાવશજીના દખમાં બાબે તેવણના છોકરાઓ પેસ્તનજી તથા નાનાભાઇ ફરાંમજી બનાજીનો પત્ર કે હરખતવાલાં રવાનોને તેમાં મેલવવાં નહીં.

ફરાંમજી કાવસજીના છોકરાઓએ તા૦ ૨૬ મી નવેમબર તથા તા. ૨જી ડીશેમબર ૧૮૫૮ ને દીને માનેકજી નશરવાંનજી પીટીટ ઉપર પત્ર લખ્યો હતો જેની બાબદ તા૦ ૮ મી ડીસેમબર ૧૮૫૮[3] નાં સરકયુલરમાં રજુ થાઇ. તે પ્રમાણે એ છોકરાઓએ વાંધો લીધેલો દીસે છે કે કોઇ હરખતવાલાં રવાંનને એ દખમામાં મેલવામાં આવે નહી. કાવશજી જાંગીરે લાંબી મીનીટ કરી જણાવ્યું કે "તે શરવે (કાગજીઆં) કાએડાથી ઉલતાં છે, ને એવાં કાગજીઆં ઉપર આપરે પંનચાએતને ધેઆંન આપવું નઇ. તરત, **વીગર** વખત ખોવે એ કાગજીઆં શેઠ માનેકજીને પાછા મોકલવાને કેવુ કે શેઠ ફરાંમજીના છોકરાવોને પાછા આપવાને તે શાએબોને જો એ બાબેની તજવીજ કરવી અશે તો કાએડા પરમાને, ને પોતાનો દાવો, પંનચાએત ઉપર પંનચાએતને નાંમે લખી મોકલે."

---

(૧) ઉપલીજ ફાઇલ.

(૨) તા૦ ૨૩-૧૦-૧૮૫૬ નો સર. નં. ૪૨, સ. ફા. ૧.

(૩) સ. ફા. ૨, સ. ન. ૧૧.

એ દખમાંનાં સંબંધમાં રાસ્તગોફતાર પત્રના મેનેજરો બેરામજી ફરદુનજીની કું. નો તા૦ ૧૭ મી ડીશેમબર ૧૮૫૮[1] નો પત્ર આવ્યો કે એ દખમાનાં સંબંધી પત્રો તથા દસ્તાવેજો વાંચવાની તથા તેની નકલ લેવાની પરવાંનગી આપવી. એ બાબેના તા૦ ૧૭-૧૨-૧૮૫૮ નાં સરકયુલર ઉપર ઠરાવ થયો કે એ કાગજયાં શોધી કાઢવાં કે જાહેર કરવા જોગ હોય તો તેમ જાહેર કરવામાં આવે.

૩. દખમાંઓને રેજીસતર કરવાની બાબદ.

તા૦ ૧૯ મી મે ૧૮૫૭[2] ના સરકયુલરમાં જણાવવા પ્રમાણે દરૂસ્ત ધારવામાં આવયું કે ૧૮૫૬ નાં નં. ૧૪ માં વાલા એકટની ૧૦૫[3] ની કલમ પ્રમાણે દખમાંઓને રેજીસ્તર કરાવવાં. સેકરેટરી પેસ્તનજી માંનેકજીએ એ સરકયુલરના ઠેડાવ પ્રમાણે તા૦ ૨૦ મી મે ૧૮૫૭ ને દીને મ્યુનીસીપાલીટીને કાગજ લખ્યો, તેનાં જવાબમાં (Mr. John Hutchinson, clerk to the Board of Conservancy નો) તા. ૨૩ મી મે ૧૮૫૭ નો પત્ર આવ્યો કે જે ત્રસ્ટી સાહેબો હસ્તક દખમાં છે તેઓના નામો આપવાં અને દખમાંઓ કયારથી ચાલુ થયાં તેની તારીખ આપવી. તે પછી તા. ૨ જી અકતોબર ૧૮૫૮[4] ના સરકયુલર પ્રમાણે રીપેર ખાતાંના ઊપરી (Superintendent of Repairs) એ પત્ર લખી પંચાએતના ચોપાટીનાં ડુંગર ઉપરનાં દોખમાઓની આશપાશની બાઉન્ડરી મ્યુનીસીપલ કમીશનરોનાં એવી જગાઓના રેજીસતર મધે નોંધ રાખવા સારૂ માગી. એમ આપવાનો ઠરાવ કરવામા આવ્યો.

---

(૧) સ. ફા. ૨ તા૦ ૧૭ મી ડીસેમબર ૧૮૫૮ નો સ. નં. ૧૩.

(૨) સ. ફા. ૧, સ. નં. ૨૩.

(૩) એ Act અને તેના ફકરા માટે જુઓ "Unrepealed and unexpired Acts of the Legislative Council of India, by G. S. Fegan, Vol. II (1862), p. 243. એ ફકરા પ્રમાણે એકટ પસાર થયા પછી ત્રણ મહીનામાં લાસોને અવલમંજલ પોહચાડવાની જગાઓ રેજીસ્તર કરવાનુ ફરમાન છે અને તેમ નહી કરવામાં આવે તો રૂ. ૧૦૦) સુધીનો દંડ ફરમાવ્યો છે.

(૪) સ. ફા. ૧, સ. નં. ૪૨.

તા. ૨૭ મી નવેમબર ૧૮૫૧[1] ના સરકયુલર પ્રમાણે એક દીને રાતનાં "પંનચાએતનાં ડુંગર ઉપર કેટલાએક લોકોએ જાઇને બેહેશતી શેઠ ફરાંમજી કાવશજીવાલાં દોખમાંનું...તાલું ભાંજીને તે મધે મુકેલી જારીનું પીતલનું ટાપ દોખમાંની બાહેર નાંખેલ." એ શબબે ત્યાં રહેતા બે ચોકીદારની સંખ્યામાં વધારો કરવાની જરૂર જણાવામાં આવી. બેને બદલે કોઇએ ચાર અને કોઇએ છ માણુસની ભલામણ કીધી. માણેકજી લીમજી બનાજીએ અને માનેકજી નશરવાંનજીએ તા. ૨૫ મી નવેમબર ૧૮૫૧ ને દીને એ બાબદમાં પત્ર લખી સુચના કીધી કે છ માણુશોને "બનધુખો તા. તલવારો તા. દારૂગોરી શાથે તાહા રાખવાની જરૂર છે." તે ઉપરથી એ સરકયુલર કરવામાં આવ્યો હતો.[2]

૪. ફરાંમજી કાવસજી વાલાં દખમાંમાંથી કોઇએ જારીનું પીતલનું ટાપ બહાર કાઢાડવાની બાબદ.

તા૦ ૧૧ મી જુન ૧૮૫૩[3] નાં સરકયુલર પ્રમાણે એવું દીસે કે એ અરસા આગમચ ડુંગરવાડી ઉપર કુસ્તી માટે લાકડાંનાં પીપમાં પાણી ભરવામાં આવતું હતું, તે હવે નાદરૂસ્ત ગણી તાંબાનાં વાસણો રાખવાનું દરૂસ્ત ધારવામાં આવ્યું. કાવશજી જાંગીરે લખ્યું કે "આપરી પાખ દીનનુ કાંમ દુનગર ઉપર કરવુ ને તે આપરા પાખ ઘરંમથી ઉલતુ ચાલી પીપમો પાંની ભરાવી મોએદો પાશે તે પાંનીથી કુશતી પાજા કરાવી પંનાવુ ને આપરી પંનચાએતના અશતકમો એ ગનુ નાલાએક ને અંનગતુ છે."

૫. દખમા આગલ કુસ્તી કરવા કાજે પાણી માટ લાકડાંનાં પીપને બદળે તાંબાનાં વાસણ.

આ અરસામાં નશાખાનાંઓ, નશેશાલારો અને રવાંનને લગતાં કોઇક કામકાજોની બાબદની કેટલીક હકીકત આપણુને નીચે પ્રમાણે મલે છેઃ

૬. નશેશાલારો વીગેરેની બાબદ.

---

(૧) સ. ફા. નં. ૧, સ. ન. ૧૬.

(૨) આ બાબદ ખુલ્લી સમજ પડે તેમ લખી નથી, પણ એવું ધારી શકાય છે કે કોઇકોનો એવો વીચાર હોય છે કે તેઓના શરીરને દખમામાં ખોલ્લુ ખોરશેદ નેગીરશને થાય તેમ મુકવું, પક્ષીઓ તેઓની લાશ ખાય તે તેઓને પસંદ હોતું નથી. બનાજી ખાનદાનવાલા કોઈએ આ ખ્યાલ ઉપરથી પોતાની લાશ ઉપર "જારીનું પીતલનું ટાપ" મુકાવ્યું હોય અથવા તેવણુનાં કોઇ મરનાર બેશીએ મુકયું હોય જે કોઇ જુના વીચારવાલા પારશીઓને ધર્મનાં ફરમાંન વીરૂધ લાગું હોય તે ઉપરથી કોઇ પારશીઓએજ દખમાનું તાલુ ભાંજી એ જાલીનું પીતલનું ટાપ બાહેર કાહરી નાખ્યું હોય. (૩) સ. ફા. ૧, સ. નં. ૧૩.

તા૦ ૨૦ જાનેવારી ૧૮૫૪[1] નાં સરકયુલર પ્રમાણે "નશેશાલારોએ શરવે જરતોશતીઓ પાશેથી રૂવાંન લેઇ જવાનાં ખરચનાં રૂપીઆ લેવાના બંદોબશત"નું એક લીસ્ટ નકકી કરવામાં આવ્યું હતું. એવો કોઇ બંદોબસ્ત કરવા છતાં નશેશાલારો માટે ફર્યાદ થતી. તા૦ ૫ મી જુન ૧૮૫૬[2] ની મીટીંગમાં તેવી ફરીઆદ ઉપર વીચાર કરવામાં આવ્યો. તેઓ સાંમે ફરીઆદ આ હતી કે (ક) તેઓ છેલ્લી ઘડીએ વધુ દામ માંગે છે; (ખ) જુનાં કપડાંને બદલે નવાં કપડાંની માંગણી કરે છે; (ગ) શીસ્યો[3] નહાવાને રૂ. ૧૧ થી રૂ. ૨) થાય તેને બદલે રૂ. ૫) થી ૧૦ નો બુક પકડે છે. "પાદશાની મીજલશમો તેવો કલા પાડે તેથી શારાં માંનશ ગભરાઇને જે માંગે તે આપે." (ઘ) દરેક ખાંધ્યા પાશે નશેશાલાર રૂ. ૦૧ લેછે "તેથી ચારનો ખપ

(ક) રવાન માટેનો લવાજમ મુકરર કરવો. નસેસાલારો સામે ફર્યાદ.

---

(૧) સ. ફા. ૧, સર. નં. નથી આપ્યો.

(૨) ચો. ૨૦, બા. ૮, પેટાં બા. ૧૩, પા. ૩૮.

(૩) આ શીરશો શબ્દ ફા. 'સી' એટલે 'ત્રીસ' અને 'શુઇ' એટલે 'ધોવું' ઉપરથી બન્યો છે. એ શબ્દના ખુલાસા માટે જુઓ એરવડ રૂસ્તમજી જામાસજી દસ્તુર મેહેરજીરાણાએ પ્રગટ કરેલું પુસ્તક "રીવાયતે દસ્તુર દારાબ હમજીઆર" (૧૮૯૬) પા. ૨૭૮ નોટ. આ નાહનમાં નહાન નહવાડનાર (૧) નીરંગ, (૨) ખાક અને (૩) આવ, નહાનારને ત્રણ ત્રણ વખત આપે છે. "પણ તે દરેક ચીજ મોબેદ નાંહાનારના હાથમાં ત્રણ વખતને માટે ૯ વખત રેડે છે, એટલે ઉપલી ત્રણે ચીજો મોબેદનાં હાથથી નાંહનાંરનાં હાથ ઉપર ૨૭ વખત પડે છે, પણ નાહનાંર તો ૯ વખતજ તે બદન ઉપર ઘસડે છે. એટલી કીરીઆ કરીઆ પછી ચોખાં પાંણીથી ત્રણ મરતબે નાહનારનાં બદનને સાફ કરવામાં આવે છે, એવી રીતે ૩૦ વખત બદન સાફ કરવામાં આવે છે તેને સી-શો નાહેઓ એમ કહે છે." એ બાબદના દારાબ હોરમઝદીઆરની રેવાયતના ફારસી લખાંણ માટે જુઓ મારા દીબાચા સાથે પ્રગટ કરેલું એરવડ માંણેકજી રૂસ્તમજી ઉનવાલાનું દારાબ હોરમઝદીઆરની રેવાયતનું ફારસી પુસ્તક, વો. ૧, પા. ૧૩૫, લીટી ૧, અને લીટી ૧૪; પાનું ૨૩૩, લીટી ૮, પા. ૨૩૪, લીટી ૯. હાલમાં એ પ્રકારના નહાનની વીગતમાં કાંઇક ફેરફાર દીસે છે. જુઓ એરવડ ઉદવાડીઆની પાવમેહલની કીયાઓ (ઇ. સ. ૧૯૨૨, પા. ૧૦૬). જુઓ એરવડ દીનશા કરકરીઆએ પ્રગટ કરેલું પુસ્તક "બાજ ધરણાંના અવસ્તા." ઉપલા પુસ્તકોની નોંધોનો હવાલો આપવા માટે હું એરવડ બમનજી નશરવાંનજી ધાભરનો આભારી છું.

હોય તો છઅને બોલાવે. રવાંનનો ખરચ રૂ. ૧૨ થી રૂ. ૧૨ાા થાએચ તેને ઠેકાંને રૂ. ૨૧) સુધી લોકો પાશેથી લીએચ." એ સર્વ ફરીઆદ ઉપરથી એ મીટીંગમાં નશેશાલારોને તેડાવીને "શારી પઠે ચાર વાત શંભળાવીને કેહુઉ જે જો હવે પછી તમો એ પરમાંને ફરીને કરશો તો તંમો શરવેને ચાકરીથી રજા આપેઆમો આવશે."

(ખ) નશેશાલારોને બરશનુમ આપવાનો રેવાજ.

એ અરસામાં નવા નશેશાલાર કરવામાં આવતા, તેઓ દરેકને "શરેશતા પરમાંણે બરશનુંમ તથા કપડાંનાં ખરચનાં તથા ઇનાંમના મલીને દર જંણુ ૧) ને રૂ. ૧૦૦)" આપવામાં આવતા.[1] તે વખતે એવો રેવાજ હતો કે નશેશાલારોને ત્યાં શાદી થાય તે માટે અથવા બીજાં કામ માટે કામથી થોડો વખત પણ ફારેગ થાય તો તેઓ બરશનુમ લઇને ફારેગ થાય.[2]

(ગ) લાસને ગેહાન સાથે બરાબર બાંધવાની તાકીદ.

તા. ૨૦–૪–૧૮૫૭[3] ની મીટીંગની હકીકત પ્રમાણે ફરીઆદ આવી હતી કે "એક રવાંનને અવલમનજલ પોંહોંચાડવા લેઇ જાતી વખતે નશાશાલારોએ તે રવાંનને મારગમાં નાંખી દીધું." ખબર કાઢતાં માલમ પડયું કે "એક ખાંધીઆનો પગ શરેઆથી તેહેંનો જોડીઓ તથા તે વાંકા વલી ગએઆ તેથી લાશ બાહેર નીકલી પડી." ઠેડવવામાં આવ્યું કે "જો નશાશાલારોએ તે લાશને બરોબર શારી પઠે બાંધેલી હતે તો તે બાહેર પડી શકતે નહીં." તે ઉપરથી "બેપરવાહી કરવાના" વાંક કાજે બન્ને નશેશાલારોને એક માશ કામ ઉપરથી અટકાવ્યા અને માસ એકનો પગાર બંધ કીધો.

---

(૧) સ. ફા. ૧, ૨૫–૩–૧૮૫૪ નો સ. નં. ૬.

(૨) ૧૫ મી ફેબરવારી ૧૮૫૧ નો સ. નં. ૮, સ. ફા. ૧. હાલમાં પણ આ રેવાજ ચાલુ છે. નૌસારી જેવાં પુરાણાં મથકમાં હાલમાં પણ આ રેવાજ જોયો છે કે શાદી રામશ્નીનાં મોટાં ખાનામાં લોકો એઓને ચાહીને તેડે છે, પણ એઓને જુદા જમવા બેસાડે છે, સર્વ પહરોણાઓની સથે નહીં.

(૩) ચો. ૨૨. બા. ૩, પે. બા. ૧૫, પા. ૧૬.

તા. ૨૨ મી જુલાઈ ૧૮૫૨[1] ને દીને આ. પેસતનજી સોરાબજીએ પોતાના ભાઈ આ. હોરમજી રૂસતમજીનાં ઉઠમણાંમાં વાંચેલા અનજુમન પત્ર ઉપરથી માલમ પડે છે કે એવણની માલેકીનો જમીનનો એક કટકો બાહેરકોટ ચરનીવાડી મધે હતો તે તેવણે પારસીની પંચાએતના ટ્રસ્ટી સાહેબોના હવાલામાં આપ્યો હતો કે "પંનચાએતનાં શાહેબોની નજરમો આવે તેહવી રીતે એ જગો અંનજુમનનાં કારંણશર કાંમે લગાડે."[2]

૭. ચરનીવાડીનાં નશાખાનાંની જમીન ભેટ મલવાની બાબદ.

એ જગ્યા ઉપર એક નશાખાનું બાંધવાનો વીચાર રાખવામાં આવ્યો હતો અને તે માટે રૂ. ૩,૫૦૦) ના ખર્ચનો અડસતો થયો હતો. પણ પંચાએતની પુંજી જુજ હોવાને લીધે તા૦ ૨૭ મી જુલાઈ ૧૮૫૩[3] ની મોટીંગમાં એ માટે ઉંગરાંણાની ટીપ કરવા ઠેડાવ થયો. હાજર રહેલા શાહેબોએ માહોમાહે રૂ. ૬૨૯) ભરી આપ્યા.

તા૦ ૧૪ મી અકટોબર ૧૮૫૩[4] નાં સરકયુલર પરથી માલમ પડે છે કે એ નશાખાનું બાંધવા માટે ઉંગરાંણાની જે ટીપ કરવામાં આવી હતી, તેમાં જુજ રકમ ભરાયલી હોવાથી તે કામ પંચાએતનાં જનરલ કામમાંથી કરાવી આપવાનો વીચાર થાયો. "કાંએજે શ્રી રાંદેરનાં નવાં દોખમાંનો વધારો રૂ. ૩૩૭ાા નો એજ જંનરલ ફંનડ ખાતે જમે કરી વાલેઓ છે અને એ કાંમથી તેડવાંજ ધરંમનાં કાંમને લગતું છે માટે તંમો હોકંમ આપો તો એ ફંનડ ખાતેથી નવું નશાખાંનું બંધાવેઆમોં આવે." એ જગા ઉપર ચાર આગરીએનાં[5] છાપરાં હતાં તે મધેનાં જણ બેને સમજાવીને છાપરાં કહાડી નખાવ્યાં હતાં અને બીજા બેને રૂ. ૪૦૦ આપી નીકલી જવાની ગોઠવણ કરવામાં આવી.[6]

---

(૧) ચો. ૧૮, આ. ૧૮, પા. ૨૨.

(૨) આ નશાખાનાવાલી જગ્યા મીલકતના સને ૧૮૮૪ વાલા જેનરલ ટ્રસ્ટડીડમાં શીડયુઅલમાં જણાવેલી ૧૫ મી (15thly described in Schedule) જગ્યા છે (જુઓ છાપેલાં ટ્રસ્ટડીડનું પાનું ૪૨). (૩) ચો. ૧૯, આ. ૩, પા. ૭.

(૪) સ. દા. ૧, સં. ન. ૨૩.

(૫) "આગર" અથવા "અગર" તે મીઠું પકાવવાની જગ્યા (Salt pan). તે ઉપરથી તેનું કામ કરનારા તે "આગરી."

(૬) સ. દા. ૧, ૫-૨-૧૮૫૪ નો સરક્યુલર નં. નથી.

તા. ૯ મી મે ૧૮૫૩[1] નાં સરકયુલર પ્રમાણે એ જગ્યા ઉપર નશાખાનું બાંધવા માટેનાં ટેનડરો અને પ્લાંન રજુ કરવામાં આવ્યા.

એ નશાખાનું ૧૭ મી સપટેમબર ૧૮૫૪ ને દીને ઇજવવામાં આવ્યું.[2] એ નશાખાનાનાં "કુવા આગલ કાગડાઓ મશાંન કાંઠેથી નશો લાવી" નાખતા તે શબબે એ પછી એ કુવા ઉપર લાકડાંનું ઢાંકણ કરવામાં આવ્યું.[3]

૮. ન્યાતબાર મુકેલાંઓને કોઇ મરનારના સચકાર વખતે જવા માટેનો અટકાવ.

તા૦ ૧૫ મી સપટેમબર ૧૮૫૮[4] નાં સરકયુલર ઉપરથી દીસે છે કે એ અરસામાં એવો સરેસ્તો હતો કે કોઇ ધણીને ન્યાતબાર મુકવામાં આવ્યો હોય તો તેવા ધણીને સારે માથે કોઇએ પોતાને ત્યાં આવવા દેવો નહી. એક મરનારની છોકરીને પરણેતર વર છતાં "ચોરીથી પંનચાએતની વગર રજા લેવે" બીજા સાથે નાતરૂં કરવા કાજે તેણીને અને નાતરૂ કરનારને ન્યાતબાર મુકવામાં આવ્યાં. તેઓ તે મરનારનાં મરણ વખતે સચકાર આગળ જવા માંગતાં પંચાએત તરફથી કેહવાડવામાં આવ્યું કે જો એ ન્યાતબાર મેલેલાંઓને એ વખતે ઘરમાંથી દુર કરવામાં નહી આવશે તો "રૂવાંનનાં કાંમનો અટકાવ કીધામો આવશે." તે ઉપરથી તેઓને બાહેર કાઢવામાં આવ્યાં અને નશેશાલારોએ રવાંનનું કામ કર્યું.

આ બાબદ ઉપરથી પંચાએતના મેહુતા એદલજી નશરવાંનજીએ એ સરકયુલરમાં જાણવાં માંગ્યું કે ખુદ ન્યાતબાર મેલેલા કોઇ ધણીનું મરણ નીપજે તે વખતે "તેહેનાં ઘેરનાં માંનશો તેહેને અવલમંનજલ પોહોચાડવાની રજા લેવાને આવે તે વેલાએ શરવે શાહેઓનો વીચાર મંગાવતાં ઘંની ઢીલ પડે. તે ઉપરથી તેહેનાંઓને શુઉ જવાબ આપીએ તે બાબે તમો શાહેબોએ કાંઇ

(૧) સ. ફા. ૧, સ. ન. ૧૧.

(૨) ૧૪ મી સંપટેમબર ૧૮૫૪ નો સ. ન. ૨૫, સ. ફા. ૧.

(૩) સ. ફા. ૧, તા૦ ૨૩-૧૦-૧૮૫૪ નો સર. ન. ૨૫.

(૪) સ. ફા. ૧, સ. નં. ૨૮ (એ સરકયુલર નં. ૪૦ વાલા સરકયુલર પછી ફાયલમાં છે).

એક બંનધોબશત કરી આપવો કે તે પરમાંને ગુજરનારાઓની તરફથી રજા લેવા આવનારને કેહેવામો આવે." એ બાબદ ઉપર એક મીટીંગમાં વીચાર કરવાનો ઠડાવ થયો. વીચાર કરી શું ઠેડાવ કરવામાં આવ્યો તે માલમ પડતું નથી.

૯. ન્યાતબાર મેલેલા એક ધણીએ રૂ. ૧૦,૦૦૦નું બાંડ લખી આપી નશેશાલાર માટે માંગેલી પરવાંનગી.

તા૦ ૧૨ મી જુન ૧૮૫૪ ની તેરીખે અંધીઆરૂ હોરમજી સોરાબજી શેઠના, જેવણુને ન્યાત બાહાર મેલેલા, તેવણે અરજ કીધી કે તેવણુના બાવા સોરાબજી એદલજી શેઠના "ઘણાં આજારી છે વાશતે તેવંણુની કજાએ નશેશાલ તથા અંધેઆરૂને કાંમ કરવાની રજા આપવી." એ ધણી પાસે પોતાની આગલી વહુ મીથીબાઇને ગુજરાણુનું આપવા બાબે લવાદી નામું લખાવી લીધું. તે "લવાદી નાંમાની ખુબી ઉપરથી જે વારડ[2] કરેઆમો આવે તે વારડને અગરજો નાંમંનજુર કરે તો તે બાબેની પીનાંલટી[3]નું રૂ. ૨૦૦૦૦) અંકે વીશ હજારનું......બાંનડ ભરી" લેવાડી બંદોબસત લખાવી લઇ એ ધણીનાં ઘેરનાં રવાંનનું કામ કરવાને અંધેઆરૂ તથા નશેશાલારોને રજા આપવામાં આવી.

૧૦. સર જમશેદજી હોસપીટલમાં થતાં રવાંનોનાં બીછાંણાં વીગેરે સામન રદ કરવાની બાબદ.

તા૦ ૨૩ મી અકતોબર ૧૮૫૭[4] નાં સરકયુલર ઉપરથી દીસે છે કે એ હોસપીટલમાં તા. ૩૦ મી નવેમબર ૧૮૫૩ થી તા. ૩૦ મી જાનેવારી ૧૮૫૭ સુધીમાં ૧૫ પારસી દરદીઓ ગુજર્યા હતા. તેઓને વાપરવા આપેલાં બીછાંણાં વીગેરેનો સામન રીમન થયલો ગણી બાતલ કરવામાં આવ્યો, તેથી તેનું રૂ. ૭૮—૧૦—૦ નું બીલ ચુકવી આપવામાં આવ્યું. અને ઠેડવવામાં આવ્યું કે ડા૦ મોરહેડ ઉપર પત્ર લખી અરજ કરવામાં આવે કે "હવેથી હેવાં જે કપડાં રીમંન થાએ તે રવાંન શાથે લેઇ જવા દેવા."

---

(૧) ચો. ૧૯, બા. ૬, પે. બા. ૧૮, પા. ૨૦, તથા ૧૨ મી જુન ૧૮૫૪ નો સરકયુલર નં. ૧૪, સ. ફા. ૧.

(૨) Award.

(૩) Penalty.

(૪) સ. ફા. ૧. સ. નં. ૧.

તા૦ ૨૫ મી માર્ચ ૧૮૫૬[1] ની તેરીખે પોલીસના સીનીઅર મેજીસ્ટ્રેટ વીલીઅમ ક્રોફર્ડે એક પત્ર લખેલો તેના સંબંધમાં જણાવે છે કે "આપડા કેટલાએક લોકો ગુજરનાર શખશ કહેઆ મરજથી અઠવા કહેઆ કારનશર મરંન પાંમેઓચ તે વીશે-ની ખરેખરી ખબર શરકારી માંનશોને આપતા નથી તેથી મરતીઉકની જે ટીપ શરકારી અમલદારો તઇઆર કરેચ તે ટીપ ચુક ભરેલી થાએચ." એ બાબદ તા. ૨૬ મી માર્ચ ૧૮૫૬ ને દીનનાં સરકયુલર નં. ૧૫ માં રજુ કરવામાં આવી.

૧૧. મરણનું કારણ બરાબર જણાવવા માટે પોલીસનાં સીનીઅર મેજીસ્ત્રેટનો પત્ર.

ઊપલાં પત્ર[2] ની સેવટે મેજીસ્ત્રેટે નીચે પ્રમાણે સુચના કરી હતી:

"I would therefore suggest, that, you take such steps as you may deem necessary to impress upon the friends of deceased members of your community the necessity of furnishing to the officers appointed to receive it correct information as to the cause of death."

તા૦ ૧ લી એપ્રીલ ૧૮૫૬ ને દીને જમશેદજી જીજીભાઇ તરફથી રૂશતમજી જમશેદજીએ જવાબ લખ્યો કે એ બાબદ ઉપર ધ્યાંન આપવામાં આવશે. એ બાબદ ઉપર તા. ૧૭ મી મે ૧૮૫૬[3]ની મીટીંગમાં વીચાર કરવામાં આવ્યો. એ બાબેનાં સરક્યુલર (નં. ૧૫) ઉપર રૂશતમજી જમશેદજીએ શેરો કર્યો હતો કે "એ બાબેની ખબર આપડા લોકોને આપવી જરૂર છે કાંએજે કોઇ દાહાડે બી એ મધેથી બખેડો પેદા થાશે તેંમ નંહી થાવા દેવાને શારૂં હુંમો ભલાંમણ કરીએચ ૧૦૦૦) હેનડબીલ કાડીને શરવેને પોચતાં કરવાં." એવણુના એ સેરાનાં સરકયુલર પર બીજા સાહેબો મલતા થયા હતા. "તે ઉપરથી તા૦ ૩૧ મી મારચ ૧૮૫૬ ની તેરીખે જામે જંમશેદના છાપાખાંનાં મધેથી ૧૦૦૦) હેનડબીલ છપાવીને પારશીનાં ટોલામો વેહેચી આપેઆં છે તેહુને તથા મી૦ કરાફરડ ઉપર ઉપલા કાગજનાં જવાબમો તા. ૩૧ મી મારચે શરકીઉલર કરી હોકમ લઇને કાગજ લખેઆં." એ હેંડબીલનો અંગ્રેજી તરજુમો મેજીસ્ત્રેટ ઉપર મોકલી આપવામાં આવ્યો હતો.[4]

---

(૧) સ. ફા. નં. ૧, ૨૬-૩-૫૬ નો સ. નં ૧૫.
(૨) લોકલ આવેલાં કાગજોની ફાઇલ, નં. ૫, ૧૮૫૧-૫૬.
(૩) ચો. ૨૦, બા. ૬, પેટા બા. ૧૫, પા. ૨૯.
(૪) લોકલ આવેલાં કાગજોની ૧૮૫૧-૫૬ ની ફાઇલ નં. ૫ (સેવટે).

એ પછી તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૫૬ ને રોજે સરકાર તરફથી એક પત્ર આવ્યો, જેમાં ડા. લીથ ( Dr. Leith ) નાં સને ૧૮૫૫ ના રીપોર્ટ (Mortuary report) માંથી નીચલો ફકરો ઉતારેલો હતો[1] :—

"Among other ways of improving the Registration (of deaths) it may be suggested that the Parsees, who preferred to collect by their own servants the Death Reports for the Police, should place at their cemetery a man who would take the trouble to obtain, from the funeral parties, correct information as to the cause of death, either through written or oral reports. This they engaged to do, but there is too great reason to think that the work might be more efficiently performed than it now is."

એ ઉપરથી સરકારે સર જમશેદજી ઉપર President of the Parsi Panchayet એવે નામે પત્ર લખી એ બાબદ ઉપર ધ્યાંન આપવા જણાવ્યું.

એ બાબદ તા૦ ૨૦ મી આગસ્ટ ૧૮૫૬[2] ની મીટીંગમાં નીકલી હતી. ત્યાં ઠેડવવામાં આવ્યું જે આગલા તા૦ ૨૫ મી માર્ચ ૧૮૫૬ ને રોજે મેજીસ્ત્રેટ મી૦ ક્રાફર્ડ ઉપર લખેલા કાગજની અને તે વખતે વેંહચેલાં ૧૦૦૦ હેંડબીલોની એક નકલ હાલમાં સરકારનાં સેક્રેટરી મી૦ વીલ્યમ હાર્ટ ઉપર તેવણનાં પત્રનાં જવાબમાં મોકલવી અને જે કરવામાં આવયું હતું તેથી વાકેફ કરી જણાવવું, કે " હાલમાં એ બાબેની વધારે ચોકશાહી રાખવા શારૂ દોખમાંવાલા ડુંગર આગલ એક પાટીઉં મારીને ચેતવની આપેઆમો આવી છે." એ પાતીઆંનાં લેખનો ખરડો તા૦ ૧૦ સપટેમબર ૧૮૫૬ નાં સરક્યુલર (નં. ૩૭) સાથે જોડેલો છે.[3] તા૦ ૧૫ મી અકતોબર ૧૮૫૬ ની મીટીંગમાં એ ખરડો કાંઇક ફેરફાર સાથે બહાલ રાખવામાં આવ્યો. એ પત્રનો સરકાર તરફનો સર જમશેદજી જોગો ૨૦ મી સપટેમબર ૧૮૫૬[4]નો પત્ર આવયો હતો જેમાં તેવણને અરજ કીધી કે પંચાએતને ઉપકાર જાહેર કરવો. ( convey the thanks...to the Panchayet, for their cordial co-operation).

---

(૧) તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૫૬ નો સ. ન. ૩૨, સ. ફા. ૧.
(૨) ચો. ૨૦, બા. ૧૦, પેટાં બા. ૧૧, પા. ૫૧.
(૩) સ. નં. ૩૭, સ. ફા. ૧, ચો. ૨૦, બા. ૧૧, પેટાં બા. ૧૧.
(૪) તા૦ ૨૩ મી સપટેમબર ૧૮૫૬ નો સ. નં. ૩૮, સ. ફા. ૧

એ બાદ તા૦ ૧૨ મી નવેમબર ૧૮૫૬[1] નાં સરકયુલરમાં એ બાબદ પાછી રજુ થાઇ રો. ર્લ.થે એ બાબે ૭ મી નવેમબર ૧૮૫૬ ને દીને પોલીસ કમીશનર ફ્રોજેટ ઉપર પત્ર લખી ફરીઆદ કીધી કે એક ધણી દમની બી-મારી (oppression of breathing which followed a cough to which he had been subject) એવી ફરીઆદથી મરણ પાંમ્યો હતો પણ તેનાં મરણનું કારણ તાપ જણાવવામાં આવી હતી. એવી બેદરકારી માટે ફરીઆદ કરે છે. ફ્રોરજેટ તા૦ ૧૧ મી નવેમ્બરનાં પત્ર સાથ એ બાબદ સોરાબજી જમશેદજી ઉપર એક મિત્ર તરીકે ચીઠી લખી મોકલે છે કે તે બાબદ સર જમશેદજીનાં ધ્યાંનપર લાવવી. એ પત્ર વેહવાર સરકયુલરમાં રજુ કરતાં લખવામાં આવ્યું છે કે "આપણા લોકો ખરેખરી હકીકત આપતા નથી તેથી કોઇવાર શરકારની તરફથી હેવી જાશતી કીધામાં આવશે કે રવાંનને અટકાવીને અથવા દોખમાંમોથી રવાંનને બાહેર કાહાડીને તે વીશેની તજવીજ કરશે તેવારે આપડા લોકાને કેટલું દુખ ઉપજશે તે વીશેનો વીચાર આગમચથી કરી રાખવો જોઇએચ." એ સરકયુલર ઉપરના શેરા મુજબ જે ધણીનાં સંબંધમાં ખોટી ખબર આપવાની હકીકત જણાવી છે તેની દાકતર વીગેરે તરફથી પુછપરછ કરવાને ઠેડવવામાં આવ્યું.

તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૬[2] ની મીટીંગમાં ઠેડાવ કીધો કે "મી. ફ્રારજેટને લખી મોકલવુ જે રૂ. ૧૦ થી તે રૂ. ૧૫) શુધીનો પગાર પારશીની પંનચાએતથી આશરે માશ ૬ ) શુધી આપીએ ને તમોએ પારશી માંનશ રાખીને એ બાબેનો ખરેખરો રપોટ મેલવવો." તા૦ ૨૭ મી ડીસેમબર ૧૮૫૬[3] ના સરકયુલર પ્રમાણે દરૂસ્ત ધારવામાં આવ્યું કે ફારમો છપાવી સગડીવાલાને આપી મુકવા કે તે ઉપર "આપણી કોમમો રવાંનો થાએ તેહેની ખરી હકીકત લખી લેવા"માં આવે.[4]

---

(૧) સ. ફા. ૧, સ. ન. ૨. (૨) ચો. ૨૨, બા. ૧, પેટાં બા. ૫, પા. ૨.

(૩) સ. ફા. ૧, સ. ન. ૭.

(૪) દેહલી મરકી દરમ્યાંન ૧૮૯૭ ના સાલમાં પણ મરણનું ખરૂં કારણ જાણ-વાની અગત સબબે એક તબીબી અમલદાર રાખવાનું જરૂર ધારવામાં આવ્યું હતું અને તેથી આશરે ૪ ) માસ એક પારસી હોસ્પીટલ એસીસટંટને રાખ્યો હતો.

એક "અરખત ભરેલું રૂવાંન" થવાથી બીશનીનાં દખમાંમાં ચહડાવવાને નશેશાલારોએ ના પાડી સબબકે મરનાર બીશનીએ ગોથવણ કીધી હતી કે પેટ ચીરેલાં યા એવાં હરકત ભરેલાં રવાંનને તેવણના દખમાંમાં મેલવું નહી. નશેશાલારો એ ના પાડવા છતાં ઘરધણીઓએ બોહશ અને જબરદસ્તી કરવાથી નશેશાલારોને તે દખમે ચહડાવવાની ફરજ પડી. એ બાબે રાસ્ત ગોફતારમાં માનેકજી નશરવાનજીનુંજ નામ વાપડી તેવણ સાંમે ટીકા કરવામાં આવ્યા કે તેવણે અટકાવ કર્યો હતો. તે ઉપરથી માનેકજીએ તા. ૧૬ મી

૧૨. માણેકજી પીટીટ તેવણ સાંમે રાસ્ત ગોફતારમાં એક દખમાનાં સંબધના તેવણના કામ બાબે થયલા ટીકા માટે કરેલી ફર્યાદ.

નવેમબર ૧૮૫૮[1] ને દીને સર્વે સાહેબોને નામનો પત્ર લખી તા૦ ૧૪ મી નવેમબર ૧૮૫૮ ના રાસ્ત ગોફતારમાં તેવણ સામે છપાયલી બાબદ કાજે ઇનશાફ માગ્યો કે સર્વેએ એક મીટીંગમાં હાજર થાઇ તપાસ કરવી."અગર જો અમારી તકશીર શાબેદ થાએ તો અમોને ધબકો આપવો અથવા નશેશાલારોની તકશીર શાબેદ થાએ તો તેનાને શીકશા કરવી ને ગીના ખરી ખોટી છપાવી જાએર કરવી." માણેકજી પીટીટનું કેહવું ફકત આ હતું કે તેવણે કોઇ નશેશાલારોને અતકાવ્યા ન હતા પણ જયારે તેવણે અતકાવ્યા છે એમ કહી ઘરધણીઓ તેવણ આગલ ગયા અને કહયું કે "કાપીએશ બાઉનાં દખમાંમો રૂવાંન ચરાવાની રજા જોઇએ તે મે નાં પારી કે કાપીએશબાઉનાં દખમાંની રજા મારા એખત્યારથી નહી અપાએ કાંબજે તે ધનીએ આગળ ભાંજગર કરી છે ને તેનાં લખત છે કે અરખત ભરેલું રૂવાંન તેવંનનાં દખમાંમો નાંખવુ નહી ને તે દીનથી પંનચાતથી નશેશાલરોને હોકંમ છે કે તે દખમાંમો નાંખે નહી."

એ બાબદમાં તા. ૧૯ મો નવેમબર ૧૮૫૮[2] ને દીને મીટીંગ મલી હતી. ત્યાં મીટીંગના સાહેબો ઉપ્રાંત લાગતા વલગતા કેટલાક સાહેબો હાજર હતા. ઉમરીગરવાલા સાહેબો અને રાસ્ત ગોફતાર તરફથી જોકે તેઓને તેડવામાં આવ્યા હતા તોપણ કોઈ હાજર નહી હતું. ત્યાં જે નશેશાલારની જબાંની લેવામાં આવી

(૧) સ. ફા. મ; ૧૭—૧૧—૧૮૫૮ ના સ. નં. ૫.
(૨) ચો. ૨૪, બા. ૧, પા. ૧.

તે ઉપરથી માલમ પડે છે કે તે વખતે તપાસ માટે ચીરેલાં રવાંનને ફરાંમજી કાવશજીનાં દખમાંમાં મુકવાને માટે એકાદ વખત વાંધો ઉઠયો હતો. એક વખત ફરાંમજી કાવસજીએ પોતે મુકવા દેવા કેહવાડયું હતું અને બીજી વખતે ના કેહવાડયું હતું. કેટલીક જમાંની શાંમલવા બાદ એવો ઠરાવ કર્યો કે "શેઠ માંણેકજી નોશરવાંનજીએ આપેલી મુખજુબાંનીને ઉપર કહેલા તરંણુ ધંણીઓએ મંનજુર રાખેઆથી તથા ભાઇ જાંગીરજી મોડી તથા નશાશાલાર હોમાં જંમશેદની મુખજુબાંનીઓ ઉપરથી હેવું માલુંમ પડેચ કે એ બાબે શેઠ માંણેકજી નોશરવાંનજીનો કશો વાંક નથી તથા નશાશાલારોની તકશીર નથી પંણ શાંમબા ધંણીઓનાં બજીદ થવા ઉપરથી એ રવાંનને કાવશજી બીશનીનાં દોખમાંમો ચહડાવેઆમો આવેઉ વાશતે ઉપર કહેલી શઘલી બાબદોની મતલબ ટુકમો માતર પાંચ શાત લાઇનમો છાપી પરગટ કરવી." આ બાબદવાલું રવાંન ધનજીભાઇ ભીમજીભાઇનું હતું જેવણુનાં રવાંન ઉપર જુરી ભરાઇ હતી પણ તે રવાંનનું પેટ ચીર્યું હતું નહીં.

## X.

## ધર્મ, ધર્મગુરૂઓ, ધારમીક રેવાજો વીગેરે બાબદો.

1, જરથોસ્તી મહજબનો ફેલાવો કરવા બાબે કાવશજી જાંગીરની સુચના.

તા૦ ૧૮ મી નવેમબર ૧૮૫૬[1] ની મીટીંગની હકીકત પ્રમાણે તા૦ ૧૭ મી નવેમબર ૧૮૫૬ ને દીને કાવશજી જાંગીરે એક સુચનાનો ખરડો "આપનાં જરતોશની મેહેજબનો ફેલાવો કરવા બાબે તથા ખરીશટી ધરંમના ખોટારાં બતાવી આપવા વીગરેની બાબદમાં' લખી મોકલ્યો હતો. તે વાંચવામાં આવ્યો હતો. ત્યાં ઠડયું હતું કે એ ખરડા મુજબનાં કાગજ એવણે "પંનચાએતનાં શાહેબો ઉપર મોકલવો." તેમ તે તા૦ ૧૯ મી નવેમબરે તેવણે મોકલી આપ્યો હતો. એ બાબે શું કરવામાં આવ્યું તે માલમ પડતું નથી.

2. આ અરસામાં થયલાં જાહેર જશનો.

આ અરસામાં આગલ માફક અવાર નવાર વરસાદની કોતાહીને વખતે જશન કરવામાં આવતાં. તે ઉપ્રાંત કોઇ અગતના અવસરોએ જાહેર જશન કરવામાં આવતાં. તેના દાખલા નીચે પ્રમાણે છેઃ—

(૧) ચો. ૨૨, આ. ૧, પેરા આ. ૧૨, પા. ૪

(૧) અંગ્રેજો અને રશીઅન સરકાર વચ્ચે ચાલતી લડાઇ દરમ્યાન હીંદુસ્તાનની સરકારે તા૦ ૧૬ મી જુલાઇ ૧૮૫૪ નો દીવસ જાહેર બંદગી માટે ઠેરવ્યો હતો. તે રોજે સવારે ૯ કલાકે વાડીઆજીનાં આતશબેરાંમમાં જશન કરવામાં આવ્યું હતું.[1] આ બંદગી બાબે મારકવીસ ઓફ ડેલહાઉસીએ તા૦ ૧૩ મી જુન ૧૮૫૪ ને દીને એક જાહેરનામું પ્રગટ કરી દીવસ મુકરર કીધો હતો. એ જશનની મીજલશમાં આશરે ૬૦૦૦) જરથોશ્તીઓ હાજર થયા હતા. "અવસ્તાનાં કલાંમ મધેથી આ એકઠાં મલવાનાં કારણને બરની બંદગીનો એક ફકરો (આફરીંગાંનને છેડે ભણાતો કરદો) ચુંટી કાઢી તેના ગુજરાતી અર્થ સાથે હેંડબીલના આકારમાં વેંહચવામાં આવ્યો હતો." જશનની કીયા છ દસ્તુરોએ જુદાં જુદાં આફરગાંન માંડી કીધી હતી. (પા. પ્ર. I, ૬૪૪). કાવસજી જાંગીરે જશન કરવાનું કબુલ કર્યું હતું પણ તેનો ખર્ચ પંચાએતનાં ફંડમાં ઉધારવા વાંધો લીધો હતો એવું કહીને કે "વેલાતની લરાઇને અને આપરા ધરંમના ફંનડને કંઇ લકતુ[2] નથી." બીજા સાહેબોના વીચારથી પંચાએતને ખરચે જશન કરવામાં આવ્યું.

(૨) સિબેસ્તપોલના કીલ્લાની જીદ સાથે એ લડાઇનું સેવટ એકસંપી રાજવાલાની તરફેણમાં આવતું થાયું ત્યારે તા૦ ૨૮ મી અકતોબર ૧૮૫૫[3] ને દીને વાડીઆજીનાં આતશબેરામમાં એક જાહેરનામું બાહેર પાડી જશન કરવામાં આવ્યું હતું. આ બંદગીની મીજલશ પારસી પંચાએતના અધીકારીઓએ વર્તમાન પત્રમાં છપાવી બોલાવી હતી. જશનની કીયા ત્રણ દસ્તુરોએ કરી હતી. (પા. પ્ર. I, ૬૯૨).

(૩) એ લડાઇનો એ પછી છેડો આવી એકસંપી (allied) રાજ્યોને રશીઆ સાથે સુલેહ થાઇ તેની ખુશાલીમાં તા૦ ૨૦ મી જુલાઇ ૧૮૫૬ ને દીને વાડીઆજીનાં આતશબેરાંમમાં પંચાએત તરફથી જશન કરવામાં આવ્યું હતું[4].

---

(૧) સ. ફા. ૧, તા૦ ૬ ઠી જુલાઇ ૧૮૫૪ નો સ. નાં. ૨૦.
(૨) લાગતું વલગતું.
(૩) સ. ફા. ૧, તા ૨૨-૧૦-૧૮૫૪ નાં સ. નં. ૧ પછીનો પત્ર તથા તા૦ ૨૬-૧૦-૧૮૫૮ નો સ. નં. ૨૦.
(૪) ૧૫-૭-૧૮૫૬ નો સ. નં. ૩૦, સ. ફા. ૧. પા. પ્ર. I, પા. ૭૧૩.

(૪) તા૦ ૨૨ મી જુલાઇ ૧૮૫૭ ને દીને સવારનાં ૮ કલાકે આવાં-અરદુઈસુર આગલ જઇ બંદગી કરી ત્યાંથી પાધરા વાડીઆજીનાં આતશબેરાંમમાં જશન કરવામાં આવ્યું[૧]. એ જશન વરસાદની કોતાહી દુર થાય અને ઉતર હીંદુસ્તાંનમાં ચાલતો બલવો નરમ પડે તે કાજે અરજ ગુજારીનું જશન હતું. એ જશન માટે માનેકજી નશરવાંનજી પીટીટે સુચવ્યું કે "એ દંને ઇજ(શ)ને ૫) દરેમેર તા૦ શરવે આતશબેરામમો દાદાર ઓરમજ તા૦ તશતરની ઇજ(શ)ની કરાવવી." વળી એવણે તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૫૭ ને દીને સેક્રેટરીને પત્ર લખ્યો હતો કે "જશંન કરવું ને શરવે દશતુર તા. મોબેદને તાહા બંનદગીને કીજે બોલાવા ને તેને આશોદાદ પંન આપવી કાંએજે ગરીબ માન(શ) વગર આશોદાદે નઇ આવશે એ મધે ગનો ખરચ નથી. રૂ. ૨૫૦) ૩૦૦) નો છે. બલકે ઓછા થાશે .....પંનચના ફંનદથી ખરચ કરવો નાદરૂશત ધારતો વોએ તો બેતર છે કે અનજુંમંનના શાએબો પોતપોતામો ઉગરાનુ કરી કરે."[૨]

(૫) બલવાની અસરથી 'જે ભારે આફતો ઉપલાં દેશોમાં[૩] ગુજરે છે તથા અંગરેજી રઇએતને તેથી મોહટું નુકશાંન ખમવું પડે છે" તેથી કલકતાનાં સરકાર તરફથી ગવરનર જેનરલ લોર્ડ કેનીંગે તા૦ ૭ સપટેમબર ૧૮૫૭ ને દીને જાહેરનામું બાહાર પાડી ૪ થી અકટોબર ૧૮૫૭ ને દીને જાહેર બંદગી કરવા જાહેર કર્યું હતું. તેમ એક જશન વાડીઆજીનાં આતશબેરાંમમાં પંચાએતના અધીકારીઓ તરફથી કરવામાં આવ્યું હતું.[૪]

આ બલવા દરમ્યાન તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૫૭ ને દીને અંગ્રેજ સરકારે દીલ્લી પોતાને હાથ કર્યું હતું. આ બનાવની ખુશાલીમાં સુરત મધે પણ તા૦ ૧૦ મી અકતોબર ૧૮૫૭[૫] ને દીને એક જાહેર જશન કરવામાં

---

(૧) સ. ફા. ૧, તા૦ ૨૦–૭–૧૮૫૭ નો સ. નં. ૩૫, લોકલ આવેલાં કાગજોના ફાઇલ નં. ૬, ૧૮૫૬–૬૧. પા. પ્ર. I, પા. ૭૩૩.

(૨) એ પત્ર અને 'સર્વે જરથોસ્તીઓને ખબર' એવી છાપેલી મદેહનજર માટે જુઓ લોકલ આવેલાં કાગજોની ફાઇલ નં ૬, ૧૮૫૬–૬૧.

(૩) Upper India.

(૪) ૨૫–૯–૧૮૫૭ નો સ. નં. ૪૧, સ. ફા. ૧, પા પ્ર. I, પા. ૭૪૨.

(૫) પા. પ્ર. I, ૭૪૧.

આવ્યું હતું અને તે દીને રાતે "સર જમશેદજીવાલા એલાહીબાગમાં આ બનાવની ખુશાલીમાં પારસીઓની તરફથી સુરતના સર્વે ઈંગ્રેજ તથા જાણીતા દેશી ગ્રહસ્થોને એક નાચ આપવામાં આવ્યો હતો." એ કામની આગેવાની શેઠ કુંવરજી કાવસજી સબાવાલા અને બીજા સાહેબોએ લીધી હતી.

૩. "રાહે રાસ્તનુમાએ જરતોશતીઆંન" મંડલીની પંચાએત જોગી માંગણી.

ઓગસ્ત ૧૮૫૧ માં "રાહનુમાએ માજદીઅશનાં" નામની એક સભા સ્થાપવામાં આવી હતી, કે જેની પેહલી બેઠક ૩ જી ઓગસ્ત ૧૮૫૧[1] ને દીને મલી હતી. એ મંડલીની અસલ નેમ આપણુંમાં પારકા રેવાજો દાખલ થયા હોય તે દુર કરવાની હતી. એ મંડલીના કામ બાબે મતફેર ઉઠવાથી તા૦ ૩૦ અકતોબર ૧૮૫૫ ને દીને "રાહે રાસતનુમાએ જરતોશતીઆંન" નામની સભા બરપા થઇ હતી.[2] સને ૧૮૫૬ માં માનેકજી નશરવાંનજી પીટીટે એ બન્ને સભાઓને જોડી નાંખવાની કોશેશ કરી હતી પણ તે નીશફળ નીવડી. આ સભાના મુનશીઓ ભાઇ માનેકજી સોરાબજી હાંશબરન અને ભાઈ દોશાભાઈ બેજનજી દાકતરે તા૦ ૨૨ મી જાનેવારી ૧૮૫૬[3] નો પત્ર મોકલ્યો હતો તેમાં તેઓએ અરજ કીધી હતી કે[4] "એ શભાની કારોબાર મંડલીનો હેવો વીચાર છે કે આપનાં પાક મેહેજબની બાબદમાં હરેક વાજબી અને ઘટતો ખોલાશો કરવાને વાશતે આએ શભાએ હરેક ચોપાંનીઆં અઠવા પુશતકો હાથે લખી તઇઆર કરીને તંમો નાંમદારોની ખીદમતમાં રજુ કરવાં અંને જાંહાં શુધી તેહેને તપાશી તંમો નાંમદારો પશંદ નહી કરો તાંહાં શુધી તેહેવાં ચોપાંનીઆં અથવા પુશતકો છપાવીને આપનાં લોકોને આપવાં નહી." એ અરજ કબુલ રાખવા માટે પુછાવે છે. એ બાબદ તા. ૧૭ મી મે ૧૮૫૬ ની મીટીંગમાં નીકલતાં તે બીજી શભામાં મુલતવી રખઇ અને ત્યાર પછી તા૦ ૧૫ મી અકટોબર ૧૮૫૬[5]ની મીટીંગમાં પાછી નીકલી તેની નોંધ ઉપરથી માલમ પડે છે કે તા.

---

(૧) પા. પ્ર. I, પા. ૫૬૮–૭૩. (૨) પા. પ્ર I, પા. ૬૯૨–૯૩.
(૩) સરકયુલરની ફાઇલ નં. ૧, ત.૦ ૨૩–૧–૧૮૫૬ નો સરકયુલર નં. ૫.
(૪) ચો. ૨૦, બા. ૬, પેતાં બા. ૧૦, પા. ૨૭.
(૫) ચો. ૨૦, બા. ૬, પેટાં બાબદ ૧૦, પા. ૨૭.
(૬) ચો. ૨૦, બા. ૧૧, પેટા બાબદ ૭, પા. ૫૫.

૨૦ મી આગસ્ત ૧૮૫૬ ની બેઠક વેલા ઉપલા મુનશીઓ તે બેઠકમાં પોતે હાજર થયા હતા. એવું દીસે છે કે તે પછી તા૦ ૨૯ મી ઓગસ્ત ૧૮૫૬ ને દીને તેઓ ઉપર જવાબ વાલવામાં આવ્યો હતો. તે જવાબ ઉપલી તા૦ ૨૦ મી ઓગસ્તની બેઠકમાં વાંચી સંભલાવી બહાલ રાખવામાં આવ્યો હતો. પણ તે જવાબ શું હતો તે માલમ પડતું નથી.

૪. દશતાંનવાલી તથા શુત્રાવરી ઓરતોએ જાલવવા જોઇતા મહલાજાની બાબદ.

"કોઇ શખશે શેઠ માંનેકજી નશરવાંનજી (પીટીટ) જોગ એક અરજી[1] વગર તેરીખની" મોકલી હતી. તે તા૦ ૭ મી મે ૧૮૫૬ નાં સરકયુલર[2] સાથ રજુ કરવામાં આવી હતી. તેમાં ફરીઆદ કરી હતી કે "આપરા ટોલાની કેટલીએક દશતાંન બેઠેલી તથા શુત્રાવરી ઓરતો વગર મેહલાજે પોતાનાં ઓટલાઓ ઉપર બેશે છે તે અશો રવાંનને અવલમંજલ પોહોચાડવા લઇ જતી વખતે તથા ચોખુ પાંની ભરી લઇ જાંતાં તેહેવી ઓરતોની દરશતી તેવો ઉપર પડેછે તે આપની દીનથી ગનુ ઉલતુ છે. તે બાબે તથા ગનાંએક બઇરાંવો નેટનાં શદરાવો પેહેરીને કાંચરી વગર પાંની ભરવા જાએ છે તેહેનો અટકાવ પંનચાએતથી કરવા" બાબદ ઉપર તા૦ ૧૭–૫–૧૮૫૬[3] ની મીટીંગમાં વીચાર કરતાં ઠેરાવીયું કે "હેવી વગર નાંમની અરજીઓ ઉપર પંનચાએતનાં શાહેબોએ ધીઆંન આપુ નહી."

૫. હોલીને તાંહણે કોઇક મોબેદોએ વેશ તથા ગલાલની રમત કરવી.

તા૦ ૮ મી મે ૧૮૫૧[4] નાં એક સરકયુલર ઉપરથી માલમ પડે છે કે એ સાલમાં હોલીના તેહવાર ઉપર "મંનચેરજી શેઠની બાહેરકોટની દરેમેહેર ખાતે ઇઓજદાથરેગરીનું કાંમ કરનારા તથા બીજા અંનધેઆરૂઓએ અંનઘટતી રીતે.....[5] નો વેશ તથા ગલાલની રંમત કરી હતી. તે ઉપરથી પંનચાએતનાં શાહેબોએ તે મોબેદોને

---

(૧) ચો. ૨૦, બા. ૬, પેટા બા. ૨૭, પા. ૩૩.
(૨) સરકયુલરની ફાઇલમાં એ તારીખનું સરકયુલર દીસતુ નથી.
(૩) ચો. ૨૦, બા. ૬, પેટાં બા. ૨૭, પા. ૩૩.
(૪) સ. ફાઇલ નં. ૧, તા૦ ૮–૫-૧૮૫૧ ને સ. નં. ૬, (એ ફાઇલમાં બે સરકયુલર પછી આ ત્રીજો સરકયુલર છે પણ તે ઉપર સરકયુલર નં. ૬ લખ્યું છે તે ઉપરથી દીસે છે કે વચમાંનાં કોઇ સરકયુલરો ગેરવલ્લે ગયાં છે).
(૫) બોલ ફાટી ગયો છે.

અતરેનાં શરવે આતશબેહેરાંમ તથા આતશ આદરીઆંનોમો જવાની મનાંઇ કરી હતી.;" તે મનાઇને તેઓ માન આપી રહયા હતા. પણ હવે "બરશનુંમ લેવાનો વખત ઘણો નજદીક આવેઓચ તે ઉપરથી એ લોકોએ પંનચાએતનાં શાહેબોને એક અરજી કરી " જેને બાહુરકોટનાં કેટલાએક જરથોશ્તીઓએ ટેકો આપ્યો કે એઓનો ગુનાહ માફ કરવો. તે ઉપરથી તેઓને બરશનુમની રજા આપવાનું ઠેઠવ્યું. એ બાબે ઠેડાવ થાયો કે " અમારી નજરમો આવેચ કે અવે એ લોકો(ને) લેવા જોઇએ કાએજે શીખશા ગની થાઇ ને ફરી એમ કરશે નઇ તેની શાથે બારકોતના શાએબો પંન ભરામંનો કરેચ તેથી લેવા જરૂર છે."

તા૦ ૨૪ મી એપ્રીલ ૧૮૫૪[1] નો અરદેશર ખરશેદજી (દાદીશેઠ) જેવણુ પોતાના નામની હેઠે "ખુરશીનો વદો" (એટલે સરનશીન) એમ લખે છે તેવણુનો પોતાના હાથનો " નેકનાંમ શર જંમશેદજી જીજીભાઇ નાંઇટ તા. વાડીઆજી શાહેબ શેઠ નવરોજજી જંમશેદજી તા. વાડીઆજી શાહેબ બંમનજી હોરમજજી તા. શેઠ કાવશજી જાંગીરજી રેડીમંની તે જરથોશતી અંનજુમંનની પુજીનાં ટરશ-ટીઓ " એવે નામનો એક પત્ર આવ્યો જે તા૦ ૨૮ મી એપ્રીલ ૧૮૫૪ ને દીને સરકયુલર કરવામાં આવ્યો. એ પત્રમાં જણાવવામાં આવે છે કે " આજ દીને (એટલે તા૦ ૨૪ ને દીને) પાછલા પોરનાં શેઠ ખરશેદજી અરદેશરજી દાદીશેઠનાં ઘરમો કદીમી જરથોશતીઓની અંનજુમંન મલી હતી તે અંનજુમંનમોં તંમાંમ કદીમી જરથોશતી અંનજુમંનની રાજીખુશીથી મરનાંર દશતુર મુલાં રૂશતંમજી કેકોબાદજી ગુજરેઆ તેવોની જગો ઉપર તેવોનનાં વડા છોકરા મુલાં અરદેશર રૂશતંમજીને આજ દીનેથી કદીમી જરથોશતી અંનજુમંનનાં દશતુર ઠેરવેઆ છે. તે ઠરાવ તંમો શાહેબોને જાંન કરવાની મંને અરજ કીધામો આવીચ તે ઉપરથી તંમો શાહેબોને જાહેર કરૂચ."

૬. કદમી દસ્તુરની નેમણુંક બાબે પંચાએતના સાહેબોને આપવામાં આવેલી જાણ.

---

(૧) સ. ફા. ૧. સરકયુલર નં. ૯. (સંકયુલરમાં આપેલાં કાગજની તારીખ ૨૫ મી લખી છે તે ભુલ છે).

એ પત્રના જવાબમાં તા૦ ૯ મી મે ૧૮૫૪ નો જમશેદજી જીજીભાઈ, વાડીઆ નવરોજજી જમશેદજી, ખરશેદજી જમશેદજી અને માનેકજી નોશેરવાંનજીનો પત્ર[1] છે જેમાં લખે છે કે ઉપલી ખબર "જાણી હંમો ખુશી થાએઆ છઇએ."

તા૦ ૧૦ મી અકતોબર ૧૮૫૪[2] ના પંચાએતના સાહેબો તરફના કાવશજી ધનજીભાઇ ઇછાપોરીઆ અથવા પાંઊવાલા[3] જોગા પત્ર ઉપરથી માલમ પડે છે કે ઇછાપોર મધેની અગીઆરીના

૭. એક કોહડવાલા મોબેદ બાબે ફરીઆદ.

એક મોબેદ મનચેરદારૂ રતનદારૂ ઉપર બટો મેલવામાં આવ્યો હતો કે તેને કોહડનો મરજ આગલ હતો અને અત્રેના ગોડાવરા મોબેદોએ તે બાબદ પંચાએતના સાહેબો હજુર શાબેત કરી હતી. પંચાએતના સાહેબો વાડીઆ નવરોજી તરફથી સર્વ હકીકત જાણીને જણાવે છે કે જયારે એ મોબેદની બાબદ તેઓ હજુર આવી હતી ત્યારે એવું ઠડયું હતું કે તે વખતે એ મોબેદને કોહડનો મરજ હતો નહીં. લખે છે કે "એ બાબદમાં પંનચાએતનાં તે વખતનાં દફતર મંધે કસી નોધ કરેઆમેં આવી નથી માંટે વાડીઆજી શેઠ નવરોજી જંમશેદજીથી શરવે હકીકત શાંભલીને આએ જવાબ હંમોએ તંમોને લખેઓ છે." વધુ જણાવે છે કે તે ઇચછાપુરની અગીઆરીનાં વાલી મુતવલી એવણુ (કાવશજી ધનજીભાઇ ઇચછાપોરીઆ) પોતે છે તેથી તે "દરેમેહેરનાં મોબેદોપર કોઇનો દાવો નથી અને તમારા મોબેદો શાથે ગોદાવરાનાં બીજા મોબેદો અથવા હરેક બીજા ગાંમવારા મોબેદો વાપરે અથવા નહી વાપરે તે બાબે તથા તમારી દરેમેહેરમાં કાંમ કરાવો કે નહી કરાવે તે બાબે તેવો મુખતેઆ છે અને તંમારી દરેમહેરપર તથા મોબેદો પર કોઇનો દાવો નથી."

---

(૧) ચો. ૧૮, બા. ૩૬, પા. ૪૨.

(૨) ચો. ૧૮, બા. ૪૦, પા. ૪૬, તથા ચો. ૧૯, બા. ૬, પેટાં બા. ૧૫, પા. ૧૯. તથા ચો. ૧૯, બા. ૭, પેટાં બા. ૧૦, પા. ૨૩.

(૩) અત્રેવાલા ભાઇઓ રૂસ્તમજી અને કાવશજી સોરાબજી પાંઊવાલાના બપાવા.

તા૦ ૧૩ મી માર્ચ ૧૮૫૯ ને દીને રાહનુમાએ માજદીઅશની સભાના મુનશી દોશાભાઇ ફરાંમજીએ પંચાએતના સાહેબો ઉપર પત્ર લખી હોલીને ટાંકણે પારસીઓ માનતા કરે છે તે બાબે ધ્યાંન ખેંચ્યું. તેના જવાબમાં તા૦ ૧૮ મી માર્ચ ૧૮૫૯[1] ને દીને પત્ર લખી જણાવવામાં આવ્યું કે "દર વરશે પંનચાએતની તરફથી હોલીને દાહડે જુદી જુદી જગોએ નશાશાલારોને બેશાડીને આપડાં લોકોને માંનતા કરવાની મનાઇ કરેઆમો આવેચ. તે પરમાંણે શરેશતા મુજબ પંનચાએતથી અતકાવ કરેઆમો આવશે". આ બાબદનાં તા૦ ૧૪ મી માર્ચ ૧૮૫૯[2] નાં સરકયુલર પ્રમાણે "જુદી જુદી જગોએ નશેશાલારોને બેશાડેઆમો આવેચ કે હોલીનાં ખારામાં શુખડ વીનાંએ હરેક બીજી વશતુ નાંખવાને જે જરતોશતીઓ આવે તેવોને અટકાવ કરે."

૮. હોલીને ટાંકણે માનતા કરવાની મનાઇની બાબદ.

XI.

## નૌસારી, સુરત, ગણદેવી માટે સર જમશેદજીએ કરેલાં ધર્મના કામોની પારસી પંચાએત ઉપર મોકલેલી યાદી.

"શર જંમશેદજી જીજીભાઇએ કરેલા ધરંમ વીશે શ્રી નોશારીની જરથોશતી અંનજુમનની હજુરમાં વંનચાએલો પતર", એવાં મહાલાં હેઠલ તા. ૧ લી મે ૧૮૫૦[3] નો પત્ર દફતરે છે, તે ઉપરથી માલમ પડે છે કે એવણ નૌસારી ગયા હતા ત્યારે "દશતુરજી તથા દેશાઇજી તથા મોટા ફરીઆનાં તથા મલેશર ફરીઆનાં મોબેદો તથા બેહેદીનોની અંનજુમંનની જનાંગમો" એવણે કેટલાંક અગતનાં કામો કરાવી આપવાની તંદરેસ્તી ભણાવી હતી. તેની વીગત એ પત્રમાં આપી છે. તે કામો નીચે પ્રમાણે છેઃ—

૧. નૌસારીની જરથોસ્તી અનજુમન હજુર સર જમશેદજીએ નૌસારીનાં ભલાં માટે પારસી પંચાએતને રકમ સોંપવા વગેરે બાબદનો વાંચેલો અંનજુમન પત્ર.

(ક) "મલેશર ફરીઆનાં બેહેદીનોનાં ઘેર આશરે ૪૫૦) ઉપર છે. એ ઠેકાંણે આતશ આદરીઆંન શાહેબનું મુકાંમ નથી ને એ લોકોને પોતાનાં

---

(૧) ચો. ૧૮, બા. ૪૯, પા. ૫૦. (૨) સ. ફા. ૧, સ. નં. ૧૩.
(૩) ચો. ૧૮, બા. ૧, પા. ૧.

રોઆંનનાં કાંમ હાલ જે મોટે ફરીએ થાએ છે તે મલેશર ફરીએથી મોટે ફરીએ દીનઆઇનનું કાંમ પોતે જાતે જઇને જોવાને ફાવતું નથી તે વતરોગ બીજી કેટલીએક અગતની અડચણો" હતી તે ઉપરથી મલેસર ખાતે "એક નાંધલી દરેમેહેર[1] બાંધી આપવાને કબુલ કીધું."

(ખ) "દોખમાંની જગોએ ફરતી કાંટાની વાડ છે તેથી એ જગોની અંદર દરવંદ લોકો તથા જાંનવરોનો આવજાત્ર વીશેશ છે એ કેટલીએક વાતે આપનાં દીનઆઇનનાં ફરમાંનથી ઉલટું છે ને અશો રૂવાંનની ઇજત પરમાંણે બરાબર બંદોબશત નથી", તેથી વાડને બદલે ફરતી દેવાલ બંધાવી આપવી.[2]

(ગ) "દોખમાંની જગો આગલ ફરવરદીન રોજ તથા ફરવરદીઆંનનાં જશંનોને દંને મેજ આફરગાંન બાહેર ચોકમાં કરે છે તે દરવંદ લોકો આવતા જતા જોએ છે. એ શરવે આપનાં દીનઆઇનનાં હોકંમથી ઉલટું છે." તેથી ત્યાં છાપરાં સાથનો એક ઓટલો[3] બાંધવાનું કામ કરવા જણાવે છે. "તથા દોખમાંની નજદીક હાલ કુવો નથી અને જે છે તે ઘણોજ દુર છે તે શબબથી દોખમાંની દેવાલથી જરા દુર" કુવો બાંધવાનું જણાવે છે.

(ઘ) "ખરશેદવાડી આગલ કંઇ તેહેવું મોહોટું મોકાંમ આપનાં લોકોને મલાજે બેશીને જમવા ખાવાનું નથી ને જેવારે મોહોટે ફરીએનું મોહોટું જમણવાર થાએ છે તેવારે બાહેર ચોકમાં બેશીને હીનદુ લોકોની મીશાલે જમે છે." તે કાજે "એક મુકાંમ શારૂં છાપરૂં[4] તથા બબરચીખાંનું તથા વખાર શુધાં" બંધાવી આપવા જણાવે છે "એ બાંધવાની જગો દેશાઇજી શાહેએ પોતાની ખરશેદવાડી મંધેથી આપી છે."

(૬૦) મલેશરનાં બજાર મંધે "નીશાલની જગો છે તે મંધે છોકરાવો શીખે છે. એ જગો ગણી પુરાંણી થાઇ છે તેથી ફરીથી નવેશરથી માલ એક શુધાંની એમારત બંધાવી આપવા" કબુલ કરે છે.

---

(૧) એ દરેમેહર ઉપરની તખ્તી માટે જુઓ પારસી ધર્મ સ્થલો, પા. ૧૮૮.
(૨) એ દેવાલના દરવાજા ઉપરની તખ્તી માટે જુઓ પારસી ધર્મ સ્થલો, પા. ૧૩૮.
(૩) એ સમડી ઉપરની તખ્તી માટે જુઓ પારસી ધર્મ સ્થલો, પા. ૧૩૯.
(૪) આ મકાન પરની તખ્તી માટે જુઓ પારસી ધર્મ સ્થલો પા. ૧૩૮-૩૫.

(ચ) "મલેશર ફ્રીઆનાં બેહેદીનોનો હાલ ઘણોજ ગરીબીનો છે અને ઉદંમ વગર તે લોકોની પરવરશી થાતી નથી તથા મોટે ફ્રીએ પંણ બેહેદીનો તથા જઈફ મોબેદોનો હાલ ઘણો બારીક છે તેહેનાંની પરવરશીને વાશતે" રૂ. ૫૦,૦૦૦) આપવા જણાવે છે કે "તેહેનું વેઆજ જે કાંઈ ઉપજશે તે શ્રી મુમબઈની પંનચાતનાં શાહેબોની મારફતે તે શાહેબો તંમુંને લખે તે મુજબ તંમારે ખરચવું."

(છ) "આપણી જરથોશતી કોમ જે શ્રી શુરતમો છે તેહેનાંનો હાલ ઉદંમ બંધ થાએઆથી ઘણોજ મુફ્લેશ થાઇ પડેઓ છે તેહેનું બએઆંન હંમારેથી અતરે લખી શખાતું નથી." મુંબઇના શાહેબોએ તે માટે પુંજી બરપા કરી છે તથા "શર જંમશેદજીએ પારશીઓને વાશતે કરેલી શખાવતનાં ધરંમખાતાં" મધેથી મુંબઇના શાહેબો દર વરશ આશરે રૂ. ૧૧,૦૦૦) વાલતા હતા, "તે કાંઇ બશ થાતા નથી ને ઘણાં ખરા ગરીબ તથા વાખાનાં મારેલા આબરૂવાલા લોકો ઘણીજ ગરીબી હાલતમાં છે તેહેનું બએઆંન હંમારેથી કશું લખી શખાતું નથી." તેથી તે કામ માટે રૂ. ૧,૦૦,૦૦૦) એક લાખ આપવા જણાવેછે કે તેનું "જે કંઇ વેઆજ ઉપજે તે શ્રી મુમબઇનાં શાહેબો શ્રી શુરત ખાતે હર શાલ વાલશે."

એવું દીસે છે કે ઉપર જણાવેલી રૂ. ૧,૫૦,૦૦૦ (નૌસારી માટે રૂ. ૫૦,૦૦૦, અને સુરત માટે ૧,૦૦,૦૦૦) ની રમકમાં વધારો કરી રૂ. ૧,૮૭,૫૦૦ (સુરત માટે રૂ. ૧,૨૫,૦૦૦ અને નૌસારી માટે ૬૨,૫૦૦) નું જુદુ ત્રસ્ટડીડ કરી સર જમશેદજીએ જુદા પાડયા. એ બાબે એવણે તા૦ ૨૦ મી એપ્રીલ ૧૮૫૨[1] ને દીને "શ્રી મુમબઇની પારશીની અંનજુમંનનાં ફંનડનાં હાલનાં તરશટીઓ" એવે નામે એક પત્ર લખી જાહેર કીધું. સર જમશેદજીએ એ ધર્મખાતાંનાં અંગ્રેજી ત્રસ્ટડીડની ૪ ખરી નકલ નીચલાં ખાતાંઓમાં મોકલી આપી હતી.

૧. એકાંઉન્ટંટ જેનરલ મી. એલીએટ તથા સબ-ટ્રેઝરર મી. મસપરાતની ઓફીશ.
૨. મેસર્સ ફોર્બ્સ કુ.ની ઓફીશ.
૩. સુરતના એ ખાતાંનાં મેનીજરો.
૪. નૌશારીના એ ખાતાંનાં મેનીજરો.

---

(૧) ચો. ૧૮, બા. ૧૪, પા. ૧૫ તથા સંવંત ૧૯૦૭ (ઈ. ૧૮૫૨) નો છપાવલો હીસાબ, પા. ૧૦૮ થી ૧૧૨.

એ બંધે ટ્રસ્ટડીડો સુરતની અદાલતમાં તા૦ ૧૨ મી માર્ચ (૧૮૫૨) ને દીને રેજીસ્તર કરવામાં આવ્યાં હતાં.[1]

સર જમશેદજીએ મોકલેલી હકીકતમાં સુરત અને નૌસારી ખાતે વરસ દહાડે શું શું ખર્ચ કરવો તેની તપસીલ આપી છે. સુરત ખાતે રૂ.૧,૨૫,૦૦૦ નાં વ્યાજની આવકનાં રૂ. ૫,૦૦૦ નાં ખર્ચની હકીકત આપી છે અને નવસારીનાં રૂ. ૬૨,૫૦૦ ની રકમનાં રૂ. ૨,૫૦૦ નાં વ્યાજના ખર્ચની વીગત આપી છે. વળી નૌસારીમાં બાંધવા ધારેલાં ધર્મખાતાંનાં મકાનો વીગેરેની પણ હકીકત આપી છે.[2]

૨. મલેસરની સર જમશેદજી વાલી દરેહમેહરની સ્થાપણાં વખતે વંચાયલો અનજુમન પત્ર.

તા. ૧૪ મી માર્ચ ૧૮૫૩[3] રોજ ૨૦ માહ ૬ સને ૧૨૨૨ ને દીને મલેસરની દરેહમેહરની સ્થાપણાં વખતે સર જમશેદજી જીજીભાઇએ વાંચેલો અનજુમનપત્ર પંચાએતને દફતરે નોંધેલો છે. તેમાં લખે છે કે ગરમીને સબબે એવણુથી પોતાથી જવાને બન્યું નહી માટે છોકરાઓ ખરશેદજી અને રૂસ્તમજીને મોકલ્યા છે. વધુ લખે છે કે "હંમોએ આજથી એ આતશ આદરીયાંન શાહેબની દરેમેહેર શ્રી નોશારીનાં મલેશર ફરીઆનાં જરતોશતીઓને દીનધરમની કીરીઆંનું કાંમ કરવા શારૂ આપી છે અને એ દરેમેહેરનાં વાલી મુતવલી હંમો પોતે તથા હંમારા વારેશો છે તથા એ દરેમેહેર બાબેનાં હરેક કાંમમો હંમારી તથા હંમારા વારેશોની શતા છે.... હંમો હેવી ઉમેદ રાખીએચ કે અતરેનાં મોબેદ શાહેબો તથા બેહેદીન શાહેબો પોતપોતામાં શારી શુલેહ અને શંપજ રાખીને દીન આઇનનાં કાંમમો મશગુલ રેહેશે."

૩. મુકતાદ તાંકણે સર જમશેદજી જીજીભાઇ તરફથી નૌસારી તથા સુરતનાં આંધલાં પાંગલાં તથા લાચાર લોકોને કપડાં આપવાની હકીકત.

સંવંત ૧૯૦૫[4] (ઇ. ૧૮૪૯) ની એક યાદી છે જે ઉપરથી માલમ પડે છે કે એ વરસનાં મુકતાદ તાંકણે નૌશારી ખાતે ૭૫ જણાને સર જમશેદજી તરફથી નીચલી વીગતે કપડાં આપવામાં આવ્યાં હતાં:—ઓરતો ૫૦ ને દરેકને શદરો ૧, માથુબંનું ૧, ચોકડીની સાડી ૧, કસ્તી ૧, જોરાની જોડ ૧. મરદો ૨૫ ને દરેકને સદરો ૧, લેંગો ૧, દગલી ૧, તોપી ૧, પાગરી ૧, ગાભો ૧, કસ્તી ૧, તથા જોરાની જોડ ૧.

---

(૧) ચો. ૧૮, બા. ૧૪, પા. ૧૫. (૨) ચો. ૧૮, બા. ૧૪, પા. ૧૭.
(૩) ચો. ૧૮, બા. ૨૪, પા ૨૭. (૪) ચો. ૧૬, બા. ૧૪૪, પા. ૯૭.

એજ પ્રમાણે સુરત ખાતે કુલે જણ ૧૫૮–તેમાં આબરૂવાલા ઘણાંજ નાચાર જણ ૧૧–ને પણ કપડાં કરાવી આપવામાં આવ્યાં હતાં. એવું માલમ પડે છે કે સુરત ખાતે જે ૧૫૮ જણાઓને કપડા આપવામાં આવ્યાં હતાં અને જેઓનાં નામની ટીપ આપવામાં આવી છે તેઓને ત્યાં જેટલાં માણસો હોય તેઓની સંખ્યા પ્રમાણે કપડાં આપવામાં આવ્યાં હતાં. કોઈના નામ આગળ ૧ નો આંક છે તો કોઈનાં નામ આગલ ચહડ ઉતર ૫ નો આંક છે; એટલે પાછલા કુટુંબમાં ૫) ધણીને કપડા આપવામાં આવ્યાં હતાં. આ હકીકત ઉપરથી દીસે છે કે આશરે ૧૦૦ વરસ ઉપર નૌસારી અને સુરત ખાતે આપણી પારસી સ્ત્રીઓ, અને ખાસ કરી ગરીબ વર્ગની સ્ત્રીઓ, સપાટને બદલે જોરા[1] પેહરતી હતી, અને મરદો ઘાભા સાથની પાગડી[2] બાંધતા હતા.

---

(૧) આ બાબદમાં નૌસારી ખાતે મી૦ સો. મ. દેસાઇ ઉપર પત્ર લખી પુછપરછ કરતાં તેવણ મેહરબાની કરી તા૦ ૧૩–૫–૨૯ નાં પત્રમાં જણાવેછે કે "આગલા પારસી-ખેડુતના જનાનામાં બૈરાંઓ પણ સુરતી અથવા મીરજાઇ જોડા પહેરતાં. સપાટનો ચાલ દેશાણો પહેરવા લાગા પછીજ પડયો. દશતુરણો સપાટ પહેરતાં......કણબીનાં બૈરાં પેઠે પારસણો જુના (૯૦ વરસના અરસા સુધી) જોડા પહેરતાં, જેને ચુંચ ન હતીજ."

(૨) સર જમશેદજી તરફની મુકતાદની વાટણીમાં મરદોને પાગડી અને ગાભો એમ બે આપેલાં જણાવે છે, તેના સંબંધમાં પણ ઉપર જણાવેલા શેઠ શો. મ દેશાઇને પુછતાં તેવણ ઉપલીજ તારીખના પત્રમાં પોતાના બપાવાના ચોપડા ઉપરથી એક નોંધ નીચે પ્રમાણે જણાવે છેઃ—

"સા. ૧૯૦૬ મે શેઠ જમશેદજી જીજીભાઇએ વાગ (વાગો) વેહેચા તેમે પાગડી ૨ આપી."

આ સંવત ૧૯૦૬ ની નોંધ તે આપણા ઉપલા સંવંત ૧૯૦૫ ને મલતાંજ સાલની નોંધ દીસે છે. મી૦ સોરાબજી બધુ લખે છે કે "જયારે માત્ર પાઘડી આખી આપે ત્યારે પાઘડી ૧ લખે, ને અડધી પાઘડી આપે ત્યારે અરધ્યું લખે, અને ગાભા......માટે લોંગ કલોથ (નાનકલાક) આપે ત્યારે ગાભા સાથની પાઘડી આપેલી કહેવાય; તેને પાનો અથવા થાન પણ કહેતા. અને નાના અવસરોએ તેમજ લગન જેવા અવસરે પણ પાઘડીની ભેટ અથવા ઇનામ આપવાનો તો ઘણોજ ચાલ હતો. તે વખતે પગરબંધ (પાગડી બાંધનાર) જેવા કોઇ ન હતા, પણ જેમ મોગલાઇમાં સરકારને રાજી રાખવા મોગલાઇ પાઘડીઓ, અને મરાઠને રાજી રાખવા મરાઠા સાહી પાઘડી ઘાલવાનો પારસીઓમાં રિવાજ હતો તેમ દેશાઇને રાજી રાખવા પારસી લાકરીઆઓ, શીકારી અને શીરવાઇવાલા, પરતાપીઆ વિગેરે સઘલા દેસાઇગીરી પાઘડી ગાભા સાથના બાંધતા......સૌ પોતપોતાને હાથેજ પાઘડી બાંધતા. મેં પણ ૨૬–૨૭ વરસની ઉમર સુધી ગાભા સાથની પાઘડી પહેરેલી......દેશાઇગીરી, અને તમે બાંધો છો તેવી સફેદ પાઘડીની ઉત્પતિ મોગલાઇ પાઘડી (તાજ) ઉપરથી સત જાણજો.........હાલ સર જમશેદજીની, મરહુમ પી. મેહતાની પાઘડીની ઉત્પતિ (ડોલની) ગોઘલાઇજ છે."

તા. ૨૦ મી ફેબરવારી ૧૮૪૯[1] ને દીને જમશેદજી જીજીભાઇ એક સરકયુલર કહાડી જણ‌ાવે છે કે "ગ‌ંનદેવીની અ‌ંનજુમ‌ંને આપડી પ‌ંનચાતને અરજી કરી છે તે મ‌ંઘે લખે છે કે 'શ્રી ગ‌ંનદેવીનાં નશેશાલ જ‌ંણુ ૪) ને દર માશ ૧) નાં રૂ. ૨૦) લખે વરશ ૧) ના રૂ. ૨૪૦) શેઠ ખરશેદજી કાવશજી બનાંજીનાં આપતા હતા પ‌ંણુ તેવ‌ંણુ બેહેશતી થાએઆ પછે તે પગાર બ‌ંધ થએઓ છે તેથી હમારાં ગાંમમો રવાંનનાં કાંમની ઘણી હરખત પડે છે......એ બાબે શ્રી ગ‌ંનદેવીનાં અતરેના રેહેવાશીઓએ ઉઘરાંણુાંની ટીપ કીધી હતી તે મ‌ંઘે રૂ. ૧૨૦૦) ને આશરે ભરાએઆ પ‌ંણુ એટલા રૂપીઆથી એ કાંમ પુરૂ‌ં થાઇ શખે નહીં." એમ જણુાવી જમશેદજી જીજીભાઈએ પોતાનાં માતાજી બાઇ જીવનબાઇનાં પુનને વાશતે રૂ. ૫૦૦૦) ની ટકા ૫) નાં વ્યાજની જામીનગીરી પ‌ંચાએતનાં સાહેબોને આપી કે પ‌ંચાએતના દફ્તરમાં જુદુ‌ં ખાતુ‌ં પાડી તેનું વયાજ ગણુદેવીનાં જે કોઇ સારા માણુસોને ત્રસ્ટીઓ ઠેરવે તેઓને આપવામાં આવે.[2]

૪. ગણુદેવીના નશેશાળાનાં મુસારા બાબે સર જમશેદજીએ આપેલી રૂ. ૫,૦૦૦ ની રકમની બાબદ.

## XII.

## પરચુટણુ બાબદો.

રોજ ૨૦ મો માહ ૮ મો શને ૧૨૧૮ તા૦ ૧૪ મી મે ૧૮૪૯[3] નો એક પત્ર, જે જીજીભાઇ દાદાભાઇના બેટાઓ તરફથી

---

(૧) ચો. ૧૬, બા. ૧૩૫, પા. ૮૫.

(૨) સુરત પારસી અનજુમનનાં ફ‌ંડ ખાતાંમાં "નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટ સાહેબે પોતાના માતાજી બાઇ જીવણુબાઇના પુનમાં ગણુદેવીની અનજુમનના ત્રસ્ટીઓને ત્યાંના નશેશાલારને મુસારો આપવા માટે દર સાલ વ્યાજ આપવા," એવી રીતે એ રકમ જમે છે. રૂ. ૫૦૦૦ પછી એમાં રૂ. ૩૦૦૦ ની રકમનો શેઠ રૂસ્તમજી જમશેદજી જીજીભાઈ તરફથી વધારો થયો છે (જુઓ મુ‌ંબઇની પારસી પ‌ંચાયત સાથ સ‌ંબ‌ંધ રાખતાં કેટલાંક ખાતાંઓના હીસાબો સ‌ંવ‌ંત ૧૯૮૨ (ઇ. ૧૯૨૫-૨૬) પા. ૫૨-૫૫).

(૩) ચો. ૧૬, બા. ૧૪૩, પા. ૯૫.

૧. શેઠ જીજીભાઇ દાદાભાઇનાં ઉથમણાંમાં તેવણના બેટાઓએ વંચાવેલો પત્ર. તેમાં મરનારે પોતાના ધર્મખાતાંનો હીસાબ પંચાએતના ચાર સાહેબોએ તપાસવા બાબે કરેલી સુચના.

ઉથમણાની મીજલસમાં વાંચી સંભલાવવામાં આવ્યો હતો, તેની નકલ પંચાએતને દફતરે છે. તેમાં જણાવવા પ્રમાણે મરનારના વીલના હોકમ પ્રમાણે રૂ. ૨ લાખ ધર્મ ખાતે આપવામાં આવ્યા હતા. મરનારે ફરમાવ્યું હતું કે તેવણનાં જણાવવા પ્રમાણે દર માસે ખર્ચ કરી "તેહેનો દર વરશનો જમે–ઉધારનો હીશાબ......મુમબઇની પારશીની પંનચાતનાં મેમબરો રાધેથી જણુ ૪) ને દેખાડવો" એ ઉપ્રાંત મરનારનાં ખેશીઓએ રૂ. ૧૨,૮૫૦) ધર્મ ખાતે આપ્યા હતા તેની વીગત આપવામાં આવી છે.

એ ઉપ્રાંત રૂ. ૧,૩૦૦) મરનારનાં ફંડ મધેથી જુદાં જુદાં ૧૩ ધર્મખાતાઓમાં દરેકમાં રૂ. ૧૦૦) પ્રમાણે આપવામાં આવ્યા હતા.

૨. ૧૮૫૧ નાં સાલમાં મુસલમાંનોએ કરેલાં હુલડ બાબે પંચાએત તરફથી જરથોશતીઓને ચેતવણી.

તા૦ ૨૧ મી અકટોબર ૧૮૫૧[૧] ના સરકયુલર ઉપરથી માલમ પડે છે કે તે તારીખથી કેટલાક દહાડા આગમચ[૨] "વચલે વાંધેનાં મૂશલમાંનોએ પોતાંના ધરંમની તાશુબ ઉપરથી એક મોહોટૂં હૂલડ કરી મેલીકૂંચ તેહેનો શબબ માતરે એટલોજ જાંણેઆમેં આવેઓચ કે અતરેના એક ગૂજરાતી વરતમાંન[૩] પતરવાલાએ" તેઓના પેગમબરની તશવીર આપી પોતાની કાચી સમજ પ્રમાણે કાંઇ લખ્યું હતું. તે ઉપરથી પંચાએતના સાહેબોએ એક હેંડબીલ બાહેર પાડયું હતું અને તેમાં પારસીઓને તાકીદ કરવામાં આવી હતી કે "હેવા હૂલડ કરનારા મૂશલમાંન લોકોની શોડે ઉભા રેહેવૂં નહીં તથા હેવા લોકો શાથે

(૧) સ. ફા. ૧, સ. નં. ૧૧. જુઓ સરકયુલરની આગમચ સીવેલું હેંડબીલ.

(૨) આ હુલડ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૫૧ ને દીને થાયું હતું. આ હુલડની વીગત બાબે જુઓ પા. પ્ર. I, પા. ૫૭૯.

(૩) આ પત્રનું નામ "ચીતર ગનેઆંન દરપણ" હતું. એમાં લખનારે એક અંગ્રેજી ચોપડીમાંથી બાબત આપી હતી. એના કર્તા મી૦ બેહરામજી ખરશેદજી ગાંધી હતા.

કોઇ રીતની તકરાર અથવા ભાંજઘડ કરવી નહીં અને પોતાંને મારગે રહીને શરવે વાતની શલુખાઇ દેખાડવી;......આવતા તાબૂતનાં તેહેવારમેં કોઇ પારશીએ જાવું નહીં."

૩. પંચાએતનાં ફંદમાં રૂ. ૫,૦૦૦) ની રકમ અપાવા બાબેનાં બે અનજુમન પત્રો.

આ અરસામાં નીચલા બે પુરૂષોનાં ઉથમનામાં, તેઓની નઇઅતે અપાયલા રૂ. ૫,૦૦૦) ની રકમ બાબેના અનજુમન પત્રો વંચાયાં હતાં.

(ક) માણેકજી લીમજીભાઇ બનાજીનાં ઉથમણાંમાં પંચાએતને આપેલી રકમ માટેનો વંચાએલો અનજુમન પત્ર.

માણેકજી લીમજી બનાજીનાં ઉથમણાંનાં તા૦ ૩૧ મી અકતોબર ૧૮૫૨ નાં દીને એક અનજુમન પત્ર વાંચવામાં આવ્યો જે પ્રમાણે રૂ. ૫,૦૦૦) "મૂમબાઇ તથા દેશાવરોનાં જરતોશતી ગરીબ લાચાર તથા આંધલા પાંગલાઓની પરવરશીનું ફંનડ" એવે નામનું ધર્મખાતું પાડીને આપ્યા કે માણેકજી લીમજીને નામે ઉપલાં ધર્મખાતાંનું જુદુ ખાતું પંચાએતના ત્રસ્ટીઓ પોતાનાં દફતરમાં પાડે.

રૂ. ૩,૦૦૦) "માંણેકજી લીમજીની જંદ અવશતા તથા પેહેલવીની નીશાલ" એવે નામે એક જુદું ધરમખાતું ઉભું કરી આપવા જણાવ્યા. એ અનજુમન પત્રમાં લખ્યું છે કે "એ પૂંજી કદમી ગહંમબારની પુંજીનાં તરશટીઓનાં અખતેઆરમાં શોંપીછે તેવોએ એ પૂંજીનૂં જૂદૂં તરશટ ડીડ કરાવીને તેવોની નજરમાં આવે તેંમ એ નીશાલ ચલાવવા બાબેના બંનદોબશત કરે. એ ઉપર કહેલી 'માંણેકજી લીમજીની જંદ તથા પેહેલવીની નીશાલ'ની પૂંજીમાં બીજા હરેક શાહેબોને રકંમ ભરવાની છુટ છે પંણુ એ નીશાલનું નાંમ ઉપર કહેઆ પરમાંણે શવરગવાશી શેઠ માંણેકજીનાં નાંમથીજ ચાલુ રાખવું."[૨] એ ઉપ્રાંત રૂ. ૧,૦૦૦ જુદા જુદા ધર્મખાતાંમાં વાપરવા માટે આપ્યા.

---

(૧) ચો. ૧૮, બા. ૨૧, પા. ૨૫.

(૨) એ બાબદમાં, તા૦ ૨ જી અકતોબર ૧૯૨૪ ને દીને, શેઠ મેરવાંનજી ગંચેરજી કામા, જેવણ કદમી ગંબારનાં ફંડનાં છેક ૧૮૮૮ નાં સાલથી એક ત્રસ્ટી છે, તેવણને પુછતાં તેવણ પોતાનાં તા૦ ૪ થી અકતોબર ૧૯૨૪ નાં પત્રમાં જે જણાવે છે તે ઉપરથી દીસે છે કે એ રકમમાંથી જંદ અવસ્તા તથા પેહલવી નીશાલ સ્થાપવાની યોજના અમલમાં આવી હતી નહી.

ઉપલી રૂ. ૫,૦૦૦) ની રકમ આપણાં ગરીઓનાં પગાર આપવાનાં ફંડ નં. ૧૫ માં જમે બોલે છે. (૧૯૨૨ નો ચોપડો. પા. ૪૨૧). શરૂઆતમાં એ રકમની રૂ. ૫,૦૦૦) ની નોટ મરનારના બેટા લીમજી માનેકજીએ એકાઉન્ટંટ જનરલ તથા સબ-ત્રેઝરરની હાજરીમાં અનાંમત મુકી હતી અને તેનું વ્યાજ પંચાએતના ચાર અકાબર સાહેબોને આપવા લખ્યું હતું. તા૦ ૧૫ મી જુન ૧૮૫૩[1] નાં પંચાએત જોગાં કાગજ ઉપરથી ઉપલી હકીકત મલે છે.

(ખ) રૂસ્તમજી નવરોજી મોટાભાઈનાં ઉથમણાંમાં વંચાયલો અનજુમન પત્ર.

તા૦ ૧૬ મી સપટેમબર ૧૮૫૨[2] ને દીને રૂસ્તમજી નવરોજી મોટાભાઈ હક થાયા, તેવણનાં ઉથમણાંમાં એક અનજુમન પત્ર વંચાઈ રૂ. ૫,૦૦૦) ની રકમ પંચાએતના ત્રસ્ટીઓને ધર્મ ખાતે આપવાનું જાહેર કરવામાં આવ્યું કે તેના વેઆજનાં ઉપજતાં રૂ. ૨૫૦) માંથી મરનારની દર વરસની બાજને દહાડે "હાંધલા પાંગલાને રૂ. ૧૨૫) નાં કપડાં કરવાં તથા રૂ. ૧૨૫) હાંધરાં લુલાનાં ખરચમો વાપરવા."[3] એ પત્ર ઉપરથી વધુ દીસે છે કે એ બાઈએ ખાવીંદનાં મરણ બાદ ૧૬ વરશ સુધી એ જામીનગીરી બેંકમાં રાખી હતી.

---

(૧) ચો. ૧૮, બા. ૨૫, પા. ૨૮.

(૨) ચો. ૧૮, બા. ૨૦, પા. ૨૪.

(૩) એ બાબદમાં મરનારનાં વીધવા બાઇ પીરોજબાઇએ તા૦ ૧૨ મી અકટોબર ૧૮૬૮ ને દીને એક પત્ર (તા૦ ૧૫-૧૦-૧૮૬૮ નો સરકયુલર નં. ૧૦૮) લખી એ રકમની જામાનગીરી ત્રસ્ટી સાહેબોને સોંપી અને તેમાં જણાવ્યું કે "પનચાંતનાં દફતર મંધે મુંબઇનાં હાંત્રળાં પાંગળાં તથા નાંચાર લોકોની પરવરસીના ફંડનું ખાંતુ છે તે ફંડ ખાંતે જંમે કરીને તેનાં મુદળ નાંણા અનાંમત રાંખવાં અને તેહેનુ દર વખતે વેઆંજ ઉપજે તે હમારાં બેહેશતનશીન ખાંવંદ શેઠ રૂશતંમજી નવરોજજી મોટાંભાઇનાં પુંનને શાંરૂ એજ ખાંતે જંમે કરીને એ ખાતાંનાં ખરચમો તથા પનચાંતની દુગરવાંડી મધેની શેઠ ફરદુનજી શોહોરાબજી પાંરખવાંલી ધરંમશરાંહનો હાંધળા પાંગળાંને દર વરશે રોજ ૨૬ મો માંહા ૧૨ મો શહેનશાંહીને દંને નવાં કપડાં જોડ ૧) લેખે કરી આંપવાંમાં પરથંમ હમોએ જનાવેળાં શરેશતાં પરમાંણે વાંપરવું." તેમ એવણુની એ રકમ ચોપાટીની પારખ ધર્મશાલા ફંડ નં. ૧૪ માં જમે થાંઇ છે. (જુઓ સને ૧૯૨૬ નો હીસાબનો છાપેલો ચોપડો, પા. ૪૩૨).

તા૦ ૬ થી અકતોબર ૧૮૫૩[1] ના સરકયુલર ઉપરથી માલમ પડે છે કે ઇ. ૧૮૫૩ ની આગમચ "પંનચાતની ડુંગરવાડી મંધે ઇરાંની લોકો રેહેતા હતા". તેઓ માટે ત્યાં એક મકાન હતું. તે પછી એ ઇરાંની ભાઇઓ માટે એક જુદી ધર્મશાલા સ્થાપવામાં આવી. આ માટે પેહેલે ઇ. સ. ૧૮૫૧ માં જગ્યા ખરીદવામાં આવી હતી. તે ઉપર મરહુમ ખરશેદજી અરદેશર દાદીશેઠના પુનને માટે તેવણના છોકરાઓએ રૂ. ૧૫,૦૦૦) થી એક ધર્મશાલા બંધાવી આપી. તેને ખુલ્લું મુકવાની ક્રીયા તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૫૩[2] ને દીને કરવામાં આવી. તે વખતે "મુંબઇની પારસી પંચાત તરફથી શેઠ નવરોજજી જમશેદજી વાડીઆએ તથા ઇરાંનીઓનાં ફંડના તરસ્ટીઓ તરફથી શેઠ માણેકજી નશરવાંનજી પીટીટે ઉઠી શેઠ અરદેસર ખરશેદજી દાદીશેઠને આએ ધર્મનાં કામની ખુશાલીમાં એકકી શેઆલ હોરાડી માન આપ્યું."

૪. ડુંગરવાડી ઉપર ઇરાંનીઓ માટે ગોથવણ.

તા૦ ૫ મી નવેમબર ૧૮૫૩[3] ના સરકયુલર ઉપરથી માલમ પડે છે કે તે વખતે સવાલ બરપા થયો હતો કે જો કોઇ ધણી આંધલાં પાંગલાંની ધર્મશાલામાં તેમજ ઇરાંનીઓની આ નવી બરપા થયલી ધર્મશાલામાં ખાણું આપવા માંગે તો તે ધણીએ દરેક ધર્મશાલામાં જુદુ જુદુ ખાંણું રંધાવવું કે બેમાંથી એકમાં રંધાવી બીજાંને પોહચતું કરવું. એ સવાલ બાએ મતફેર પડયો હતો. પણ સેવટે એવું ઠડેલું દીશે છે કે ખાંણું આપનાર ધણીની સગવડ અને જોગવાઇ ધ્યાંનમાં લેતાં બે જુદે જુદે ઠેકાણે ખાંણું પકાવવાને બદલે એકજ ઠેકાણે પકાય તેમાં વાંધા જેવું નથી. હાલમાં પણ એજ સરેસ્તો ચાલુ છે.

તા૦ ૨૪ મી નવેમબર ૧૮૫૩[4] ને દીને "શ્રી મુમબઇની પંનચાએતની દરેમેહેરનાં ગોદાવરા શાથનાં મોબેદો" સર જમશેદજીને પત્ર લખી આપે છે કે "હંમારી અરજ ઉપરથી તંમો નાંમદાર શાહેએ પંનચાતની દરેમેહેરની પડોશમાંનું તંમારૂ ઘેર[5] હંમોને વાપરવા આપેઉ છે તે વીશે હંમો તંમ શાહેબને લખી આપીએચ કે જે વખતે તંમો

૫. ગોદાવરા મોબેદોએ દરેહમેહરની પડોશનાં ઘર બાએ લખી આપેલો પત્ર.

---

(૧) સ. ફા. ૧, સ. નં. ૨૨. (૨) પા. પ્ર. I, પા. ૬૨૨.
(૩) સ. ફા. ૧, સ. નં. ૧. (૪) ચો. ૧૮, બા. ૩૦, પા. ૪૦.
(૫) આ ઘર તે પારસી પંચાએતના મીલકતના ૧૮૮૪ ના ત્રસ્ટદીદ (પા. ૧૬) માં જણાવેલું ઘર છે કે જે ઘર સર જમશેદજીએ તે વખતના પારસી પંચાએતના સેક્રેટરી મી૦ પેસ્તનજી માનેકજી મારફતે સને ૧૮૫૨ માં ખરીડયું હતું.

હંમોને હોકંમ કરો તે વખતે હંમોએ તંમોને તુરત એ ઘેર ખાલી કરી આપવું." તા૦ ૮ મી માર્ચ ૧૮૫૪[1] ને દીને એ મોબેદો બીજો પત્ર લખી આપી કબુલ થાએ છે કે "તે જગો ઉપર જાંહાં શુધી તંમારો હોકંમ હોએ તાંહા શુધી હંમો રહીજીએ શહી અને જેવારે તંમો હોકંમ કરો તેવારે હંમોએ વગર હરખત કરવે એ ઘેરમોથી નીકલી જવું શહી."

૬. ધર્મશાલાની જગ્યાને ડુંગરવાડી તરીકે ઓલખવાની બાબદ.

તા૦ ૨૮ મી આગસ્ત ૧૮૫૫[2] ને દીને કાવશજી જાંગીર એક પત્ર લખી જણાવે છે કે "બેશતી શેઠ ખરશેદજી કાવશજી બનાંજીનાંએ દુગરવારી પંનચાતને અશાનક આંધરાં પાંગરાને કીજે બખશેશ કીધી છે એનુ નાંમ પંનચાતની દુગરવારી કેવાએછે એને બદલે તમો શરવે શાએબોની મરજી ઓએ તો શેઠ ખરશેદજી કાવશજી બંનાંજીની દુગરવારીનુ નાંમ આપવુ કાંએજે તે મરનારનુ નાંમ કાએમ રીએ." એ ઉપર ત્રણ શાહેબોની સહી છે "કે એમાં કશી હરકત નથી હમો જોતા."

૭. ઇરાંન ખાતે ૧૦૦ છોકરીઓને પરણાવી આપવાની સર જમશેદજીની માંગણી.

તા૦ ૩ જી ડીસેમબર ૧૮૫૫[3] ને દીને પોતાના છોકરા ભાઇ ખરશેદજીની છોકરી જીવનબાઇ તે હોમજીભાઇ દાદીશેઠનાં ધણીઆણીનાં ઉથમણાંમાં સર જમશેદજીએ જાહેર કરેલી બક્ષેશની નોંધ છે. તેમાં તેવણ જણાવે છે કે "ઇરાંન ખાતે વશનાંરા લાચાર જરતોશતીઓની આશરે ૧૦૦) છોકરીઓ પરણેઆ વગર રહેલી છે હેવું ભાઇ માંણેકજી લીમજી હાટડીઆનાં શ્રી ઇરાંનથી આવેલા તારીખ ૧ લી જુંન ૧૮૫૫ ની તેરીખનાં કાગજ ઉપરથી માલુંમ પડેચ અને તે દર એકને પરણાંવવા પછવાડે

---

(૧) ચો. ૧૮, બા. ૩૩, પા. ૪૧.

(૨) એ પત્ર તા૦ ૨૨ મી આગસ્ત ૧૮૫૫ નાં સ. નં. ૧૬ અને તે પછીનાં સ. નં. ૧૭ ની વચમાં છુટો વલગાવેલો છે (સ. ફા. ૧.)

(૩) ચો. ૧૮, બા. ૪૭, પા. ૪૫.

રૂ. ૪૦) થી રૂ. ૫૦) શુધીનો ખરચ થાશે હેવું લખે છે તે શરવે ખરચ હું'મો એ બેહેશતન બાઈનાં શવાબને વાશતે કરીને પરણાંવી આપશું." એ ઉપ્રાંત રૂ. ૧,૫૦૦) ની બીજી રકમ ધર્મ ખાતે આપવાનું જાહેર કરે છે.

એ બાબદનાં સંબંધમાં તા૦ ૩૧ મી ડીસેમબર ૧૮૫૫[1] ને દીને જમશેદજી જીજીભાઈની તરફથી ખરશેદજી જમશેદજી, માનેકજી નશરવાંનજી (પીટીટ) તથા મેરવાંનજી ફરાંમજી પાંડે ઉપર પત્ર લખે છે તેમાં ઉપલી બાબદ જણાવી વધુ લખે છે કે "તે છોકરીઓને તે તરફનાં મુશલમાનો હરેક તરાંહનો ફરેબ આપી વટલાવી લઇ જવાનાં ઉપાએ કરેચ અને હેવું તોફાંન તરંણ વાર ભાઇ માંણેકજીનાં પોતાનાં જોવામાં આવેઉં હતું......એ શો છોકરીઓનાં શ્રી ઇરાંન ખાતે લગંન કરી આપવાનાં કારંણુશર હંમો તંમોને તશદી આપીએચ કે એ નેક કાંમ શરંનજાંમ પોહોચાડવાને વાશતે તંમોએ આગલ રહીને તશદી લેઇને શ્રી ઇરાંનની અંનજુમનનાં ૧૨) અધીકારીઓ તથા ભાઇ માંણેકજી લીમજી હાટડીઆ ઉપર લખવું કે હાલ તરત દશ છોકરીઓનાં લગંન હંમારે નાંમથી કરી આપવાં અને તે કારંણુશર એવંણે જેટલો ખરચ કરવાને લખેઉચ તેટલો ખરચ કરીને તેહેનો આંકડો તથા કોંણુ કોંણી છોકરીઓ પરણાંવી આપેચ તેવોનાં ખાવંદોનાં નાંમની ટીપ વીગતવારે મંગાવવી અને તે વીગત આવેઆ પછે બાકીની બીજી છોકરીઓને પરણાંવી આપવાનાં કારંણુશર હંમો ફરીને તંમોને તશદી આપશું."

૮. પાણીની તંગીને સબબે બહાર પાંણી ભરવા જતાં બરાંઓ માટે તકેદારી.

તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૫૬[2] નાં સરકયુલર ઉપરથી દીસે છે કે દર વરસે બે મહીનામાં પાણીની તંગીને લીધે બૈરાંઓને દુર વેર પાંણી લેવા જવું પડતું હતું. તે કાજે "બઇરાંઓની ખબરદારી કરવા શારૂં પંનચાએતથી માંણુશ" રાખવામાં આવતો. આ ૧૮૫૬ નાં સાલમાં પાંણીની વધુ તંગી હોવાને લીધે "ઓરતો તથા મરદો પવંનચકીનાં તથા બીજા બાહેરનાં કુવા ઉપર પાંણી ભરવા જાએચ તેવોની ખબરદારી કરવા શારૂં

(૧) ચો. ૧૮, બા. ૪૮, પા. ૪૫.

(૨) સ. ફા. ૧, સ. નં. ૫.

માંણુશો રાખવાની ગણીજ જરૂર છે." એ શબબે તા૦ ૧ લી માર્ચ ૧૮૫૬ થી માણુસ ૧ પવનચકીના કુવાઓ ઉપર તથા માણુસ ૧ બહારકોટના કુવા ઉપર રાખવાનો ઠેડાવ થયો. કાવશજી જાંગીરે શેરો કર્યો કે "પંન તે માનશો પોતાની ચાકરી બજાવે છે કે નઇ તે બાબેની ચોકશી કરવાને મી૦ ફારજેત[1]ને કેવું જોઇએ કે તપાશ લેતો રીએ." તા૦ ૧૮ મી માર્ચ ૧૮૫૬[2] નાં સરકયુલર ઉપરથી દીસે છે કે કાવશજી જાંગીરની સુચનાં મુજબ મી૦ ફોરજેટને લખવામાં આવ્યું. તેનાં સંબંધમાં મી૦ ફોરજેટ તા૦ ૧૪ માર્ચ ૧૮૫૬ ને દીને ખરશેદજી જમશેદજી પાસે આવ્યો હતો અને જણાવ્યું હતું કે "તંમારાં માંણુશો કરતાં પોલીશનાં શીપાઇઓ તથા હું પોતે એ બાબેની વધારે ખબરદારી રાખશ......વારે ઘડીએ એ બાબદની હું પોતે તજવીજ કરશ વાશતે તંમારી તરફથી ખબરદારી કરવાને માંણુશો રાખવાની કાંઇ અગત નથી." તે ઉપરથી ખરશેદજી જમશેદજીએ પારશી માણુસોને રજા આપીઆનું જણાયાથી ૧૫ મી માર્ચ ૧૮૫૬ થી તેઓને રજા આપવામાં આવી હતી.

૯. વૉતર સપલાઇ કમીટીની પાંણીનાં સંબંધમાં પંચાએતનાં અધીકારીઓને અરજ.

તા૦ ૧૮ માર્ચ મી ૧૮૫૬[3] નાં સરકયુલર પરથી દીસે છે કે "વાટર શપલાઇ કમીટીનાં અધીકારીઓ મંધેથી મેજર કરૂકશાંક ઇજનેરે પંનચાએતની ડુંગરવાડી મંધેનાં કુવાઓ રઇએતને પાંણી ભરવા દેવા શારૂં પોતાનાં શવાધીનમાં મલવાની ભલાંમણુ" કીધી હતી. ડુંગરવાડી ઉપર ચાર કુવાઓ હતા તે ઉપરથી સેકરેટરીએ શીફારશ કીધી હતી કે "હોકંમ હોએ તો ડુંગરવાડીની ધરંમશરાહનાં માંણુશોને તથા પારશીઓનાં બઇરાંઓને શારૂં પાંણી ભરવાનો એ ધરંમશરાહની શાંમણેનો મોહોટો કુઓ ૧) આપણા શવાધીનમેં રાખીને બાકીનાં ૩) કુઆ—તે મંધે તલાવને માથેનો ૧) તથા બાબરીએનટનો ૧) અને વાડીઆજી શેઠ બહમંનજી હોરમજજીવાલા નવા ડુંગર ઉપરનો કુઓ ૧) મલી–એ કુઆ ૩) એ કમીટીનાં

(૧) એ તે વખતનો પોલીસ કમીશનર હતો.

(૨) સ. ફા. ૧, સ. નં. ૧૪.

(૩) સ ફા. ૧, સં. નં. ૧૪.

